श्रीमद् बुद्धिसागरजी ग्रन्थमाला ग्रन्थांक ९

योगनिष्ठ मुनिराज श्री बुद्धिसागरजी

विरचित.

# श्री परमात्मज्योतिः

प्रांतिजवाळा सद्गत श्रावक शा. पोचालाल डुंगरशी तथा विजापुरवाळा सद्गत श्रावक शा. मूलचंद सरूपचंदना स्मरणार्थे काढेला धर्मना फंडमांना रूपैयानी सहायथी.



छपावी प्रसिद्ध करनार,

अध्यात्मज्ञानप्रसारकमंडल.

धी "डायमंड ज्युबिली" प्रीन्टिंग प्रेस—अमदावाद.

वीर सं. २४३५ सने. १९०९

# परमात्मज्योतिः

## उद्देश.

આત્મા અને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન જો પ્રત્યેક મનુષ્યોને થાય તો તેઓ અનેક દુઃખમાંથી છૂટી પરમ સુખ પ્રાપ્ત કરી શકે. તે માટે સર્વના કલ્યાણાર્થે આ ગ્રંથ રચવામાં આવ્યો છે. 'પરમાત્મપંચવિંશતિકા' ઉપર સંસ્કૃત ટીકા તથા ગુર્જર ભાષામાં ટીકા રચી તેનું નામ 'પરમાત્મ જ્યોતિ' રાખ્યું છે. આ ગ્રંથમાં મુખ્યતા એ અધ્યાત્મ વિષય છે. પ્રસંગાનુસાર પ્રાચીન આધ્યાત્મિક ગ્રંથોને દાખલ કરી તેનું વિવેચન કર્યું છે, ચોમાસામાં અનેક ઉપાધિયો કર્મસંયોગે આવી છતાં તે સર્વ હઠાવી. જેમ બને તેમ આત્મજ્ઞાન પ્રતિ લક્ષ્ય રાખી ગ્રંથનું વિવેચન સમાપ્ત કર્યું છે, નિશ્ચય પ્રસંગે નિશ્ચયની મુખ્યતા દર્શાવી છે અને વ્યવહાર પ્રસંગે વ્યવહારની મુખ્યતા દર્શાવી છે. વ્યવહાર અને નિશ્ચયનય એ બેને સાથે રાખી ધર્મની તથા તત્ત્વની ગવેષણા કરવી એમ લેખકનો ઉદ્દેશ છે, કોઇ સ્થળે શ્લોક વગેરેમાં ભાવાર્થમાં તથા વાકયોમાં છદ્મસ્થદૃષ્ટિ જિનાજ્ઞા વિરૂદ્ધ જે કંઇ લખાયું હોય તે સંબંધી મિથ્યાદુષ્કૃતની ક્ષમા ઇચ્છું છું. સજ્જનો માધ્યસ્થ દૃષ્ટિથી તથા હંસદૃષ્ટિવત્ જે જે કંઈ સારબુદ્ધિ પ્રમાણે લાગશે તે ગ્રહણ કરશે. દુર્જનોનો દૃષ્ટિ અવળી હોવાને લીધે તેમનાથી સત્યની પરીક્ષા થશે નહીં, આ ગ્રન્થમાં જે કંઇ છે તે સર્વેની દૃષ્ટિ પ્રમાણે ગ્રહણ થશે, આત્માભિમુખ ચેતના રાખી ધર્મ કાર્ય કરી સર્વ જીવો પરમાત્મપદની પ્રાપ્તિ કરો.

ॐ शान्तिः शान्तिः शान्तिः

મુ. અમદાવાદ. સંવત ૧૯૬૬ માગશર સુદી ૧.

લેખક મુનિ બુદ્ધિસાગર.

# પરમાત્મ જ્યોતિઃ

## સમુદ્દેશ.

### परोपकारायसतां विभूतयः

પરોપકારને માટે સત્પુરૂષોની વિભૂતિયો, કલ્પવૃક્ષ, ચંદ્ર, સૂર્યના કરતાં પણ અધિક ઉપકાર કરનારા સન્તો છે. મહાન્ ગણતાં તીર્થો પણ સન્તોવડે પૂજવા યોગ્ય થાય છે. તેનું કારણ કે સન્તો સદા ઉપકાર કરનારા હોય છે. સન્તોની મન, વાણી અને કાયા, અને તેમનો આત્મા, ઉપકારમય હોય છે, સન્તો જગત્માં જાગતા દેવ છે. જગત્માં ઉપકારથી સન્તપણું પ્રાપ્ત થાય છે, ઉપકાર બે પ્રકારનો છે. ‘ તદ્યથા ’

**उपकारो द्विधा द्रव्यतो भावतश्च तत्र द्रव्यतो विविधान्नपानकाञ्चनादिजानितः सचानैकान्तिकः कदाचित्ततो विशूचिकादि दोषसंभवात्, उपकाराऽसंभवः नाऽपिआत्यंतिकः कियत्काल मात्रभावित्वात्, भावतो जिन प्रणीत धर्मसंपादनजनितः सचैकान्तिकः कदाचिदपि ततोदोषाऽसंभवात्, आत्यंतिकश्च परम्परया शाश्वतिकमोक्ष सौख्यसम्पादिकत्वात्.**

ઉપકાર બે પ્રકારે છે, દ્રવ્યથી અને ભાવથી, તત્ર દ્રવ્યથી અન્નપાન, વસ્ત્ર, સુવર્ણ ઔષધજનિત જાણવો. દ્રવ્ય ઉપકાર અનેકાન્તિક છે, કદાચિત્ વિશુચિકાદિ ( કોલેરા વગેરે ) રોગનો સંભવ છે એ હેતુથી ઉપકારનો એકાંત સંભવ નથી. દ્રવ્ય ઉપકાર આત્યંતિક પણ નથી, અલ્પકાલ સુધી રહેનાર છે માટે.

જિનેશ્વર કથિત જૈનધર્મ પમાડવાથી ભાવ ઉપકાર જાણવો. તે એકાંતિક છે, ભાવ ઉપકારથી કદી દોષનો સંભવ નથી. ભાવ ઉપકાર આત્યંતિક છે, કારણ કે જૈનધર્મ પમાડવાથી જીવો પરંપરાએ અનંતસુખ પ્રાપ્ત કરે છે, જૈનધર્મ સંબંધી વ્યાખ્યાન વાંચવાં, ભાષણો આપવાં, જૈનધર્મનાં પુસ્તકો રચવાં, ઈત્યાદિ

ભાવ ઉપકાર થાય છે, જૈનધર્મનાં પુસ્તકો વાંચીને અનેક જીવો મુક્તિમાર્ગ સન્મુખ થાય છે, માટે ભાવ ઉપકાર સમાન કોઇ ઉપકાર નથી. જે મહાત્મા એક જીવને જૈનધર્મની શ્રદ્ધા કરાવે છે તે ચઉદરાજ લોકમાં રહેલા જીવોને અભયદાન આપે છે એમ ઉપદેશમાલામાં કહ્યું છે. તેથી સ્પષ્ટ સિદ્ધાંત કરાય છે કે, ભાવ ઉપકાર કરનારાની બલિહારી છે, જૈનધર્મના ગ્રન્થો રચનારને એકાંત ભાવ ઉપકારનું ફળ મળે છે, અને વાંચનારને ફળ મળે વા નહિ તેની ભજના જાણવી, શ્રુતજ્ઞાનરૂપ ગ્રન્થો છે એક તીર્થ છે. 'તીર્થશબ્દ'થી શ્રુતજ્ઞાનનું આચાર્યોએ સિદ્ધાંતમાં ગ્રહણ કર્યું છે, શ્રુતજ્ઞાનના પણ અનુયોગના ભેદે ચાર ભેદ પડે છે. 'ચરણ કરણાનુયોગ, ગણિતાનુયોગ, ધર્મકથાનુયોગ અને દ્રવ્યાનુયોગ' આ ચારયોગમાં દ્રવ્યાનુયોગનું જ્ઞાન શ્રેષ્ટ કહેવાય છે. કારણ કે દ્રવ્યાનુયોગનું જ્ઞાન થતાં સમ્યક્ત્વરત્નની પ્રાપ્તિ થાય છે, ષડ્દ્રવ્ય, સાતનય, સપ્તભંગી, નિક્ષેપ, અને અધ્યાત્મ શાસ્ત્રનો સમાવેશ દ્રવ્યાનુયોગમાં થાય છે. દ્રવ્યાનુયોગની ઉત્તમતા માટે શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે.

ऐनो जेणे पाम्यो त्याग, ओघे एहनो जेणे राग;
एबेवण त्रीजो नहि साध, भाष्यो सम्मति अर्थ अगाध.१
ए योगे जो लागे रंग, आधाकर्मादिक नहि भंग;
सम्मतितर्के इस्यु भण्युं, सद्गुरु पासे इस्युंमें सुण्यु. २

જેણે દ્રવ્યાનુયોગનું પૂર્ણજ્ઞાન કર્યું. વા ઓઘે જેને એનો રાગ છે એ બે વિના ત્રીજો સાધુ નથી. એમ સમ્મતિતર્કમાં અગાધ અર્થ પ્રરૂપ્યો છે. દ્રવ્યાનુયોગમાં જો રંગ લાગે તો સાધુને આધાકર્માદિક આહાર લેતાં પણ દોષ લાગતો નથી, એમ સમ્મતિતર્કમાં કહ્યું છે. જ્ઞાન સર્વથી આરાધક છે, અને ક્રિયા દેશથી આરાધક છે.

અનેક ગ્રંથો જોતાં દ્રવ્યાનુયોગથી સત્યજ્ઞાન થાય છે એમ

પ્રતિપાદન કર્યું છે ? દ્રવ્યાનુયોગનો જ્ઞાતા જૈન, ષડ્દર્શનમાં અનેક સભાઓમાં ધર્મવાદથી જય પામે છે, ત્યારે આવા ગ્રંથોની કેટલી ઉપયોગિતા છે. તે સુજ્ઞો સહજમાં સમજી શકશે. દ્રવ્યાનુયોગના જ્ઞાનથી જૈન દર્શનની અપૂર્વ ખૂબીઓ સમજવામાં આવે છે. અને અન્ય જીવ્ય જીવોને સમજાવવામાં આવતાં મિથ્યા એકાંત ધર્મો છોડીને તેઓ જૈનધર્મ સ્વીકારે છે. આવા ગ્રન્થ પૂર્વમાં અનેક આચાર્યોએ રચ્યા છે. હાલમાં અધ્યાત્મ જ્ઞાનમય અને દ્રવ્યાનુયોગમય ગ્રન્થ રચનાર, પરમપૂજ્ય યોગનિષ્ઠ સદ્ગુરૂ શ્રી બુદ્ધિસાગરજી મહારાજ છે.

પરમાત્મજ્યોતિ નામનો આ અમૂલ્ય અપૂર્વ ગ્રંથ તેઓ શ્રીએ અત્યંત ઉપકારી બનાવ્યો છે. જમાનાને અનુસરી ગુર્જર ભાષામાં ગ્રન્થ રચવાથી તેમણે અત્યંત ભાવ ઉપકાર, વર્તમાન તથા ભવિષ્યના જીવો માટે કર્યો છે. ભાષકનો ભાવ ઉપકાર વર્તમાન સંબંધીજ છે અને લેખકનો ઉપકાર વર્તમાન કાળથી પણ ચઢીને ભવિષ્યકાળમાં વર્તે છે. માટે ભાષક, ઉપદેશક કરતાં પણ સ્થાયિ ઉપકારમાં મોટો છે. પૂજ્ય ગુરૂશ્રીજી પણ લેખક હોવાથી વર્તમાન અને ભવિષ્યના પણ ઉપકારી સિદ્ધ ઠરે છે.

હવે પૂજ્ય સદ્ગુરૂનું વાંચન કરી કંઇક બોલવા ધારૂછું

પૂજ્ય સદ્ગુરૂએ શ્રી યશોવિજયજીના અધ્યાત્મ સંબંધી મૂળ ગ્રન્થ, પરમાત્મ પંચવિંશતિકાની સંસ્કૃત ભાષામાં વિસ્તારથી વિવેચન કર્યું છે. તેથી તેઓશ્રીએ શ્રી યશોવિજયજી ઉપાધ્યાય વગેરે પૂર્વાચાર્યોના જ્ઞાનને બહુ માન આપ્યું છે તથા પૂર્વાચાર્યોની શૈલી અનુસાર વર્તન કર્યું છે, તેથી તેમની પૂર્વાચાર્યોના ગ્રંથો સંબંધી અત્યંત ભક્તિ છે તે સ્પષ્ટ સમજાય છે.

સંસ્કૃતમાં ટીકા તથા ગુર્જરભાષામાં વિવેચન કરી તેનું 'નામ પરમાત્મજ્યોતિ' પાડયું છે તે યથાર્થ છે, કારણકે આ ગ્રન્થ વાંચતાં 'પરમાત્મા' ની જ્યોતિનું યથાર્થ ભાન થાય છે.

પૂજ્યગુરૂશ્રીએ પ્રથમ શ્લોકમાં 'પરમાત્માદિ'નું વિવેચન કરી સ્પષ્ટસ્વરૂપ સમજાવ્યું છે, 'પરમજ્યોતિ' શબ્દનું વર્ણન કરતાં કેવલજ્ઞાનની સિદ્ધિ કરી બતાવી છે, કેવલજ્ઞાનવિના પરમાત્મા કોઇ હોઇ શકે નહિ, જિનેશ્વર કેવલજ્ઞાનમય છે એમ અનેક આગમોના પાઠ આપી કેવલજ્ઞાનની વિપરીત વ્યાખ્યાને મૂળમાંથી ઉખેડી નાંખી છે, આગળ ઉપર આત્માને કર્મ લાગે છે અને તેનો નાશ થાય છે તે અનેક પ્રમાણોથી અને યુક્તિયોથી સિદ્ધ કરી આપ્યું છે. શ્રી આનંદઘનજીનાં ધર્મનાથાદિનાં છ સ્તવનોનું અત્ર વિસ્તારથી વિવેચન કરવામાં આવ્યું છે. તેમાં અધ્યાત્મજ્ઞાન સંબંધી પોતાનો અપૂર્વ અનુભવ સિદ્ધાંતાનુસાર દર્શાવ્યો છે. તે સ્તવનો વાંચવાથી અત્યંત હિત થવાનો સંભવ છે.

ધર્મધ્યાનના અપાયપાયાનું વિવેચન કરતાં રાગ, દ્વેષ, ક્રોધ, માન, માયા, લોભ, આદિ દુર્ગુણોને અપાયમાં ગણી સત્યપાત્ર ઠરાવી તે અપાયોનો નાશ થવા એવો તો અનુભવથી ઉપદેશ આપેલો છે કે તેવી શૈલી વાંચીને માધ્યસ્થ પુરૂષોના હૃદયમાં શાંતિની ઉંડી અસર થયા વિના રહેજ નહીં.

પૂજ્ય ધર્મગુરૂએ, પોતાના અધ્યાત્મજ્ઞાનના ઉભરા અક્ષર દેહરૂપ ગ્રન્થમાં કાઢીને અત્યંત ઉપકાર કર્યો છે, 'યોગપ્રદીપ, આત્માનુશાસન' અને 'સામ્યશતકગ્રન્થો'ને અમદાવાદ ડહેલાના ઉપાશ્રયમાંથી કઢાવી શુદ્ધ કરી ગુર્જરભાષામાં ભાવાર્થની પણ દિશા દેખાડી મોટો ઉપકાર કર્યો છે તે કોઇ રીતે ભૂલાય તેમ નથી. છેલ્લીવાર 'પરમાત્મજ્યોતિ' નામનો પણ આ ઉપાધ્યાયજીનો ગ્રન્થ દાખલ કરી પ્રાચીન ગ્રન્થોના ઉદ્ધારની પણ દિશા દેખાડી આપી છે.

પૂજ્ય ધર્મગુરૂ, અધ્યાત્મજ્ઞાન, યોગજ્ઞાન અને દ્રવ્યાનુયોગમાં અત્યંત સૂક્ષ્મ દૃષ્ટિથી ઉતર્યા છે માટે તે વિષયના પૂજ્યને આચાર્ય કહીએ, ફીલોસોફર કહીએ તો તે જમાનાને અનુસરી યોગ્ય જ છે.

એક કવિએ લખ્યું છે કે જેવું હૃદયમાં હોય તેવું લખાય! આ મહા કવિના શબ્દને અનુભવતાં માલુમ પડે છે કે, પૂજ્ય ધર્મગુરૂ શ્રીનું હૃદય જ્ઞાનથી ભરપૂર છે. જ્ઞાનધ્યાનમાં તેમની ઉચ્ચ દશા છે તે તેમનાં કવનો કહી આવે છે. અન્તરની જ્ઞાનધ્યાનની ઉચ્ચ કોટીના લીધે બાહ્યનું વ્યવહાર ચારિત્ર પણ ઉત્તમ વૈરાગ ત્યાગને અને પરોપકારને સૂચવે છે.

તેઓ શ્રી અધ્યાત્મ યોગમાં ઉંડા ઉતર્યા છે પણ તેથી ઉપદેશાદિ કાર્યમાંથી નિવૃત્ત થયા નથી તેથી પણ સિદ્ધ થાય છે કે જૈન ધર્મોદ્ધાર કરવા માટે તેમની રગોરગમાં તથા હાડોહાડમાં ધર્મની ભાવના ચોલમજીઠના રંગની પેઠે પરિણમી છે.

વ્યવહાર નયના ગ્રન્થો લખતાં તેમાં તેની મુખ્યતા જણાવે છે અને અધ્યાત્મના ગ્રંથો લખતાં તેમાં તેની મુખ્યતા જણાવે છે. એમનાં પુસ્તકોથી શ્યાદ્વાદ ધર્મની સિદ્ધિ થાય છે. સિદ્ધાંતાનુસારે જ ગ્રન્થ લખે છે તેથી તેમનાં વાકય અક્ષરશઃ જિનાજ્ઞાની પેઠે આરાધક છે. સદ્દગુરૂ શ્રી હાલના કાળમાં તથા પૂર્વના અનેક કુપંથો છે તેમાંથી બચવાને માટે દ્રવ્ય, ક્ષેત્ર, કાળ, ભાવ, જોઇ ઉપદેશ આપે છે. આ ગ્રંથમાં અધ્યાત્મની મુખ્યતા છે તેમ નીતિના વર્તન માટે પણ ખાસ દિગ્દર્શન સ્પષ્ટ કર્યું છે. સૂક્ષ્મદ્રષ્ટિથી ઉંના ઉતરી જોતાં આ ગ્રન્થમાં અપૂર્વ રહસ્ય ભર્યું છે એમ સ્પષ્ટ સમજાય છે. ખરેખર આ ગ્રંથ વાંચનાર શ્રદ્ધા વડે આત્માની ઉચ્ચ દશા કરી પરમાત્મપદનો અધિકારી થશે જ.

પૂજ્ય ગુરૂશ્રીના ગ્રંથોથી અનેક જનો સનાતનઃ જૈનધર્મની સત્ય પરંપરામાં સ્થિર રહે છે. વ્યવહાર અને નિશ્ચયનય સંબંધ વિશિષ્ટ તેમનો ગ્રન્થ છે. પ્રત્યેક મનુષ્યોના જીવનનો મુખ્ય ઉદ્દેશ આત્માનું અનંત સુખ પ્રાપ્ત કરવું. આત્મા અને પરમાત્માનું જ્ઞાન કરવું. તે જ આ ગ્રંથમાં દર્શાવ્યો છે. સિદ્ધાંતાનુસારે જમાનાને અનુસરી ભવ્ય જીવોને જૈન ધર્મમાં સ્થિર કરી સહજ નિત્ય

સુખ આપવા માટે તેમનો આ ગ્રન્થ સર્વ ગ્રન્થોમાં અગ્રગણ્ય શોભાને ધારણ કરે છે.

પૂજ્ય ધર્મગુરૂના નિકટ સમાગમમાં આવવાથી તેમની અદ્ભુત ઉપદેશ શૈલીથી પ્રમુદિત થાઉ છું.

છેવટમાં કહું છું કે—અલૌકિક જ્ઞાની મહાત્માઓની ઓળખાણ તેમના જીવતાં વિરલા પુરૂષોને પડે છે. પાછળથી દુનિયાને સમજણ પડે છે. તેથી જોઇએ તેટલો લાભ પ્રાપ્ત કરી શકતી નથી.

પૂજ્ય ગુરૂશ્રીએ, એકાંત ક્રિયાવાદી અને શુષ્કજ્ઞાનિને યુક્તિથી બોધ આપી સત્ય માર્ગનું દર્શન કરાવ્યું છે માટે તેમનો અનંત ઉપકાર ભારતની પ્રજા ઉપર થયો છે.

પૂજ્ય સદ્ગુરૂ મહારાજ લેખક શક્તિમાં. ભાષણદ્વારા ઉપદેશ શક્તિમાં પ્રતિદિન ઉચ્ચકોટીપર ચઢતા જાય છે, વિચાર, કહેણી અને રહેણીમાં પ્રતિદિન આત્મિકશક્તિથી ઉચ્ચ થતા જાય છે. હજી ગ્રન્થોદ્વારા તથા ઉપદેશઆદિ ઉપાયોથી ઉપકારી જીવનને પુણ્યાર્ક યોગની પેઠે ધર્મોન્નતિ સિદ્ધિ અર્થે લંબાવતા જાઓ એમ સદાકાળ અંતરથી ઇચ્છું છું.

લેખક.

શેઠ જગાભાઈ દલપતભાઇ બી. એ.

મુકામ-અમદાવાદ. સં. ૧૯૬૬

## ॥ किंचिल्लेख्य ॥

જમાનાને અનુસરી પ્રત્યેક પુરૂષો પોતપોતાના ધર્મની ઉ-ન્નતિ કરવા ઉદ્યમ કરી રહ્યા છે. ખ્રીસ્તિ ધર્મવાળાઓ, તન ધન મન અને સત્તાથી લોકોને ખ્રીસ્તિ ધર્મમાં દાખલ કરે છે ત્યારે આર્ય સમાજીઓ, ખ્રીસ્તિ અને મુસલમાનોને વટલાવી આર્યવેદ ધર્મમાં દાખલ કરે છે. ત્યારે બૌદ્ધો નાત જાતનો ભેદ રાખ્યા વિના સર્વ લોકોને બૌદ્ધ ધર્મમાં દાખલ કરે છે. અને તેઓ હિંદુસ્થાનમાં પ્રવેશ કરી અસલ સ્થાનોની સંભાળ લેવા વિચાર કરતા થયા છે. મુસલમાનો શાંતિનો લાભ લેઈ ઇતર જનોને મુ-સલમાન કરવા લાગ્યા છે. આ પ્રમાણે હિંદુસ્થાનમાં પાછી ધર્મની દૃષ્ટિ ઉદય પામવા લાગી છે. જગત્માં ૬૦ કરોડ લગભગ બૌદ્ધ ધર્મપાળનારા મનુષ્યો છે. તેથી ઉતરતી પંક્તિમાં ખ્રીસ્તિઓ છે. તેથી મુસલમાનો છે તેથી હિંદુઓ છે. જૈનો ફક્ત શ્વેતાંબર અને દિગંબર થઈ આશરે ચૌદ લાખ છે. હિંદુસ્થાનમાં, પ્રથમ જૈન, બૌદ્ધ, અને વેદ ધર્મના મનુષ્યો હતા. ખ્રીસ્તિ અને મુસલમાન ધર્મની હયાતી પાછળથી થઈ છે.

જૈનો અસલથી છે. બૌદ્ધધર્મથી પણ પ્રાચીન જૈનધર્મ છે. એમ સિદ્ધ થયું છે. પ્રથમ હિંદુસ્થાનમાં સર્વત્ર જૈન ધર્મ પ્ર-સાર પામ્યો હતો. હાલ જૈન ધર્મ પાળનારની સંખ્યા કમી થઈ છે. તેનું કારણ શું હશે; વિચારતાં માલુમ પડે છે કે જૈન ધર્મના સિદ્ધાંતોનું જ્ઞાન, જૈનો લેતા નથી. તેથી પોતાનો ધર્મ શું છે. તે પોતે જાણતા નથી. તેથી અન્યને શું સમજાવી શકે! પોતાના ધર્મથી અજ્ઞાત હોવાને લીધે અન્યધર્મ વાળાઓ જૈનોને પોતાના ધર્મમાં દાખલ કરે છે. જૈનકોમ પ્રાયઃ વ્યાપારી વર્ગ હોવાથી વિદ્યાના અભાવે જૈનતત્ત્વ સમજી શકતી નથી. તેમનામાં ધર્માભિમાન રગેરગ વ્યાપ્યું નથી. તેથી જૈન ધર્મ પાળનારાઓની અજ્ઞાનતાનો લાભ લેઈ અન્યધર્મ વાળાઓ ફાવી જાય છે.

જૈનધર્મના સિદ્ધાંતો, પ્રમાણ અને યુક્તિયોથી એવાં તો પ્રબલ છે કે તેની આગળ અન્યધર્મવાળા ફાવી શકતા નથી પ્રથમ જૈન ધર્મમાં એટલા બધા વિદ્વાનો ઉભરી જતા હતા કે જેની વાણી સાંભળી અન્ય ધર્મના મનુષ્યો પણ જૈનધર્મમાં આવતા હતા. જૈનધર્મને નાત જાતથી સંબંધ નથી. નાત જાતથી ભિન્ન જૈનધર્મ છે. તેથી જૈનધર્મ પાળતાં કોઇને વાંધો આવતો નથી. ગમે તે દેશના ગમે તે જ્ઞાતિના લોકો જૈનધર્મમાં દાખલ થઇ શકે છે. હાલ એક નાત તરીકે જાણે જૈનધર્મ હોય એવી સ્થિતિ પ્રાય દેખાય છે. તેથી કંઇ અન્યજનો ધર્મભાવે એવી સ્થિતિમાં મૂકી શકાતા નથી પણ જેમ જેમ જૈનધર્મનાં તત્ત્વ ફેલાશે તેમ તેમ પ્રાચીન દૃષ્ટિ ખીલી નીકળશે. અને જૈનધર્મનું ક્ષેત્ર બહોળું થશે. આ સર્વ માટે જૈનતત્ત્વ જ્ઞાનની જરૂર છે. સર્વ લોકોના બોધ માટે જૈન ધર્મનાં પુસ્તકો રચવાં જોઇએ. જૈનધર્મનાં પુસ્તકો વાંચતાં અન્ય લોકો પણ જૈનતત્ત્વના લાભ લેશે. આવી ભાવ ઉપકાર દૃષ્ટિને ધ્યાનમાં રાખી જમાનાને અનુસરી જૈનતત્ત્વનો પ્રકાશ થવા માટે પરમપૂજ્ય યોગિનિષ્ઠમુનિ બુદ્ધિસાગરજીએ તત્ત્વમય ગ્રંથો રચ્યા છે. તે પૈકીનો પરમાત્મ જ્યોતિ નામનો ગ્રંથ આ છે.

આ ગ્રન્થમાં અધ્યાત્મજ્ઞાનનો ઉચ્ચ વિષય છે, આત્મજ્ઞાન, યોગજ્ઞાન જૈનધર્મમાં સારી રીતે છે, એમ મુનિશ્રીજીએ અધ્યાત્મજ્ઞાનના ઉદ્‌ગાર લખી સિદ્ધ કરી આપ્યું છે. ઉકત ગુરૂજીની વિદ્વતા પરોપકારતાથી અનક મનુષ્યો ઉપકૃત થયાં છે. આશા છે કે આવા ગ્રન્થોને જૈન ગૃહસ્થો છપાવીને દેશોદેશ ફેલાવશે તો ઘણો લાભ થશે. આ ગ્રન્થ છપાવવામાં જે ગ્રહસ્થોએ મદદ કરી છે તેમનોઉપકાર માનવામાં આવે છે. અને તેમને ધન્યવાદ ઘટે છે.

લી. અધ્યાત્મજ્ઞાન પ્રસારક મંડળ.

# પરમાત્મજ્યોતિના મૂળ શ્લોકોની યાદી.



अथ श्री योगनिष्ठ मुनि बुद्धिसागर कृत

# परमात्मज्योतिस्स्वरूप भाषा टीका प्रारभ्यते.

अथ परमात्म पंचविंशतिका प्रारभ्यते.

श्लोकः

परमात्मा परंज्योतिः परमेष्ठी निरंजनः
अजः सनातनः शंभुः स्वयंभूर्जयताज्जिनः (१)

जिनः परमेश्वरः जयतात् सर्वोत्कर्षेण वर्त्ततां कथं भूतो जिनः परमात्मा परम उत्कृष्ट आत्मा पुनः कथं भूतः परं सर्वाभ्यधिकं ज्योतिः तेजः पुञ्जमिदं विशेषणं नपुंसकत्वाज्जिनस्य कथं संभवतीतिचेत् ( लिंग संख्यात्रिभेदेपि विशेषण विशेष्यता विभक्तिः पुनरेकैव विशेषण विशेष्ययोरिति ) नियमान्न दोषः पुनः कथंभूतः निरंजनः निर्गतमंजनं कर्म यस्मात् सः निरंजन पुनः अजः उत्पत्ति रहितः अत एव पुनः सनातनः प्राचीनः पुनः शं सुखेन भवतीति सुख स्वरूपः पुनः स्वयंभूः स्वेनैव ज्ञानदर्शनचारित्र रूपेण जायमानः

શબ્દાર્થઃ—પરમાત્મા, પરંજ્યોતિઃ, પરમેષ્ઠી નિરંજન, અજ, સનાતન, શંભુ, એવા જિન પ્રભુ જય કરો.

ભાવાર્થ—જિનેશ્વર ભગવાન જય કરો. જિનેશ્વરનાં વિશેષણ કહે છે 'પરમાત્મા છે'. ઉત્કૃષ્ટ નિર્મલ આત્મા છે. આત્મા ત્રણ પ્રકારના છે. બહિરાત્મા, અંતરાત્મા અને પરમાત્મા જે જીવો સમકિત પામ્યા નથી તે બહિરાત્મા કહેવાય છે. સમકિત પામેલા ચોથા ગુણઠાણાથી તે બારમા ગુણસ્થાનક પર્યંતના જીવો અંતરાત્મા કહેવાય છે. તેરમા અને ચઉદમા ગુણસ્થાનમાં વર્ત્તતા જીવો પરમાત્માઓ કહેવાય છે. તેરમા ગુણઠાણે ઘાતીકર્મનો નાશ થયો હોયછે. પણ અઘાતીકર્મ. વેદનીય, આયુષ્ય, નામ અને ગોત્ર એ ચાર બાકી રહેલાં હોય છે, ગુણસ્થાનકાતીત પરમાત્માઓ સિદ્ધસ્થાનમાં બિરાજમાન વર્ત્તે છે, એક સિદ્ધની અપેક્ષાએ સિદ્ધસ્થાનમાં સાદિ અનંતભંગ અને પ્રવાહની અપેક્ષાએ અનાદિ અનંતભંગ ઘટેછે. ચતુર્દશ રજ્જવાત્મક લોકના અંતે સિદ્ધશિલાના ઉપર એક યોજનના ચોવીસ ભાગ કરીએ તેમાં ત્રેવીશ ભાગ નીચે મૂકીએ. બાકી રહેલા ચોવીશમા ભાગમાં સિદ્ધના જીવો રહે છે. સિદ્ધના જીવો પરમાત્માઓ કહેવાય છે, સર્વ જીવો પરમાત્માઓ કર્મનો ક્ષય થતાં થાય છે, યોગવાશીષ્ઠમાં પણ જીવનો શિવ અર્થાત્ પરમાત્મા થાય છે તેમ દર્શાવ્યું છે, પરમાત્માઓ સમયે સમયે અનંત સુખ ભોગવે છે. પરમાત્માનું ધ્યાન કરવાથી પરમાત્મા કંઇ સિદ્ધસ્થાનમાંથી અત્ર આવતા નથી. પણ હૃદયમાં પરમાત્મ સ્વરૂપ ચિંતવવાથી આત્મામાં રહેલું પરમાત્મ સ્વરૂપ પ્રગટે છે, જેમ બકરીના ટોળામાં રહેલું સિંહ શિશુ અન્ય સિંહને દેખી પોતે સિંહ છે એમ નિર્ધાર કરે છે અને અજની ભ્રાંતિ દૂર કરેછે. તેથી તે બકરીના ટોળામાંથી નીકળી જાય છે. તેમ આત્મા પણ પરમાત્માને જાણતાં, ધ્યાવતાં, પોતાનામાં રહેલા પરમાત્મપદનો નિર્ધાર કરે છે, અને તેથી પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. માટે પરમાત્માની ભક્તિ અવશ્ય કરવી જોઇએ,

શ્રી દેવચંદ્રજી ઉપાધ્યાય કહેછે કે—

અજકુલ ગતિ કેસરી લહેરે, નિજ પદ સિંહ નિહાળ;
તિમ પ્રભુ ભક્તે ભવી લહેરે, આતમ શક્તિ સંભાળ.
અજિતજિન તારજોરે—

તથા શ્રી જ્ઞાનવિમલસૂરિ પણ કહેછે કે—

ઇલી ભમરી ધ્યાનથી, ભમરી પદ પાવે;
જ્ઞાનવિમલ પ્રભુ આતમા, ચિદાનંદ પદ આવે.

વળી શ્રી આનંદઘનજી માહારાજ પણ કહે છે કે—

જિન સ્વરૂપ થઇ જિન આરાધે, તે સહિ જિનવર હોવેરે;
ઇલી ભૃંગીકાને ચટકાવે, તે ભૃંગી જગ જોવેરે. ૫૮.

અનેક યુક્તિપ્રમાણથી સિદ્ધ થાય છે કે, પરમાત્માનું ધ્યાન તે પોતાને લાગેલાં કર્મનો ક્ષય કરે છે માટે પરમાત્માને નમસ્કાર કરવો જોઇએ, તથા ધ્યાનભક્તિ કરવી જોઇએ. આદર્શમાં જોઇને પોતાનું મુખ સ્વચ્છ કરવામાં આવે છે. તેમ પરમાત્મરૂપ આદર્શમાં પોતાનું સ્વરૂપ જોવામાં આવે છે અને તેથી પોતાનું પરમાત્મ સ્વરૂપ પ્રગટ કરવામાં આવે છે; આત્મની અનંત શક્તિ છે. પણ જ્યારે કર્મનો નાશ થાય છે ત્યારે તે સર્વ પ્રગટ થાય છે. અનંત આત્માઓ કર્મનો ક્ષય કરીને પરમાત્મરૂપે થયા, અને થશે. પરમાત્મા એ શબ્દ મંગલ શ્લોકની આદ્યમાં મૂક્યો તેનું તાત્પર્ય એ છે કે, પરમ ઉપાદેય પરમાત્મા છે. અને જિન તેજ પરમાત્મા છે, અને તે આત્માનું શુદ્ધ સ્વરૂપ છે. આત્માનું શુદ્ધ સ્વરૂપ અન્ય ઠેકાણે એટલે જડ વસ્તુમાં નથી. આત્મમાંજ સમાયું છે. માટે તે પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ. પરમાત્મા શબ્દથી શ્રી ઉપાધ્યાયજીએ આત્માની કીર્તન ભક્તિ કરી છે. નવ પ્રકારની ભક્તિ શાસ્ત્રમાં બનાવી છે, તેમાંથી બીજી કીર્ત્તન ભક્તિથી આત્મામાં રહેલું પરમાત્મ તત્ત્વ પ્રકાશે છે. અને તેથી પોતાને અને પરને પણ ઉપકાર થાય છે. પરમાત્મ શબ્દથી યથાર્થવાચ્ય પરમાત્માનું ગ્રહણ કરવું જોઇએ. યથાર્થ પરમાત્મા કોણ છે અને તે જગત્માં થયા છે કે નહિ, તે શંકાનું નિરાકરણ કરવાને ઉપાધ્યાય પોતે કહે છે કે, તે જિન છે, જે રાગ દ્વેષને જીતે છે તે ‘ જિન ’ કહેવાય છે, સર્વ દર્શનવાળાઓ પરમાત્માને માને છે. પણ સાત નયથી પરમાત્માનું સ્વરૂપ જાણે તો તેમના હૃદયમાં યથાર્થ પ-

રમાત્માનું ભાન થાય, સિદ્ધના જીવોને પરમાત્મપણું પ્રગટ થયું છે અને સંસારી જીવોને પરમાત્મ સ્વરૂપ તિરોહિત વર્ત્તે છે, પણ પરમાત્મ સ્વરૂપનો પ્રકાશ થતાં તિરોહિતપણું ટળે છે, આત્મા તે પરમાત્મરૂપે છે એમ સતત ભાવના કરવાથી આત્મા તે પરમાત્મા થાયછે.

આત્મા જ પરમાત્મા થાય છે.

આત્માના અનંત ગુણો જ્યારે પૂર્ણપણે પ્રકાશે છે ત્યારે આત્મા તેજ પરમાત્મા કહેવાય છે, અને તેવો પરમાત્મરૂપ મોટો દેવ પ્રત્યેકના શરીરમાં વસેલો છે, પરમાત્માને ખોળવા ઉત્તર વા દક્ષિણ વા પૂર્વ પશ્ચિમ દિશાએ જવાની જરૂર નથી. પાણીમાં, નદીમાં, પહાડોમાં ખોળવાની જરૂર નથી. આકાશમાં કે પાતાળમાં જવાની જરૂર નથી. પરમાત્મા માટે કાશીનું કરવત મૂકવાની જરૂર નથી. પરમાત્માની ખોળ અંતરમાં કરવાની છે, દેહની અંદર આત્મા ને પરમાત્મા છે, આત્માની શક્તિઓ અનંત છે, અનંત શક્તિયો ખીલવવાના ઉપાયો કરવા જોઇએ, આપણી પાસે રત્નની ભરેલી પેટી છે. તેમાં અનેક ચમત્કારિક રત્ન ભર્યાં છે તાળું માર્યું છે. પણ કુંચી વિના તાળું ઉઘડે નહીં. કુંચી પ્રાપ્ત કરવાની જરૂર છે, હવે તે કુંચી પણ મળી શકે તેમ છે. આત્મજ્ઞાની સદ્ગુરૂ મહારાજાઓની પાસે તે કુંચી છે. સદ્ગુરૂની સેવા કરવાથી આત્માની શક્તિઓ ખીલવવાની કુંચી બતાવશે, સદ્ગુરૂગમ વિના પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કરવાની કુંચી મળવાની નથી. માટે અંતરમાં રહેલું પરમાત્મતત્ત્વ પ્રાપ્ત કરો. બીજનો ચંદ્રમા પૂર્ણીમાનો ચંદ્ર થાય છે તેમ આત્મા જ પરમાત્મા થાય છે. મનુષ્ય જે જે માટે પ્રયત્ન કરે છે. તેને પ્રાપ્ત કરે છે. પરમાત્મ સ્વરૂપ માટે પ્રયત્ન કરે તો પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત થયા વિના રહે નહીં. પણ આત્મા પોતાના સ્વરૂપનું જ્ઞાન કરતો નથી તેથી તે પોતે પરમાત્મા છે એમ માનતાં અચકાય છે. જેટલા જીવ છે તે સર્વે શિવ છે. સર્વ અરણિના કાષ્ટની અંદર એક સરખો અગ્નિ રહેલો છે. જે જે અરણિ કાષ્ટનું મથન કરવામાં આવે છે તેમાંથી અગ્નિ પ્રગટ થાય છે. તેવી જ રીતે જે જે આત્મા પોતાનું સ્વરૂપ સમજી પોતાની શ-

ક્તિઓ ખીલવવા પ્રયત્ન કરે છે. તે તે આત્મા પરમાત્મા થાય છે. પોતાનું સ્વરૂપ નથી ઓળખવામાં આવ્યું ત્યાં સુધી આત્મા ભ્રાંત કહેવાય છે. તે ઉપર દૃષ્ટાંત કહે છે.

કોઈ મનુષ્ય માઘ મહિનાની પૂર્ણિમાના દીવસે એક નદી ઉતરતો હતો. સ્વચ્છ જળમાં ચંદ્રનું પ્રતિબિંબ પડયું ભોળા માણસે ચંદ્રના પ્રતિબિંબને રૂપાનો ઢગલો ધાર્યો. અને તે લેવાને જળમાં હસ્ત ઘાલ્યો કે તુરત પ્રતિબંબ વિખરાઇ જવાથી રૂપાપણે માનેલો ઢગલો દેખાયો નહીં. ત્યારે તેના મનમાં ફાળ પડી કે અરે કયાંય તે જતો રહ્યો. તેથી 'કયાં ગયો, કયાં ગયો.' એમ બોલતાં બોલતાં તેનું મગજ ભમી ગયું. ગાંડો બની ગયો. જ્યાં જાય ત્યાં 'કયાં ગયો, કયાં ગયો.' બકવા લાગ્યો. તે પુરૂષ ભમતાં ભમતાં એક યોગિના આશ્રમની પાસે આવ્યો, યોગિએ તેની ચિત્તવૃત્તિ જોઇને વિચાર કર્યો કે, અહો! ખરેખર આ માણસ ભ્રાંતિથી ગાંડો બની ગયો છે, યોગિરાજ તુરત પેલા ગાંડા મનુષ્યની પાછળ ગયો. કયાં ગયો. કયાં ગયો એમ પેલો ગાંડો મનુષ્ય બોલતો હતો એટલામાં પાછળથી એકદમ જોસથી બૂમ પાડીને કહ્યું કે–'આ રહ્યો' એમ કહેતાં તુર્ત ગાંડા મનુષ્યના મનમાં એમ આવ્યું કે રૂપાનો ઢગલો આ રહ્યો. તુરત પાછળ હર્ષના વેગથી જોયું. તુરત તેની નસોમાં વહેતો વાયુ હર્ષના વેગથી ઠેકાણે આવ્યો. અને સાજો થયો ભ્રાંતિ દૂર થઈ. તેવી રીતે આત્મામાં 'પરમાત્મ' પણું રહ્યું છે. તેના અજ્ઞાનથી ભ્રાંત મનુષ્ય જડમાં પરમાત્મત્વ શોધતો જાય છે અને અનેક ઠેકાણે પરિભ્રમણ કરે છે. એવા ભ્રાંત જનને જ્ઞાની સદ્ગુરૂ આત્મામાં પરમાત્મત્વ સમજાવે છે ત્યારે તેની ભ્રાંતિ દૂર થઈ જાય છે. આત્મામાં પરમાત્મત્વ રહ્યું છે એમ શ્રદ્ધા થઇ. પણ આત્મમાં રમણતા કર્યા વિના પરમાત્મ કળાનો પ્રકાશ થતો નથી. માટે આત્માના સ્વભાવમાં વર્ત્તવું જોઇએ. આત્માનો સ્વભાવ દ્વેષ રહીત છે, આત્મા જડ વસ્તુઓના સંબંધમાં આવતાં જ્યારે લોભાતો નથી. તેમ પોતાની કોઈ નિંદા કરે તો પણ તેના ઉપર દ્વેષ કરતો નથી ત્યારે તે આત્માની

પરમાત્મ સ્થિતિને પ્રાપ્ત કરે છે. આત્માની પરમાત્મા દશા થવામાં અજ્ઞાન રાગ દ્વેષાદિક હરકત કરે છે. જ્યારે આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં સ્થિર થઇને બાહ્ય પદાર્થોમાં રાગ કે દ્વેષ કરતો નથી ત્યારે તે ઉચ્ચ ભાવનાનો અધિકારી થાય છે, ભવ્ય પુરૂષોએ યાદ રાખવું કે, આત્માની અસલ સ્થિતિમાં ક્ષણે ક્ષણે બાહ્ય સંયોગો છતાં વર્ત્તવું તે કંઈ નાના બાળકના ખેલ નથી. તે માટે વિશેષ પ્રયત્નની જરૂર છે. દુનિયામાં રહેતાં છતાં અને ખાવા પીવા વિગેરે અનેક કાર્ય કરતાં છતાં આત્માના મૂળ સ્વભાવમાં સુરતા લગાડવાનો અભ્યાસ પાડવો જોઇએ. જેમ કોઇ શતાવધાની પુરૂષ થાય છે તે પ્રથમ બે ત્રણ વસ્તુઓનાં અવધાન કરે છે અને અભ્યાસ કરતાં કરતાં શત અવધાનને પણ કરી શકે છે, સહસ્રાવધાનને પણ કરી શકે છે. તેમ ભવ્યાત્માએ પ્રથમ દુનિયામાં આવશ્યક ખાવા પીવાનાં કાર્ય કરતી વખતે પણ અંતર સુરતા લગાડવી. કોઇ નિંદક પુરૂષો નિંદા કરે તે સમયે અંતરમાંને અંતરમાં સુરતા લગાડવી. પણ તે વખતે મનમાં ક્રોધાદિક અશુભ વિચાર કરવો નહીં. તેમજ કોઈ પ્રસંગે કોઈ સ્ત્રીનું રૂપ દેખવામાં આવ્યું તે વખતે મનમાં કામનો વિચાર કરવો નહીં. આત્મામાં સુરતા લગાડવી. જો કે પ્રથમ તો બહુ મહેનત પડશે. પણ અભ્યાસમાં કાળજી રાખવાથી આત્મામાં સુરતા લાગશે. તેમજ કોઈ પ્રસંગે અદેખાઈનાં કારણો મળી આવે તે પ્રસંગે આત્માનું સ્વરૂપ વિચારવું. આત્માના શુદ્ધ સ્વરૂપમાં રમણતા કરવાથી અશુભ વિચારોનો વેગ રોકાશે. તેથી અનંત આનંદનો અંશ અનુભવમાં આવશે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના વિચારોને રોકવાનો અભ્યાસ પાડવો જોઇએ. આત્માનું શુદ્ધ સ્વરૂપ જ્યારે સ્મરવામાં આવે છે ત્યારે અશુભ વિચારોનું જોર ચાલતું નથી. અને આત્મા પરમાત્મદશાની અંશે અંશે પ્રાપ્તિ કરે છે. ચતુર્થ ગુણસ્થાનકથી આત્મા પોતાના સ્વરૂપનો બીજના ચંદ્રની પેઠે પ્રકાશ કરતો આગળ વધે છે, ઉપશમભાવ ક્ષયોપશમ ભાવની પ્રાપ્તિ કરવી. તથા ક્ષાયિક ભાવની પ્રાપ્તિ કરવી, ઈત્યાદિ સર્વ પરમાત્માના ગુણો છે, શુદ્ધ નિશ્ચય

નયથી આત્માનું સ્વરૂપ ભાવતાં આત્મા ઔદયિક ભાવમાં લેપાતો નથી, કારણ કે શુદ્ધ સ્વરૂપના ઉપયોગ સમયે અશુદ્ધ પર્યાયની ભાવના રહેતી નથી તો પછી ઔદયિક ભાવમાં તો શી રીતે પ્રવેશ થાય, ચક્ષુ ઉઘાડવાથી જેમ રાત્રી અને દીવસનો ભેદ ભિન્ન ભિન્ન જણાય છે તેમ શુદ્ધ નિશ્ચયનયથી વસ્તુ સ્વરૂપ વિચારતાં આત્મા અને પુદ્ગલ ભિન્ન ભિન્ન જણાય છે તે સમયે શુદ્ધોપયોગ પ્રગટે છે, અને વળી તે સમયે ઔદયિક ભાવનો લેપ લાગતો નથી. જેમ કોઈ મનુષ્ય કુવામાં પડી આંખો ઉઘાડે છે તો તેની ચક્ષુમાં જળનો પ્રવેશ થાય છે અને અંધારૂ ફકત દેખાય છે, ચક્ષુ પણ પોતાનું કાર્ય કરી શકતી નથી. પણ મુખમાં તેલનો કોગળો ભરીને કુવામાં ડુબકી મારે છે અને પછી તેલને બાહિર કાઢે છે તે સમયે આંખેથી અંદરની વસ્તુ દેખી શકાય છે તેવીજ રીતે શુદ્ધ નિશ્ચયનયથી વસ્તુ સ્વરૂપ વિચારવામાં આવે ત્યારે આત્માથી કર્મ વિગેરે પુદ્ગલનો ભેદ ભિન્ન જણાય અને તે પ્રસંગે આત્મા મોહ માયાથી દૂર રહી શકે છે. પણ જ્યારે સૂર્ય સમાન શુદ્ધ નિશ્ચયનયથી ઉપયોગ દૃષ્ટિનું વિસ્મરણ થાય છે ત્યારે અંધારા સમાન મોહમાં પ્રવેશ થાય છે,

યોગનિર્ણય ગ્રંથમાં કહ્યું છે કે—

શ્લોકઃ

**दीपिका खलु निर्वाणे, निर्वाण पथदर्शिनी ॥**
**शुद्धात्मचेतना याच, साधूनामक्षयो निधिः ॥१॥**

**ભાવાર્થ**—શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિથી ગ્રાહ્ય આત્માની શુદ્ધ ચેતના છે તે મોક્ષ માર્ગ દેખાડનારી દીવી છે. અને શુદ્ધાત્મ ચેતના સાધુઓની અક્ષય નિધિ છે. શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિથી 'કર્મ' તે આત્મા નથી એમ જણાય છે. અને આત્માને કર્મ નથી એમ જણાય છે. તેમજ વળી શુદ્ધ નિશ્ચયનયથી જોતાં આત્માની સાથે કર્મનો સદ્ભાવ નથી. તેમજ શુદ્ધનિશ્ચયનય દૃષ્ટિથી જોતાં જીવ તે કર્મની સાથે પરિણામ પામે નહીં, અશુદ્ધ નિશ્ચય અને વ્યવહારનયથી

જીવ અને કર્મનો સંબંધ 'સત્' છે પણ શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી જોતાં જીવ અને કર્મનો સંબંધ મૂળ રૂપે 'સત્' નથી. જો શુદ્ધ નિશ્ચયનયથી પણ આત્મા અને કર્મનો સંબંધ હોય તો કદાપિ કાળે આત્મા કર્મથી રહીત થાય નહીં. 'જીવ અને કર્મ' બે ભેગાં મળી ગયાં છે, જીવ અને પુદ્‌ગલ એ બે દ્રવ્ય ભેગાં મળ્યાં છે તે વખતે વ્યવહારનય જીવને જીવ કહે છે પણ શુદ્ધ નિશ્ચયનયતો કર્મથી ભિન્ન પોતાના સ્વરૂપે ઉપયોગીને જીવ કહે છે. માટે જીવ દ્રવ્ય કર્મની સાથે ભળેલું છે અને પોતાના ઉપયોગથી રહીત છે તે સમયે શુદ્ધ નિશ્ચયનય અશુદ્ધ જીવને જીવ કહે કહીં. અને પરમાણુઓના સ્કંધોથી બનેલું જે કર્મ તેને શુદ્ધ નિશ્ચયનય પુદ્‌ગલ પણ કહે નહીં. કારણ કે પરમાણુંને જ શુદ્ધ નિશ્ચયનય પુદગલદ્રવ્ય કહે છે, શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિથી જોતાં આત્માને કર્મ નથી અર્થાત્ આત્માને કર્મ લાગતું નથી, કર્મ છે, લાગે છે, એતો શુદ્ધ નિશ્ચયનયથી જોતાં ભ્રમરૂપ છે. જેમ ખડીથી ભીંત રંગી. ભીંતમાં થએલી શ્વેતતા તે ખડી નથી તેમજ ભીંત પણ નથી. તેમજ આત્મામાં પણ શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી જોતાં કર્મ તે આત્મા નથી. અને આત્મા તે કર્મ નથી. શુદ્ધ નિશ્ચયનયથી જોતાં પુદ્‌ગલ દ્રવ્ય છે તે આત્માની સાથે પરિણમતું નથી, તેથી શુદ્ધ નિશ્ચયનયની અપેક્ષાએ પુદ્‌ગલ દ્રવ્યજ જ્યારે આત્માને લાગે નહીં ત્યારે તે કર્મ શી રીતે કહેવાય; અલબત કહેવાય નહીં. માટે શુદ્ધજ નિશ્ચયનયથી જોતાં રાગદ્વેષ અષ્ટકર્મ વિગેરે સર્વથી આત્મા ભિન્ન છે, માટે ભાવ સંયોગથી ઉત્પન્ન થએલાં ઉદયાગત કર્મ તે આત્માથી ભિન્ન છે, તેથી કર્મને પોતાનાં માનવામાં કર્મ લાગે છે, આત્મા કર્મ છે એમ માનવું તે પણ શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી જોતાં ભ્રમ માત્ર છે એમ જણાય છે.

તે સંબંધી ઉપાધ્યાયજી કહે છે કેઃ—સાડાત્રણસેં ગાથાના સ્તવનમાં

भाव संयोगजा कर्म उदयागता,
कर्म नावि जीव नाविमूल ते नवि छता;

खडीयथी भितिमां जेम होए श्वेतता,
भीति नवी खडीय नवी तेह ऋप संगता.

એ ગાથાથી જોતાં પણ શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિ આત્મદ્રવ્યનેજ આત્મદ્રવ્ય સ્વીકારે છે અને પુદ્‌ગલદ્રવ્યનેજ પુદ્‌ગલદ્રવ્ય સ્વીકારે છે, શુદ્ધ નિશ્ચયની દૃષ્ટિથી જોતાં ' પૌદ્‌ગલિક ભાવ પુદ્‌ગલપણે ' પરિણમે છે અને આત્મા આત્મરૂપે પરિણમે છે, શુદ્ધ નિશ્ચયનયથી જોતાં દેહ તે જીવ નથી. વચન તે જીવ નથી અને મન પણ જીવ નથી. અર્થાત્ દેહ, વાણી, મનથી ભિન્ન શુદ્ધ જીવ છે. કર્મ પણ આત્મા નથી રાગદ્વેષ પણ આત્મા નથી. જે કંઇ કર્મના યોગે વિચિત્રતા દેખાય છે તે વિચિત્રતા શુદ્ધ નિશ્ચયનયથી જોતાં આત્માની નથી. દેહ, વાણી, મન, રાગ, દ્વેષ, કર્મ વિગેરે સર્વ પૌદ્‌ગલિક ભાવ છે અને તે પુદ્‌ગલપણે પરિણમે છે તેને પોતાના માનવા તે ભ્રમણા છે. તેમજ પૌદ્‌ગલિક ભાવ છે તે આત્માથી ભિન્ન છે તેથી તે ત્રણે કાલમાં શુદ્ધ નિશ્ચયનયથી આત્માના કહેવાય નહીં, અને તે આત્માને લાગી શકતા નથી. તો પછી નાહક પૌદ્‌ગલિક ભાવના કર્તા ભોક્તા આત્માને કેમ માનું ? અલબત માનું નહીં. એમ શુદ્ધ નિશ્ચયનય આત્માનું સ્વરૂપ બતાવીને ભ્રાંતિનો નાશ કરે છે, જુદો જુદો આત્મા અને પુદ્‌ગલ દ્રવ્ય છે તે બે એકરૂપ કોઇપણ રીતથી થાય નહીં. શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી જોતાં આત્મા પોતાનું સ્વરૂપ છોડી પુદ્‌ગલમાં પરિણમે નહીં. માટે નિશ્ચયનયથી હૃદયમાં આવી શુદ્ધ ભાવના કરવાથી રાગ દ્વેષનો નાશ થશે. અને આત્મા નિર્મળ થશે. ઉપધ્યાયજી પણ તેજ ભાવ જણાવે છે.

देह नवि वचन नवि जीव नवि चित्त छे।
कर्म नवि राग नवि द्वेष नवि चित्त छे॥
पुद्‌गलि भाव पुद्‌गलपणे परिणमे।
द्रव्य नवि जुओ जुओ एक होवे किमे॥४॥

સારાંશ કે શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી કર્મ, રાગ, દ્વેષ. કંઈ પણ નથી. એમાં કંઈ આશ્ચર્ય નથી. વ્યવહારમાં આત્માની સાથે કર્મની સંગતિ થાય છે. પણ શુદ્ધ નિશ્ચયનયથી જોતાં આત્મા કર્માદિકરૂપે પરિણમતો નથી. અને કર્મ પણ નથી. એમ હૃદયમાં ભાવના કરવી. અને વળી વિચારવું કે,

**देह कर्मादि सवि काज पुद्गलतणा ।**
**जीवना तेह व्यवहार माने घणा ॥**
**सयल गुण ठाण जीव ठाण संयोगथी ।**
**शुद्ध परिणाम विण जीव कार्य नथी ॥ ६ ॥**

શરીર, જ્ઞાનાવરણીયાદિ અષ્ટ કર્મ, આદિ શબ્દથી ગૃહ, ધન વિગેરે સર્વ પુદ્‌ગલનાં કાર્ય છે, તેને વ્યવહારનયથી જીવનાં કાર્ય કહેવામાં આવે છે. પણ શુદ્ધ નિશ્ચયનયથી તો તે સર્વે પુદ્‌ગલ રૂપ છે. તેમજ મિથ્યાત્વ, સાસ્વાદન વિગેરે સકલ ગુણસ્થાનક તેમજ સમસ્ત એકેન્દ્રિય વિગેરે જીવનાં સ્થાનક ઈત્યાદિ સર્વ પુદ્‌ગલ કર્માદિકના સંયોગથી છે, પણ તે આત્મ સ્વરૂપ નથી. કારણ કે, સમસ્ત ઉપાધી રહીત શુદ્ધ પરિણામ વિના બીજું જીવનું કાર્ય નથી. "શુદ્ધ પરિણામ તેજ જીવનું કાર્ય છે." પણ પુદ્‌ગલ વિભાવપર્યાય તે જીવનું કાર્ય નથી. ત્યારે તેને પોતાનું હું કેમ માનું; કદી માનું નહીં. મારો શુદ્ધ પરિણામ તેજ "શુદ્ધ ધર્મ" છે. શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી શુદ્ધ પરિણામની પુષ્ટિ કરતા છતા વાચકજી કહે છે કે,

**नाण दंसण चरण शुद्ध परिणाम जे, तंत जोतां न छे जीवथी भिन्न ते । रत्न जेम ज्योतिथी काज कारणपणें, रहित एम एकता सहज नाणी मुणे ॥**

જ્ઞાન, દર્શન, ચારિત્રનો શુદ્ધ પરિણામ વસ્તુગત્યા આત્માથી ભિન્ન નથી. જ્ઞાનાદિક ગુણ જો આત્માથી ભિન્ન માનવામાં આવે તો આત્મા નિર્ગુણ જડ જેવો કહેવાય, માટે જીવથી જ્ઞાનાદિક ગુણ ભિન્ન

નથી. જેમ સ્ફટિક રત્ન પ્રમુખ પોતાની જ્યોતિથી ભિન્ન નથી. તેમાં કારણ કાર્યભાવ નથી તેમ આત્મા અને તેના અનંત ગુણો સહજ સ્વભાવથી અભેદપણે છે. આવું ગુણગુણિનું અપૂર્વ રહસ્ય જ્ઞાની જાણે છે, તેજ બાબતનું વર્ણન કરે છે.

**अंश पण नवि घटे पूरण द्रव्यना ।**
**द्रव्य पण केम कहुं द्रव्यना गुण विना ॥**
**अकल ने अखल एम जीव अति तंतथी ।**
**प्रथम अंगे वदियो अपदने पद नथी ॥ ६ ॥**

સંપૂર્ણ દ્રવ્યના અંશપણ કહેવા તે પણ યુક્તિયુક્ત નથી. કારણ કે જ્યારે અંશ કહેવામાં આવે ત્યારે દ્રવ્યનું લક્ષણ ઘટતું નથી.

**एगं निच्चं निरवयवं अक्रियं सव्वगं च सामन्नं इति भाष्य वचनात्.**

દ્રવ્ય તે સામાન્ય છે. અને સામાન્યતા એક નિત્ય નિરવયવ છે. તેમજ ગુણ વિના દ્રવ્ય પણ કહેવાય નહીં. 'યતઃ ગુણાણમાસઓ દવ્વં' ગુણોનું આશ્રય તે દ્રવ્ય છે. એ પ્રમાણે શ્રી ઉત્તરાધ્યયનના અઠ્ઠાવીશમા અધ્યયનમાં કહ્યું છે. 'તથા ગુણપર્યાયવત્ દ્રવ્યં' ગુણ અને પર્યાયવાળું દ્રવ્ય છે એમ તત્ત્વાર્થસૂત્રમાં કહ્યું છે, તથા પર્યાય નય પક્ષવાદીની યુક્તિથી તો દ્રવ્ય જ નથી. પર્યાયવાદીના મત પ્રમાણે તો પર્યાય સ્વતંત્ર હોય છે. તે કહે છે કે, ઉત્ફણ, વિફણ, કુંડલિતાદિ પર્યાયથી ભિન્ન સર્પરૂપ કોઈ વસ્તુ નથી. માટે પર્યાય તેજ વસ્તુ નથી. ઘટ પટ જે પર્યાય દેખવામાં આવે છે તેજ વસ્તુ છે તે વિના દ્રવ્યરૂપ કોઈ વસ્તુ નથી માટે દ્રવ્યરૂપ વસ્તુ નથી. તો દ્રવ્યના ગુણ હોય જ ક્યાંથી એ પ્રમાણે પર્યાયવાદીનો મત છે. વિશેષ અધિકાર મહાભાષ્યમાંથી જીજ્ઞાસુએ જોવો, દ્રવ્યના અંશ ન કહેવાય અને ગુણ વિના દ્રવ્ય પણ કહેવાય નહીં, એમ આ પ્રમાણે યુક્તિથી જોતાં લાગે છે. પણ આગમમાં તો અંશ સહિત દ્રવ્ય પણ કહેવામાં આવે

છે એમ છે. 'ગુણપર્યાયવત્ દ્રવ્ય'' એ વચન જણાવે છે દ્રવ્ય અને પર્યાય કથંચિત્ ભેદાભેદપણે વર્તે છે, જેમ મૃતિકાથી ઘટ ભિન્ન નથી, અને ઘટથી માટી ભિન્ન નથી. કથંચિત્ મૃતિકાથી ઘટ ભિન્ન છે. એ પ્રમાણે અનેકાન્તનયવાદથી જોતાં દ્રવ્યથી પર્યાય ભિન્ન નથી. અને પર્યાયથી દ્રવ્ય ભિન્ન નથી. એમ આત્મરૂપ દ્રવ્યમાં જ્ઞાન દર્શન ચારિત્ર ગુણ છે તે આત્મ દ્રવ્યથી ભિન્ન નથી. જ્ઞાનાદિક ગુણોથી 'આત્માકથંચિત્ ભિન્નાભિન્ન' પણે વર્તે છે. ઈત્યાદિ આત્માનું સ્વરૂપ અતિશય સૂક્ષ્મ છે. તેથી કળી શકાતું નથી. માટે 'અકળ આત્મા' કહેવાય છે. તેમજ આત્માનું સ્વરૂપ અલક્ષ્ય છે તેથી તે 'અલખ' કહેવાય છે. એમ નિશ્ચયથી આત્મ સ્વરૂપ જાણવું, વાણીથી આત્માનું પૂર્ણ સ્વરૂપ કહી શકાતું નથી. શબ્દ તો જડ છે. શબ્દરૂપ જડથી ચૈતન્ય તત્વનો શી રીતે પ્રકાશ થાય? અલબત ન થાય.

**पोग्गलरूवो सद्दो, तद्दध्थवस्स तहा पयइएओ ॥**
**सच्चाइ चित्तधम्मा, तेणिह ववहार सिद्धित्ति ॥ १ ॥**

શબ્દ પૌદ્ગલિક છે. તે આત્માને શી રીતે કહી શકે, શબ્દરૂપ પદથી શબ્દનાં બનેલાં પદથી અતીત એવા આત્માનું શી રીતે કથન થાય. અર્થાત્ થાય નહીં. તે સંબંધી 'આચારાંગ સૂત્રના' પંચમાધ્યયના છઠ્ઠા ઉદ્દેશામાં લખ્યું છે કે—

**वरकातरए सव्वो सराणी यट्टंति तक्का जथ्थ न विज्जाति, मति तथ्थ गाहेयाओ एअ पइट्ठाणस्स खेयन्ने सेण दीहेण हस्सेन वट्टे न तंसे न चउरंसे न परिमंडले न किन्हे न नीले न लोहिए न हालिद्दे न सुकिल्ले न सुरभिगंधे न दुरभिगंधे नतित्ते न कडुए न कसाये न अंबिले न महुरे न कख्खडेन मउए न गुरुए न लहुए न सीए न उन्हे न तिन्हे न काओ न रुहे न संगे न इथ्थी न न पुरिसे न अन्नहा परिन्ने सन्ने उवमानिविज्जए अरूवी सत्ता अपयस्स पयं नथ्थि.**

ભાવાર્થ—આત્માના શુદ્ધ સ્વરૂપમાંથી સર્વસ્વર નિવૃત્યા છે. અર્થાત્ કોઇપણ સ્વરથી આત્માનું સ્વરૂપ વાચ્ય નથી. તર્કથી પણ શુદ્ધાત્મ સ્વરૂપ કહી શકાય તેમ નથી. ઉત્પાતિકી વિગેરે મતિથી પણ શુદ્ધાત્મ સ્વરૂપ ગ્રાહ્ય થતું નથી. શુદ્ધાત્મ સ્વરૂપ એકલું છે. તેમાં કર્મનો સ્પર્શ નથી. તેમજ ઔદારિકાદિ શરીરનું પ્રતિષ્ઠાન નથી. લોકાલોકનું જ્ઞાયક છે. શુદ્ધાત્મ સ્વરૂપને કાયા નથી. સંસારમાં પુનઃ તેનો ઉત્પાદ નથી. સ્ત્રી પુરૂષ નપુંસક લિંગથી ભિન્ન શુદ્ધાત્મ સ્વરૂપ છે. સર્વ વસ્તુઓને શુદ્ધાત્મદ્રવ્ય જાણે છે. બાલ, યુવાદિ અવસ્થાથી વસ્તુગત્યા ભિન્ન છે. શબ્દરૂપ પદથી ભિન્ન એવા આત્માને પદ નથી. શુદ્ધાત્મ દ્રવ્યને કોઇપણ શબ્દપદથી કહી શકાય તેમ નથી. કહ્યું છે કે–

शाब्दिक तार्किक पंडित छाके, ते पण वहां जइ थाके ॥
शब्द तीर पण ज्यां नवि पहोंचे, शब्द वेधी नां ताके ॥
भया अनुभव रंगमजीठारे, उसकी वात न वचने थाती ॥
वीर रसनो तो अनुभव जाणे, मर्द जनोकी छाती ॥
पतिव्रता पति मनकुं जाणे, कुलटा लातो खाती. भया ॥२॥

પુનઃ ઉપાધ્યાયજી શુદ્ધ નિશ્ચયનયથી આત્માનું વર્ણન કરતા છતા કહે છે કે–

शुद्ध ध्यान एम निश्चये आपनुं ।
तुज समापत्ति औषध सकल पापनुं ॥
द्रव्य अनुयोग सम्मति प्रमुखथी लही ।
भक्ति वैराग्यने ज्ञान धरिये सही ॥ ९ ॥

શુદ્ધ સ્વરૂપનું ધ્યાન તેજ પોતાનું નિશ્ચય રૂપ સમજવું. સર્વ પાપનું નાશ કરનાર સમાપ્તિ ઔષધ તેજ છે. શુદ્ધોપયોગ મુક્તિનો પૂર્ણ માર્ગ છે. ષડ્દ્રવ્યના પ્રતિપાદન કરનારા એવા. સમ્મતિતર્ક, વિશેષાવશ્યક ટીકા, નયચક્ર વિગેરે ગ્રંથોથી યથાર્થ

જ્ઞાન કરવું. શુદ્ધાત્મસ્વરૂપનો ઉપયોગ તેજ કાર્ય સાધક જ્ઞાન છે, 'ભક્તિમાર્ગ, વૈરાગ્યમાર્ગ અને જ્ઞાનમાર્ગ' એ ત્રણ માર્ગ મુક્તિના સાધક છે. પરમાત્મ સ્વરૂપના સાધક એ ત્રણ હોવાથી એ-ત્રણનું વારંવાર સેવન કરવું. ચોથું સમકિત ગુણઠાણું છે. ત્યાં ભક્તિની મુખ્યતા છે. કલિકાળમાં ભક્તિ માર્ગનું વિશેષતઃ અવલંબન કરવું જોઇએ. દેવ ગુરૂ ધર્મની ભકિત કરવાથી સમકિત નિર્મલ થાય છે. ભકિતમાર્ગથી વૈરાગ્યમાર્ગમાં પ્રવેશ થાય છે. ભકિતમાર્ગમાં આનંદની ખુમારી અનુભવમાં આવે છે ભકિત કરનાર પુરૂષ પાછો પડતો નથી. શ્રેણિકરાજાને શ્રી વીરપ્રભુની ભકિત કરવામાં ઘણો રાગ હતો. શ્રેણિકરાજાનું ભકિતથી કાર્ય સિદ્ધ થયું. 'ભકિતઆધીન પ્રભુ આતમા ભવ તરે' તથા વળી કહ્યું છે કે, 'ભકિતની ધૂનમાં દેવ છે આતમા' ભકિતથી મનુષ્ય ઉર્ધ્વ ચઢે છે, ભકિતથી જ્ઞાન મળે છે. માટે ભકિતના અપૂર્વત્વને અંગીકાર કરવું. ભકિત કરતાં ચોથું ગુણઠાણું પમાય છે. ને સમકિત પામ્યું હોય છે તો તેની નિર્મળતા થાય છે. દેશવિરતિ નામના પાંચમા ગુણસ્થાનકમાં તથા સર્વ વિરતિ નામના ષષ્ટગુણસ્થાનકમાં વૈરાગ્ય માર્ગની મુખ્યતા છે. દેશવ્રત અને સર્વતઃ વ્રતોને પાળવામાં વૈરાગ્યની પૂર્ણ જરૂર છે. વૈરાગ્યની મુખ્યતા સ્વપરને દેખાય છે. ક્ષીણમોહાદિક ગુણઠાણાં પણ જ્ઞાનદશાની મુખ્યતાવાળાં છે, અપ્રમત્ત દશામાં ચારિત્રની મુખ્યતા છે. ચોથા ગુણઠાણે જ્ઞાન દશા છે પણ તેની ગૌણતા છે. કહ્યું છે કે-

यज्ज्ञानमेव न भवति, यस्मिन्नुदिते विभाति रागगणः ॥
तमसः कुतोऽस्ति शक्ति, र्दिनकरकिरणाग्रतः स्थातुम् ॥ १ ॥

ચોથા ગુણઠાણે હિંસા વિગેરે અવૃત તથા રાગ દ્વેષથી આત્મા નિવૃતિ પામ્યો નથી. તેથી ચોથા ગુણઠાણે જ્ઞાનનું વિરતિ નથી. તેથી જ્ઞાનની ગૌણતા કહી છે. ચોથા ગુણઠાણે ભકિતની પ્રધાનતા છે અને ભકિતથી ચોથા ગુણઠાણાની શોભા છે. ભકિત વૈરાગ્ય, ચારિત્ર, જ્ઞાન વિગેરે મોક્ષના પંથો છે. તેમાં પણ જ્ઞા-

નની બલિહારી છે. શુદ્ધનિશ્ચયનયથી આત્માનો શુદ્ધોપયોગ પરમાત્મ પંથ છે.

ज्ञान दशा जे आकरी, तेह चरण विचारो ।
निर्विकल्प उपयोगमां, नहि कर्मनो चारो ॥

જ્ઞાન વિના જે જીવ પ્રતિલેખના પ્રતિક્રમણ તપ જપની એકલી ક્રિયા કરે છે, તે અજ્ઞાન ક્રિયા છે, તેનાથી આશ્રવ થાય છે. કર્મબંધ થાય છે. તે સંબંધી 'યોગની વીશી' માં નીચે મુજબ કહ્યું છે કે–

नाण गुणेहिं विहिणा, किरिया संसार वट्टणी भणिया ।
धम्मरुइ एह वमित्ता, नाण समेया सया हुज्जा ॥ १ ॥

શુદ્ધ નિશ્ચયનયથી શુદ્ધ સ્વરૂપનો ઉપયોગ જ સર્વ કર્મને બાળીને ભસ્મ કરે છે, અહંકાર અને મમકારને શુદ્ધોપયોગ બાળીને ભસ્મીભૂત કરે છે જેમ લાકડાંને બાળી નાંખતાં અગ્નિને વાર લાગતી નથી. તેમ શુદ્ધોપયોગ અગ્નિથી કર્મકાષ્ઠ બળી જતાં વાર લાગતી નથી. શુદ્ધ નયવાચ્ય આત્મ સ્વરૂપ છે તેજ સાધુઓની લક્ષ્મી છે. શ્રી ઉપાધ્યાયજી તે જણાવે છે.

जेह अहंकार ममकारनुं बंधनं ।
शुद्धनय ते दहे दहन जिम इंधनं ॥
शुद्धनय दीपिका मुक्ति मारग भणी ।
शुद्धनय आथ छे साधुने आपणी ॥ १० ॥

सकलगणि पिटकनुं सार जेणे लह्युं ।
तेहने पण परमसार एहज कह्युं ॥
ओघ निर्युक्तिमां एह विण नवि मटे ।
दुःख सवि वचन ए प्रथम अंगे घटे ॥ ११ ॥

દ્વાદશાંગીરૂપ જે ગણિની પેટી તેનું પ્રાધાન્યપણું જેણે જા-

ણ્યું છે. એવા દ્વાદશાંગીના જાણને પણ શુદ્ધ નયકથીત આત્મ સ્વરૂપ પરિણમન સારમાં સાર છે. શુદ્ધ નિશ્ચયનયથી આત્મસ્વરૂપ જ્ઞાન તેજ સારમાં સાર ઉપાદેય છે. શ્રી ઓઘનિર્યુક્તિમાં નીચે મુજબ કહ્યું છે.

**परम रहस्य मिसीणं, सम्मत्तगणि पिडगझरिय साराणं**
**परिणामियं पमाणं, निश्चय मवलंबमाणाणं ॥ १ ॥**

નિશ્ચયનયથી તત્ત્વસ્વરૂપ સમજ્યા વિના કર્મનો નાશ થતો નથી. અને આત્મસુખનો અનુભવ આવતો નથી માટે નિશ્ચયદૃષ્ટિ સદાકાળ અંતરમાં ધારણ કરવી.

**एगं जाणइ से सव्वं जाणइ जे सव्वं जाणइ से तेएगं जाणइ.**

જે એક આત્માને જાણે છે તે સર્વને જાણે છે. અને જે સર્વને જાણે છે તે આત્માને જાણે છે. આત્મજ્ઞાન થતાં સર્વ જાણી લીધું. કારણ કે આત્મજ્ઞાન વિના કદી મુક્તિ મળતી નથી.

( इतिआचारांगसूत्रवचनात् ॥ )

શ્રી આગમસારમાં શુદ્ધ નિશ્ચયનયથી આત્મ સ્વરૂપ જ્ઞાન છે. તેમાં રમણતા છે. તે મોક્ષ છે તે બતાવે છે.

**गाथा.**

**निश्चय मग्गो मुख्खो, ववहारो पुण कारणो वुत्तो ।**
**पढमो संवररूवो आसवहेउ तओ बीओ ॥**

**ભાવાર્થ**—શુદ્ધ નિશ્ચયનયથી આત્મજ્ઞાન રમણતાજ મોક્ષનું કારણ કારણ છે. વ્યવહારનય પુણ્યનું કારણ છે. નિશ્ચયનય આત્મવર્તન સંવર રૂપ છે. અને વ્યવહારનય આત્મ સદ્વર્તનથી પુણ્ય બંધાય છે. પરિણામે બંધ અને ઉપયોગે ધર્મ એમાં પરિણામ અને ઉપયોગની ભિન્નતા વિચારવી. શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી આત્મસ્વભાવમાં સ્થિર થતાં મનની ચંચળતા ટળી જાય છે. બાહ્ય પદાર્થોના સંબંધ યોગે મનમાં અનેક પ્રકા-

રના વિકલ્પસંકલ્પ થાય છે તેથી જો વિકલ્પસંકલ્પનો નાશ કરવો હોય તો શુદ્ધનય સ્થાપનાનું ક્ષણે ક્ષણે સેવન કરવું. જાંગુલી મંત્રના પ્રભાવે જેમ ક્ષણમાં સર્પનું વિષ નાશ પામે છે તેમ જ શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિરૂપ જાંગુલી વિદ્યાના પ્રભાવે મોહ સર્પનું વિષ ઉતરી જાય છે, આત્મસ્વરૂપની શુદ્ધ દૃષ્ટિથી મોક્ષ નગરીમાં સુખપૂર્વક ગમન કરી શકાય છે. પરમાત્મ સ્વરૂપની પ્રાપ્તિમાં શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિની ભાવના અત્યંત ઉપકારી છે. આત્મા પોતાના સ્વરૂપની ક્રિયા જ્યારે કરવા માંડે છે ત્યારે આશ્રવની ક્રિયાનો સ્વતઃવિલય થાય છે. આશ્રવની ક્રિયાનું જોર મન ની ચંચળતાથી છે, આત્મદૃષ્ટિ થતાં અને આત્મભાવના થતાં ઔદયિક ભાવની દૃષ્ટિથી દેખવાનું બંધ થાય છે, તેથી આત્મા કર્મનો બંધ કરતાં અટકે છે, આત્મજ્ઞાન દૃષ્ટિથી અંતરમાં રમણુતા રાખી જે ભવ્યો શરીરાદિક યોગે ખાય છે, પીવે છે, તો પણુ તેઓ અંતરથી બંધાતા નથી, લેપાતા નથી. તેમની જલ પંકજની પેઠે અંતરથી ભિન્ન દશા વર્ત્તે છે. તેથી તેઓ જીવનમુક્ત સ્થિતિના અંશોને પ્રાપ્ત કરે છે. અને અંતે તેઓ જીવનમુક્ત થાય છે. અને અંતે પરમાત્મા કેવળ શુદ્ધ સ્થિતિને સાદિ અનંતભાભંગે વરે છે, વડના નાના સરખા બીજમાં જેમ એક મોટા વૃક્ષ તરીકે થવાની શક્તિ રહી છે તેવી જ રીતે આત્મામાં પણુ પરમાત્મ થવાની શક્તિયો રહી છે, આત્મામાં ઉપશમભાવે પણુ ઘણી શક્તિયો છે, તેમ ક્ષયોપશમ ભાવે પણુ ઘણી શક્તિયો રહી છે ક્ષાયિક ભાવે અનંત શક્તિયો રહી છે. આત્માની શક્તિયોની પૂર્ણતારૂપ પરમાત્મપદ પોતાનામાં જ રહ્યું છે. લુણની પૂતળી સાગરનો પત્તો લેવા જતાં પોતે સાગરરૂપ બની જાય છે તેથી તે બહિર આવીને પોતાનું વર્ણન કરી શકતી નથી. તેવી જ રીતે આત્મા પરમાત્મરૂપ થવાથી તે પોતાનું પૂર્ણ રૂપ વાણીથી અગોચર છે તેને શી રીતે કહી શકે, શુદ્ધ નિશ્ચયનયની આત્મભાવના દૃઢ થતાં પોતાનો અનુભવ થાય છે. પોતાનું

ના સ્વરૂપનોજ કેવળ અપ્રમત્તપણે જ્યાં ભાસ થાય છે ત્યાં આનંદનો પાર રહેતો નથી. જ્ઞાની અનુભવ ભુવનમાં શુદ્ધ નિશ્ચય દૃષ્ટિના યોગથી મ્હાલે છે, પરમાત્માની પ્રાપ્તિ માટે આત્માના અસંખ્યાત પ્રદેશોમાં સ્થિર ઉપયોગથી વર્તવું જોઇએ. પોતાનો શુદ્ધ ઉપયોગ વર્તતાં પર જડ વસ્તુનો ઉપયોગ ક્યાંથી રહે. જરા પણ રહે નહીં. આવી શુદ્ધ ઉપયોગની એક ધારાને સમાધિ કહેછે.

## परमात्मानी प्राप्ति समाधिथी छे.

આત્માના અસંખ્યાત પ્રદેશોમાં રહેલા જ્ઞાન, દર્શન, ચારિત્રાદિ અનંત ગુણો છે તેમાંજ ચિત્તને સ્થિર કરવું. અને આત્માના સ્વરૂપમાં શુદ્ધોપયોગથી રમણતા કરવી. તેને સહજ સમાધિ કહી છે. આવી સહજ સમાધિમાં વર્તતો આત્મા પોતે પરમાત્મા બને છે, અશુદ્ધ સુવર્ણ જેમ મેલ જવાથી નિર્મળ સુવર્ણ તરીકે પ્રકાશે છે, તેવીજ રીતે અશુદ્ધ આત્મા પણ અશુદ્ધતાનો નાશ કરી શુદ્ધાત્મા કે જેને પરમાત્મા કહે છે તે રૂપે પ્રકાશે છે, પરમાત્માને બાહિર ખોળે છે તે કસ્તુરીયા મૃગની પેઠે ભૂલે છે. માટે પરમાત્માને અંતરમાં ખોળો, આત્મા તેજ પરમાત્મા જ્ઞાનયોગથી માલુમ પડશે.

## अज्ञानजीवो परमात्माने अन्यत्र शोधे छे.

અજ્ઞાન જીવો એમ ધારે છે કે, આત્મા તે પરમાત્મા હોય ! એમ અલ્પબુદ્ધિથી શંકા કરે છે. સદ્ગુરૂના બોધથી અજ્ઞાનિ જીવો પણ આત્મા તેજ પરમાત્મા છે અને કર્મના યોગથી. તે શરીરમાં વસેલો છે એમ માને છે.

राजाने तो रंक गणीने, करी नाहि सारवार;
रंकने राजा मानी बेठो, धिक पडयो अवतार.
अंतर धन खोयुंरे, मोटो ए अन्याय छे. नेवानुं ॥
लोहचणानुं भक्षण करवुं, जेवुं ए मुश्केल;
तेवुं आत्म स्वरुपे ध्यावुं, नथी बालकनो खेल;

कोइक जीव समजेरे. बुद्धिसागर गाय छे ॥
नेवानुं पाणी मोभेरे व्हाला चाल्युं जाय छे.
दुनिया मन अवळुंरे, सवळुं सन्त गाय छे,

અજ્ઞાન યોગે આત્મા રાજા સમાન હતો. તેને તો રંક ગણ્યો તેનું ધ્યાન તેની ભક્તિરૂપ સારવાર કરી નહીં. રંક સમાન જે શરીર તેને રાજાની પેઠે પૂજ્ય માની તેનામાં દુઃખી થયો. તેના માટે હજારો રૂપૈયા ખરચ્યા. શરીર ભોગમાં લાખો રૂપૈયા ખરચ્યા. પણ જરા માત્ર વિચાર કર્યો નહીં કે—શરીર ઉત્તમ છે કે શરીરની અંદર રહેલો આત્મા ઉત્તમ છે. શરીર પૂજ્ય છે કે આત્મા પૂજ્ય છે જરા માત્ર પણ આત્માના સ્વરૂપનો વિચારથી વિવેક કર્યો નહીં. તેથી આત્માનું ધન પોતે ભૂલ્યો. આડા માર્ગે પોતે વળ્યો. એ મોટો અન્યાય થયો. માટે હવે જ્ઞાનદૃષ્ટિથી જોતાં અજ્ઞાન યોગમાં જે જે કર્યું. જે જે કરાવ્યું. તે સર્વથી સર્યું. તેનું સ્મરણ કરવાના કરતાં હવે તો આત્માના શુદ્ધ સ્વરૂપનું સ્મરણ કરવું તેમાં જ મારૂ હિત છે. એમ પ્રત્યક્ષ જણાય છે. લોઢાના ચણા ચાવવા જેમ મુશ્કેલ છે. તેમ આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રાપ્તિ કરવી પણ મુશ્કેલ છે. રાધાવેધ સાધવો સહેલ છે. પણ શુદ્ધ નિશ્ચય દૃષ્ટિથી આત્મા સ્વરૂપમાં વર્તવું મુશ્કેલ છે, આત્મા સ્વરૂપના પૂર્ણ રાગી વૈરાગી ત્યાગી પુરૂષો શુદ્ધ દૃષ્ટિથી રાગ દ્વેષનું જોર હઠાવી આત્મધ્યાન કરી પરમાત્મપદને પામે છે. આત્મ જ્ઞાની જનો શરીર વાણી મનની ક્રિયામાં ધર્મ માનતા નથી. માટે ત્રણ યોગથી ભિન્ન આત્મસ્વરૂપમાં અખંડ ધ્યાન સંતતિથી રમી અનંત ભવનાં કૃત કર્મનો ક્ષય કરે છે. કર્માવરણનો ક્ષય થવાથી આત્માના સ્વાભાવિક ગુણોનો પ્રકાશ થાય છે. શુદ્ધાત્મ દૃષ્ટિથી સમાધિની યોગિયો પ્રાપ્તિ કરે છે અને અખંડાનંદ ભોગવે છે. જે ભવ્યો શુદ્ધ નિશ્ચયનયની દૃષ્ટિથી આત્માનું ધ્યાન કરતા નથી. તેઓ આત્માનંદાનુભવનો આસ્વાદ લેઇ

શકતા નથી. યોગિયો શુદ્ધાત્મ ધ્યાનથી ક્ષણે ક્ષણે અખંડાનંદની ખુમારીમાં મ્હાલે છે. સહજ સમાધિના સુખના દરિયામાં યોગિનો આત્મા ઝીલે છે. ચોસઠ ઇન્દ્ર તેમજ ચાર 'નિકાયના દેવતાઓ તથા વાસુદેવ ચક્રવર્તિયો બળદેવો ત્રણ કાલના ભેગા કરવા. દેવતા સુરેન્દ્રાદિનું ત્રણ કાળનું સુખ ભેગું કરીએ તો પણ આત્મજ્ઞાનીને સમાધિમાં એક ક્ષણમાં જે સત્ય સુખ પ્રગટે છે તેના આગળ દેવતા, ઇન્દ્રોનું સુખ એક બિંદુ જેટલું પણ નથી. આત્માના સત્યના સુખના ભોક્તા યોગિયો આવી દશા પામીને કેમ ઇન્દ્ર, ચંદ્ર ચક્રવર્તિના પદની ઇચ્છા કરે; અલબત કરે નહીં. છદ્મસ્થાવસ્થામાં પણ યોગિને ધ્યાનથી આત્માના સુખનો સાક્ષાત્કાર થાય છે. આત્માના સુખનો અનુભવ છે તે પંચ ઇન્દ્રિ અને મનથી ન્યારો છે. આત્માથી જ આત્મ સુખ વેદાય છે માટે અપેક્ષાએ આત્મ સુખને પ્રત્યક્ષ કહેવામાં આવે છે. છદ્મસ્થાવસ્થામાં ધ્યાનમાં યોગિયો આનંદની ખુમારીમાં ઝીલે છે. રાત્રી અને દીવસ ચાલ્યા જાય છે તેનું પણ ભાન રહેતું નથી. આત્મારૂપ પરમાત્માના ધ્યાનમાં શુદ્ધોપયોગથી તલ્લીન રહે છે. પરમાત્માના સુખનો અનુભવ પામી યોગિયો જગત્‌ને તૃણવત્ ગણે છે. આત્માની ધૂનમાં અવધૂત જેવા બનીને શરીરાદિ જગત્‌નું ભાન ભૂલી જાય છે. જ્યારે બાહિર્ દશાસન્મુખ મન થાય છે ત્યારે તેમને ગમતું નથી. બાહ્યદશાની વાતોમાં યોગિયોને આનંદ પડતો નથી તેથી કોઇ તેમની આગળ વિકથા કરે છે તો તેમને વિકથાઓ પસંદ પડતી નથી. આત્મવસ્તુમાં જ આનંદાદિ ગુણ રૂપ ધર્મ માને છે. પોતાના શુદ્ધાત્મ સ્વરૂપનો નિર્ધાર થવાથી બાહ્ય જંજાળમાં ફસાતા નથી. બાહ્ય ઉપાધિયોના સંયોગો કદાપિ કર્મના સંયોગે આવી પડે છે તો પણ શુદ્ધ દૃષ્ટિથી આત્મ ભાવનાની ઉચ્ચ કોટીનો ત્યાગ કરતા નથી.

लाभा लाभे सुखे दुःखे जीविते मरणे तथा
स्तुति निन्दा विधाने च साधवः समचेतसः ॥

લાભમાં, અલાભમાં સુખમાં, દુઃખમાં, જીવિતવ્યમાં, મરણમાં સ્તુતિ કરનાર ઉપર, નિંદા કરનાર ઉપર, સાધુસંત પુરૂષો સમચિત્તવાળા રહે છે. આવી સમચિત્તની ઉચ્ચ ભાવનાને યોગિયો સદા કાળ સેવે છે. અને ઉચ્ચ ભાવનાથી પરમાત્મ પદને સહેજે વરે છે. પોતાનામાં પરમાત્મપણું છે. એમ શુદ્ધાત્મ દૃષ્ટિથી સહેજે જાણે છે. યોગિયોના શુદ્ધાત્મ ધ્યાનનું સ્વરૂપ નીચેના પદથી જાણવું.

यथा.

समाधि पद.

ध्यानमां समाधि मने लागीरे, निर्मल ज्योति झट जागी;
झरमर झरमर मेहुला वरसे, झीणी झीणी विजळी प्रकाशीरे ध्यान.
चंद्रमानुं तेजथकी जेह न्यारु, प्रगटयुं छे तेज तो विलासीरे. ध्या. १
निन्द्रा न आवे मने भोजन न भावे, सुखनी खुमारी नित्य आवेरे;
ज्यां त्यां जोवुं त्यांहि छबीलोज भासे, जेना ज्ञानमां लोकालोक भासेरे ध्यान. २
शुक्ल ध्यान अनुभवनीरे छाया, भूल्यो गयो छुं काया मायारे;
रास रमे छे शुद्ध चेतना प्यारी, जीव साथे सुखकारीरे ध्यान. ३
अन्तर दृष्टिथी नयणे में निरख्यो, शुद्धरूप जोइ हरख्योरे ध्यान.
बुद्धिसागर योगिजन एम गावे, वीरला समाधि पद पावेरे. ध्या. ४

શુદ્ધાત્મ દૃષ્ટિવાળા યોગિયો શુદ્ધાત્મ પ્રદેશોમાં પ્રવેશીને અંતરના ઉદ્‌ગારરૂપ વીણાથી મધુર ગાન કરે છે. તેવા યોગિયોની સ્થિતિ સમાધિપદમાં વર્ણવેલી વાંચી તેનો અનુભવ કરવા પ્રયત્નશીળ થવું. આત્માના સ્વરૂપની પ્રાપ્તિ કરવા માટે ઉઠેલા આત્મસાધકો પરમાત્મરૂપ બની અનંત લક્ષ્મીનો પ્રાંતે સાક્ષાત્ સમયે સમયે ભોગ કરે છે. આવી પરમાત્મદશાની સ્થિતિ પ્રાપ્ત કરવા સર્વ મનુષ્યો ઇચ્છા કરે છે. પણ પ્રયત્ન વિના કાર્ય સિદ્ધિ થતું નથી. આત્માનો ઉદ્યમ કરવો જોઇએ, આત્મભોગ આપ્યા વિના

ખરેખર કોઇ કાર્ય સિદ્ધ થતું નથી. હું પરમાત્મા છુ ' અહં બ્ર- હ્માસ્મિ ' એટલું બોલ્યો કે કોઈ પરમાત્મ પદ હાથમાં આવતું નથી. આત્મામાંજ સદાકાળ રમવું જોઇએ. પ્રમાદ દશાનો પરિ હાર કરી સ્વસ્વરૂપ ઉપયોગમાં રહેવું જોઇએ, એક શ્વાસોશ્વાસ પણ આત્માના ઉપયોગ વિના પરભાવમાં ગાળવો જોઇએ નહીં. એક ક્ષણ માત્ર પ્રમાદ કરવો જોઇએ નહીં. નિમિત્ત કારણને અ- વલંબી ઉપાદાન કારણની શુદ્ધિ કરવી જોઇએ. આત્માના ધર્મ ઉપર અનહદ પ્રેમ થવો જોઇએ, કોઇની નિંદામાં ન પડવું જો- ઇએ. સન્ત પુરૂષોને કલ્પવૃક્ષથી પણ અધિક ગણી સેવવા જો- ઇએ. તન, ધન, સ્ત્રી, પુત્ર પરિવારમાંથી સુખની બુદ્ધિ ટળવી જોઇએ. સંસારમાં આત્મા વિના અન્યત્ર સુખ નથી. એમ નિર્ધાર થવો જોઇએ, સંસારમાં કર્મના યોગે કોઈ ગમે તેમ કહે તો પણ તેમાં હર્ષ શોક ન થવો જોઈએ. જ્ઞાન ગર્ભિત વૈરાગ્યની પ્રાપ્તિ થવી જોઇએ, સાંસારિક જડ વસ્તુની કલ્પેલી લક્ષ્મી રહે અગર નષ્ટ થાય. તો પણ તેથી હૃદયમાં હર્ષ શોકની લાગણી ન થાય. સંસારમાં કોઈના પ્રતિ ઉપકાર કરવામાં આવે તો તે ધણી મને પાછો ઉપકાર કરશે, વા મારા ગુણ ગાશે, વા મારા ઉપકાર તળે દટાશે એવી બુદ્ધિ ન થવી જોઇએ, માન, પૂજા, કીર્તિની લાલચ ન થવી જોઇએ, દ્વેષીને દેખીને પણ તેના ઉપર અરૂચિની લા- ગણી ન થવી જોઇએ. પોતાના આત્મા સમાન સર્વ જીવોને જા- ણવા જોઇએ. આત્મ પ્રેમથી નિષ્કામ ભક્તિ થવી જોઇએ. સુખ દુઃખમાં આત્મશ્રદ્ધાનો નાશ ન થવો જોઇએ. જડ વસ્તુથી ત્રણ કાળમાં જરા માત્ર પણ સુખ મળનાર નથી એમ પૂર્ણ શ્રદ્ધા થ- વી જોઇએ. દુનિયામાં મારૂં નામ નીકળે એવી માયાબુદ્ધિનો નાશ થવો જોઇએ. નવ પ્રકારની આત્મભક્તિ ઉપર પૂર્ણ પ્રેમ પ્રગટવો જોઇએ. અને સદ્વિચાર પ્રમાણે અન્તરમાં રમણતા રૂપ આચાર પણ પ્રગટવો જોઇએ. આ પ્રમાણે અધિકારી થતાં પરમાત્માની સ્થિતિના અધિકારી થવાય છે. આ જગત્માં રાજાની પદવી સ-

હેલ છે. રાજા કરતાં પણ મોટી ચક્રવર્તિની પદવી મળવી સહેલ છે, ચક્રવર્તિથી મોટી દેવતાની પદવી મળવી સહેલ છે, દેવતાઓના સ્વામીની પદવી સહેલ છે. પણ સર્વ કરતાં મોટામાં મોટી પરમાત્માની પદવી મળવી મુશ્કેલ છે. સર્વવિભાવિક પદવીઓ કરતાં પરમાત્માની પદવી સ્વાભાવિક છે. આત્માની પદવી ખરેખર પરમાત્મ સ્વરૂપમય થવું તે છે. પુણ્યના યોગે જે જે પદવીઓ મળે છે તે આત્માની મૂળ પદવી નથી. માટે ઇંદ્ર, ચંદ્ર, નાગેન્દ્ર અને સુરેન્દ્રની પદવીમાં શો મોહ કરવો. વળી વિચારવાનું કે જગત્માં જે જે રાજ્યસત્તા ધન વિગેરેથી પદવીઓ કલ્પાએલી છે તે ક્ષણિક છે સદાકાળ રહેવાની નથી. માટે ક્ષણિક પદવીઓના મોહમાં કોણ જ્ઞાતા પુરૂષ મોહ કરે ! અલબત કોઈ જ્ઞાતા પુરૂષ મોહ કરે નહીં. સ્વપ્ન સમાન સાંસારિક ક્ષણિક સુખની આશાને જ્ઞાતા પુરૂષો તજી દે છે. પરમાત્મ પદવી સિવાય કોઈપણ પદવીમાં નિત્ય સત્ય સુખ નથી, નિન્દ્રાનિંદ્રા વિગેરે દશામાં આત્માના સત્ય સુખનો ભોગ થતો નથી. શાસ્ત્રમાં ચેતનની ચાર પ્રકારની ચેતનાની દશા બતાવી છે. તેમાં કઈ કઈ દશામાં સત્ય સુખ સમાયેલું છે તે બતાવે છે.

**चार छे चेतनानी दशा अवितथा,**
**बहु शयन शयन जागरण चोथी तथा;**
**मिच्छ अविरत सुयत तेरमे तेहनी,**
**आदि गुणगणे नय चक्र मांहे गुणी ॥ २ ॥**

ચેતનાની ચાર દશા છે. ઘોર નિદ્રાને ‘ બહુ શયન દશા ’ કહે છે. ચક્ષુ મીંચવા રૂપ બીજી ‘ શયન ’ દશા જાણવી, કાંઈક જાગવા રૂપ ત્રીજી ‘ જાગ્રત ’ દશા જાણવી. ચેતનાની સદાકાળ નિત્ય જાગૃતિ જેમાં રહે છે તેને ચોથી ‘ બાહુજાગૃતિ દશા ’ કહેછે.

‘ બહુશયનદશા ’ મિથ્યાત્વ ગુણ સ્થાનકથી ત્રીજા પર્યંત વર્તે છે. બીજી ‘ શયનઅવસ્થાની ’ આદિ ચોથા અવિરતિ સમ્યગ્

દૃષ્ટિ ગુણગણાથી જાણવી. ત્રીજી ‘જાગ્રત’ અવસ્થાની આદિ અપ્રમત્ત સાતમા ગુણસ્થાનકથી જાણવી. ચોથી ‘બહુ જાગરણ અવસ્થાની’ આદિ તેરમા સયોગી ગુણસ્થાનકથી જાણવી. પ્રથમ બહુશયન દશામાં આત્માના સત્ય સુખનો ગંધ પણ નથી. બીજી શયનદશા છે તેમાં આત્માના નિત્ય સુખનો અનુભવ આવે છે. ત્રીજી જાગ્રત દશામાં આત્માના સુખનો વિશેષતઃ અનુભવ ભોગ થાય છે. ચોથી અતિ જાગ્રત અવસ્થામાં ક્ષાયિક ભાવે આત્માના નિત્ય સુખનો ભોગ થાય છે. આત્મા ક્ષાયિક ભાવથી તે પોતાનું સ્વરૂપ પ્રાપ્ત કરે છે ત્યારે તે પરમાત્મા કહેવાય છે. પરમાત્મા શુદ્ધ સ્વરૂપનો કર્ત્તા છે પણ અશુદ્ધ સ્વરૂપનો કર્ત્તા નથી. અજ્ઞાન ક્રોધ, માન, માયા, લોભ, માયા, રતિ, અરતિ, નિન્દા, શોક, અલીકવચન, પ્રાણિવધ, પ્રેમક્રીડા, હાસ્ય, મૈથુન, વિગેરે દોષો પરમાત્મામાં નથી. પરમાત્માઓ જગત્‌ની ઉત્પત્તિ અગર વિલય કરતા નથી. તેમજ પરમાત્માઓ જ્યારે સિદ્ધ સ્થાનમાં બિરાજે છે ત્યારે તેઓ જન્મ મરણાતીત વર્તે છે. કેટલાક કહે છે કે પરમાત્મા લોકોના કલ્યાણ માટે અને દૈત્યોના ક્ષય માટે દુનિયામાં પાછા અવતાર ધારણ કરે છે. પણ સમજવાનું કે પરમાત્માની ક્ષાયિક ભાવની પૂર્ણ અવસ્થામાં જન્મ, જરા, મરણ કંઈ પણ હોતું નથી. કર્મના યોગે જન્મ, જરા અને મરણ થાય છે. કર્મના સંપૂર્ણ નાશથી સંપૂર્ણ પરમાત્માવસ્થા પ્રગટવાથી પશ્ચાત્ જન્મ, જરા, મરણ વિગેરે કંઈ પણ હોતું નથી. અખંડ શુદ્ધ ચૈતન્યમય પરમાત્મપદ અંતરમાં વિદ્યમાન છે. તેમાંથી કંઈ પણ ઓછું થતું નથી. વસ્તુગત્યા પરમાત્પદ નિર્વિકાર છે. પરમાત્માનું સ્વરૂપ કોઈનું અવલંબન કરીને રહેતું નથી. માટે તે નિરાધાર કહેવાય છે. પરમાત્માનું સ્વરૂપ કળી શકાતું નથી માટે અકળકળાવાળું પરમાત્મપદ કહેવાય છે. પરમાત્મપદ ચર્મ નયનથી દેખી શકાતું નથી. ચર્મ નયનથી પુદ્ગલ વસ્તુ દેખી શકાય છે. પણ પરમાત્મા દેખી શકાતા નથી. પણ ચર્મનયનથી દેખવાની શક્તિ

જેનામાં રહી છે તે જ સત્તાએ પરમાત્મા છે. કાળા, નીલા, શ્વેત, રક્ત વિગેરે અનેક જડ પદાર્થોનો દૃષ્ટા આત્મા તે જ પરમાત્મા છે. પણ દૃશ્ય વસ્તુઓ કંઇ આત્મા નથી. તેમ સુગંધ અને દુર્ગંધ વસ્તુઓ આત્મા નથી પણ સુગંધ અને દુર્ગંધને જાણનાર આત્મા તેજ પરમાત્મા છે. મિષ્ટ, કટુ વિગેરે રસને જાણનાર આત્મા તેજ પરમાત્મા છે પણ મધુરાદિ રસવાળી વસ્તુઓ તો જડ છે. તે કંઇ આત્મા નથી. આઠ પ્રકારના સ્પર્શવાળી વસ્તુઓ આત્મા નથી. પણ આઠ પ્રકારના સ્પર્શને જાણનાર આત્મા તેજ પરમાત્મા છે. શબ્દ જે સાંભળવામાં આવે છે તે જડ છે. પુદ્ગલ છે. તેથી શબ્દ આત્મા નથી. પણ શબ્દનો સાંભળનાર અને વિચાર કરનાર આત્મા તેજ પરમાત્મા છે. ચોરાશી લાખ યોનિના સર્વ જીવો પરમાત્માઓ છે. આત્મા તેજ પરમાત્મારૂપ છે. પણ જે અજ્ઞાની જીવ છે. તે ભ્રાંતિથી વસ્તુ સ્વરૂપ સમજી શકતો નથી. આત્માની અનંત શક્તિયો આત્મામાં જ રહી છે. પરમાત્માવસ્થામાં પણ કંઇ બહારથી શક્તિયો આવતી નથી. આત્માની શક્તિયો સંપૂર્ણ ખીલે છે તે અવસ્થાને પરમાત્માવસ્થા કહે છે

ઉત્તમ જ્ઞાતા પુરૂષો આ પ્રમાણે પરમાત્મા સ્વરૂપ સમજી અંતરમાં શોધ કરે છે. આત્મપ્રેમ સર્વ જીવો ઉપર કરે છે. કોઇનું પણ બુરૂ ઇચ્છતા નથી. પરમાત્મપદ સ્વરૂપ કંઈ જરા માત્ર પણ આત્માથી ભિન્ન નથી. છીંપમાં રૂપાની બુદ્ધિથી મનુષ્ય ભ્રાંત બને છે તેમ જડ વસ્તુમાં પરમાત્મબુદ્ધિથી મનુષ્ય ભ્રાંત બને છે, જ્યારે પુરૂષને મિથ્યાબુદ્ધિ ટળી જાય છે. ત્યારે છીંપમાં રૂપાની બુદ્ધિ રહેતી નથી. તેમજ જડ વસ્તુમાં આત્મબુદ્ધિ રહેતી નથી, કોઠીમાં રહેલો પુરૂષ જેમ કોઠીથી ભિન્ન છે. તેમ સાત ધાતુથી બનેલા ક્ષણિક દેહમાં વસનાર પરમાત્મા પણ શરીરથી ભિન્ન છે. ભૂતકાળમાં અનંત શરીર ધારણ કર્યાં, અનંત નામ ધારણ કર્યા પણ વર્તમાન કાળમાં તો જે શરીર દેખાય છે તે એક છે. ભૂતકાળનાં અનંત શરીર તથા નામ પણ નથી. વર્તમાન કાળમાં

શરીર અને જે નામ છે. તે ભવિષ્ય કાળમાં રહેનાર નથી. નામ અને શરીર ક્ષણિક છે. પર વસ્તુ છે. તેથી તેના ઉપર મોહ કરવો અયુક્ત છે. ત્રણ કાળમાં નામ રૂપ પોતાનાં થતાં નથી. વસ્તુ સ્થિતિ આ પ્રમાણે છતાં પણ અજ્ઞાનથી જ જીવ પરવસ્તુના મોહમાં શુદ્ધ બુદ્ધ પરમાત્માને ભૂલી જાય છે અને તેથી સત્યાનંદનો ભોગ કરી શકતો નથી. આત્મામાં જ પરમાત્મા છે, અનંતાત્માઓ તે જ અનંત પરમાત્માઓ છે. પરમાત્માના બે ભેદ છે. તિરોહિત પરમાત્માઓ અને બીજા વ્યક્ત પરમાત્માઓ. જે આત્માઓને કર્મનાં આવરણ છે. તેઓની શક્તિ અપ્રગટ હોવાથી તિરોહિત પરમાત્માઓ કહેવાય છે. અને જે આત્માઓની સકળ કર્મનો ક્ષય થવાથી સંપૂર્ણ શક્તિયો પ્રગટી છે તે 'વ્યક્ત પરમાત્માઓ' કહેવાય છે. સંગ્રહનયની સત્તાથી જોતાં તિરોહિત પરમાત્માઓ અને 'વ્યક્ત પરમાત્મા' એ સરખા છે. સર્વ આત્માઓમાં પરમાત્મ શક્તિયો રહેલી છે. પોતે 'આત્મા' તેજ પરમાત્મા છે. એવી ઉચ્ચ ભાવનાના અભ્યાસથી સર્વ શક્તિયો પ્રગટ થાય છે, જે પોતાને કંગાલ ધારે છે તે ઉચ્ચ પરમાત્મા બની શકતા નથી. જેવી આત્માની વૃત્તિ હોય છે તેવો તે બને છે. આત્માની વૃત્તિ નીચ હોય છે તો તે નીચ બને છે અને આત્માની વૃત્તિ ઉચ્ચ હોય છે તો તે ઉચ્ચ બને છે, કોઇ ચૈત્રને કહે કે ભાઈ ચૈત્ર તું તો સુખી છે. મ્હારૂં જીવન આનન્દમય છે. ત્યારે ચૈત્ર પોતાના અજ્ઞાનથી કહેનારને કહે છે કે–હે ભાઇ હું તો મહા દુઃખી છું મારૂં જીવન દુઃખમય છે. મારા જેવો કોઇ દુઃખી નથી. આવી તેના આત્માની વૃત્તિ થવાથી મહા દુઃખી થાય છે. અને દુઃખમય વૃત્તિ કરવાથી દુઃખ થાય એવી સામગ્રી તેને આવી મળે છે. અર્થાત્ અજ્ઞાન તેજ તેને દુઃખની મોટામાં મોટી સામગ્રી સંમુખ રહે છે માટે આત્માના શુદ્ધ સ્વભાવ વિના પરભાવની દુઃખ રોગ શોક કંગાલ વિગેરેની વૃત્તિને સેવવી નહીં. પરભાવની કલ્પનાને મનમાં રમાવવાથી આત્મા નીચ વૃત્તિવાળો બને છે. અને તેથી

નીચ અવતાર ધારણ કરવા પડે છે. અને નીચપણાની સામગ્રી પ્રાપ્ત થાય છે. માટે શુદ્ધ ભાવના સદાકાળ ભાવવી. પ્રારબ્ધ કર્મના યોગે અનેક પ્રકારની બાહ્યની નીચ સ્થિતિ હોય. દુઃખમય સ્થિતિ હોય તે વખતે પણ અંતરથી હું દુઃખી નથી. હું સુખમય છું. કર્મનો ઉદય દુઃખરૂપ વેદું છું, તે હું નથી. કર્મના ઉદયથી અનેક પ્રકારનાં સંકટ વેદું છું. તો પણ તે સંકટથી હું ન્યારો છું. સંકટ જે કર્મથી પ્રાપ્ત થયાં તે કર્મથી પણ હું ન્યારો છું. માટે પરભાવની અવસ્થાને પોતાની કેમ માનું. હું સુખી છું, મારૂ સુખમય સ્વરૂપ છે. સત્તાથી હું સિદ્ધ પરમાત્મા સમાન છું. માટે બાહ્યના ઉપાધિ પ્રસંગમાં પણ જલપંકજવત્ સદા હું ન્યારો છું. કોઈની પાસે ધન, ધાન્ય વિગેરે બાહ્ય લક્ષ્મી વિશેષ હોય. અને તેવી બાહ્ય લક્ષ્મી મારી પાસે વિશેષ નથી. તેથી હું નિર્ધન નથી. મારૂ જ્ઞાનાદિક અનંત ધન અંતરમાં ભર્યું છે, તેજ ખરેખરૂં સત્ય ધન છે તેતો મારા આત્મામાં છે, હું તે સત્ય ધનથી ભિન્ન નથી, જ્યારે અનન્ત ધન મારી પાસે છે તો પેલા બાહ્ય ઉપાધિરૂપ લક્ષ્મીવાળા શેઠીયાથી હું પોતાને કેમ ગરીબ ભ્રાંતિથી માનું. અલબત માનું નહિ. તેમજ કોઈ બાહ્ય દુનિયા દેશનો ઉપરી રાજા હોય ત્યારે અજ્ઞાની જીવ વિચારે કે એ મોટો છે, એ રાજા છે હું પ્રજા છું. એ સત્તાવાન્ છે. મારામાં સત્તા નથી. આવી મિથ્યા કલ્પનાઓથી અજ્ઞાની જીવ નીચ વૃત્તિને ધારણ કરી નીચ બને છે. વસ્તુતઃ વિચાર કરશે તો માલુમ પડશે કે પુદ્‌ગલના સ્કંધરૂપ પુણ્યનાં દલીક તે રાજાને લાગ્યાં છે તેથી તે બાહ્ય સત્તાને ભોગવે છે. અને અંતરસત્તાના સામું જોતો નથી. પુણ્યની મોટાઈ ક્ષણિક છે. શુદ્ધ નિશ્ચયનય દૃષ્ટિથી વિચારતાં બાહ્ય સત્તાથી મોટાઈ માનવી તે એક જાતની ભ્રાંતિ છે, પુણ્ય એ જડ વસ્તુ છે. પોતાનો ધર્મ નથી. માટે તેમાં શો મોહ કરવો. પુણ્ય સોનાની બેડી છે. અને પાપ છે તે લોઢાની બેડી છે, પુણ્ય છે તે છાયા સમાન છે, અને પાપ છે, તે તાપ સમાન છે.

પુણ્ય, પાપ વસ્તુગત્યા જડ પુદ્‌ગલ સ્કંધો છે. તેમાંથી એકમાં સુખની બુદ્ધિ અને પાપમાં દુઃખની બુદ્ધિ માની રાગદ્વેષ કરવો તે આત્માને ઘટે નહીં. જડ વસ્તુ એક સરખી છે. તેથી પુણ્ય પાપના ભોક્તાઓ બન્ને જો જ્ઞાની ન હોય તો એક સરખા છે અને જો અંતરથી આત્માને પરમાત્મા જાણી પરમ સંતોષને ધારણ કર્યો હોય તો તેઓ ઉચ્ચ છે. રાજાની બાહ્ય ઋદ્ધિ તે કંઈ આત્માની વસ્તુ નથી તો કેમ રાજાને મોટો માનવો અને પોતાના આત્માને નીચ માનવો. એમ નીચ ભાવના કરવી ઘટે નહીં. શરીરમાં રહેલો આત્મા રાજાઓનો રાજા અને ત્રણ ભુવનમાં પૂજ્ય છે. આત્મામાં અનંત સુખ છે. જ્યાં સુખ છે ત્યાં મોટાઇ છે. માટે આત્માની અન્તર રૂદ્ધિને જોતાં હું ઉંચ્ચ છું, અનંત સુખ પરિપૂર્ણ હું છું. પુણ્ય અને પાપથી રહીત હું છું. માટે પુણ્ય પાપની ક્રિયાઓ કરવી મને યોગ્ય નથી. તેમ જ પુણ્યની કરણીથી દેવલોક વિગેરેનાં સુખ ઈચ્છવાં તે પણ મને ઘટે નહીં. શાસ્ત્રમાં કહ્યું છે કે, જે પુરૂષો દેવલોકાદિકનાં સુખ માટે ધર્મ કરણી કરે છે તે પુરૂષો ચિંતામણિ રત્નને ફેંકી કાંકરો હસ્તમાં ઝાલે છે. પુદ્‌ગલ ભાવની ત્રિયોગથી થતી ક્રિયા પણ આત્માની નથી. માટે મનની ક્રિયામાં પણ અહંભાવ, મમભાવ પ્રત્યય કરવો યુક્ત નથી. વાણીની ક્રિયા પણ શુદ્ધાત્માની નથી તો નાહક મારાપણાની બુદ્ધિ કલ્પવી યોગ્ય નથી. તેમ જ શરીરની ક્રિયા પણ આત્માની નથી શરીર હાલે ચાલે તેથી કંઈ આત્માનો ધર્મ સધાતો નથી. સાપેક્ષ બુદ્ધિથી જોતાં એ ત્રણ યોગ આત્મ ધર્મ સાધનમાં કથંચિત્ નિમિત્ત કારણરૂપ છે. પણ સમજવાનું કે ત્રણ યોગની ક્રિયા તે આત્માની ક્રિયા નથી. ત્રણ યોગના ગમે તેટલા ભેદ કરો પણ તે સર્વ યોગથી આત્મા ભિન્ન છે. બાળજીવ ત્રણયોગની ક્રિયાને જ ધર્મ માને છે અને જ્ઞાનીજીવ આત્માની શુદ્ધ ક્રિયાને ધર્મ માને છે. ત્રણ યોગમાં પણ ઈષ્ટ બુદ્ધિની કલ્પના કરવી યુક્ત નથી. સારાંશમાં સમજવાનું કે, ત્રણ

યોગ તથા ત્રણ યોગની અનેક ક્રિયાઓમાં મારાપણાની બુદ્ધિ ધારણ કરવી નહીં. ક્ષણે ક્ષણે ત્રણ યોગથી ભિન્ન એવા આત્માનું ક્ષણે ક્ષણે ધ્યાન ધરવું. ભવ્યોએ યાદ રાખવું કે, ત્રણ યોગમાં પણ મનોયોગ બળવાન્ છે. મનની મરજી પ્રમાણે શરીર હાલે ચાલે છે. મન ચલાવે છે તો શરીર ચાલે છે. મન શરીરને જ્યાં લેઇ જાય ત્યાં જાય છે. વાદળાને વાયુ ઇચ્છિત સ્થાનમાં ખેંચી જાય છે. તેવી રીતે મન શરીરને ખેંચે છે અને વાણીને પણ પોતાના હુકમ પ્રમાણે પ્રવર્તાવે છે. મન સદાકાળ વિકલ્પ સંકલ્પના ઘોડા દોડાવે છે. ઘોડાનો વેગ પણ મનના વેગની આગળ હિસાબમાં નથી. વિદ્યુત્ વેગ પણ મનના વેગની આગળ હિસાબમાં નથી. મન આત્માને પણ ઘસરડે છે. જે કાર્ય ન કરવાનાં હોય તે પણ આત્માની પાસે કરાવે છે. આત્માને મન નરકગતિમાં લેઈ જાય છે. આત્માને મન તિર્યંચની ગતિમાં લેઈ જાય છે. બળવાન્ એવું મન આત્માને મનુષ્યગતિમાં ખેંચી લેઈ જાય છે આત્માને મન દેવગતિમાં લેઇ જાય છે. ચોરાશી લાખ જીવ યોનિમાં અનંતિવાર પરિભ્રમણ કરાવનાર મન છે-કામ, ક્રોધ, લોભ, મોહ, માયા, મત્સર વિગેરે દુર્ગુણોનું ઘર મન છે. મનનું ચૌદરાજ લોકમાં પ્રબલ રાજ્ય પ્રવર્તે છે. યુદ્ધ જીતી શકાય છે. બ્રહ્મચર્યવ્રત વ્યવહારથી પાળી શકાય છે. રાધાવેધ સાધી શકાય છે. પણ ખેદની વાત છે કે, મન જીતી શકાતું નથી. મનને વશ કરવામાં જેટલી યુક્તિ અને એકાગ્રતાની જરૂર છે તેટલી બીજા કોઈ કાર્યમાં નથી. કોઈ મનુષ્યને જન વળગ્યો હોય છે તો તે મંત્રથી મહા મહેનતે પણ કાઢી શકાય છે, કોઈ જનને ચૂડેલ વળગી હોય છે તે પણ મંત્રબળથી કાઢી શકાય છે. ભૈરવ, મહાકાળી વિગેરે દેવતાઓને પણ વશ કરી શકાય છે. પણ મન લાખો વિચારોના વિચિત્ર તરંગમાં આત્માને અનેક રંગી કરે છે. કોઈ મનુષ્ય નવકાર વા માળા ગણે છે પણ નવકારી-માળા તો તેના હાથમાં રહે છે પણ મન માંકડું તો કૂદકા મારી છટકી

જઈ અનેક વિષયોમાં પરિભ્રમણ કરે છે. ત્યાંથી ખેંચીને પાછું ઠેકાણે લાવવું તે પણ કઠીન કામ છે. જ્યાં દેવતાઓ પણ ન જઈ શકે ત્યાં મનની ગતિ છે. આત્મામાં મન પ્રવેશ કરવા દેતું નથી. જેમ કૂવામાં પડેલા મનુષ્યને એકદમ પ્રથમ તો જળ બહાર કાઢવા પ્રયત્ન કરે છે. પશ્ચાત્ જ્યારે કૂવામાં કૂદી પડનારનું બળ વિશેષ હોય છે તો તે જળને અવગાહી શકે છે. તે પ્રમાણે આત્મામાં મન પ્રવેશ કરવા દેતું નથી. મહા મહેનતે આત્માના સ્વરૂપમાં પ્રવેશ થાય છે. આત્મા પોતાનું સામર્થ્ય વાપરે છે તો તે પ્રયાસથી મનને જીતી શકે છે. પણ મનના ધર્મ પ્રમાણે આત્મા ચાલે છે તો ઉલટો આત્મા મનના વશમાં વર્તે છે. આનંદઘનજી મહારાજા સત્તરમા શ્રી કુંથુંનાથના સ્તવનમાં મનની સ્થિતિનું આબેહુબ યથાર્થ વર્ણન કરે છે. તે પ્રસંગોપાત દર્શાવવામાં આવે છે.

## कुंथुनाथ स्तवनम्.

मनडुं किमहिन बाजे हो, कुंथुं जिन मनडुं किमहिन बाजे;
जिम जिम जतन करीने राखुं, तिम तिम अळगुं भाजे हो कुंथु १

रजनी वासर वसति उजड, गयण पायाले जाय;
साप खायनें मुखडुं थोथुं, एह ओखाणो न्याय हो. कुंथु २

मुगतितणा अभिलाषी तपिया, ज्ञानने ध्यान अभ्यास;
वयरीडुं कंइ एहवुं चिंतवे, नाखे अवळे पास हो. कुंथु ३

आगम आगमधरनें हाथे, नावे किण विध आंकु;
किहां कणे जो हठ करी हटक्युं, तो व्यालतणी परे वांकु हो. कुंथु४

जो ठग कहुंतो ठगतुं न देखुं, शाहुकार पण नाहि;
सर्वमांहिने सहुथी अळगुं, ए अचरिज मनमांहि हो. कुंथु ५

जे जे कहुं ते काने न धारे. आप मते रहे कालो;
सुरनर पंडित जन समजावे, समजे न मारो सालो हो. कुंथु ६

में जाण्युं ए लिंग नपुंसक, सयल मरदने ठेले;
बीजी वाते समरथ छे नर, एहने कोइ न झीले हो. कुंथु ७

मन साध्युं तेणे सघळुं साध्युं, एह वात नही खोटी;
एम कहे साध्युं ते नवि मानुं, ए कंइ वात छे मोटी हो. कुंथु ८

मनडुं दुराराध्य तें वश आण्युं, आगमथी मति आणुं;
आनन्दघन कहे माहरु आणो, तो साचुं करी जाणुं हो. कुंथु ९

**ભાવાર્થ**—હે કુંથુનાથ ભગવાન્! મારૂં મન કોઈ પણ પ્રકારે આત્માની સાથે જોડાતું નથી. હું જેમ જેમ પ્રયત્ન કરીને વશ રાખવા પ્રયત્ન કરૂં છું. તેમ તેમ મન કુલટા સ્ત્રીની પેઠે દૂર જાય છે. શુદ્ધ આત્મ સ્વરૂપમાં નહીં જોડાતું વક્ર મન બહિરના વિષયોમાં ભટકે છે. જરા ખેંચીને લાવું છું કે અનુપયોગ દશામાં છટકી જાય છે. માટે હે ભગવાન્ આપ જ્ઞાતા છો. આપશ્રીએ મનને માર્યું છે. માટે આપની આગળ વિજ્ઞપ્તિ કરૂં છું.

૨—બીજી ગાથામાં જણાવે છે કે, રાત્રીના વખતમાં પણ મન ચાલ્યું જાય છે. રાત્રીના ઘોર અંધારામાં પણ તે રોકાતું નથી દેખતાની પેઠે ચાલ્યું જાય છે. દિવસમાં પણ ચાલ્યું જાયછે. જીવોનું જ્યાં રહેવાનું હોય એવી વસતિમાં પણ ચાલ્યું જાય છે. ઉજડ જગ્યામાં પણ ગમે ત્યારે ચાલ્યું જાય છે. આકાશમાં અને પાતાળમાં પણ એક ક્ષણમાં ચાલ્યું જાય છે, અનેક પ્રકારના વિષયોમાં મન આ પ્રકારે પરિભ્રમણ કરે છે પણ તેથી મનને કોઈ પણ પ્રકારનો આનંદ મળતો નથી. અથવા મનના હાથમાં કંઈ પણ આવતું નથી. જેમ સર્પ કોઈ મનુષ્યને કરડે છે. તેથી મનુષ્ય મરી જાય છે પણ તેથી સર્પની ક્ષુધા ટળતી નથી. સર્પના મુખમાં કંઈ પણ આવતું નથી. તેમ મન અનેક પદાર્થોમાં રાગ દ્વેષયોગે લિપ્ત થાય છે. પણ મનને તેથી કંઈ આનંદ મળતો નથી. અને ઉલટું રાગદ્વેષના યોગે આત્માને કર્મ લાગે છે, અને તેથી આત્માને ચાર ગતિમાં પરિભ્રમણ કરવું પડે છે. અને મનને

તો કંઈ પણ લાભ મળતો નથી. તેમ છતાં કેમ મન બાહ્ય વિષયોમાં લાભ વિના પરિભ્રમણ કરે છે? મનને પોતાને આનંદ મળતો નથી, અને આત્માને મહા દુઃખ થાય છે. અહો આ કેવો મનનો પ્રચાર છે? આવા પ્રકારનું મન શી રીતે વશ થાય; તે હે ભગવાન્ બતાવો કારણ કે, મોટા મોટાને પણ મન ઉચ્ચ ભાવનાથી નીચે પાડે છે. તે ત્રીજી ગાથાથી બતાવે છે.

૩—મોક્ષ એટલે પરમાત્મપદની પ્રાપ્તિની ઈચ્છા ધરાવનારા અને જ્ઞાન ધ્યાનના અભ્યાસક એવા પુરૂષોને પણ વૈરી મન રાગ દ્વેષમયના પાસમાં નાંખી સંસારના ચક્રમાં ફેરવે છે. અર્થાત્ તેવાઓને પણ મન મોહ ફંદમાં ફસાવે છે. જ્યારે આવા પ્રકારનું મન છે. ત્યારે તેને કેવું કહેવું તેના વિચારોથી ગાથામાં જણાવે છે.

૪—પાંચ ઇન્દ્રિયોને મન જુદા જુદા વિષયમાં મન પ્રેરે છે. અને તેથી ઇન્દ્રિયો ભિન્ન ભિન્ન વિષયની પ્રવૃત્તિ કરે છે. અને તેથી આત્મા પરભાવમાં પરિણમતાં કર્મથી બંધાય છે. કર્મ બંધમાં મનનુંજ કારણ છે. તેથી મનને જો ઠગ કહું છું તો ઠગ પણ દેખાતું નથી. કારણ કે ક્ષણમાં પાછું ઠેકાણે આવે છે. ઉપયોગ દશામાં આત્માની ઇચ્છા પ્રમાણે ચાલે છે તેથી ઠગ પણ કહી શકાતું નથી. વળી મનને શાહુકાર કહું તો તે શાહુકાર પણ નથી. મનની પ્રેરણા વિના ઇન્દ્રિયો વિષય સન્મુખ થતી નથી. તેથી મનની શાહુકારી પણ બાહ્ય વિષય સન્મુખ દશા જોતાં જણાતી નથી. ક્ષણમાં શુદ્ધોપયોગ દશામાં શાહુકાર જેવું ડાહ્યું જણાય છે. પણ ક્ષણમાં પાછું પરભાવમાં પરિણમે છે, માટે શાહુકાર પણ મનને કહી શકાતું નથી. સર્વ બાહ્ય વિષયોમાં મન જાય છે. તેથી મન સર્વમાં છે એમ કહેવાય છે. અને શુદ્ધોપયોગમાં આત્મા રમણ કરે છે ત્યારે બાહ્યના સર્વ વિષયથી મન પાછું કરે છે. તેથી સર્વથી અળગું કહેવાય છે. પાંચ ઇન્દ્રિયોના ત્રેવીશ વિષયોની સાથે સંબંધ ધરાવનાર મન છે. અને ત્રેવીશ વિષયથી 'શુદ્ધ ધ્યાન દશા' માં મન દૂર રહે છે. તેથી

અળગું પણ થાય છે. 'મન સંકલ્પ વિકલ્પવાળું' છે, જડના બનેલા સર્વ પદાર્થોને વિષય કહે છે. ત્રેવીસ વિષયો એ કંઈ મન નથી. મન આત્માની સાથે રહે છે. સંપૂર્ણ શરીરમાં આત્મા વ્યાપીને રહે છે તેથી મન સંપૂર્ણ શરીરને વ્યાપીને રહે છે અને વિષયો મનથી જુદા છે. પણ જ્યારે તે વિષયોની સાથે 'વિષય વિષયી ભાવ સંબંધ' થી સંબંધવાળું થાય છે. ત્યારે તે સર્વમાં છે એમ કહેવાય છે, અને જ્યારે બહિર વિષયોની સાથે મન સંબધમાં આવતું નથી ત્યારે તે સર્વથી અળગું કહેવાય છે. તેમ જ પાંચ ઇંન્દ્રિયોની સાથે મન સંબંધવાળું થાય છે તેની અપેક્ષાએ પણ સર્વમાંહિ છે એમ કહેવાય છે. અને સંકલ્પ વિકલ્પ સ્વભાવથી ઇન્દ્રિયોના ધર્મથી ન્યારૂ પડે છે તેથી પોતાના સ્વભાવે જોતાં ઇન્દ્રિયોથી ભિન્ન છે, તેથી સર્વથી અળગું એમ પણ કહેવાય છે, સર્વમાંહિ અને સર્વથી અળગાપણાનો મનનો વિચિત્ર સ્વભાવ લાગે છે, આવા મનને હું શિખામણ આપું પણ તે વિચિત્ર સ્વભાવવાળું હોવાથી શું તે શીખામણ માની શકે, તેવા ઉદ્દેશથી પાંચમી ગાથાના ઉદ્ગાર જણાવે છે.

૫—આત્માના શુદ્ધ સ્વભાવમાં લીનતા માટે મનને જે જે શિખામણ આપું છું તે મન સાંભળતું નથી. બહિરાને કહેલી વાત જેમ તે સાંભળતો નથી. તેમ મનને કહેલી વાત મન સાંભળતું નથી. શિખામણ આપીશું એટલે મન ઠેકાણે આવશે. એમ ધાર્યું હતું. પણ તે શિખામણને સાંભળતું પણ નથી, અને મન પોતે અનેક પ્રકારના વિકલ્પસંકલ્પ કરી કર્મ બાંધે છે. અને રાગ દ્વેષપરિણતિથી મન કાળું વર્તે છે, એવા કાળા મનને મારી હિત શિક્ષાની શી અસર થાય, અલબત કંઇ પણ થાય નહીં. જેનો ધર્મ કાળો હોય તે ધોળો થાય નહીં. 'આનંદઘન પ્રભુ કાળી કાબળીયાં ચઢત ન દુજો રંગ.' એ ન્યાય આ સ્થાને યથાર્થ ઘટે છે, આવા કાળા મનને દેવતાઓ, મનુષ્યો અને જ્ઞાનિપુરૂષો સમજાવવા માટે ઘણો પ્રયત્ન કરે છે. પણ દેવતા વિગેરેનું સમ

જાણ્યું પણ મન સમજતું નથી. આત્માની બે સ્ત્રીઓ છે. એક સુમતિ સ્ત્રી અને બીજી કુમતિ સ્ત્રી છે. કુમતિરૂપ સ્ત્રીનો ભાઈ મન છે. માટે કર્ત્તા પુરૂષે એમ કહ્યું કે, મારો સાળો મન સમજતો નથી. એની કેવી વક્રતા છે. આવું ખરાબ મન છે. તેને હું શું કહું એવા ઉદ્દેશથી સાતમી ગાથા કહે છે.

૭—વ્યાકરણની રીતિ પ્રમાણે 'મન' એ નપુંસકલિંગી છે. 'મનઃ મનસી મનાંસિ' આ પ્રમાણે તેનાં રૂપ થાય છે, ગુજરાતી ભાષાના વ્યાકરણ અનુસારે પણ મન કેવું એમ જણાતાં નાન્યતર જાતિમાં ગણાય છે, નપુંસક કરતાં પુરૂષમાં પુરૂષાર્થ વિશેષ હોય છે. છતાં પણ આ મનની બાબતમાં તેથી ઉલટું જણાય છે. મન નપુંસક હોવા છતાં પણ પુલ્લિંગને ધારણ કરનાર એવા આત્માઓને હઠાવે છે અને આત્માઓને પોતાના વશ કરે છે. મનના કહ્યા પ્રમાણે આત્માઓ સંસારમાં પ્રવૃત્તિ કરેછે. મન જ્યાં લેઇ જાય છે ત્યાં આત્માઓ જાય છે. મન જેમ નચાવે છે તેમ આત્માઓ નાચે છે, કુદે છે, હસે છે, રૂએ છે, દોડે છે. ચેષ્ટા કરે છે, મન આ પ્રમાણે આત્માઓને રાગ દ્વેષના પાશથી સંસારમાં ફસાવે છે, મન વિનાની સઘળી બાબતોમાં આત્માઓ સામર્થ્યવાળા દેખાય છે. પણ મનને વશ કરી શકતા નથી. મનને કોઈ જીતી શકતું નથી. આવા પ્રકારનું મન જો વશ કરવામાં આવે તો સર્વ કાર્યની સિદ્ધિ થાય તે બાબતને ઉદ્દેશી આઠમી ગાથા કહે છે.

૮—જે આત્માએ મન સાધ્યું તેણે સઘળું સાધ્યું. મન સાધતાં સર્વ સાધનાની પૂર્ણતા થાય છે. અનેક પ્રકારની તપ, જપ, પડિલેહણ, પ્રતિક્રમણ વિગેરે સાધનાઓથી પણ મનને જીતવાનું છું. અને જ્યારે મન જીતાયું ત્યારે સઘળી સાધનાઓ પૂર્ણ થઈ. કોઇપણ વસ્તુ સિદ્ધ કરવાની બાકી રહેતી નથી. જેમ પારો બરાબર મારવામાં આવે તો સુવર્ણ સિદ્ધિ થાય છે. તેમ મન પારો મારવામાં આવે તો પરમાત્મપદની સિદ્ધિ થાય છે, કોઇ પણ

કાર્ય બાકી રહેતું નથી. જેણે મન વશ કર્યું છે તેને કોઇ પણ ક્રિયા કરવાની જરૂર નથી. 'મન સાધ્યું તેણે સઘળું સાધ્યું' એ વાત ખોટી નથી. અર્થાત્ ખરી છે. પણ કોઈ અજ્ઞાની મુખથી બોલે કે, મેં મનને સાધ્યું. એ વાત હું માનતો નથી. મનને સાધવાની વાત મોટી છે. અર્થાત્ કઠીણમાં કઠીણ છે. આવા પ્રકારનુ દુઃસાધ્ય મન કોઇનાથી જીતાય કે નહીં. એવી સ્ફુરણા થતાં નિરાકરણ થયું કે, હે પ્રભો એવું દુસાધ્ય મન તેં વશ કર્યું. તેથી તમે ભગવાન્ થયા તેને ઉદ્દેશી નવમી ગાથા કહે છે.

૯—હે પ્રભો, આવું દુઃસાધ્ય મન પણ આપશ્રીએ જીત્યું છે. એમ શાસ્ત્રોથી મેં જાણીને નિર્ધાર કર્યો છે. 'આગમ પ્રમાણ' થી આ પ્રમાણે હું નિર્ધાર કરૂંછું. આનંદઘનજી કહે છે કે, મ્હારૂ મન વશ કરૂં તો પ્રત્યક્ષ પ્રમાણથી સાચું માનું અર્થાત્ સારાંશ કે, શ્રી કુંથુનાથ ભગવાને મન જીત્યું છે. તે વાત હું આગમ પ્રમાણથો સિદ્ધ માનું છું. અને જો મારૂ મન જીતું તો પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય કે, મન જીતી શકાય છે, આવા પ્રકારનું મન પણ જ્ઞાન અને વૈરાગ્યથી જીતી શકાય છે.

# મન જીતવાના ઉપાયો.

આત્મજ્ઞાન પ્રાપ્ત કરવાથી ધ્યાન થાય છે. અને ધ્યાનથી મન જીતી શકાય છે. ધ્યાનના ચાર ભેદ છે. પદસ્થ, પિંડસ્થ, રૂપસ્થ અને રૂપાતીત આ ચાર પ્રકારના ધ્યાનમાં ચિત્તનો રોધ થવાથી મન બાહ્યના પદાર્થોમાં પરિભ્રમણ કરતું નથી. અને જ્યારે બાહ્યના પદાર્થોમાં મન જતું નથી ત્યારે રાગ દ્વેષ પણ થતો નથી. અને તેથી કર્મ બંધાતાં નથી. જ્યારે ત્યારે પણ મનને અન્તર્મુખ વાળ્યા વિના મન જીતી શકાશે નહીં. બાહ્ય વિષયમાં મન જવા દેવું નહિ એમ જે વખતે પ્રયત્ન કરવા માંડયો કે તુરત મન વિશેષતઃ બહિર્ ભટકતું માલુમ પડશે પણ સમજવાનું કે મનને કંઇને કંઇ કાર્ય કરવું ગમે છે. કંઇનું કંઇ

પણ ચિંતવન કર્યા વિના તેને ચાલતું નથી. માટે મનને અંતર્મુખ વાળવામાં આવે પણ તેને ચિંતવવાનું કાર્ય સોંપવું જોઇએ. બાહ્ય પદાર્થોનું ચિંતવન તો રાગ દ્વેષનું હેતુ છે. તેથી આત્મ સ્વરૂપનું ચિંતવન કરવું જોઇએ. આત્માના ગુણ પર્યાયના વિચારમાં મનને રોકવું. અન્તરમાં વળેલું ચિત્ત અંતે આત્માના વશમાં થાય છે. આત્માની મરજી વિના કંઈ પણ મન વિચાર કરવાને સમર્થ જ્યારે થતું નથી. ત્યારે આત્મા યોગી કહેવાય છે. મનને પોતાના વશ કરીને યોગી આત્માને પરમાત્મ સન્મુખ કરે છે. અને અંતે આત્મા તેજ પરમાત્મા થાય છે. આત્માના શુદ્ધોપયોગમાં રમણતા કરતાં મન સ્થિર થઈ જાય છે અને પોતાનો વિકલ્પ સંકલ્પનો ધર્મ ત્યાગ કરે છે. મનને જીતી અનંત તીર્થંકરો પરમાત્મપદ પામ્યા અને પામશે. સંસારમાં મન માંકડા જેવું છે. માંકડું જેમ એક સ્થાનથી અન્ય સ્થાનમાં પરિભ્રમણ કરે છે. તેમ મન પણ તેવું છે. જ્ઞાન વિના મન વશમાં આવતું નથી. નવધા પ્રકારની 'આત્મ ક્રિયાથી' મન વશમાં આવે છે. તેમજ શ્રાવકનાં બાર વ્રત પાળવાથી પણ અંશે અંશે મન જીતાય છે. દશ પ્રકારે યતિ ધર્મ પાળ્યાથી પણ મન જીતી શકાય છે. જેમ જેમ મન સ્થિર થાય છે. તેમ તેમ સંયમની વૃદ્ધિ થતાં મોહ પણ શમે છે. અને તેથી જ્ઞાનમાં પણ વૃદ્ધિ થાય છે. આત્મજ્ઞાન વિના મન આત્માના ધર્મનું ચિંતવન કરી શકતું નથી. મનને હઠયોગથી ગોંધી રાખવામાં આવે પણ પાછું જરા છૂટું થયું કે જેવું હતું તેવુંને તેવું થાય છે. માટે જ્ઞાનયોગથી મનને વશ કરવામાં આવે તો મન પોતાના વિકલ્પ સંકલ્પ ધર્મને છોડી દેછે. મન અન્તરમાં વળવાથી ક્રોધાદિક દોષોનો નાશ થાય છે. અંતે કર્માવરણનો સર્વથા નાશ થવાથી 'આત્મા' તેજ પરમાત્મારૂપે પ્રકાશે છે. 'શુદ્ધોપયોગરૂપ ઉચ્ચ ભાવનાથી ક્ષણે ક્ષણે આત્માને લાગેલાં આવરણો દૂર થતાં જાય છે. અને જે જે અંશે આવરણો દૂર થાય છે. તે તે અંશે

આત્મા પોતાના ધર્મને પ્રકાશતો જાય છે. અને એમ અભ્યાસ યોગથી આત્મા 'સિદ્ધ યોગી' બને છે. સારા વિચારો કરવાનો અભ્યાસ પાડવો. મનમાં નઠારો વિચાર સ્ફુરે કે તુરત તેજ ક્ષણે સારો વિચાર કરવો. કોઈ મનુષ્યે ધારો કે આપણું અપમાન કર્યું તે વખતે તેના સામો નઠારો વિચાર મનમાં ઉત્પન્ન થાય કે તુરત સારો વિચાર ઘણા વેગથી કરવો. નઠારા વિચારનું જેટલો બળવાન્ વેગ હોય તેના કરતાં શુભ વિચારનો વેગ બળવાન્ હશે તો જ નઠારો વિચાર મનમાંથી દૂર થશે. કોઇએ આપણા સામી લોઢાની બશેરી રગડાવી. તેના વેગને રોકવાને લોઢાની દશ શેરી સામી રગડાવીશું તોજ આપણે ફાવીશું, અત્ર પણ સમજશો કે નઠારા વિચારના બળ કરતાં સારા વિચારનું બળ વિશેષ હશે તો નઠારા વિચારને જીતી શકીશું. ધારો કે, કોઈ પુરૂષને ક્રોધનો આવેશ અર્ધ કલાક પર્યંત રહ્યો. ત્યારે તે પુરૂષ ક્ષમાના વિચારના વેગને એક કલાક પર્યંત મનમાં વહેવરાવે ત્યારે તે બીજી વખત થતા ક્રોધના સામો લડવાને સમર્થ થાય છે. હવે તે જ પુરૂષને કોઇએ આળ ચઢાવ્યું. અને તેની પુષ્કળ નિંદા કરી ત્યારે તે મનુષ્યને એક કલાક પર્યંત ક્રોધ થયો. ત્યારે તે પુરૂષ બે કલાક પર્યંત જ્ઞાનના બળથી મનમાં ક્ષમાના વિચાર કરે, એમ ક્રોધના કરતાં ક્રોધ નાશ કરનાર ક્ષમાને મનમાં વિશેષ ભાવે ત્યારે અંતે ક્રોધનો તે પરાજય કરે છે. ક્રોધને જીતવાનો મોટો તો ઉપાય તો એ છે કે—જ્યારે ક્રોધ થાય કે તુરત આત્માના સ્વરૂપનો વેગથી વિચાર કરવો. આત્માનું સ્વરૂપ વિચારતાં તુરત ક્રોધ શમી જશે. જેને જેટલું જ્ઞાન થયું હોય તે તે પ્રમાણમાં ક્રોધાદિકને જીતવાના પ્રતિપક્ષી ઉપાયો તેણે કામે લગાડવા. ધારો કે કોઈ સ્ત્રીને પરપુરૂષ ભોગવવાની ઇચ્છા થઈ તે સ્ત્રી આત્મજ્ઞાની હોય તો આત્મસ્વરૂપનો વિચાર કરે કે તુરત કામના વિચારો શમી જાય. તે સ્ત્રી આત્માનું સ્વરૂપ ન જાણતી હોય તો દ્રવ્ય શીયળનું રક્ષણ કરવા સતીનાં વર્તન સ્મરણ કરે. કામની અસારતા

વિચારે, અપકીર્તિ વિગેરે દોષોનો વિચાર કરે. કામથી આત્મબળની હાનિ થાય છે તેવા સારા સારા વિચારો અત્યંત વેગથી કરે તો તુરત કામ શમી જાય છે. એ પ્રમાણે દરેક દોષોનો જય કરવા દોષોનો ક્ષય થાય તેવા પ્રતિપક્ષિવિચારોને અત્યંત વેગથી મનમાં સ્ફુરાવ્યા કરવા એમ મનુષ્ય ઉચ્ચ ભાવનાને મનમાં ક્ષણે ક્ષણે વિચારતો અનેક દોષોના પ્રચારથી રહીત થાય છે. આ ઉપરથી સિદ્ધ થયું કે મનને ઉચ્ચ ભાવનામાં વાળ્યાથી અનેક દોષોથી રહીત થાય છે. કોઈ રાજા હોય અને એકદમ તેનો મ્હેલ બળી ગયો ત્યારે તે બહુ રૂદન કરે છે. બહુ દુઃખી થાય છે. પણ બળેલો મ્હેલ પાછો હતો એવો થતો નથી. અને દુઃખ થાય તે તો વિશેષ જ્યારે આ પ્રમાણે વસ્તુ સ્થિતિ છે તો રાજા એમ વિચારે કે, જડ પદાર્થનો મ્હેલ તે હું આત્મા નથી. અને જડ પદાર્થ મારો નથી. જડ નષ્ટ થાય તેથી દીલગીર કેમ થવું જોઇએ. મહેલથી સુખ માન્યું હતું તે પણ કલ્પના છે. કારણ કે મહેલમાં પલંગમાં બેઠેલા રાજાના હૃદયને ચિંતા શોકરૂપ કીડો કોતરી ખાય છે તે પોતે જાણી શકે છે. તેમ જ પર્વતની ગુફામાં ધ્યાન ધરીને બેઠેલા યોગિના આત્મામાં મનની સ્થિરતા થવાથી જે આનંદ થાય છે તે યોગી જાણી શકે છે. રાજાનો મહેલ, અને ગુફા એ બે વસ્તુઓ પણ આત્માને સુખ દુઃખ આપવા સમર્થ નથી, ફક્ત મનુષ્ય પોતાના મનથી પર વસ્તુઓમાં સુખ અને દુઃખની બુદ્ધિથી બંધાય છે. એમ જો રાજા વિચારે તો મ્હેલ બળતાં પણ જરા માત્ર દુઃખી થાય નહીં. આત્મસ્વરૂપનો વિચાર કરતાં આત્માનો સત્યાનંદ અખંડપણે ભોગવી શકે. ધારો કે, કોઇ વ્યાપારી વ્યાપાર કરે છે. અશુભ કર્મના યોગે દેવાળું નીકળ્યું, તો પણ વ્યાપારી વિચાર કરે કે, શુભાશુભ જેવાં જેવાં કર્મ કર્યાં હોય છે તે તે કર્મ જ્યારે ઉદયમાં આવે છે. ત્યારે શુભાશુભ ફળને દેખાડે છે. આ વખતે અશુભ કર્મનો ઉદય દેખાય છે પણ તેથી શોક કરવાનું કંઈ પણ કારણ નથી. અશુભ કર્મ અને અશુભ

કર્મના ફળને હું તટસ્થપણે ભોગવનાર છું. શુભાશુભ કર્મથી હું ભિન્ન છું તેથી શુભાશુભ કર્મના વિપાકને ભોગવતાં હર્ષ શોક કરવો ઘટે નહીં. 'સચ્ચિદાનંદ' મારૂ સ્વરૂપ છે, 'જ્ઞાનઘન' મારૂ છે. માટે જ્ઞાનઘનને જ મારૂ માનવું જોઇએ જડ લક્ષ્મી તે ક્ષણિક છે તેથી તે બાબતનો શોક કરવો ઘટે નહીં. તેમ લક્ષ્મી ઘણી થાય તો હર્ષ વા અભિમાન કરવો પણ ઘટે નહીં. આ પ્રમાણે જો વ્યાપારી મનમાં ઉચ્ચ ભાવના ધારણ કરે તો અશુભ વિચારનો પ્રવાહ બંધ પડે. અને મુખ ઉપર આનંદની છાયા એક સરખી રહે. અને તે વ્યાપારી મનને વશ કરવામાં અંતે બહાદૂર નીવડે ધારો કે કોઈ પ્રબળ પ્રતાપી બ્રહ્મચર્યને ધારણ કરનાર 'મુનિરાજ' છે, મુનિરાજના બ્રહ્મચર્યથી કીર્તિ દશદિશામાં પ્રસરી રહી છે. કોઈક ઈર્ષ્યાળુ મનુષ્યે કપટ કરી બ્રહ્મચારિમુનિરાજ ઉપર વ્યભિચારનું આળ ચઢાવ્યું. મુનિરાજના જાણવામાં આવ્યું મુનિરાજ જો ઇર્ષ્યાળુ મનુષ્ય ઉપર ક્રોધ કરે તો સંયમધર્મનો ઘાત થાય છે. અને તેથી કંઇ કલંક ઉતરતું પણ નથી મુનિરાજ વિકલ્પસંકલ્પ કરે તો તેથી કંઇ મુનિરાજને શાંતિ થતી નથી. કદાપિ મુનિરાજ આત્મઘાત કરે તો મહાપાપ કર્મ બાંધે, લોકોની આગળ પોતાનું બ્રહ્મચારીપણું સિદ્ધ કરવા જાય તો કેટલાક માને અને કેટલાક માને પણ નહીં, મુનિરાજ આવા સંકટના સમયે મનમાં આવી ઉચ્ચભાવના ભાવે કે હે ચેતન, તને કલંક ચઢાવવામાં પરજીવ તો નિમિત્ત માત્ર છે. સીતા, સુભદ્રા જેવી સતીયોને જૂઠાં કલંક ચઢયાં છે તો તને ચઢે એમાં કઇ આશ્ચર્ય નથી. કલંક ચઢવાથી લોકોમાં અપકીર્તિ થાય. તેથી કીર્તિનો નાશ થાય. એમ પણ વિચારીશ નહીં. કીર્તિ અને અપકીર્તિ એ બે પણ નામ કર્મની પ્રકૃતિયો છે. કીર્તિ નામકર્મ ઉદયમાં આવે છે ત્યારે લોકો અપકીર્તિ કરે છે, કીર્તિ અને અપકીર્તિ એ બે નામકર્મની પ્રકૃતિયો ઉદયમાં આવે ત્યારે સમભાવ રાખવો જોઇએ. અપકીર્તિ થતાં તે કર્મ ખપી જાય છે. અપકીર્તિ નામકર્મ ભોગવતાં જો તું ખરાબ વિચાર

કરીશ તો નવીન કર્મ બાંધીશ. માટે હવે સમભાવ રાખ, પૂર્વ કર્મમાં કોઇ ઉપર તેં વ્યભિચારનું કલંક ચઢાવ્યું હશે તેથી તે કર્મ હાલ ઉદયમાં આવ્યું છે, તું બ્રહ્મચારી છે છતાં કલંક દીધાનું વ્યભિચાર કર્મ ઉદયમાં આવવાથી હાલ સીતાની પેઠે લોકોમાં અપકીર્તિ થાય છે. તેથી કંઈ વિકલ્પસંકલ્પ કરવો જોઇએ નહીં. જે જે કર્મ ઉદયમાં આવે તે સમભાવે સહન કરવાં, એ તારો ધર્મ છે. વળી હે ચેતન! પોતાનું બ્રહ્મચારિપણું સિદ્ધ કરવા અન્યોને સમજાવા પ્રયત્ન કરવો એ પણ યુક્તિયુક્ત નથી. તું કેટલાકને સમજાવીશ. લોકોને સમજાવતાં પાર પણ આવવાનો નથી. પોતાની પ્રવૃત્તિને માટે તું નિર્ભય રહે. લોકો બ્રહ્મચારી કહે અગર વ્યભિચારી કહે તેથી કંઈ ત્હારૂં ખોટું થવાનું નથી. સારૂં ખોટું થવું એ શુભાશુભ પરિણામના હાથમાં છે. માટે ત્હારૂં સ્વરૂપ તું વિચાર. કલંક દેનાર ઉપર પણ મૈત્રી ભાવના રાખ, મૈત્રી ભાવનાનું ઉચ્ચ સામર્થ્ય તનેજ ફળ આપશે. કારણ કે મૈત્રી ભાવનાને તું મનમાં ધારણ કરે છે. તેથી તું ઉચ્ચ થતો જાય છે. જગત્ સારો ખોટો કહે તેથી તું ઉચ્ચ નીચ થતો નથી. પણ તું સારા અને ખોટા વિચારથી ઉચ્ચ નીચ થાય છે. માટે તું ત્હારા સ્વરૂપનો વિચાર કર. આ પ્રમાણે બ્રહ્મચારી મુનિરાજ ઉત્તમ વિચાર કરે તો તે પોતાનું અને પરનું કલ્યાણ કરી શકે છે. અને તે મનને જીતી શકે છે, દોષોનો નાશ કરવા માટે મનમાં ઉચ્ચ ભાવના જ્ઞાનબળથી પ્રસંગોપાત ધારણ કરવામાં આવે તો મનુષ્ય આનંદમય ઉચ્ચજીવન ગાળે છે. અને એ તે મનને જીતી કર્મનો ક્ષય કરી ‘ પરમાત્મા ’ રૂપ બને છે. પોતાનું અસલ પરમાત્મ સ્વરૂપ વરે છે, આત્મા તેજ પરમાત્મા છે એમ ઉચ્ચભાવનાથી પોતાને જ્યારે પરમાત્મ સ્વરૂપ દેખે છે ત્યારે કઈ વસ્તુની પ્રાપ્તિ ચેતનને બાકી રહી; અલબત સર્વ વસ્તુની પ્રાપ્તિ ચેતનને છે. તેમાં પણ વિચારવાનું કે, મનુષ્ય, સી. આ. ઈ. ના પુછડા માટે સરકારની આજીજી કરે છે. જે. પી. ના પુછડા માટે પણ તેમ કરે છે.

તેમજ રાજા બહાદૂર વિગેરેના ઈલ્કાબ (પુછડા) માટે મરી મથે છે. કદાપિ સર્વદેશનો ચક્રવર્તિ થાય તો બાકી જ શું રહ્યું. વળી કોઈ દેવેન્દ્ર થાય તો આનંદનો પાર નહીં. સર્વનો ઉપરી બન્યો તેના કરતાં પણ મોટામાં મોટી પદવી કે જે પદવીવાળાને ચોસઠ ઇન્દ્ર પૂજે છે. નમે છે. સ્તવે છે. એવી પરમાત્મ પદવીની પ્રાપ્તિ માટે તો કહેવુંજ શું. એવી પદવી મળે તો કદી જન્મ જરા અને મરણનાં દુઃખ પ્રાપ્ત થાયજ નહીં. તેમજ પરમાત્મ પદવી મળ્યા પછી તે પદવી કદી નષ્ટ થાય નહીં. આવી પદવી ક્યાં હશે? આકાશમાં હશે કે પાતાળમાં હશે. ક્યાંથી આવી પદવી મેળવવી, કોઇ એવી પદવીનું સ્થાન દેખાડે તો તેનો કેટલો ઉપકાર ગણાય? જો એવી પદવીની તમને ઘણી ઈચ્છા હોય. અને તે ક્યાં છે એમ દેખવું હોય તો હે ભવ્યો! જરા શાંત થાઓ જુઓ ભૂલશો નહીં. તમારા શરીરમાં રહેલો આત્મા છે તેજ પરમાત્મા છે. અહો કેટલી આનંદની વાત, તમારા ઘટમાં પરમાત્મા છે. હવે તમારે કઈ બાબતની ન્યૂનતા છે. ? કોઈ પણ બાબતની ન્યૂનતા નથી. કહો. હવે તમે રાજાના રાજાછો કે, ગરીબ છો. ઉત્તરમાં કહેશો કે. હું તો ત્રણ ભુવનમાં મોટામાં મોટો છું. 'પરમાત્મા' છું, હવે ત્યારે તમે સમજો કે કોઈ વાતની તમને ન્યૂનતા નથી, પરમાત્માને જડ વસ્તુની ઈચ્છા હોતી નથી. જ્યારે આત્મા પરમાત્મારૂપ છે ત્યારે જડવસ્તુની ઇચ્છા કેમ કરવી જોઇએ. કર્મના યોગે જડવસ્તુઓનો યોગ થાય તો પણ જડ વસ્તુની ઇચ્છા તો ન કરવી જોઇએ. જડવસ્તુમાં રાગ દ્વેષ ન કરવો જોઇએ. પરમાત્મપદવી આત્મામાં રહેલી છે પણ કર્માવરણથી પરમાત્મ પદવી દેખાતી નથી. જેમ જેમ જ્ઞાનાવરણ વિગેરે કર્મ, આત્માથી દૂર થાય છે તેમ તેમ આત્માના ગુણોનો પ્રકાશ થતો જાય છે સકળ કર્મનો ક્ષય થવાથી સંપૂર્ણ અનંત ગુણોનો પ્રકાશ થાય છે. આ પ્રમાણે વિચારતાં પ્રત્યેક ભવ્યજીવના અનુભવમાં આવશે કે શરીરની અંદર અમૂલ્ય હીરો રહ્યો છે. પણ બીલકૂલ

મોહથી જડ જેવા બની ગયેલા અજ્ઞાની જીવો ચેતી શકતા નથી. શરીરમાં આત્મા છે માટે આત્માનેજ ગ્રહો. આત્માના ધ્યાનમાં રહો, આત્માના અસંખ્યપ્રદેશ છે. અનંતકાળ ગયો અને અંનતકાળ જશે તો પણ અસંખ્યપ્રદેશોમાંથી એક પણ પ્રદેશ નાશ પામતો નથી. આત્માના એકેકપ્રદેશમાં જ્ઞાન દર્શન ચારિત્ર વીર્ય સુખ વિગેરે અનંત ગુણો રહ્યા છે. તેમજ આત્માના એકેક પ્રદેશમાં અનંતપર્યાય છે અસંખ્યપ્રદેશમાં અનંત ગુણપર્યાય છે. અસંખ્યાતપ્રદેશ મળીને આત્મા કહેવાય છે. આત્માના પર્યાયની શુદ્ધતા તેજ પરમાત્મપદ જાણવું. આવું પરમાત્મપદ આત્માથી ભિન્ન નથી. અંતરમાં જ્ઞાનથી તપાસી જોતાં પરમાત્મપદનો અનુભવ આવશે. નામ પરમાત્મા, સ્થાપના પરમાત્મા, દ્રવ્યપરમાત્મા, ભાવપરમાત્મા, આચાર નિક્ષેપે પરમાત્મા છે. તેમજ પરમાત્માના બે ભેદ છે. ભવસ્થ પરમાત્મા અને અભવસ્થ પરમાત્મા, તેમજ વળી સાતનયથી પરમાત્માનું સ્વરૂપ .ણવું. જેમ જેમ આત્મા ચઉદ ગુણસ્થાનક પૈકી ઉપર ઉપરના ગુણ સ્થાનકે ચઢે છે. તેમ તેમ પોતાના અનંત ગુણોને ઉપશમભાવે, ક્ષયોપશમભાવે અને ક્ષાયિકભાવે ખીલવે છે, ધારો કે અમદાવાદથી મુંબાઈ ટ્રેનમાં જવાનું છે તેમાં જેટલો માર્ગ કાપ્યો તેટલું મુંબાઈ નજીક આવતું જાય છે તેવી જ રીતે આત્માના પ્રદેશો તરફ જે જે અંશે ઉપશમાદિ ભાવથી ગમન કરીએ છીએ તેટલા તેટલા અંશે પરમાત્માના સન્મુખ જઇએ છીએ. પરમાત્મસ્વરૂપ પામવા માટે જે જે પુરૂષો પ્રયત્ન કરે છે તે તે પુરૂષો કારણ સામગ્રી પામીને પરમાત્મપદની સિદ્ધિ કરે છે. અન્તરદૃષ્ટિથી પરમાત્મપદ જાણી શકાય છે. અન્તરદૃષ્ટિને જ્ઞાન કહે છે. જ્ઞાનના પાંચ ભેદ છે. મતિ, શ્રુત, અવધિ, મનપર્યવ અને કેવળજ્ઞાન એ પાંચ ભેદનું વિવેચન કરે છે.

## परमंज्योतिः

પરમાત્મા પરમંજ્યોતિઃ એટલે પરમ જ્ઞાન (કેવળજ્ઞાન) વાળા છે, માટે પ્રસંગાનુસારે જ્ઞાનના ભેદો વર્ણન કરતાં કેવળ-જ્ઞાનનું સ્વરૂપ સમજાશે એમ જાણી વિવેચન કરાય છે.

તત્ર જ્ઞાનનું લક્ષણ કહે છે, 'સ્વપરાવભાસકંજ્ઞાનમ્' પ્રથમ મતિજ્ઞાનનું લક્ષણ કહે છે, પાંચ ઇન્દ્રિય અને મનના સંબંધથી વસ્તુનું વિશેષ સ્વરૂપ જાણવું તેને મતિજ્ઞાન કહે છે. જેમ દીપ-કથી ઘટ પ્રકાશાય છે. તેમ મતિજ્ઞાનથી પદાર્થનો પ્રકાશ થાય છે. મન અને ચક્ષુ વિના બાકીની ચાર ઇન્દ્રિયોથી વ્યંજનાવગ્રહ ચાર પ્રકારનો છે. મન અને ચક્ષુ વિનાની બાકીની ચાર ઇન્દ્રિય પ્રાપ્યકારી છે. મન અને નયન બે ઇન્દ્રિય અપ્રાપ્યકારી છે. વ્યંજનાવગ્રહની સ્થિતિ આવલિના અસંખ્યાત ભાગ પ્રમાણ છે.

૧ અર્થાવગ્રહ. ૨ ઇહિા. ૩ અપાય. ૪ ધારણા. આ ચાર પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠા મનથી ઉત્પન્ન થાય છે.

૧ સ્પર્શાદિકનો વ્યંજનાવગ્રહ થયા પછી ઇન્દ્રિયોથી કંઇક વસ્તુ છે એવું જ્ઞાન થાય છે તેને 'અર્થાવગ્રહ' કહે છે. 'નૈશ્ચયિક અર્થાવગ્રહ' એક સમયકાળ પ્રમાણ છે. વ્યાવહારિક અર્થા-વગ્રહ અંતર્મુહૂર્ત પ્રમાણ હોય છે.

૨ કોઇએક શબ્દના અર્થાવગ્રહ પછી વિચાર થયો કે આ શબ્દ મનુષ્યનો છે કે જાનવરનો છે એવો તર્ક્ક કરવો તેને 'ઇહિા' કહે છે.

૩ અમુકનો આ શબ્દ છે એમ નિર્ધાર કરવો તેને 'અ-પાય' કહે છે.

૪ પશ્ચાત્ તે અપાયભૂત વિષયને ધારણ કરી રાખવોતે ને 'ધારણા' કહે છે. ઇહિાનો કાલ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. છતા ધર્મનો નિર્ધાર કરે તે 'સમ્યગ્ અપાય કહે છે અને 'અછતા ધર્મનો' નો નિર્ધાર કરે તેને 'મિથ્યા અપાય' કહે છે. 'અ-

પાય ’ નો કાલ અંતર્મુહૂર્ત પ્રમાણ છે. નિર્ણીત અર્થને વાસના સંસ્કાર પૂર્વક મનમાં ધારણ કરવામાં આવે. તેથી કાલાંતરમાં તેના સમાન વસ્તુ દેખી અથવા તે વસ્તુને વિચારતાં સ્મરણ થાય. તેને ધારણા કહે છે. ધારણાનો અસંખ્યવર્ષનો કાલ છે. સાગરોપમાદિકના આંતરે પૂર્વનું કર્તવ્ય સ્મરણમાં આવે છે. જાતિસ્મરણ જ્ઞાનને પણ આચારાંગસૂત્રની વૃત્તિમાં ધારણાનો ભેદ કહ્યો છે.

પાંચ ઇન્દ્રિય અને છઠ્ઠા મન થકી છ અર્થાવગ્રહ તેમજ છ પ્રકારની ઇહિા. તેમજ છ પ્રકારનો અપાય તેમજ છ પ્રકારની ધારણા. એમ ચોવીશ ભેદ થયા. તેમાં વ્યંજનાવગ્રહના ચાર ભેદ મેળવતાં અઠ્ઠાવીશ ભેદ થયા.

૧ કાર્ય સમયે કાર્યને પાર પાડવાની તત્કાલ બુદ્ધિ ઉત્પન્ન થાય તેને ‘ ઔત્પાતિકી બુદ્ધિ ’ કહે છે. રોહા, અભયકુમાર તથા બીરબલમાં આવી બુદ્ધિ હતી.

૨ ગુરૂનો વિનય કરતાં જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેને ‘ વૈનયિકી બુદ્ધિ ’ કહે છે. વૈનયિક બુદ્ધિનો અદ્‌ભૂત ચમત્કાર હોયછે.

૩ કાર્ય કરતાં અભ્યાસ વિશેષથી કાર્યમાં બુદ્ધિ પહોચે છે તેને ‘ કાર્મીકી ’ બુદ્ધિ કહે છે. આગગાડી, ફોનોગ્રાફ વિગેરે કાર્યોમાં સુધારો વધારો અભ્યાસનાયોગે બુદ્ધિથી થયો છે અને થશે. ઔષધ વગેરેમાં પણ કાર્મીકી બુદ્ધિનો ખપ પડે છે.

૪ વયની પરિપકવ અવસ્થાથી જે બુદ્ધિ ઉત્પન્ન થાય છે તેને ‘ પારિણામિકી બુદ્ધિ કહે છે એ ચાર અશ્રુતનિસૃતમતિના ભેદછે ’ અઠ્ઠાવીશ ભેદની સાથે આ ચાર ભેદ મેળવતાં બત્રીશ ભેદ થાય છે.

અઠ્ઠાવીશ મતિજ્ઞાનના ભેદ છે. તેમાં પ્રત્યેકના બાર ભેદ છે. તે જણાવે છે.

અનેક જીવો અનેક વાજીંત્રના શબ્દો સાંભળે છે. ક્ષયોપશમની વિચિત્રતાથી કોઇક જીવ ઘણા શબ્દ ગ્રહણ કરે છે. તે

પહેલું ' બહુ ' અને કોઇકિ જીવ થોડા શબ્દ ગ્રહણ કરે છે તેને ' અબહુ ' કહે છે. કોઇક જીવ એક શબ્દના ગાઢ હલકા વિગેરે ઘણા ભેદ જાણે તે ત્રીજું ' બહુવિધ ' જાણવું. કોઇક થોડા ભેદ જાણે તે ' અબહુવિધ ' ચોથું જાણવું. કોઇકિ શબ્દને તુર્ત ગ્રહણ કરે તે ' ક્ષિપ્ર, જાણવું. કોઇક હળવે હળવે શબ્દને ગ્રહણ કરે તે અક્ષિપ્ર જાણવું. કોઇક શબ્દને અનુમાનથી જાણે તે સાતમું સલિંગ જાણવું. કોઇકિ અનુમાન વિના શબ્દને જાણે તે આઠમું ' અલિંગ ' જાણવું. કોઇક શબ્દને સંદેહ સહિત જાણે તે નવમું ' સંદિગ્ધ મતિજ્ઞાન ' જાણવું. કોઇકિ સંદેહ રહિત જાણે તે દશમું ' અસંદિગ્ધ ' જાણવું. કોઇક શબ્દને એકવાર જાણતાં બીજી વાર પણ જાણે તે અગીયારમું 'ધ્રુવ' જાણવું કોઇક વારંવાર જણાવ્યાથી જાણે તે બારમું ' અધ્રુવ ' જાણવું. અઠ્ઠાવીશ ભેદને બારગુણા કરતાં ૩૩૬ ત્રણસેને છત્રીશ ભેદ થાય છે તેમાં ઔત્પાતિક વિગેરે ચાર પ્રકારની બુદ્ધિ મેળવતાં ૩૪૦ ત્રણસેને ચાલીશ ભેદ મતિજ્ઞાનના થાય છે.

## श्रुतज्ञानस्वरूपम्.

મતિજ્ઞાન તે શ્રુતજ્ઞાનનું કારણ છે. ભાવશ્રુત તે મતિજ્ઞાનનું કાર્ય છે. મતિજ્ઞાનતે નિરક્ષર અને ' શ્રુતજ્ઞાનતો સાક્ષર વિચારણા વર્ણ રૂપ ' છે. તથા મતિજ્ઞાન તો મુંગું છે કોઇને પોતાનું સ્વરૂપ કહી શકતું નથી. અને શ્રુતજ્ઞાન અક્ષરરૂપે છે તેથી પરને આપી શકાય છે. શ્રુતજ્ઞાન સ્વપર પ્રકાશક છે. મતિજ્ઞાન થકી ભિન્ન છે. તે મતિજ્ઞાન પશ્ચાત્ શ્રુતજ્ઞાન હોય છે, નવ્યો, તો

श्रुतोपयोगो मत्युपयोगान्न पृथग् मत्युपयोगेनैवतत्
कार्योपपत्तौ तत् पार्थक्यकल्पनाया व्यर्थत्वात् ॥

ભાવાર્થ—મતિના ઉપયોગથી શ્રુતોપયોગ ભિન્ન નથી મતિના ઉપયોગથી શ્રુતોપયોગની કાર્યતા સિદ્ધથતાં મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાનની ભિન્નકલ્પના કરવી તે વ્યર્થ છે એમ જણાવે છે. મહાવાદી સિદ્ધસેન કહેછે કે,

**वैयर्थ्यातिप्रसंगाभ्यां न मत्यधिकं श्रुतमित्याहुः**

વૈયર્થ્ય અને અતિ પ્રસંગના દોષથી મતિજ્ઞાનથી શ્રુતજ્ઞાન અધિક કહી શકાતું નથી શ્રીજ્ઞાનબિંદુમાં કહ્યું છે, શ્રુતજ્ઞાનના ચોદ ભેદ છે.

**अख्कर सन्नी सम्मं, साइयं खलु सुपज्झवसियंच;**
**गमियं अंगपविठं. सत्तवि ए ए सपडिवख्का. ॥ ६ ॥**

ભાવાર્થ—અક્ષર શ્રુત, અનક્ષરશ્રુત, સંજ્ઞીશ્રુત, અસંજ્ઞીશ્રુત, સમ્યક્શ્રુત, અસમ્યક્શ્રુત, આદિશ્રુત, અનાદિશ્રુત, પર્યવસિતશ્રુત, અપર્યવસિતશ્રુત, ગમિકશ્રુત, અગમિકશ્રુત, અંગપ્રવિષ્ટશ્રુત, તથા અંગબાહ્યશ્રુત, એ રીતે ચોદ ભેદ જાણવા.

૧ અક્ષરશ્રુતના ત્રણ ભેદ છે. ' સંજ્ઞાક્ષર, વ્યંજનાક્ષર લબ્ધ્યક્ષર. સંજ્ઞાક્ષર અઢાર પ્રકારની લીપીના ભેદથી અષ્ટાદશ પ્રકારનું છે. અઢાર લીપીનાં નામ.

**हंसलिवी, भूयलिवी, जख्का, तह रख्कसीय, बोधव्वा;**
**उड्डी, जवणि, तुरुकी, कीरी, दवडीय, सिंधविया. ॥ १ ॥**
**मालविणी, नडि, नागरि, लाडलिवी पारसीय बोधव्वा;**
**तह अनमित्तीय लिवी, चाणक्की मूलदेवीय ॥२॥**

૨ વ્યંજનાક્ષર, અકારથી હકારપર્યંત અક્ષર સમજવા, અક્ષર માત્ર જે મુખથી બોલાય છે ગમે તે ભાષાના હોય તો પણ વ્યંજનાક્ષરમાં તેનો સમાવેશ થાય છે બન્ને પ્રકાર અજ્ઞાનાત્મક છે તો પણ શ્રુત હેતુ હોવાથી ઉપચારથી એ બેને શ્રુતજ્ઞાનની સંજ્ઞા આપી છે.

૩ ' લબ્ધિઅક્ષર, ' શબ્દ શ્રવણ તથા રૂપદર્શનાદિક થકી અર્થપરિજ્ઞાન ગર્ભિત જે અક્ષરની ઉપલબ્ધિ થાય છે તે ' લબ્ધ્યક્ષરશ્રુત જાણવું'.

यदाह–जोअख्करोवलंभो, सालद्धितंचहोइ विन्नाणं;
इंदियमणो निमित्तं. जों आवरणख्कओवसमो ॥१॥

જે અક્ષરોથી અભિલાપ્ય ભાવોનું પ્રતિપાદન કરવામાં આવે છે એવું પ્રધાનશ્રુત તેને ' અક્ષરશ્રુત ' કહે છે. કેટલાક પદાર્થો અભિલાપ્ય છે અને કેટલાક અનભિલાપ્ય છે. અનભિલાપ્યભાવ પણ લોકમાં અનંતા છે. અનભિલાપ્ય ભાવોનો અનંતમો ભાગ અભિલાપ્ય ભાવ છે.

यदाहुः पन्नवणिज्जा भावा, अणंतभागोउ अणभिलप्पाणं
पन्नवणिज्जाणं पुण, अणंतभागो सुय निबद्धो. ॥ १ ॥
जं चउदसपुव्वधरा, छठाणगया परूप्परं हुंति;
तेणउ अणंत भागो, पन्नवणिज्जाणजं वुत्तं ॥ २ ॥
अख्करलंभेण समा, ऊणहिया हुंतिमइ विसेसेणं;
तेविहुं मइ विसेसा, सुयनाणभ्भंतरेजाण ॥ ३ ॥

પ્રજ્ઞાપનીય એટલે અભિલાપ્ય પદાર્થોનો અનંતમો ભાગ શ્રુતનિબદ્ધ છે. ચતુર્દશપૂર્વધારકો ષટ્સ્થાનકપતિત પરસ્પર હોય છે. અક્ષરની પ્રાપ્તિમાં સર્વ સરખા છે. પણ મતિવિશેષથી ચતુર્દશ પૂર્વધરો ન્યૂનાધિક હોય છે. શ્રુતજ્ઞાનમાં તત્ સમાવેશ સમજવો.

૨ અનક્ષરશ્રુત—શિરકંપન, હસ્તચાલન, થુંકવું, ખુંખારો કરવો શમસ્યાદિકથી ગમન આગમન આદિ મનના અભિપ્રાયનું જાણવું વા જણાવવું. તેને અનક્ષરશ્રુત કહે છે, કોઈક પુરૂષ કોઈને પુછે કે તમારે ખાવું છે ત્યારે મસ્તક હલાવીને ન ખાવાનું જણાવે ઈત્યાદિ દૃષ્ટાંત સમજવાં.

૩ સંજ્ઞિશ્રુત—સંજ્ઞા ત્રણ પ્રકારની છે. ભવિષ્યકાળમાં કેમ થશે. ઇત્યાદિક અતીત અનાગત ઘણા લાંબા કાળનું ચિંતવવું તેને દીર્ઘકાલિકી સંજ્ઞા કહે છે.

તાત્કાલિક ઇષ્ટ અને અનિષ્ટ વસ્તુ જાણીને પ્રવૃત્તિ નિવૃત્તિ કરવી તેને હેતુવાદોપદેશિકી સંજ્ઞા કહે છે. અને ' ક્ષાયોપશમિકજ્ઞાનથી ' સમ્યગ્દૃષ્ટિપણું થાય તેને ' દૃષ્ટિવાદોપદેશિકી ' સંજ્ઞા કહે છે તેમાં સંજ્ઞીપંચેન્દ્રિયને દીર્ઘકાલિકી સંજ્ઞા હોય છે. દીર્ઘકાલિકી સંજ્ઞાથી આગમમાં સંજ્ઞીપણું કહ્યું છે. સંજ્ઞી નિ[illegible]ચકશ્રુતને સંજ્ઞિશ્રુત કહે છે. વિકલેન્દ્રિય અસંજ્ઞીને હેતુ વાદોપદેશિકી સંજ્ઞા હોય છે.

પૂર્વધરોને દૃષ્ટિવાદોપદેશિકી સંજ્ઞા હોય છે.

૪ અસંજ્ઞિશ્રુત—મન વિના માત્ર ઇન્દ્રિયોથી ઉત્પન્ન થએલું શ્રુત તેને અસંજ્ઞિશ્રુત કહે છે.

૫ સમ્યક્શ્રુત—સમ્યક્દૃષ્ટિથી યથાર્થ પદાર્થ સ્વરૂપનું જાણવું તેને ' સમ્યક્શ્રુત ' કહે છે.

૬ મિથ્યાશ્રુત—મિથ્યાત્વદૃષ્ટિથી અયથાર્થપણે પદાર્થોને જાણવા તેને ' મિથ્યાશ્રુત કહે છે.

૭, ૮, ૯, ૧૦ શ્રુતજ્ઞાન સાદિ સપર્યવસિત છે તેમજ અનાદિ અપર્યવસિત છે દ્રવ્યથી એક પુરૂષઆશ્રી શ્રુતજ્ઞાન સાદિ સપર્યવસિત છે. અને અનેક મનુષ્ય આશ્રી લઇએ તો 'અનાદિ અપર્યવસિત' છે. એકજીવદ્રવ્યને જ્યારે સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે શ્રુતજ્ઞાનની આદિ કહેવાય છે, અને જ્યારે સમ્યકત્વ ટળી જાય છે અથવા કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે તેનો અંત થયો કહેવાય છે. તેથી દ્રવ્યાપેક્ષાએ ' સાદિ સપર્યવસિત શ્રુતજ્ઞાન જાણવું. ઘણા જીવો સંબંધી વિચાર કરીએ તો અમુક જીવને સર્વથી પ્રથમ શ્રુતજ્ઞાનની ઉત્પત્તિ થઈ અને અમુક જીવના તનો અંત થયો એમ કહેવાય નહી. માટે દ્રવ્યથી

શ્રુતજ્ઞાનમાં ઘણા જીવોની અપેક્ષાએ ' અનાદિ અપર્ય વસિત ' ભંગ જાણવો.

ક્ષેત્રથી પાંચ ભરત તથા પાંચ ઐરવતમાં જ્યારે તીર્થંકરનું તીર્થ પ્રવર્તે છે. ત્યારે દ્વાદશાંગીરૂપ શ્રુત હોયછે. અને જ્યારે તીર્થનો ઉચ્છેદ થાય છે ત્યારે શ્રુતજ્ઞાનનો પણ વિચ્છેદ થાય છે. તેથી ભરતાદિક ક્ષેત્રની અપેક્ષાએ ' સાદિ સપર્યવસિત શ્રુતજ્ઞાન ' જાણવું. મહાવિદેહક્ષેત્રમાં સદાકાલ ચોથો આરો હોય છે તેથી ત્યાં તીર્થનો ઉચ્છેદ થતો નથી તેથી શ્રુતજ્ઞાનનો પણ ઉચ્છેદ થતો નથી. તેથી ત્યાં ' અનાદિ અપર્યવસિત શ્રુતજ્ઞાન ' જાણવું.

કાળથી ઉત્સર્પિણી તથા અવસર્પિણીમાં ચોથા તથા પાંચમા આરામાં શ્રુતજ્ઞાન હોય છે. અને છઠ્ઠા આરામાં શ્રુતજ્ઞાનનો વિચ્છેદ થાય છે. તેથી ' સાદિ સપર્યવસિત શ્રુતજ્ઞાન ' જાણવું. મહાવિદેહમાં ચોથા આરાનો કાળ હોવાથી ' અનાદિ અપર્યવસિત શ્રુતજ્ઞાન ' હોય છે.

ભાવથી ભવ્યસિદ્ધિયા જીવને સમ્યકત્વની પ્રાપ્તિ થાય છે ત્યારે શ્રુતજ્ઞાનની આદિ અને કેવળજ્ઞાનની પ્રાપ્તિ થાય છે ત્યારે અંત થવાથી ' સાદિ સપર્યવસિત શ્રુતજ્ઞાન ' હોયછે. અભવ્ય જીવ આશ્રયી ક્ષાયોપશમિક ' ભાવે ' શ્રુતજ્ઞાન અનાદિ અપર્યવસિત ' હોય છે.

૧૧—એકાદશમું ' ગમિકશ્રુત ' છે. સૂત્રોમાં સરખા આલાવા ( પાઠ ) હોય તે જાણવું. દૃષ્ટિવાદ સૂત્રમાં આવા સરખા પાઠો હોય છે.

૧૨—' અગમિકશ્રુત ' જેમાં અક્ષરોના સરખા આલાવા ન હોય તે જાણવું. કાલિકશ્રુતમાં પ્રાયઃ અણસરખા આલાવા છે.

૧૩—' અંગપ્રવિષ્ટ ' દ્વાદશાંગીરૂપ જાણવું તે કહે છે.

**अठारस पय सहस्सा, आयारे दुगुण दुगुण सेसेसु**
**सूयगड ठाण समवाय, भगवई नायधम्मकहा.** १

अंगं उवासगदसा, अंतगड अणुत्तरोववाइ दसा;
पन्हावागरणं वा, विवाग सुयमिग दसं अंगं. २
परिकम्म सुत्तपुव्वा, णुओग पुव्वगय चूलिया एवं;
पण दिठिवाय भेया, चउदस पुव्वाइं पुव्वगयं. ३
उप्पाए पुव्वकोडी, अग्गाणीअंमि छन्नवइ लख्का.
विरियपवाए अथ्थि, प्पवाइ लख्कं सरिय सठी. ४
एग पऊणी कोडी, पयाण नाणप्पवाय पुव्वंमि;
सच्चप्पवाय पुव्वे, एगा पय कोडि छच्चपया. ५
छव्वीसं पयकोडी, पुव्वेयआयप्पवाय नामंमि,
कम्मप्पवाय पुव्वे, पयकोडी असिइ लख्कजुया. ६
पच्चखाणभिहाणे, पुव्वे चुलसीइ पय सयसहस्सा,
दसपय सहस जुयापय, कोडी विझापवायंमि. ७
कल्लाणनामधिज्जे, पुव्वंमि पयाण कोडि छव्वीसा.
छप्पन्न लख्क कोडी, पयाण पाणाओ पुव्वंमि ८
किरियाविसाल पुव्वे नवपय कोडीओ बिंति समयविओ;
सिरिलोक बिंदुसारे, सढ्ढदुवाल सयपयलख्का ॥ ९ ॥

આ પ્રમાણે સૂત્ર તથા પૂર્વના પદની સંખ્યા જાણવી. તથા ચતુર્દશ પૂર્વમાંના પ્રત્યેક પૂર્વમાં જેટલી વસ્તુઓ છે તેને કહેછે.

दुहा.

पूजो प्रेम विशुद्धथी, धुरि पूर्व उत्पाद;
दश वस्तुथी जे भर्युं, नमो नमो अप्रमाद. १
बीजुं पूर्व अग्रायणी, चौदश वस्तु प्रमाण;
जिन वचनामृतथी भर्युं, नमो धरी बहुमान २
त्रीजा वीर्य प्रमादमां, अष्ट वस्तु सुविवेक;
पूजो ध्यावो भावथी, प्रणमो धरी सुटेक ३

पूर्वअस्ति प्रवाद छे, जेमां वस्तु अढार,
चतुर्गतिनां दुःखहरे, नमो नमो सुखकार ४
द्वादश वस्तुथी भर्युं, पूर्व ज्ञानप्रवाद;
पंचम पंचमगतिप्रद, नमिये तजी विवाद. ५
सत्यप्रवाद छठुं नमो, दोय वस्तु भंडार;
अन्तर तप गुण पामवा, नमिये वारंवार. ६
अहो धन्य आ समयने, टाळी भव जंजाळ;
नमिये आत्मप्रवादने; सोल वस्तु सुविशाल. ७
कर्मप्रवादमां त्रीस छे, वस्तु गुरु आम्नाय;
अष्टकर्म हरे आठमुं, नमो सदा सुखदाय ८
नवमुं प्रत्याख्यान छे, नवनिधि सुखदाय;
वीश वस्तु तेमां रही, नमतां भव दुःख जाय. ९
दश पूर्व श्रुत केवली, पन्नर वस्तु सुसिद्ध;
विद्याप्रवादने विनयथी, वंदी लहो निज ऋद्धि १०
द्वादश वस्तु शोभतुं, वंदो धरी बहुमान;
कल्याणप्रवादने, भणतां शिव कल्याण. ११
प्राणावायमां तेर छे, वस्तु विवेक विचार;
भाव धरीने पूजतां, लहीए सुख निर्धार. १२
क्रियाविशाल छे तेरमुं, विशुद्ध वस्तु त्रीश;
तेर काठिया दूर करे, सुखकर विश्वावीश. १३
चौदमुं पूर्व श्रेष्ठ छे. मुक्ति स्थान दातार;
लोकबिंदुसारज कह्युं, जेमां ज्ञान अपार. १४

૧૪—‘ અંગબાહ્યશ્રુત ’ એકાદશ અંગની જે બાહ્ય છે તે અંગ બાહ્યશ્રુત જાણવું. આવશ્યક તથા દશવૈકાલિક વિગેરે.

એ રીતે શ્રુતજ્ઞાનના ચૌદ ભેદ કહ્યા, શ્રુતજ્ઞાનના વીશ ભેદ પક્ષાંતરથી થાય છે તે બતાવે છે.

## ગાથા

**पज्जय अरकर पय संघाया, पडिवत्ति तहय अणुओगो**
**पाहुड पाहुड पाहुड, वथ्थु पुव्वाय स समासा १**

**ભાવાર્થ**—પર્યાય તે જ્ઞાનનો અંશ છે, જ્ઞાનના એક અંશને પર્યાયશ્રુત કહે છે. અને જ્ઞાનના અનેક અંશને 'પર્યાય સમાસશ્રુત કહે છે. નિગોદીયો લબ્ધિ અપર્યાપ્ત જીવ; તેને સર્વથી જઘન્યશ્રુત હોય. 'અખ્ખરસ્સ અણંતમો ભાગો ઉગ્ઘાડિઓ હોઈ' નિગોદીયા જીવને જ્ઞાનનો અનંતમો ભાગ ઉઘાડો હોય છે. નિગોદીયા જીવના શ્રુતજ્ઞાનથી અન્ય જીવમાં જ્ઞાનનો એક અંશ વૃદ્ધિ પામેછે તેને 'પર્યાયશ્રુત' કહે છે.

શ્રુતજ્ઞાનના બે ત્રણ આદિ વિભાગ જીવોમાં વૃદ્ધિ પામેલા હોય છે. જીવોમાં શ્રુતજ્ઞાનના અનેક અંશોની વૃદ્ધિ થાય છે. તેને 'પર્યાયસમાસશ્રુત' કહે છે.

૩—અકારાદિ ત્રણ પ્રકારના અક્ષરોમાંના એક અક્ષરનું જાણવું તેને 'અક્ષરશ્રુત' કહે છે.

૪—અકારાદિ ત્રણ પ્રકારના અક્ષરોમાંના અનેક અક્ષરોનું જાણવું તેને 'અક્ષર સમાસશ્રુત કહે છે.

૫—એક પદનું જ્ઞાન તે 'પદશ્રુત' જાણવું. અત્ર જૈન-શૈલી પ્રમાણે 'પદનું' સ્વરૂપ જાણવું. પ્રથમ આચારાંગ સૂત્રનાં અઢાર હજાર પદ હતાં.

૬—અનેક પદથી બનેલા શ્રુતને 'પદસમાસ' શ્રુત કહે છે.

૭—'ગઈ ઇંદિયકાયે' ઇત્યાદિ ગાથાથી પ્રતિપાદિત દ્વાર સમુદાય તેનો ગત્યાદિક જે એકદેશ તેનો પણ એકદેશ જે નરકગતિ તેમાં જીવાદિકની માર્ગણાની ગવેષણા કરી તેને સંઘાતશ્રુત કહે છે.

૮—'ગઈ ઇંદિયકાયે' ઇત્યાદિ સમૂહથી મોક્ષની ગવેષણા કરવી ઇત્યાદિ 'સંઘાત સમાસશ્રુત જાણવું'.

૯—ગતિ આદિ દ્વારોની અન્યતર એક પરિપૂર્ણ ગત્યાદિ દ્વારે જીવાદિકની માર્ગણા કરવી તેને 'પ્રતિપત્તિશ્રુત' કહે છે.
૧૦—બે દ્વાર વિગેરેની માર્ગણા પૂર્વોકત પ્રમાણે કરવી તેને 'પ્રતિપત્તિ સમાસશ્રુત' જાણવું.

**११--संतपय परु वणया, दव्व पमाणं च खित्त फुसणाय;**

**१२- कालोअ अंतर भाग, भावे अप्पा बहुचेव.**

ઈત્યાદિ અનુયોગદ્વારમાંના અન્યતર એક અનુયોગનું જાણવું. તેને 'અનુયોગદ્વારશ્રુત' કહે છે. અને બે વિગેરે અનેક અનુયોગદ્વારનું જાણવું તેને 'અનુયોગ સમાસશ્રુત' કહે છે.

૧૩-૧૪—'પ્રાભૃત પ્રાભૃતશ્રુત' તે પ્રાભૃતાંતવર્તી એક અધિકાર વિશેષ જાણવો. અને એકથી વિશેષ અધિકારનું જ્ઞાન તેને 'પ્રાભૃત પ્રાભૃત સમાસશ્રુત' કહે છે.

૧૫-૧૬—વસ્તુ અંતર્વર્તિ અધિકારને 'પ્રાભૃતશ્રુત' કહે છે અને એકથી વિશેષ અધિકારના સમુદાયને 'પ્રાભૃત સમાસશ્રુત' કહે છે.

૧૭-૧૮—પૂર્વમાંનો એક અધિકાર વિશેષ તેને 'વસ્તુશ્રુત' કહે છે. અને પૂર્વમાંના અનેક અધિકાર વિશેષને 'વસ્તુ સમાસ શ્રુત' કહે છે.

૧૯-૨૦—ચતુર્દશ પૂર્વમાંના એક પૂર્વના જ્ઞાનને 'પૂર્વશ્રુત' કહે છે. એકથી વિશેષ પૂર્વના જ્ઞાનને 'પૂર્વ સમાસશ્રુત' કહે છે.



## ॥ अवधिज्ञानस्वरूपम् ॥

રૂપી પદાર્થોને જાણવાનો અવધિજ્ઞાનનો વિષય છે. અવધિજ્ઞાન બે પ્રકારનું છે ૧ 'ભવપ્રત્યયિક' ૨ 'ગુણપ્રત્યયિક' તેમાં દેવતા તથા નારકીને ભવ પ્રત્યયિક અવધિજ્ઞાન હોય છે. મનુષ્ય તથા

તિર્યંચને ગુણ પ્રત્યયિક અવધિજ્ઞાન હોય છે. 'ગુણ પ્રત્યયિક અવધિજ્ઞાન' ૭ પ્રકારનું હોય છે.

गाथा.

अणुगामी वड्ढमाणय, पडिवाईयर विहा छहा ओही,

भावार्थः–अनुगामि, अननुगामि, वर्धमान, अवर्धमान, प्रतिपाती, अप्रतीपाती.

આ ૭ પ્રકારનું જાણવું.

૧—જે સ્થાનમાં અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તે સ્થાન મૂકીને અન્યત્ર જાય તોપણ લોચનની પેઠે જે જ્ઞાન સાથે આવે તેને 'અનુગામિક અવધિજ્ઞાન' કહે છે.

૨—જે સ્થાનમાં અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હોય તેથી અન્યત્ર જાય તો રૂપીપદાર્થને ન જાણી શકે પણ પાછો જે ઠેકાણે અવધિજ્ઞાન ઉત્પન્ન થયું હોય ત્યાં આવે એટલે અવધિજ્ઞાનથી રૂપી પદાર્થ જણાય. તેને 'અનનુગામિક અવધિજ્ઞાન' કહે છે.

यदाह भगवान् श्री देवर्धिगणिक्षमाश्रमणः से किंतं अणाणुगामियं, ओहिनाणं, ओहिनाणं तं जहा, नाम एगेइ पुरिसे एगं महं जोइं ठाणं काउं तस्सेव जोइ ठाणस्स परिपेरंतेसु परिहिंडमाणे परिहिंडमाणे परिघोलमाणे तमेव जोइ ठाणं पासइ अनत्थ गए न पासइ एवमेव अणाणुगामियं ओहिनाणं जत्थेव समुपज्जइ तत्थेव संखिज्जाणिवा असंखिज्जाणिवा जोयणाइ पासइ न अन्नत्थ॥ भाष्यकारो प्याह–अणुगामिउ अणुगच्छइ गच्छंतं लोयणं जहा पुरिसं, इयरोउ नाणु गच्छइ ठियपईव्व गच्छंतं ॥

શૃંખલાબદ્ધ પ્રદીપની પેઠે તે ક્ષેત્ર પ્રત્યયિક્ષયોપશમના લીધે અન્યત્ર જે સાથે ન આવે તે 'અનનુગામિક અવધિજ્ઞાન' જાણવું.

૩—બળગેલી અગ્નિમાં જેમ બળતણ નાંખવામાં આવે તેમ તે વૃદ્ધિપામે. તેની પેઠે યથાયોગ્ય પ્રશસ્ત અતિપ્રશસ્તતર

અધ્યવસાયના યોગે ઉત્તરોત્તર કાળમાં જે અવજ્ઞાન વૃદ્ધિ પામે છે તેને 'વર્ધમાન અવધિજ્ઞાન' કહે છે. પ્રથમ ઉત્પન્ન સમયે અંગુલના અસંખ્યાતમા ભાગ જેટલું ક્ષેત્ર જાણે દેખે. પશ્ચાત્ અલોકાકાશમાં લોક જેવડા અસંખ્યાતા ખંડુક દેખે.

પ્રશ્ન—હે સદ્‌ગુરો. અલોકમાં આકાશ વિના અન્ય કોઇ દ્રવ્ય નથી. ત્યાં રૂપી પદાર્થ નથી ત્યારે અલોકમાં લોક જેવડા અસંખ્યાતા ખંડુક દેખે એમ તમે કહ્યું તે શી રીતે ઘટે;

ઉત્તર—હે શિષ્ય. બરાબર શ્રવણ કર, જ્ઞાનબિંદુ પ્રકરણમાં કહ્યું છે કે.

**यदि तावत्सु खंडेषु रूपिद्रव्यंस्यात् तदा पश्येदिति प्रसंगापादन एव तदुपदर्शन तात्पर्यात्.**

જો તેટલા ખંડમાં રૂપી દ્રવ્ય હોય તો અવધિજ્ઞાની દેખે એવી તેનામાં શક્તિ રહી છે. પણ અલોકાકાશમાં રૂપી દ્રવ્ય નથી તેથી ત્યાં દેખી જાણી શકાતું નથી ફક્ત અવધિજ્ઞાનની શક્તિનો મહિમા વર્ણવ્યો છે. અત્ર અલોકાકાશમાં રૂપી પદાર્થ હોય તો તેને દેખે એવી અવધિજ્ઞાનમાં સંભાવના કરી છે.

૪—શુભપરિણામથી અવધિજ્ઞાન વિશેષતઃ ઉત્પન્ન થાય. પણ તથાવિધ સામગ્રીના અભાવે પડતા પરિણામથી હાનીને પામે તેને 'હીયમાન અવધિજ્ઞાન' કહે છે.

૫—સંખ્યાતા, અસંખ્યાતા, યોજન ઉત્કૃષ્ટઃ યાવત્ સમગ્ર લોક દેખીને પણ પડે. અર્થાત્ જે આવ્યું જાય તેને 'પ્રતિપાતિ અવધિજ્ઞાન' કહે છે.

**यदाह–सेकिंतं पडिवाइ अपडिवाइ जं तं जहन्नेणं अंगुलस्स असंखिज्जभागं वा संखिज्ज भागं वा वालग्गं वा वालग्ग पुहत्तं वा एवं लिखंवा जूयं वा जवंवा जवपुहत्तं वा अंगुलं वा अंगलपुहत्तं वा एवं एएणं अहिलावेणं विहत्थिं वा हत्थिं वा कुत्थिं वा (कुक्षिर्हस्तद्वयमुच्यते) धणुंवा गाउयंवा जोयणंवा जोयणसयंवा**

जोयण सहस्सं वा संखिज्जाणिवा असंखिज्जाणि वा जोयण सहस्साइं उक्कोसेणं लोगं पासित्ताणं परिवडिज्जा सेत्तं पडिवाइ ॥

૬—જે અવધિજ્ઞાન ઉત્પન્ન થયા પછી ક્ષય પામે નહીં. તેને અપ્રતિપાતિ અવધિજ્ઞાન કહે છે.

પરમાવધિજ્ઞાન યાવત્ સૂક્ષ્મ પરમાણુને પણ દેખી શકે છે. 'યદાહ, સુહુમપરં પરમોહી પરમોહી જાવ પરમાણું' અવધજ્ઞાન દેશ થકી પ્રત્યક્ષ છે.

---

## ४ मनः पर्यायज्ञानम्.

### मनोमात्र साक्षात्कारि मनः पर्यायज्ञानं.

મનોદ્રવ્યને સાક્ષાત્ કરનાર મન:પર્યાયજ્ઞાન છે. કોઇ કહેશે કે, અવધિજ્ઞાન પણ મનોદ્રવ્યને જાણી શકે છે. માટે મન:પર્યાયનું લક્ષણ અવધિજ્ઞાનમાં ગયું; 'અલક્ષ્યે લક્ષણ ગમનમતિ વ્યાપ્તિ:' અલક્ષ્યમાં લક્ષણનું ગમન થાય તેને 'અતિવ્યાપ્તિ' કહે છે. અતિવ્યાપ્તિ દોષ અત્ર મન: પર્યાયજ્ઞાનમાં આવ્યો. તેનું નિવારણ કરવા માટે કહે છે કે અવધિજ્ઞાન અન્યરૂપી પદાર્થો જાણી શકે છે દેખી શકે છે. મનોમાત્ર સાક્ષાત્કારિપણું અવધિજ્ઞાનમાં નથી. અન્ય પદાર્થોને જાણી શકે છે તેથી મનો માત્ર સાક્ષાત્કારિપણું મન:પર્યાયજ્ઞાનમાં છે. તેથી અવધિજ્ઞાનમાં લક્ષણ જતુ નથી. મનમાં રહેલા ભાવનેજ મન:પર્યાયજ્ઞાન ગ્રહે છે. મનમાં પરિણમેલા (ચિંતવેલા) ઘટને મન:પર્યવજ્ઞાની જાણે છે પણ બાહ્ય ઘટ જે માટીનો ઘડયો છે તેને મન:પર્યવજ્ઞાની જાણી શકતો નથી. મન:પર્યવજ્ઞાની મનમાં ચિંતવેલાથી ભિન્ન બાહ્યના માટીના ઘડાને તો અનુમાનથી જાણે છે. શ્રી યશોવિજય ઉપાધ્યાયજી તે સંબંધી લખે છે કે:—(જ્ઞાનબિંદુ)

मनोद्रव्यमात्रालंबनतयैव तस्य धर्मिग्राहकमानसिद्धत्वाद् बाह्यार्थानां तु मनोद्रव्याणामेव तथारूपपरिणामान्यथानुपपत्तिप्रसूतानुमानत एव ग्रहणाभ्युपगमात् ॥ आह भाष्यकारः जाणइ बज्झेणुमाणेणं बाह्यार्थानुमाननिमित्तक मेवहितत्र मानसं, अचक्षुर्दर्शनमंगीक्रियते

**ભાવાર્થ**—સુગમ છે બાહ્યાર્થને મનઃપર્યવજ્ઞાની જાણે તેમ જ દેખે એમ સૂત્રમાં કહ્યું છે. મનઃપર્યવજ્ઞાન સાકાર છે તેમાં દર્શનનો ઉપયોગ નથી. જેમ શ્રુતજ્ઞાનમાં દર્શનનો ઉપયોગ નથી અને તેથી 'સાકાર' છે. તેમ મનઃપર્યવ-જ્ઞાન પણ જ્ઞાનરૂપે છે. નિરાકાર એટલે દર્શનોપયોગરૂપ નથી તેમ છતાં કેમ મનઃપર્યવ જ્ઞાની દેખે એમ કહ્યું? એવી આ શંકાનો ઉત્તર આપતાં જ્ઞાનબિંદુમાં ઉપાધ્યાયજી જણાવે છે કે,

एकरूपेपिज्ञाने द्रव्याद्यपेक्ष क्षयोपशमवैचित्र्येण सामान्यरूप मनोद्रव्याकार परिच्छेदापेक्षया पश्यतीति विशिष्टतर मनोद्रव्याकार परिच्छेदापेक्षयाच जानातीत्येवंवा व्याचक्षते। आपेक्षिकसामान्यज्ञानस्याऽपि व्यावहारिकावग्रह न्यायेन व्यावहारिक दर्शन रूपत्वात् निश्चयतस्तु सर्वमपि तज्ज्ञानमेव मनः पर्यायदर्शनानुपदेशादिति द्रष्टव्यं ॥

એકરૂપજ્ઞાનમાં પણ દ્રવ્યાદ્યપેક્ષ ક્ષયોપશમની 'વૈચિત્રતાથી' સામાન્ય રૂપ મનોદ્રવ્યના જ્ઞાનની અપેક્ષાએ 'પશ્યતીતિ' એટલે દેખે છે-એ પ્રમાણે કહેવામાં આવે છે. અને વિશિષ્ટતર મનોદ્રવ્યાકારના પરિચ્છેદકપણાથી જાણે છે એ પ્રમાણે કહે છે. આપેક્ષિક સામાન્ય જ્ઞાનને વ્યવહારિક અર્થાવગ્રહ કહે છે તે ન્યાયથી અત્ર પણ મનપર્યવનો વ્યવહારિક દર્શનોપયોગ જાણવે, મનોદ્રવ્યનું સામાન્ય જ્ઞાન તેને દર્શન કહે છે પણ વસ્તુતઃ જોતાં સર્વજ્ઞાનરૂપ છે. મનઃપર્યાયનું દર્શન કહ્યું નથી.

મનઃપર્યાય જ્ઞાનના બે પ્રકાર છે ૧ 'રૂજુમતિ' ૨ 'વિપુ-

લમતિ ' અમુક મનુષ્યે મનમાં ઘટ ચિંતવ્યો છે. એવું સામાન્ય-પણે ગ્રહણ કરે તેને ઋજુમતિ કહે છે.

यदाह–रिउ सामन्नं तम्मत्तगाहिणी, रिउमइ मणोनाणं;

पायं विसेसं विमुहं, घटमित्तं चिंतियं मुणइ. ॥ १ ॥

અમુક મનુષ્યે ઘટ ચિંતવ્યો છે તે દ્રવ્યથી સુવર્ણનો છે. ક્ષેત્રથી વિજાપુરનો છે. કાલથી ઉષ્ણ ઋતુમાં બનાવ્યો છે. ભાવથી પીતવર્ણ. સ્નિગ્ધ વિગેરે ગુણમય છે. ઇત્યાદિ વિશેષ ગ્રાહિણી· મતિ તેને મનઃપર્યવ કહે છે.

---

## ५ केवलज्ञान स्वरूपम्.

सर्व विषयं केवलज्ञानं, वस्तुतो निखिल ज्ञेयाकारवत्त्वं; केवलज्ञानत्वं, केवलदर्शनाभ्युपगमे तु, तत्रनिखिलदृश्याकारवत्त्वं.

કેવલજ્ઞાન ઉત્પન્ન થતાં સમકાળે સર્વ પદાર્થો દ્રવ્ય, ક્ષેત્ર કાલ ભાવથી જાણવામાં તથા દેખવામાં આવે છે. કેવલજ્ઞાન એક પ્રકારનું છે વિશેષપણે સર્વ પદાર્થોનું જાણવું તેને કેવલજ્ઞાન કહે છે અને સામાન્યપણે સર્વ પદાર્થોનું જાણવું તેને કેવલ દર્શન કહે છે. પાંચ પ્રકારનાં જ્ઞાન કહ્યાં તેમ દર્શન પણ સામાન્ય ઉપયોગરૂપ ચાર પ્રકારે છે. ' ચક્ષુદર્શન, અચક્ષુદર્શન, અવધિદર્શન, કેવલદર્શન. ' ચક્ષુ થકી સામાન્યપણે વસ્તુનો પરિચ્છેદ કરવો તેને ' ચક્ષુર્દર્શન ' કહે છે. તેનો મતિમાં સમાવેશ થાય છે. ચક્ષુવિનાની ઇન્દ્રિયોથી સામાન્યપણે જે જ્ઞાન થાય છે તેને ' અચક્ષુદર્શન ' કહે છે. તેનો પણ મતિમાં અંતર્ભાવ થાય છે. ' શ્રુતજ્ઞાનમાં ' ચક્ષુકે અચક્ષુ કોઈ દર્શન નથી. શ્રુતજ્ઞાન વિશેષ ઉપયોગરૂપ હોવાથી સામાન્યોપયોગરૂપ દર્શનનો શ્રુતમાં અવતાર નથી.

અવધિદર્શનનો સામાન્ય ઉપયોગ છે. તેનો અવધિમાં

સમાવેશ થાય છે. કેવળજ્ઞાનનો કેવલ દર્શનમાં સમાવેશ થાય છે. ચાર દર્શન તે સામાન્ય ઉપયોગરૂપ છે. હવે પ્રત્યેક જ્ઞાન ઉપર દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ જણાવે છે.

## मतिज्ञान,

**तं समासओ चउव्विहं पन्नत्तं, तंजहा, दव्वओ, खेतओ, कालओ, भावओ, दव्वओणं आभिणिबोहिय नाणी आएसेणं सव्वभावा जाणइ न पासइ, खित्तओणं आभिणिबोहियनाणी आएसेणं सव्वं खित्तं जाणइनपासइ, कालओणं आभिणि बोहियनाणी आएसेणं सव्वं कालं जाणइ न पासइ, भावओणं आभिणिबोहियनाणी सव्वं भावे जाणइ न पासइ.**

મતિજ્ઞાની આદેશથી સર્વ દ્રવ્ય જાણે પણ દેખે નહિ. ક્ષેત્રથી આદેશે સર્વક્ષેત્ર લોકાલોક જાણે પણ દેખે નહિ. કાલથી આદેશે સર્વ કાલ જાણે પણ દેખે નહિ. ભાવથકી આ દેશે સર્વ ભાવ જાણે પણ દેખે નહિ. એકેન્દ્રિય, પૃથ્વીકાય, અપકાય, તેઉકાય, વાયુકાય અને વનસ્પતિને મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન હોય છે. તેઓને આહારસંજ્ઞા ભયસંજ્ઞા મૈથુનસંજ્ઞા અને પરિગ્રહ આ ચાર પ્રકારની સંજ્ઞા હોય છે. તેથી એકેન્દ્રિયમાં પણ મતિઅજ્ઞાન અને શ્રુતઅજ્ઞાન ઘટે છે. દાખલા તરીકે એક વનસ્પતિકાય જુઓ. શમી, અગસ્ત્ય, પુંઆડીઓ આદિ અનેકને નિદ્રા અને પ્રબોધ હોય છે. બીલી વગેરે ધનરાશિને પોતાના મૂળીયાંથી ઢાંકે છે માટે તેમાં પરિગ્રહસંજ્ઞા સ્પષ્ટ દેખાય છે. અશોક વૃક્ષને સ્ત્રીના પગની લાત લાગતાં પુષ્પ પત્ર આવે છે. તેથી તેમાં મૈથુનસંજ્ઞા સ્પષ્ટ દેખાય છે. લજ્જામણી ભયથી સંકોચ પામે છે તે પણ સ્પષ્ટ ભય સંજ્ઞાને જણાવે છે. જલનો આહાર વન-

સ્પતિ કરે છે તેથી તેને 'આહારસંજ્ઞા' પણ સ્પષ્ટ માલુમ પડે છે. કુણસને યુવતિના આલિંગનથી કુસુમ આવે છે. બકુલને સુગંધી દારૂનો કોગળો રેડવાથી પુષ્પ આવે છે.

તિલકને કટાક્ષથી જોતાં ફુલે છે. શિરીષને પંચમસ્વર સંભળાવ્યાથી પુષ્પ આવે છે. વલ્લિયો યોગ્યસ્થાનકને અવલંબી ઉપર ચઢે છે. પારો કુવામાં હોય છે તો પણ સ્ત્રીને દેખી કુદે છે. ઇત્યાદિ જોતાં સંજ્ઞારૂપ જ્ઞાન કે જે સમકિતના અભાવે 'અજ્ઞાનરૂપ' કહેવાય છે. તે વનસ્પતિ વગેરે એકેન્દ્રિયાદિ જીવોમાં સ્પષ્ટ જણાય છે. મતિજ્ઞાનનું વિશેષાવશ્યક અઠ્ઠાવીશ હજારીમાં ઘણું વર્ણન કર્યું છે ત્યાંથી વિશેષ અધિકાર જોઇ લેવો.

## २ श्रुतज्ञानम्.

દ્રવ્યથી શ્રુતજ્ઞાની સર્વ દ્રવ્યને જાણે છે. દેખે છે. ક્ષેત્રથી ઉપયોગવંત થકો સર્વક્ષેત્ર લોકાલોકને જાણે છે. દેખે છે. કાળથી ઉપયોગી શ્રુતજ્ઞાની સર્વ કાલને જાણે છે. દેખે છે. ભાવથકી ઉપયોગી શ્રુતજ્ઞાની સર્વ ભાવને જાણે છે. દેખે છે. સંપૂર્ણ શ્રુતજ્ઞાની તે કેવલીસમાન છે. બુહત્કલ્પ ભાષ્યમાં શ્રુતજ્ઞાનીને 'શ્રુતકેવલી કહ્યા' છે.

## ३ अवधिज्ञानम्.

અવધિજ્ઞાનના અનંત ભેદ છે. કારણ કે તે અનંતદ્રવ્ય તથા ભાવનો વિષય છે. અવધિજ્ઞાનના ક્ષેત્રની અપેક્ષાંએ અસંખ્ય ભેદ પડે છે.

**तं समासओ चउव्विहं पन्नत्तंजहा-दव्वओ, खेत्तओ, का-**

लओ, भावओ, दव्वओणं ओहिन्नाणी जहन्नेणं अणंताई रुवि दव्वाइं जाणइ पासइ—उक्कोसेणं सव्वरुवि दव्वाइं जाणइ पासइ, खित्तओणं ओहिन्नाणी जहन्नेणं अंगुलस्स असंखेज्जभागं उक्कोसेणं असंखिज्जाइं अलोए लोयप्पमाणमित्ताइं खंडाई जाणइ पासइ, कालओणं ओहिन्नाणी जहन्नेणं आवलियाए असंखिज्ज भागं उक्कोसेणं असंखिज्जाओ उस्सप्पिणी अवसप्पिणी अतीयंच अणागयंच कालं जाणइ पासइ, भावओणं ओहिन्नाणी जहन्नेणं वि अणंते भावे जाणइ पासइ, उक्कोसेणं वि अणंते भावे जाणइ पासइ, सव्व भावाणं अणंतभागं.

ભાવાર્થ—અવધિજ્ઞાની દ્રવ્યથી જઘન્યપણે અનંતરૂપી દ્રવ્યને જાણે અને દેખે અને ઉત્કૃષ્ટપણે સર્વરૂપી દ્રવ્યને જાણે દેખે. ક્ષેત્રથકી અવધિજ્ઞાની અંગુલનો અસંખ્યાતમ ભાગ જાણે અને દેખે અને ઉત્કૃષ્ટપણે અલોકાકાશમાં લોક પ્રમાણ અસંખ્યાતા ખંડને જાણે દેખે, અલોકાકાશમાંરૂપી દ્રવ્ય નથી પણ અત્ર અવધિજ્ઞાનનું સામર્થ્ય જણાવ્યું છે. કાલથકી અવધિજ્ઞાની જઘન્યથી આવલિકાનો અસંખ્યાતમો ભાગ જાણે દેખે. અને ઉત્કૃષ્ટપણે અસંખ્યાતઉત્સર્પિણી અવસર્પિણી સુધી અતીત અનાગતકાલને જાણે દેખે. ભાવથી અવધિજ્ઞાની જઘન્યપણે અનંતભાવને જાણે દેખે અને ઉત્કૃષ્ટથી અનંત ભાવ જાણે દેખે. વિભંગજ્ઞાન મિથ્યાત્વીને હોય છે. તેથી તે મલીન છે. સમકિતીને અવધિજ્ઞાન નિર્મળ હોય છે.

## ४ मनःपर्यायज्ञानम्.

तं समासओ चउव्विहं पन्नत्तं तंजहा, दव्वओ, खेत्तओ, कालओ, भावओ, दव्वओणं रिउमइणं, ते अणंत पएसिए खंधे जाणइ, पासइ, ते चेव विउलमइ अब्भहियतराए विमलतराए जाणइ पासइ इत्यादि ॥

**ભાવાર્થ**—દ્રવ્યથી રૂજુમતિ અનંત પ્રદેશી અનંતસ્કંધ જાણે દેખે. અને વિપુલમતિ તેજ સ્કંધ વિશેષ વિશુદ્ધપણે જાણે દેખે. ક્ષેત્રથી રૂજુમતિ નીચે રત્ન પ્રભા પૃથ્વીનું ક્ષુલ્લક પ્રતર લગે અને ઉર્ધ્વ જયોતિષિના ઉપરના તલ લગે. અને તિર્યક્ અઢીદ્વીપ, બેસમુદ્ર, પન્નરકર્મભૂમી, ત્રીશઅકર્મભૂમી. અને છપ્પન અંતર દ્વીપમાં રહેલા સંજ્ઞી પંચેન્દ્રિયના મનોગત ભાવ જાણે દેખે અને વિપુલમતિ તેજ ક્ષેત્ર અઢી અંગુલ અધિક દેખે. અને વિશુદ્ધ દેખે કાલ થકી રૂજુમતિ જઘન્યપણે પલ્યોપમનો અસંખ્યાતમો ભાગ અને ઉત્કૃષ્ટપણે અતીત અનાગત જાણે દેખે. અને વિપુલમતિ તેજ અધિક અને વિશુદ્ધતર જાણે દેખે. ભાવથકી રૂજુમતિ અનંત ભાવ જાણે દેખે અને વિપુલમતિ તેજ અધિક અને વિશુદ્ધ જાણે દેખે.

## ५ केवलज्ञानम्.

દ્રવ્યથી કેવલજ્ઞાન સર્વ દ્રવ્યને જાણે. અને કેવલદર્શનથી દેખે. ક્ષેત્રથી અનંતક્ષેત્રને જાણે દેખે તેમજ કાલથી કેવલજ્ઞાન અનંતકાળને જાણે અને કેવળદર્શનથી દેખે તેમજ દ્રવ્યથી કેવ-લજ્ઞાન અનંતકાલને જાણે અને કેવલદર્શનથી દેખે. ભાવથકી કેવલજ્ઞાન અનંત ગુણપર્યાયને જાણે અને કેવલદર્શનથી દેખે. જ્ઞાનાવરણીયકર્મનો સંપૂર્ણ નાશ થવાથી ક્ષાયિકભાવે કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે. અને દર્શનાવરણીયકર્મનો સંપૂર્ણ નાશ થવાથી અનંત દર્શન ઉત્પન્ન થાય છે. કેવલજ્ઞાની સંપૂર્ણ પદાર્થને જાણે છે અને દેખે છે તેથી જે જે વસ્તુઓનું સ્વરૂપ કહે છે તે 'સ-ત્ય' કહે છે. કેવલજ્ઞાનીનો કહેલો ધર્મ તેજ ખરો ધર્મ છે.

કેટલાક કહે છે કે–એક સમયે કેવલજ્ઞાનનો ઉપયોગ

અને દ્વિતીય સમયે કેવલદર્શન ક્રમપૂર્વક થાય છે ' જુગવંદો ણુથ્થિ ઉવઓગા ' યુગપત્ એક સમયમાં બે ઉપયોગ નથી.

કેટલાક આચાર્ય કહે છે કે ' કેવલજ્ઞાન ' અને ' કેવલદર્શન સાદિ અપર્યવસિત ' છે. પ્રથમ સમયે કેવલજ્ઞાન હોય અને દ્વિતીય સમયે કેવલદર્શન હોય. ત્યારે ક્રમવાદમાં દર્શનના ઉપયોગ સમયે કેવલજ્ઞાનનો અભાવ થયો. કેવલજ્ઞાનનું કાર્ય નહી હોવાથી અને કેવલજ્ઞાનના સમયમાં સામાન્ય ઉપયોગરૂપથી સર્વ પદાર્થનું સામાન્ય સ્વરૂપ જાણુવાનો અભાવ થવાથી કેવલદર્શન નષ્ટ થયું કહેવાશે. ક્રમવાદમાનવાથી કેવલજ્ઞાન સમયે દર્શનનો અભાવ અને કેવલદર્શન સમયે કેવલજ્ઞાનનો અભાવથી કેવલજ્ઞાન અને કેવલ દર્શનની નષ્ટાપત્તિરૂપી દોષ પ્રાપ્ત થાય છે માટે ક્રમવાદ યુક્તિ યુક્ત ઘટતો નથી.

ક્રમવાદી કહે છે—હે યુગપત્વાદી કેવલજ્ઞાન અને કેવલદર્શન દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ અપર્યવસિત છે. માટે કેવલજ્ઞાન અને કેવલદર્શનની અપર્યવસિતતા કાયમ રહે છે. માટે દોષાપત્તિ ઘટતી નથી.

' યુગપદ્વાદી ' કહે છે—પર્યાયાર્થીક નયની અપેક્ષાએ 'સાદિ અપર્યવસિત ' કેવલજ્ઞાન અને કેવલદર્શન શાસ્ત્રમાં કહ્યું છે. દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ અનાદિ ' અપર્યવસિત ' કેવલજ્ઞાન અને કેવલદર્શન કહ્યું છે. પર્યાયાર્થિકનયની અપેક્ષાએ ' સાદિ અપર્યવસિત કેવલજ્ઞાન ' અને કેવલદર્શન જાણવું.

यदाह-सुत्तम्मि चेव साई, अपज्जव सियंति केवलं वुत्तं ।
सुत्तासायण भीरुहिं, तंदिट्ठव्वं य होइ ॥ १ ॥

क्रमोपयोगेतु द्वितीय समये तयोः पर्यवसानमिति कुतोऽपर्यवसितता, तेन सूत्राशातनाभीरुभिः क्रमोपयोगवादिभिस्तदपि द्रष्टव्यम् ॥

ક્રમોપયોગમાં તો દ્વિતીય 'સમયમાં કેવલજ્ઞાનનો' અંત થવાથી શી રીતે અપર્યવસિતપણું કહેવાય. તે માટે સૂત્રની આશાતનાનો ભય નહીં રાખનારાઓએ ક્રમોપયોગ વાદિયોએ વિચારવું જોઇએ. વળી તમો દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ કેવલજ્ઞાન અને કેવલદર્શનને અપર્યવસિત અંગીકાર કરશો તો દ્વિતીય સમયમાં કેવલદર્શન સમયે કેવલજ્ઞાનની અસ્તિતા દ્રવ્યાપેક્ષાએ ઠરી. તેથી દ્વિતીયસમયમાં કેવલજ્ઞાન અને કેવલદર્શન બેની સ્થિતિ હોવાથી કેવલદર્શન કાલમાં જ્ઞાન હોવાથી ક્રમપણું ઠર્યું નહીં અન્યથા દ્રવ્યાર્થત્વનો અયોગ થશે.

ક્રમવાદી—કેવલજ્ઞાનમાં કેવલદર્શનનું કાર્ય નથી અને કેવલદર્શન કાળમાં કેવલજ્ઞાન નથી એવો સ્વભાવ છે.

યુગપદ્‌વાદી—સ્વભાવને અંગીકાર કરીને પણ તમારાથી એમ કહેવાશે નહીં કારણ કે, સ્વભાવની અત્ર બળવત્તા નથી. કેવલજ્ઞાનાવરણીય અને કેવલદર્શનાવરણીય એ બે કર્મ યુગપત્ ક્ષય થવાથી કેવલજ્ઞાન અને કેવલર્શન યુગપત્ ઉત્પન્ન થાય છે. એક સમયમાં જ્ઞાનોપયોગ અને દર્શનોપયોગ ઉત્પન્ન થતાં કોઈ પણ એવું જરામાત્ર આવરણ રહ્યું નથી કે બે ઉપયોગને ઉત્પન્ન થતાં અટકાવી શકે.

**प्रमाणंतु केवलदर्शनं केवलज्ञानतुल्यकालोत्पत्तिकं तदेक कालीन सामग्रीकत्वात् तादृशकार्यांतरवत् ।**

કેવલદર્શન કેવલજ્ઞાન તુલ્ય કાલોત્પત્તિક છે. એક કાલીન સામગ્રીપણાથી. તેવા પ્રકારનાં અન્યકાર્યની પેઠે કહ્યું છે કે,-

**गाथा.**

**केवलनाणावरण, क्खयज्जायं केवलं जहा नाणं ।**
**तह दंसणंपि जुज्जइ, णिय आवरणक्खयस्संते ॥ १ ॥**

**ભાવાર્થ**—સુગમ છે. યુગપત્ કેવલજ્ઞાન અને કેવલદર્શનની સિદ્ધિ થાય છે.

ક્રમવાદી—મતિ અને શ્રુતજ્ઞાનના આવરણનો એક વખતે ક્ષયોપશમ થયે છતે પણ જેમ બે જ્ઞાનના ઉપયોગનો ક્રમ વર્તે છે. તે પ્રમાણે કેવલજ્ઞાન અને કેવલદર્શનના આવરણનો યુગપત્ ક્ષય થયે છતે પણ કેવલજ્ઞાન અને દર્શનમાં ઉપયોગક્રમ વર્તે છે.

'યુગપદ્‌વાદી'—હે ક્રમવાદી તમારી યુક્તિ સમીચીન નથી શ્રુતોપયોગમાં મતિજ્ઞાન હેતુ છે. શબ્દાદિજ્ઞાનમાં પ્રત્યક્ષ સામગ્રી પ્રતિબંધક છે. તેથી ત્યાં તેવો સંભવ થાય. પરંતુ અત્ર કેવલજ્ઞાન અને કેવલદર્શન થતાં બેના આવરણનો સંપૂર્ણ ક્ષય થાય છે. માટે ક્ષાયિકભાવીય કેવલજ્ઞાન અને કેવલદર્શનમાં કાર્ય કારણનો અભાવ છે. તેમજ પ્રતિબધ્યપ્રતિબંધકનો અભાવ છે. માટે કેવલજ્ઞાન અને કેવલદર્શન યુગપત્ ઉત્પન્ન:થાય છે. શાસ્ત્રમાં કહ્યું છે કે,

गाथा.

भण्णइ खीणावरणे, जहमइनाणं जिणे ण संभवई,
तह खीणावरणिज्जे, विसेसओ दंसणं णथ्थि ॥ १ ॥

भण्यते निश्चित्योच्यते क्षीणावरणे जिने यथा मतिज्ञानं मत्यादिज्ञानं अवग्रहादि चतुष्टयरूपं वा ज्ञानं न संभवति तथा क्षीणावरणीये विश्लेषतो ज्ञानोपयोगकालान्यकाले दर्शनं नास्ति.

**ભાવાર્થ**—ક્ષીણાવરણ જેનાં થયાં છે એવા કેવલીમાં મત્યાદિ જ્ઞાન નથી. તે પ્રમાણે ક્ષીણાવરણીયકેવલીમાં જ્ઞાનોપયોગ થકી અન્યકાળમાં કેવલદર્શન નથી. વળી ક્રમવાદમાં વિચારવાનું કે-પહેલું કેવલજ્ઞાન ઉત્પન્ન થશે કે પહેલું કેવલદર્શન ઉત્પન્ન થશે. કેવલજ્ઞાન કાળમાં કેવલદર્શન પણ સામગ્રીના સદ્‌ભાવથી ઉત્પન્ન થશે. તેમજ કેવલદર્શન કાળમાં કેવલજ્ઞાન પણ પોતાના સામર્થ્યથી ઉત્પન્ન થાય ત્યારે તેનો કોઇ પ્રતિબંધ કરનાર નથી. કોઇ એમ કહેશે કે. કેવલજ્ઞાનની સામગ્રીથી તે સમયમાં કેવલદર્શનનો ઉત્પાદ થશે નહીં, અને કેવલદર્શનની સામગ્રીથી

કેવલજ્ઞાન રોકાશે. આવી રીતનું કહેવું પણ યુક્તિ યુક્ત નથી. કારણકે. એક સમયમાં બેની સામગ્રી તૈયાર હોવાથી પહેલાં ઉત્પન્ન થવાને બે ઉપયોગ લડી પડશે. કેવલજ્ઞાન છે તે કેવલ-દર્શનને રોકશે અને કેવલદર્શન છે તે કેવલજ્ઞાનને રોકશે. ત્યારે બેમાંથી એકનો પણ ઉત્પાદ થઇ શકશે નહીં. સિદ્ધાંતમાં કહ્યું છે કે.

**दंसण नाणावरणाखए, समाणं किमस्स पुव्वयरोहो;**
**ज्जव समउप्पाओ, हंदि दुवेणत्थि उवओगा. ॥ १ ॥**

ક્રમવાદી–**सव्वाओ लद्धीओं सागारोवओगोवउत्तस्स.**

સર્વ લબ્ધિયો સાકાર ઉપયોગવંતને થાય છે, એ વચનાનુસારે જોતાં પ્રથમ કેવલજ્ઞાન અને પશ્ચાત્ કેવળદર્શન ઉત્પન્ન થવું જોઇએ.

'યુગપત્વાદી કહેછે'.–સર્વ લબ્ધિયો સાકારોપયોગવાળાને થાય એ વચનને તો લબ્ધિયૌગપદ્યમાં જ સાક્ષીપણું છે. અત્ર તો તે પાઠનું ઉદાસીનપણું છે માટે કેવલજ્ઞાન અને કેવલદર્શન એક સમયમાં વર્તે છે એમ સિદ્ધ થાય છે. કેવલજ્ઞાન કાળમાં, અનંત દાનાદિક પંચલબ્ધિ. અવ્યાબાધસુખ વિગેરે અનંત ગુણો વર્તે છે તો કેવલદર્શનને વર્તવામાં કોઇ જાતનો દોષ દેખાતો નથી. દરેક ગુણ સમયે સમયે પોતાનું કાર્ય કરે છે. એક સમય પણ કોઈ ગુણ ખાલી જતો નથી. ત્યારે ક્રમવાદમાં કેવળ-જ્ઞાનકાળમાં દર્શનગુણ પોતાનું કાર્ય ન બજાવ્યાથી ખાલી પડી રહે અને કેવલદર્શન કાળમાં જ્ઞાનગુણ પોતાની ક્રિયા કર્યા વિના ખાલી પડે રહે તો ગુણપણું રહે નહીં. સમયે સમયે ક્ષાયિક ભાવમાં પ્રત્યેક ગુણ પોત પોતાની પ્રવૃત્તિ કરે છે. તે ક્રમવાદમાં ઘટતી નથી. અને 'યુગપત્વાદ'માં તો દરેક ગુણ સમયે સમયે પોત પોતાનું કાર્ય કરે છે તેથી કોઇ દોષ પ્રાપ્ત થતો નથી. તે પ્રમાણે એક સમયમાં કેવલજ્ઞાન અને કેવલદર્શન બે ગુણ પોત-પોતાની ભિન્ન ભિન્ન ક્રિયા કરતા છતા વર્તે છે, કોઇ જાતનો દોષ આવતો નથી. માટે 'યુગપત્વાદ' માનવો જોઇએ.

શ્રીપૂજ્યપાદ જિનભદ્રગણિ ક્ષમાશ્રમણ ક્રમવાદને સ્વીકારે છે. અને શ્રીમલ્લવાદી 'યુગપત્વાદ'ને સ્વીકારે છે. અને શ્રી સિદ્ધસેન દિવાકર મહાવાદી તો કેવલજ્ઞાન છે તેજ કેવલદર્શન છે. 'યદેવ કેવલજ્ઞાનં તદેવ કેવલદર્શન મિતિ'॥ કેવલજ્ઞાનથી સર્વ વસ્તુનું સામાન્ય અને વિશેષ સ્વરૂપ જણાય છે. તે સંબંધી જ્ઞાનબિંદુ પ્રકરણમાં નીચે પ્રમાણે ગાથાઓ આપી છે.

गाथा.

जइ सव्वं सायारं, जाणइ एकसमयेण सव्वणु
जुज्जइ सयाव्वि एवं, अहवा सव्वं न याणाइ ॥ १ ॥
परिसुद्धं सायारं, अवियत्तं दंसणं अणायारं ।
णय खीणावरणिज्जे, जुज्जइ सुवियत्त मवियत्तं ॥ २ ॥

ગાથાનો ભાવાર્થ સુગમ છે. મહાવાદી શ્રી સિદ્ધસેન દિવાકર આ પ્રમાણે ગાથાથી કેવલજ્ઞાન તેજ કેવલદર્શન છે એમ સિદ્ધ કરીને ક્રમવાદી અને અક્રમવાદીના પક્ષમાં વિરોધ બતાવે છે.

गाथा.

अद्दिट्ठं अणायंच, केवली एव भासइ सयावि ।
एग समयंभि हंदी, वयण विगप्पो ण संभवइ ॥ १ ॥

आद्यपक्षे ज्ञानकाले अदृष्टं दर्शनकाले चाज्ञातं द्वितीयपक्षेच सामान्यांशेऽज्ञातं विशेषांशे चादृष्टं एवमुक्तप्रकारेण केवली यदा भाषते न एकस्मिन् समये ज्ञानं दृष्टं च भगवान् भाषते इत्येष वचनस्य विकल्पविशेषो भवद्दर्शने न संभवति ॥

ક્રમવાદરૂપ આદ્યપક્ષમાં જ્ઞાનકાળમાં અદૃષ્ટ. અને દર્શનકાળમાં અજ્ઞાત શ્રીકેવલી રહેશે. તથા યુગપત્વાદરૂપ દ્વિતીય પક્ષમાં સામાન્યાંશે અજ્ઞાત અને વિશેષાંશમાં દેખવાપણું નહીં હોવાથી અદૃષ્ટ એવા શ્રીકેવલી થશે. જ્યારે જે સમયમાં કેવલી ભાષણ કરશે ત્યારે એક સમયમાં જાણેલા અને સર્વ પદાર્થ દેખેલા એવા શ્રીકેવલી કહે છે એવો વચન વિકલ્પ તમારાબેનાપક્ષમાં ઘટતો નથી.

तथाच सर्वज्ञत्वं न संभवीत्याह ॥ गाथा. ॥

अण्णायं पासंतो, अदिट्ठंच अरहा वि याणंतो;

किंजाणइ किंपासइ, कह सव्वण्णुत्ति वा होइ. ॥ १ ॥

अज्ञातं पश्यन्नदृष्टं च जानानः किंजानाति किंवा पश्यति न किंचिदित्यर्थः कथंवा तस्य सर्वज्ञता भवेन्न कथमपीत्यर्थः

**ભાવાર્થ**—અજ્ઞાત દેખતા અને અદૃષ્ટ એવા જાણતા શ્રીકેવલી ભગવાન્ શું જાણે અને શું દેખે અર્થાત્ કિંચિત્ પણ જાણતા દેખતા નથી. ત્યારે તેમને શી રીતે સર્વજ્ઞાતા હોય. અર્થાત્ કોઈ પણ રીતથી હોય નહીં. જ્ઞાન અને દર્શનમાં વિષય પ્રકારથી એક સંખ્યાશાળી પણું છે માટે એમાં એકપણું છે તે કહે છે.

ज्ञानदर्शनयोर्विषयविधयैक संख्याशालित्वादप्येकत्वमित्याह ॥

गाथा.

केवलनाण मणंतं, जहेव तह दंसणंपि पणत्तं;

सागारगाहणाहिय, णियम परित्तं अणागारं. ॥ १ ॥

यद्येकत्वं ज्ञानदर्शनयोः न स्यात् तदाऽल्पविषयत्वात् दर्शन मनंतं नस्यादिति अणंते केवलनाणे अणंते केवलदंसणे इत्यागम विरोधः प्रसज्येत दर्शनस्यहिज्ञानाद् भेदे साकारग्रहणा दनंत विशेषवर्त्तिज्ञानादनाकारं सामान्यमात्रावलंबि केवलदर्शनयतोनि यमेनैकान्तेनैव परीतमल्पंभवतीति कुतो विषयाभावादनंतता ॥

**ભાવાર્થ સારાંશ**—જો જ્ઞાનદર્શનનું એકપણું ન થાય તો દર્શનમાં અલ્પવિષયીપણું છે માટે દર્શન અનંત કહેવાશે નહીં—અનંત કેવલજ્ઞાન અને અનંત કેવલદર્શન એમ આગમમાં કહ્યું છે તેથી આગમ વિરોધ પણ પ્રાપ્ત થશે, અનંત વિશેષમાં વર્તનાર જ્ઞાનથી દર્શન ભિન્ન માનવામાં આવશે તો સામાન્ય માત્રાવલમ્બિ કેવલદર્શનને એકાંત 'અલ્પત્વ' પ્રાપ્ત થશે, ત્યારે અનંત કેવલદર્શન કહેવાય છે તેથી કેવલ દર્શનની અનંતતા શી

રીતે સંભવે માટે કેવલજ્ઞાનથી અભિન્ન કેવલ જ્ઞાનરૂપ કેવલ-દર્શન માનતાં 'અનંત કેવલદર્શન' આ પાઠનો પણ વિરોધ રહેશે નહીં. અને અલ્પવિષયતા પણ કેવલ દર્શનમાં રહેશે નહીં. અનંત કેવલ દર્શનની યથાર્થ સિદ્ધિ થશે.

**यदेव केवलज्ञानं तदेव केवलदर्शनमिति वादिनां च महा-वादिश्रीसिद्धसेन दिवाकराणां मतं यत्तु युगपदुपयोगवादित्वं सिद्धसेनाचार्याणां नंदिवृत्तावुक्तं तदभ्युपगमवादाभिप्रायेण नतु स्वतंत्रसिद्धांताभिप्रायेण क्रमाक्रमोपयोगद्वयपर्यनुयोगानन्तरमेव स्वपक्षस्य सम्मतावुद्भावितत्वादिति द्रष्टव्यम्.**

જે કેવલજ્ઞાન છે તે કેવલદર્શન છે એ પ્રમાણે મહાવાદિ શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિનો મત છે, અને જે યુગપત્ ઉપયોગ-વાદિપણું સિદ્ધસેનાચાર્યનું નંદિસૂત્રની વૃત્તિમાં કહ્યું છે તે તો સ્વી-કારવાદના અભિપ્રાયથી સમજવું. પણ સ્વતંત્ર સિદ્ધાંતના અભિ-પ્રાયથી કહ્યું નથી, કારણ કે ક્રમ અને અક્રમ ઉપયોગદ્વયના પર્યનુયોગ બાદ પોતાના પક્ષને 'સમ્મતિતર્કમાં' ઉઠાવ્યો છે એ પ્રમાણે દેખી લેવું, શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિજીના મતને અનુ-સરી પુષ્ટિ આપનારી શાસ્ત્રમાંની ગાથાઓ નીચે પ્રમાણે છે.

**भण्णइ जह चउनाणी, जुज्जइ णियमा तहेव एयंपि ।**
**भण्णइ पंचनाणी जहेव, अरहा तहेयंपि ॥ १ ॥**
**चक्खु अचक्खु अवहि, केवलाण समयंमि दंसणं विअप्पा ।**
**परिपढिआ केवलनाण, दंसणा तेण विय अण्णा ॥ २ ॥**
**दंसण पुव्वं नाणं, नाणणिमित्तं तु दंसणं णत्थि ।**
**तेण सुविणिच्छयामो, दंसण नाणाण अण्णत्तं ॥ ३ ॥**
**जं अप्पुट्ठे भावे, जाणइ पासइ य केवली णियमा ।**
**तम्हा तन्नाणं दंसणं च, अविसेसओ सिद्धं ॥ ४ ॥**

स्वमतं उपदर्शयति.

साई अपज्जवसियंति, दोवि ते समयं हवइ ।

एवं परतित्थियवत्तव्वं च, एग समयंतरूप्पाओ ॥१॥

साद्यपर्यवसितं केवलमिति हेतो द्वे अपि ज्ञानदर्शने तेउभय शद्ववाच्ये तदिति यावत् अयं च स्वसमय सिद्धान्तः यस्तु एक समयांतरोत्पादस्तयो र्भण्यते तत्परतीर्थिकशास्त्रं नार्हद्वचनम्.

ભાવાર્થ—સાદિ અપર્યવસિત કેવલજ્ઞાન અને કેવલદર્શન છે પણ દિવાકરના મત પ્રમાણે કેવલજ્ઞાન તેજ કેવલદર્શન છે એમ સમજવું. આ સ્વસમય સિદ્ધાન્ત છે, અને કેવલજ્ઞાન અને કેવલદર્શનને સમયાંતર માનવાં તે પરતીર્થિક શાસ્ત્ર છે. પણ અરિહંતનું વચન નથી, એમ કહે છે. ભવ્ય પુરૂષોએ સમ્યગ્જ્ઞાન કરવું જેને સમ્યગ્જ્ઞાન છે તેને નિશ્ચયથી સમ્યગ્દર્શન છે એમ પ્રતિપાદન કરતા છતા ગાથાથી જણાવે છે.

गाथा.

समन्नाणे णियमेण, दंसणं दंसणे उ भयणिज्जं;

सम्मन्नाणं च इमंति, अत्थओ होइ उववण्णं ॥ १ ॥

सम्मग्ज्ञाने नियमेन सम्यग्दर्शनं, दर्शने पुनर्भजनीयंविकल्पनीयं सम्यग्ज्ञानं एकांतरूचौ न संभवत्यनेकरुचौतु समस्तीति अतः सम्यग्ज्ञानं चेदं सम्यग्दर्शन मित्यर्थतः सामर्थ्येनैवोपपन्नं भवति तथाच सम्यक्त्वमिव दर्शनं ज्ञानविशेषरूपमेवेति निर्व्यूढं॥

ભાવાર્થ—સમ્યગ્જ્ઞાનમાં નિશ્ચયથી સમ્યગ્દર્શન છે, અને દર્શનમાં તો ભજના છે માટે સમ્યગ્જ્ઞાન તે સમ્યગ્દર્શન છે. એમ સામર્થ્યથી સિદ્ધ થાય છે. તે પ્રમાણે સમ્યકત્વની પેઠે દર્શન પણ જ્ઞાન વિશેષરૂપજ છે એમ સિદ્ધ કરાય છે. આ પ્રમાણે દિવાકરનો મત જણાવી શ્રીયશોવિજયજી ઉપાધ્યાય સંમતિતર્કની ગાથાઓથી સિદ્ધ કરી ત્રણ વાદીઓની અપેક્ષાને નયપૂર્વક સમજાવેછે.

श्लोक.

भेदग्राहिव्यवहृतिनयं संश्रितो मल्लवादी
पूज्या प्रायः करण फलयोः सीम्नि शुद्धर्जुसूत्रम् ।
भेदोच्छेदोन्मुखमधिगतः संग्रहं सिद्धसेनः
तस्मादेते नखलु विषमाः सूरिपक्षास्त्रयोऽपि ॥

**ભાવાર્થ**—ભેદગ્રાહિ વ્યવહારનયને અંગીકાર કરીને કેવલજ્ઞાન અને કેવલદર્શનમાં ભેદ પાડીને મલ્લવાદી બોલે છે. પૂજ્ય શ્રી જિનભદ્રગણિક્ષમાશ્રમણ એક સમયમાં કેવલજ્ઞાનનો ઉપયોગ અને બીજા સમયમાં કેવલદર્શનનો ઉપયોગ માની સમયોપયોગતઃ ૠજુસૂત્રનય અંગીકાર કરી બોલે છે, સંગ્રહનય અંગીકાર કરી કેવલજ્ઞાન અને કેવલદર્શનનો ભેદ તેનો ઉચ્છેદ અંગીકાર કરી કેવલજ્ઞાન અને કેવલદર્શન અભેદપણે મહાવાદિશ્રી સિદ્ધસેન દિવાકરસૂરિ સ્વીકારીને બોલે છે નયના અભિપ્રાયથી સાપેક્ષપણે વર્તનારા ત્રણ સૂરિયોના ત્રણ પક્ષ વિષમ નથી. જ્ઞાનબિંદુ, વિશેષાવશ્યક નંદિસૂત્રવૃત્તિ અને સમ્મતિતર્ક વિગેરેમાં આ બાબતની ચર્ચા છે. અત્ર તો સામાન્યતઃ સ્વરૂપ બતાવ્યું છે. કેવલજ્ઞાન થયા બાદ કેવલીમાં મતિજ્ઞાન, શ્રુતજ્ઞાન, અવધિજ્ઞાન, અને મનઃપર્યવજ્ઞાન રહેતાં નથી. મતિજ્ઞાન, અવધિજ્ઞાન અને 'મનઃપર્યવ' ક્ષયોપશમભાવથી ઉત્પન્ન થાય છે. ક્ષાયિકભાવીય કેવલજ્ઞાન થતાં ક્ષયોપશમનાં એ ચાર જ્ઞાન રહેતાં નથી. એ ચાર જ્ઞાનનો વિષય છે તે કેવલજ્ઞાનમાં સમાઇ જાય છે. જેમ ગરબા ગાતી વખતે સ્ત્રીઓ ઘડાને નાનાં નાનાં કાણું પાડીને મસ્તકપર મૂકે છે, અને ઘડામાં દીવો કરે છે. ઉપર ઢાંકણું ઢાંકે છે. ઘડાના કાણાંમાંથી અલ્પ અલ્પ પ્રકાશ નીકળે છે તે સમાન ક્ષયોપશમ ભાવનાં ચાર જ્ઞાન જાણવાં પણ જ્યારે ઘડાને બિલકૂલ ફોડી નાંખવામાં આવે ત્યારે દીપકનો પૂર્ણ પ્રકાશ પડે છે. ઘટનો કોઈ પણ અંશ દીપકના પ્રકાશને આચ્છાદન કરતો નથી. અને નાનાં નાનાં કાણાંનો પ્રકાશ

પણ સંપૂર્ણ ઘટનો નાશ થવાથી પૂર્ણ પ્રકાશમાં સમાઇ જાય છે. તેમ જ્ઞાનાવરણીયકર્મનો બીલકૂલ નાશ થવાથી ક્ષાયિકભાવનું કેવળજ્ઞાન ઉત્પન્ન થાય છે તેમાં ક્ષયોપશમજ્ઞાન સમાઇ જાય છે. તેથી ક્ષાયિકભાવીય કેવલજ્ઞાન સમયમાં મતિજ્ઞાન કંઇ ભિન્ન કાર્ય કરતું નથી. તેથી કેવલજ્ઞાન સમયમાં મતિજ્ઞાન શ્રુતજ્ઞાનાદિનો ઉપયોગ રહેતો નથી, પ્રવર્તતો નથી.

ત્રયોદશમગુણસ્થાનકે રહેલા શ્રી કેવલીભગવંત ચાલે છે તે વખતે પણ કેવલજ્ઞાનના ઉપયોગથી ચાલે છે. આહાર ગ્રહણ કરે છે તે પણ કેવલજ્ઞાનના ઉપયોગથી ગ્રહણ કરે છે. પુછેલા પ્રશ્નનો ઉત્તર પણ કેવલજ્ઞાનથી આપે છે. ત્રયોદશમગુણ-સ્થાનકે કેવલીને ક્ષયોપશમ ભાવની બુદ્ધિ હોતી નથી.

શિષ્ય—હે સદ્ગુરૂ મહારાજ. ત્રયોદશમગુણસ્થાનકે ક્ષાયિક-ભાવનું કેવળજ્ઞાન હોય છે. જૈનશાસ્ત્રમાં કોઇ પણ સ્થાને ત્રયોદ-શમગુણસ્થાનકે બુદ્ધિ હોય છે એવું લખ્યું નથી. અને જ્યારે તેમ છે ત્યારે સર્વ જૈનવર્ગ જાણે છે કે ત્રયોદશમગુણઠાણે કે-વળજ્ઞાન હોય છે ત્યાં બુદ્ધિ હોતી નથી. આપે ત્રયોદશમગુણ-સ્થાનકે બુદ્ધિ હોતી નથી એવું ભાષણ કર્યું તેથી એમ સમજાય છે કે કોઇ શાસ્ત્ર અજાણ ત્રયોદશમગુણસ્થાનકે બુદ્ધિ હોવી જો-ઇએ એવો મત ધરાવતો હશે.

ગુરૂ—કોઈ પણ જૈન સૂત્રમા ગ્રંથમાં કેવલીને બુદ્ધિનું બળ કેવલજ્ઞાનથી ભિન્ન કહ્યું નથી.

શિષ્ય—ત્રયોદશમગુણસ્થાનકેમાં કેવળીને મનોયોગ છે તેથી મન પોતાની વિચારણારૂપ ક્રિયા કરે તો 'મનોયોગ' કહેવાય. તેથી વિચારણા કહો કે બુદ્ધિબળ કહો તે કેવળીને સિદ્ધ થાય છે.

'શ્રીસદ્ગુરૂ—હે ભવ્ય જિજ્ઞાસુ તમો હજી મનોયોગનું સ્વરૂપ યથાર્થ જાણતા નથી, મનોયોગના બે ભેદ છે. 'દ્રવ્યમનોયોગ,

ભાવ મનોયોગ ' વિકલ્પ સંકલ્પરૂપ ભાવ મનોયોગ કહેવાય છે અને તેનો ત્રયોદશમ ગુણસ્થાનકે નાશ થએલો હોય છે, મનયોગ· વાળુ મતિજ્ઞાન બારમા ગુણઠાણા સુધી હોય છે. બારમા ગુણઠાણાને અંતે તેનો નાશ થાય છે. તેથી ત્રયોદશમ ગુણઠાણામાં કેવળ ક્ષાયિક ભાવનું કેવલજ્ઞાન રહે છે. વળી હે ભવ્ય તેરમા ગુણ સ્થાનકમાં બીલકૂલ ભાવમન નથી. ત્રયોદશમ ગુણસ્થાનકે મનોવાક્ અને કાયાનાયોગ છે તેથી કંઈ ત્યાં બુદ્ધિબળની સિદ્ધિ થતી નથી. મનોયોય, વચનયોગ અને કાયયોગ કંઇ કેવલજ્ઞાનના પ્રતિબંધક નથી, ભાવ મન નાશ થતાં દ્રવ્યમનોયોગ છતાં જેમ રાગદ્વેષ કેવલીને હોતા નથી. તથા દ્રવ્યમનોયોગ છતાં ક્ષયોપશમભાવીયચારિત્ર જેમ કેવલીને હોતું નથી. તેમ દ્રવ્યમનોયોગ છતાં કેવલીને ક્ષયોપશમ ભાવનું બુદ્ધિબળ (મતિજ્ઞાન) હોતું નથી. જ્ઞાનાવરણીયનો ક્ષાયિકભાવ થતાં ક્ષયોપશમભાવનું બુદ્ધિબળ રહેતું નથી. જેમ ચારિત્ર મોહનીય કર્મનો ક્ષાયિકભાવ થતાં ત્રયોદશમ ગુણસ્થાનકે ક્ષયોપશમભાવ રહેતો નથી. તેમ, અત્ર પણ ક્ષાયિકભાવનું કેવલજ્ઞાન થતાં ક્ષયોપશમભાવની બુદ્ધિ નષ્ટ થઈ જાય છે. અર્થાત્ કેવલજ્ઞાનમાં બુદ્ધિ સમાઈ જાય છે. જુદી રહેતી નથી, કેવલજ્ઞાનથી સર્વ જણાય છે. આચારાંગ, સૂયડાંગ, ઠાણાંગ, ભગવતીસૂત્ર, વિશેષાવશ્યક, પન્નવણા, નંદિસૂત્ર, સમ્મતિતર્ક, નયચક્ર, તત્ત્વાર્થ સૂત્ર, શ્રીહેમચંદ્રના તથા શ્રીયશોવિજયજીના ગ્રંથો તથા દિગંબરના સર્વગ્રન્થો જોતાં ત્રયોદશમ ગુણસ્થાનકે કેવલજ્ઞાન હોય છે ત્યાં ક્ષયોપશમભાવની બુદ્ધિ હોતી નથી એમ સ્પષ્ટ નિશ્ચય સમજાય છે માટે આવી મિથ્યા શંકાનો નાશ થાય છે. ' જિનાગમ ' પ્રમાણે હે ભવ્ય તને સત્ય, સમજાવ્યું. તેરમા ગુણસ્થાનકે ભાવમનનો અભાવ હોય છે, ત્યાં ' દ્રવ્યમન ' રહે છે તેથી દ્રવ્યમનથી વિચાર (બુદ્ધિ) ઉત્પન્ન થતો નથી. વિચાર ક્ષયોપશમ ભાવે હોય છે ત્રયોદશમ ગુણસ્થાકમાં ક્ષયોપશમ ભાવનો નાશ હોય છે ત્યાં ક્ષાયિકભાવ હોય છે તેથી ' દ્રવ્ય મનોયોગ કેવલીને

છે તેથી ત્યાં બુદ્ધિ ઠરતી નથી. અનુતર વિમાનના દેવતાઓને કોઇ બાબતની શંકા પડે છે તો કેવલીને ત્યાં રહી પુછે છે. કેવલી ભગવાન્ દ્રવ્ય મનોવર્ગણાને અક્ષરશ્રુતરૂપે પરિણમાવે છે. તેથી અનુત્તર વિમાનના દેવતા ત્યાં બેઠા બેઠા દ્રવ્ય મનોઃ-વર્ગણાને અક્ષરરૂપે પરિણમાવેલી છે તેને સમજીને નિઃશંક થાય છે. 'દ્રવ્ય મનોયોગને' આવી ક્રિયામાં કેવળી ભગવાન્ પ્રેરે છે.તેથી 'દ્રવ્યમનોયોગ' અક્ષરાકાર પરિણમનની અપેક્ષાએ 'સક્રિય' કહેવાય છે. અને વિચારણારૂપ ક્રિયા હોતી નથી તેની અપેક્ષાએ 'મનોયોગ અક્રિય' કહેવાય છે. 'મનોયોગ'નો સમાવેશ 'નામકર્મમાં થાય છે અને મનોયોગદ્વારા થતી વિચારણા મતિજ્ઞાનરૂપ હોવાથી તેનો સમાવેશ જ્ઞાનમાં થાય છે. સંપૂર્ણ જ્ઞાનાવરણીય કર્મનો નાશ થયા બાદ આત્માના પ્રદેશોમાંથી સહજ કેવલજ્ઞાન પ્રકાશે છે. જ્યાં સુધી જ્ઞાનાવરણીય કર્મ બાકી રહ્યાં હોય છે ત્યાં સુધી મનને આશ્રયી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન ઉત્પન્ન થાય છે. પણ જ્ઞાના-વરણીય કર્મનો સંપૂર્ણ નાશ થવાથી આત્મામાંથી કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે તેથી ભાવ મનોયોગની ત્રયોદશમ ગુણસ્થાનકે જરૂર પડતી નથી. અને તેથી ત્યાં જ્ઞાનાવરણના સંપૂર્ણ અભાવે બુદ્ધિબળ પણ કેવલજ્ઞાનથી ભિન્ન ઠરી શકતું નથી. ક્ષાયિકભાવના કેવલજ્ઞાનને બુદ્ધિરૂપે માની શકાતુંજ નથી. તેથી ત્રયોદશમ ગુણસ્થાનકમાં બુદ્ધિ ઠરતી નથી. જ્ઞાનનાં આવરણનો ક્ષયોપશમ છતે બુદ્ધિબળ અને જ્ઞાનનાં આવરણનો સંપૂર્ણ નાશ થએ છતે બુદ્ધિનો કેવલજ્ઞાનમાં સમાવેશ થાય છે. બુદ્ધિબળથી ભિન્ન કાર્ય કરવું અને કેવલજ્ઞાનથી ભિન્ન કાર્ય કરવું એવું તો હોતુંજ નથી. જે ભવ્ય જીવ પંચભાવનું યથાર્થ સ્વરૂપ જાણે છે તેને યથાર્થ આ વિષય સમજાય છે. સત્ય વાત સમજાયા બાદ આત્માર્થી જીવો ઉત્સૂત્રના કદાગ્રહમાં પડી રહેતા નથી.

કેવલજ્ઞાન વિનાનું અન્ય પ્રકારનુ કેવલજ્ઞાન શ્વેતાંબર વા દિ-ગંબરના કોઈ પણ શાસ્ત્રમાં લખ્યું નથી. શાસ્ત્રની બહારનું મતિ

કલ્પનાનું કેવલજ્ઞાન કોઇ ગમે તેમ માની લે તેથી જિનાગમની શ્રદ્ધાવાળાને હર્ષ કે શોક નથી.

કર્મગ્રંથ મૂલમાં એક પ્રકારનું કેવલજ્ઞાન છે તેવો પાઠ નીચે મુજબ, 'કેવલમિગ વિહાણં' કેવલજ્ઞાન એક પ્રકારનું છે. તથા કર્મગ્રંથ ટીકાનો કર્તા પુરૂષ પણ કેવલજ્ઞાનનો નીચે પ્રમાણે અર્થ કરે છે.

केवलज्ञानी द्रव्यथी रूपी तथा अरूपी सर्व द्रव्य प्रत्यक्ष जाणे, तथा क्षेत्रथी लोक अलोक क्षेत्र अनंत जाणे. कालथी त्रण कालना सर्व समयने जाणे. भावथी सर्व गुण पर्यायने जाणे एक-रूप शुद्ध निरुपाधि अप्रतिपाति सकलज्ञानावरण क्षयथी प्रगट थयो जे शुद्धात्मगुण, सर्व विशेषे प्रकाशरूप, ते केवलज्ञान कहीए. तेहने सर्व पदार्थ प्रकाशे करी आवरणरूप उपाधिने अभावे ज्ञेय वस्तुने अविशेषे करी 'इग विहाणं' कहेतां एक सरखो छे तेथी केवलज्ञाननो बीजो भेद कोइ नथी.

आ प्रमाणे कर्म ग्रंथ टीकाकार तथा मूल पाठ पण जणाव्यो ते आधारे सर्व जैन वर्ग केवलज्ञाननुं स्वरूप जाणे छे. ते सत्यज छे. कर्मग्रन्थना आधार प्रमाणे त्रयोदशम गुणस्थानकमां लोकालोक प्रकाश क्षायिक भावनुं जे ज्ञान थाय छे तेज केवलज्ञान छे. तेरमा गुणठाणा વિના બાકીના બાર ગુણસ્થાનકમાં ક્ષયોપશમ ભાવનાં મત્યાદિજ્ઞાન છે. બારમા ગુણસ્થાનક વિષે 'મતિજ્ઞાન' છે તેમજ મતિજ્ઞાનાવરણીય વર્ગ છે. 'શ્રુતજ્ઞાન' છે તેમજ 'શ્રુતજ્ઞાનાવરણીય કર્મ' છે. 'અવધિજ્ઞાન' હોય છે પણ તેનો શુકલધ્યાનના યોગથી બારમા ગુણસ્થાનકમાં ઉપયોગ નથી. 'મનઃપર્યવજ્ઞાનનો બારમા ગુણ સ્થાનકમાં ઉપયોગ નથી. 'અવધિજ્ઞાન' અને મનઃ પર્યવના ઉપયોગ છતાં શુકલધ્યાન ધ્યાઇ શકાતું નથી. તેથી એ બે જ્ઞાનનો

ઉપયોગ ત્યાં વર્તતો નથી. 'અવધિજ્ઞાનાવરણીય' અને 'મનઃ પર્યવજ્ઞાનાવરનીય' પણ બારમા ગુણસ્થાનકે હોય છે. 'કેવલજ્ઞાનાવરણીયકર્મ' પણ બારમા ગુણસ્થાનકમાં હોય છે. દાનાંતરાય, લાભાંતરાય, ઉપભોગાંતરાય, અને 'વીર્યાંતરાય કર્મ' બારમા ગુણસ્થાનકે હોય છે. તેમજ દાનાદિક પાંચ લબ્ધિયો ક્ષયોપશમ ભાવથકી ઉત્પન્ન થએલી બારમા ગુણસ્થાનકમાં હોય છે. બારમા ગુણસ્થાનકમાં 'ચક્ષુર્દર્શન, અચક્ષુર્દર્શન, અવધિદર્શન' એ ત્રણ હોય છે પણ એ ત્રણ દર્શનનો ઉપયોગ બારમા ગુણસ્થાનકમાં નથી. 'દર્શન નિરાકાર' હોય છે. શ્રુતજ્ઞાન સાકાર છે. 'શ્રુતનિરાકાર દર્શનરૂપ' નથી. શુકલધ્યાનના બીજા પાયામાં જ્ઞાનરૂપ સાકાર ઉપયોગ જ વર્તે છે. તેથી ત્યાં ચક્ષુર્દર્શન અને અચક્ષુર્દર્શન તેમજ અવધિદર્શનનો ઉપયોગ નથી. શુકલધ્યાનનો 'એકત્વવિતર્ક અપ્રવિચાર નામનો બીજો પાયો ધ્યાવતાં બારમા ગુણસ્થાનકના અંતે 'જ્ઞાનાવરણીય કર્મ, દર્શનાવરણીય કર્મ, વીર્યંતરાય કર્મ' એ ત્રણ ઘાતીકર્મનો ક્ષય થતાં 'અનંત કેવલજ્ઞાન, અનંત કેવલદર્શન' અને 'દાનાદિક પાંચ લબ્ધિ' તેમજ દશમા ગુણ સ્થાનકે મોહનીય કર્મનો સંપૂર્ણ ક્ષપકશ્રેણિમાં શુકલ ધ્યાનથી નાશ કરતાં ઉત્પન્ન થએલ 'ક્ષાયિક ચારિત્ર' અને પ્રથમ ઉત્પન્ન થએલું 'ક્ષાયિક સમકિત' એમ. ક્ષાયિક ભાવની નવ લબ્ધિયો તેરમા ગુણ સ્થાનકમાં વર્તે છે. ત્યાં ક્ષાયિકભાવનું એક પ્રકારનું કેવલજ્ઞાન વર્તે છે. તે કેવલજ્ઞાનની ગમે તેટલી વ્યુત્પત્તિયો કરો પણ ક્ષાયિક ભાવનું તેરમા ગુણ સ્થાનકમાં ઉત્પન્ન થનાર જ્ઞાન તે બીજા ગુણઠાણામાં આવનાર નથી. તેમજ ક્ષયોપશમ ભાવનાં ચાર જ્ઞાન તે કદી કેવલજ્ઞાન કહેવાશે નહીં.

સાત પ્રકારની વ્યાખ્યાઓને પણ અમો એકજ પ્રકારના કેવલજ્ઞાનમાં ઘટાવીએ છીએ કેવલજ્ઞાનની ભિન્ન વ્યાખ્યા કરવાથી ભિન્ન ભિન્ન પ્રકારનું કેવલજ્ઞાન થઇ શકેજ નહીં. જિનાગમમાં કહ્યા મુજબ રૂઢ કે જે સૂત્રોમાં પ્રતિપાદન કર્યું છે તેજ કેવલજ્ઞાન છે. તે નીચે મુજબ.

१ केवल एटले एक अर्थात् मत्यादिज्ञाननी अपेक्षा विनानुं.

મતિ અને આદિ શબ્દથી શ્રુત, અવધિ, મનઃપર્યવનું ગ્રહણ કરવું. એ મત્યાદિ જ્ઞાનની અપેક્ષા વિનાનું કેવલ એટલે એક પ્રકારનું ક્ષાયિકભાવનું જે જ્ઞાન તે 'કેવલજ્ઞાન' તેરમા ગુણસ્થાનકમાં હોય છે બારમા ગુણસ્થાનકે તેવું જ્ઞાન હોતું નથી માટે પહેલી વ્યાખ્યા પ્રમાણે પણ 'કેવલજ્ઞાન' લોકાલોક ભાસક થયું. જે જ્ઞાનમાં લોકાલોક ભાસે છે તેમાં ત્રણ કાલના વિષયો પણ આવી ગયા તેથી સાતમી વ્યાખ્યા અને પહેલી વ્યાખ્યાનો પણ એકજ અર્થ ઠર્યો. ભિન્ન અર્થ ઠરતો નથી. ભિન્ન વ્યાખ્યા કરવાથી લોક રૂઢિમાન્ય એવા કેવલજ્ઞાનથી બીજું કેવલજ્ઞાન સિદ્ધ ઠરતું નથી.

२ बीजी व्याख्या—एटले आवरणमल कलंकपंक रहित.

આ વ્યાખ્યા પણ તેરમા ગુણસ્થાનકમાં ઉત્પન્ન થનાર સાતમી વ્યાખ્યાના અર્થભૂત ત્રિકાલ વિષયભાસક કેવલજ્ઞાનને સિદ્ધ કરે છે. કેવલજ્ઞાનના સંપૂર્ણ આવરણરૂપ મલપંકથી રહીત જે જ્ઞાન આત્મપ્રદેશોના સ્વભાવથી પ્રકાશે છે તે 'કેવલજ્ઞાન' છે. તેવું કેવલજ્ઞાન બારમા ગુણસ્થાનકના અંતે ઉત્પન્ન થાય છે. ત્રણ કાલમાં વર્તનાર ષડ્દ્રવ્યમય લોકાલોકને કેવલજ્ઞાન જાણે છે. પહેલી વ્યાખ્યા, બીજી વ્યાખ્યા અને સાતમી વ્યાખ્યાનો અર્થ એક સરખો થયો તેથી સુજ્ઞ સમજશે કે, સાતમી વ્યાખ્યાથી પહેલાંની છ વ્યાખ્યાથી કેવલજ્ઞાન જુદું મનાતું હશે એમ કોઈ શંકા કરે તો તે 'ગગન પુષ્પવત્' અસત્ય છે. તેરમા ગુણસ્થાનકમાં ઉત્પન્ન થનાર ક્ષાયિક ભાવનું જે કેવલજ્ઞાન તેજ 'કેવલજ્ઞાન સિદ્ધમાં વર્તે છે. જુઓ બીજી વ્યાખ્યાનું વિવેચન.

बीजी व्याख्या प्रमाणे आत्मा अष्टकर्मना आवरणरूप मलथी रहित थाय छे. आ व्याख्या असमंजस छे—केवलज्ञानना लक्षणमां केवल ज्ञानावरणीय कर्मनो संपूर्ण नाश थवो जोइए. केवलज्ञानावरणीयनो संपूर्ण नाश तेरमा गुणस्थानके थाय छे. तेथी

त्यां केवलज्ञान अघाती चारकर्म छतां पण होय छे. चार अघाति कर्म विद्यमान होय छे तेथी केवलज्ञान न्यून थइ जतुं नथी. अष्ट कर्मनो नाश चउदमा गुणठाणाना अंते थाय छे तेथी सिद्धमां अष्ट कर्म रहित अवस्थामां जेवुं केवलज्ञान होय छे. तेवुंज संपूर्ण ज्ञानावरणीय कर्मनो नाश थवाथी तेरमा गुणस्थानकमां केवलज्ञान होय छे. माटे अष्ट कर्मना नाशनी साथे केवलज्ञाननो कंइ संबंध नथी. केवलज्ञानावरणीयना नाशथी केवलज्ञान उत्पन्न थाय छे. तेटलुंज लखवुं योग्य छे.

त्रीजी व्याख्या तदावरण कर्मनो निःशेषपणे नाश थतां उपजतुं ज्ञान.

આ ત્રીજી વ્યાખ્યાથી સમજવાનું કે, કેવલજ્ઞાનાવરણીય કર્મનો સંપૂર્ણ નાશ થતાં ઉત્પન્ન થએલું જે જ્ઞાન તે કેવલજ્ઞાન છે. આમ કહેવાથી સિદ્ધ થાય છે કે કેવલજ્ઞાનાવરણીય કર્મ છતાં કોઇ સર્વજ્ઞ કહેવાતો નથી. કેવલજ્ઞાનાવરણીય કર્મ બારમા ગુણસ્થાનકના અંતે નાશ પામે છે. અને બારમા ગુણસ્થાનકમાં મત્યાદિ જ્ઞાનનાં આવરણ નાશ પામે છે. ત્યારે સુજ્ઞોએ સમજવું કે,—ક્ષાયિકભાવનું કેવલજ્ઞાન છે તે જ્ઞાનાવરણીય કર્મનો સંપૂર્ણ નાશ થતાં પ્રગટે છે. અને તેથી ત્રીજી વ્યાખ્યાથી કરેલો કેવલજ્ઞાનનો અર્થ તેજ સાતમી વ્યાખ્યાના અર્થરૂપજ છે અને પહેલી બીજી વ્યાખ્યાના કેવલજ્ઞાનથી ત્રીજી વ્યાખ્યાનું કેવલજ્ઞાન જુદું નથી. બીજી અને ત્રીજી વ્યાખ્યાનો અર્થ એકરૂપજ છે. અને તે વ્યાખ્યા કથીત કેવલજ્ઞાનથી અંશ માત્ર પણ ભિન્ન નથી.

चोथी व्याख्या, केवलज्ञान जेवो अन्य कोइ पदार्थ न होइ जे अनन्य सदृश ते.

આ વ્યાખ્યા પ્રમાણે પણ કેવલજ્ઞાન અનન્ય સદૃશ્ય થાય છે. અને તેની વ્યાખ્યાનું લક્ષણ ક્ષયોપશમભાવીય ચાર જ્ઞાનમાં

ઘટી શકતું નથી. તેથી સિદ્ધ થયું કે, દ્રવ્ય, ક્ષેત્ર, કાળ ભાવથી પહેલી, બીજી, ત્રીજી અને ચોથી વ્યાખ્યાનથી કથીત કેવલજ્ઞાન તે ત્રણ કાલના પદાર્થને જાણે છે તેથી તે સાતમી વ્યાખ્યાના કેવલજ્ઞાનના અર્થથી ભિન્ન નથી.

पांचमी व्याख्या–"अनंतज्ञेय पदार्थोने जाणे माटे केवलज्ञान" सारांश के द्रव्य, क्षेत्र, काल भावथी अनंतज्ञेय पदार्थने जाणनार केवलज्ञान छे. अनंतज्ञेय पदार्थमां वर्तमान, भूत अने भविष्य कालनो पण समावेश थाय छे. त्रण प्रकारनो काल पण ज्ञानमां ज्ञेय पणे भासे छे माटे,–काल द्रव्य छे माटे तेनुं पण ज्ञानमां भासन थाय छे. तेमज त्रण कालमां वर्तता ज्ञेयनुं पण ज्ञानमां भासन थाय छे. माटे सातमी व्याख्याना केवलज्ञानना अर्थमां अने पांचमी व्याख्याना केवलज्ञानना अर्थमां कंइ पण भेद नथी. तेम छतां सातमी व्याख्यानो अर्थ लोकोमां रूढिथी मनायो छे. बाकीनी व्याख्याओनी गौणता थइ रही छे.आवुं विपरीत वाक्य विद्वानोए विचारवुं जोइए, कारणके केवलज्ञान एक प्रकारनुं छे छतां व्याख्या प्रमाणे केवलज्ञान जुदु जुदु मानवानी मति कल्पनानी लागणीनो अनुभवीने भास थाय छे माटे; सुज्ञपणाथी सिद्धान्त वाणीथी गुरुगमद्वारा लाभ मेळवीने सत्य विचारवुं. पांचमी व्याख्या ते सातमी व्याख्याना अर्थथी जरा मात्र जुदी नथी तेनुं समर्थन करीए छीए.

अनंतज्ञेय पदार्थोने जाणे माटे केवलज्ञान–आ संबंधी विचारीए. अनंतज्ञेय पदार्थ छे ते द्रव्य, क्षेत्र, काल भावथी होय छे. जे केवलज्ञान, द्रव्यथी अनंतज्ञेय पदार्थ जाणे छे. तेज केवलज्ञान क्षेत्रथी अनंतज्ञेय पदार्थने जाणे छे. अने क्षेत्रथी जे केवलज्ञान अनंत पदार्थ जाणे छे तेज कालथी अनंतज्ञेय पदार्थने जाणे छे.

कालथी अनंतज्ञेय पदार्थ जाणवा तेनो अर्थ लेइ सातमी व्याख्या करीछे. पण आ प्रमाणे जोतां सातमी व्याख्यानो समावेश पांचमी व्याख्यामां थायछे. अने पांचमी व्याख्यानो समावेश पहेली व्याख्या मां थायछे. अने पहेली, वीजी, त्रीजी, चोथी व्याख्यानो समावेश पांचमी व्याख्यामां थाय छे. कालथकी जे अनंतज्ञेय पदार्थने जाणे छे तेज केवलज्ञान, भावथकी अनंत गुणपर्यायने जाणे छे. जे द्रव्यथी अनंतज्ञेय पदार्थने जाणे छे तेज क्षेत्र, काल, भावथी अनंतज्ञेय पदार्थने साक्षात् जाणे छे. द्रव्य, क्षेत्र, काळ भावमांना गमे तेथी साक्षात् अनंतज्ञेय पदार्थने जाणे त्यां वाकीना द्रव्य, क्षेत्र, काल, भावमांन त्रण गमे ते होय छे.

छट्ठी व्याख्या–"जेनो लोकालोक विषे क्यांय पण व्याघात थतो नथी ते केवलज्ञान" लोकालोकना सर्व पदार्थने जे व्याघात रहितपणे साक्षात् जाणे छे, ते केवलज्ञान, लोकालोकने साक्षात् जाणनार केवळज्ञान सातमी व्याख्याथी भिन्न नथी. लोकालोकने जे साक्षात् जाणे छे तेज केवळज्ञान त्रण कालना पदार्थने जाणे छे, आवुं केवलज्ञान क्षायिकभावथी तेरमा गुणस्थानकमां उत्पन्न थाय छे.

અને તે કેવલજ્ઞાન પહેલી પાંચ વ્યાખ્યાથી ભિન્ન નથી. અને આ વ્યાખ્યા સહિત છ વ્યાખ્યાઓ સાતમી વ્યાખ્યારૂપજ છે. અને સાતમી વ્યાખ્યાથી છ વ્યાખ્યાઓ ભિન્ન નથી. શ્રીકલ્પ-સૂત્રમાં મહાવીર સ્વામિને કેવલજ્ઞાન થયું તેનો પાઠ નીચે મુજબ છે.

# कल्पसूत्रे केवलज्ञान पाठः

इत्थुत्तराहिं नरकत्तेणं जोग मुवागएणं झाणंतरियाए वट्टमाणस्स अणंते अणुत्तरे निरावरणे कसिणे पडिपुन्ने केवलवरनाण दंसणे समुप्पन्ने ॥१२०॥ तएणं समणे भगवं महावीरे अरहाजाए, जिणे केवली, सव्वन्नू, सव्वदरिसी सदेवमणुआसुरस्स लोगस्स परिआयं जाणइ पासइ, सव्वलोए सव्वजीवाणं आगइं गइं ठिइं चवणं उववायं तक्को मणो माणसिअं भुत्तं कडं पडिसेवियं आवी कम्मं रहोकम्मं अरहा अरहस्स भागी तंतं कालं मण वयकाय जोगे वट्टमाणाणं सव्वजीवाणं सव्वभावे जाणमाणे पासमाणे विहरइ ॥१२१॥ उत्तरफाल्गुनी नक्षत्रे चंद्रेण योगं उपागते सति ध्यानस्य अन्तरे मध्यभागे वर्त्तमानस्य कोर्थः शुक्लध्यानं चतुर्धा पृथक्त्व वितर्कं सविचारं (१) एकत्ववितर्कं अविचारं (२) सूक्ष्मक्रियं अप्रतिपाति (३) उच्छिन्नक्रियं अनिवर्ति (४) एतेषां मध्ये आद्य भेदद्वये ध्याते इत्यर्थः, अणंते, अनंतवस्तु विषये अणुत्तरे, अनुपमे निव्वाघाए, निर्व्याघाते भित्त्यादिरस्खलिते निरावरणे, समस्तावरणरहिते, कसिणे—समस्ते पडिपुण्णे, सर्वावयवोपेते केवलवरनाणदंसणे समुप्पन्ने एवंविधे केवलवरज्ञान दर्शने समुत्पन्ने (१२०) तएणं समणे भगवं महावीरे ततो ज्ञानोत्पत्त्यनन्तरं श्रमणो भगवान् महावीरः। अरहा जाए, अर्हन् जातः अशोकादि प्रातिहार्य पूजा योग्यो जातः पुनः कीदृशः ॥ जिणे केवली सव्वन्नू सव्व दरिसी। जिनो रागद्वेषजेता केवली सर्वज्ञः सर्वदर्शी सदेवमणुआसुरस्स लोगस्स, देव मनुजाऽसुर सहितस्य लोकस्य परियायं जाणइ पासइ, पर्यायं इत्यत्र ज्ञातावेकवचनम् ततः पर्यायान् जानाति च साक्षात् करोति तर्हि किं देव मनुजासुराणां

एव पर्यायमात्रं जानातीत्याह.॥ सव्वलोए सव्वजीवाणं, सर्वलोके सर्व जीवानां आगइं गइं ठिइं चवणं उववायं, आगतिं भवान्तरात्, गतिं च भवान्तरे, स्थितिंच तद्भवसत्कं आयुः कायस्थितिं वा, च्यवनं देवलोकात् तिर्यग्नरेषु अवतरणं, उपपातो देवलोके नरकेषूत्पत्तिः तक्कंमणो, तेषां सर्वजीवानां संबंधि तत्कं इदृशं यन्मनः माणसियं, मानसिकं मनसिचिन्तितं भुत्तं, भुक्तं, अशनफलादि कडं, कृतं चोर्यादि पडिसेवियं प्रतिसेवितं, मैथुनादि आविकम्मं, आविः कर्म प्रकटकृतं रहो कम्मं, रहः कर्म प्रच्छन्नं कृतं एतत् सर्वकं सर्वजीवानां भगवान् जानातीति योजना पुनः किं विशिष्टः प्रभुः अरहा, नविद्यते रहः प्रच्छन्नं यस्य त्रिभुवनस्य करामलकवद् दृष्टत्वात् अरहाः अरहस्स भागी, रहस्यं एकान्तं तन्न भजते इति तंतं कालं मणवय कायजोगे, तस्मिन् तस्मिन् काले मनोवचन काययोगेषुयथार्हं वट्टमाणाणं, वर्तमानानां सव्वलोए सव्वजीवाणं, सर्व लोके सर्वजीवानां सव्वभावे जाणमाणे पासमाणे विहरइ, सर्वभावान् पर्यायान् जानन् पश्यंश्च विहरति सवजीवाणं, इत्यत्र अकार प्रश्लेषात् सर्व अजीवानां धर्मास्तिकायादीनामपिं सर्वपर्यायान् जानन् पश्यंश्च विहरतीति व्यारव्येयं ॥ १२१ ॥

ભાવાર્થ—શ્રી ચોવીસમા તીર્થંકર મહાવીર સ્વામીજી ત્રણ જ્ઞાન સહિત જન્મ્યા હતા. દીક્ષા લીધા બાદ ચોથું મનઃ પર્યવજ્ઞાન ઉત્પન્ન થયું હતું ત્યાર બાદ બાર વર્ષ અધિક વનવિગેરેમાં આત્મધ્યાન કરતાં રૂજુવાલીકા નદીના કાંઠે ઉત્તરા ફાલ્ગુની નક્ષત્રને વિષે ચંદ્રનો યોગ આવે છતે વૈશાખ શુદી દશમના દીવસે શુક્લધ્યાનના 'પ્રથમના બે પાયાનું' ધ્યાન ધ્યાવતાં છતાં અનંત વસ્તુ વિષય સંબંધી અનુપ નિર્વ્યાઘાત સમસ્તાવરણ રહિત સંપૂર્ણ સર્વાવયવોપેત કેવલજ્ઞાન અને કેવલદર્શન શ્રીવીર

પ્રભુને ઉત્પન્ન થયું. કેવલજ્ઞાન ઉત્પન્ન થયા બાદ શ્રમણ ભગવંત મહાવીર ભાવ અરિહંત થયા અષ્ટ મહા પ્રતિહાર્ય યોગ્ય થયા. તેરમા ગુણસ્થાનકે ભાવજિન થયા. દશમા ગુણસ્થાનકમાં રાગ દ્વેષનો ક્ષય થયો હતો તેથી જિન કહેવાયા તો પણ તેરમા ગુણ સ્થાનકમાં 'જિન વિશેષણ' આપ્યું છે. તે પ્રસંગને અનુસરી આપ્યું છે. દેવ મનુષ્ય અસુર સહિત લોકના પર્યાયોને જાણે દેખે છે. સાક્ષાત્ જાણવા દેખવા લાગ્યા. પ્રશ્ન થયો કે ત્યારે શું દેવતા મનુષ્ય અસુરોનાજ પર્યાય માત્ર જાણે છે દેખે છે શું બીજાના પર્યાય નથી દેખતા ! ત્યારે કહે છે કે સર્વ લોકમાં સર્વ જીવોની આગતિ, ગતિ, ચ્યવન, ઉપપાત, મનમાં ચિંતવેલું, ખાધેલું, કરેલું. મૈથુનાદિ પ્રતિસેવિત, પ્રગટકાર્ય, ગુપ્તકાર્ય, ઇત્યાદિ સર્વ ભગવાન્ જાણવા દેખવા લાગ્યા. કોઇ વસ્તુ જરામાત્ર પણ પ્રભુના જ્ઞાનથી છાની નથી તેતે કાલને વિષે મન, વચન, કાયાના યોગને વિષે વર્તમાન ભાવ સર્વ જીવોનો ભગવાન્ જાણે છે. દેખે છે. ધર્માસ્તિકાયાદિક સર્વ અજીવના પર્યાયો જે ત્રણ કાલના તેને પણ ભગવાન્ જાણે છે દેખે છે.

આ પ્રમાણે સર્વ સૂત્ર શિરોમણિ કલ્પસૂત્રના પાઠથી ભવ્ય જીવો સમજી લેશે કે-કેવલજ્ઞાન તો આવા લક્ષણવાળું હોય તોજ કહેવાય-વળી વિશેષતઃ સમજવાનું કે-જે વર્તમાનકાળમાં વર્તતા ષડ્ દ્રવ્યોના અનંતપર્યાયોને સાક્ષાત્ જાણે છે તેજ ભૂતકાળ તથા ભવિષ્યકાળમાં વર્તતા ષડ્દ્રવ્યના અનંતપર્યાયોને જાણે છે. ત્રણ કાલમાં વર્તનાર પદાર્થને નિત્ય કહેવામાં આવે છે. અને જે નિત્ય હોય તો તે પદાર્થ કહેવાય. ત્રણ કાલમાં વર્તનાર પદાર્થને 'અનાદિ અનંત સાક્ષાત્ કેવલી ભગવાન્' જાણી દેખી શકે છે. માટે છઠ્ઠી વ્યાખ્યાનો અર્થ અને સાતમી વ્યાખ્યાનો અર્થ એકજ ઠરે છે. સૂત્રોના અનુસારે કેવલજ્ઞાન છે તેજ શ્રદ્ધામાં લાવવું.

**सातमी व्याख्यानो अर्थ-भूत भविष्य तथा वर्तमान काळनो यथावस्थित भाव जेथी प्रगट थाय ते केवलज्ञान"**

प्रथमनी छ व्याख्याओ प्रमाणे जे सम्यग् अर्थ कर्यो तेवोज अर्थ आ व्याख्यानो छे–त्रण कालनुं साक्षात् ज्ञान तेज केवल-ज्ञान समजवुं, मतिज्ञान, श्रतज्ञान, अवधिज्ञान अने मनःपर्यवज्ञान ए चार ज्ञान छे ते षड्द्रव्योना त्रण कालना पर्यायोने साक्षात् जाणी शकतां नथी. माटे आवुं ज्ञान ते प्रथमथी बारमा गुणस्थानक सुधी नथी. तेरमा गुणस्थानकमां आवुं केवलज्ञान उत्पन्न थाय छे. अने पूर्वनी छ व्याख्याओ पण तेरमा गुणस्थानक केवल-ज्ञाननेज सिद्ध करे छे माटे जिनवाणी अनुसार जोतां तेरमा गुण स्थानकमां केवलज्ञान उत्पन्न थाय छे तेज केवलज्ञान जाणवुं.

ज्ञानार्णव, नयोपदेश प्रकरण, ज्ञानसार विगेरे एकशो आठ ग्रंथना बनावनार सिद्धांत पारंगामी सत्तरसेनी सालमां थएला महाज्ञानी श्री यशोविजयजी उपाध्यायजी ज्ञानबिंदु नामना ग्रन्थमां आ प्रमाणे केवलज्ञाननुं लक्षण कहे छे—

'સર્વ વિષય' કેવલજ્ઞાનમ્–ષડ્દ્રવ્યોના સર્વ પર્યાયને જ્ઞાનમાં વિષયીભૂત દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવથી કરે તે કેવલજ્ઞાન. આ વ્યાખ્યાથી જોતાં સત્ય 'કેવલજ્ઞાનની વ્યાખ્યા' આજ છે એમ સર્વ ભવ્યો જાણશે.

સાત વ્યાખ્યાનો ઉલટો અર્થ કરી કોઈ કેવલજ્ઞાન વિનાનાં મત્યાદિ ચાર જ્ઞાનમાં કેવલજ્ઞાનપણું સ્વીકારે તો તે શાસ્ત્ર વિરૂદ્ધ છે. શ્રુતજ્ઞાનીને બૃહદ્કલ્પ ભાષ્યમાં કેવલજ્ઞાની કહ્યા છે. શ્રુતકેવલી પણ શાસ્ત્રમાં કહ્યા છે પણ શ્રુતકેવલી સર્વ પદાર્થને પરોક્ષતઃ જાણે છે. કેવલજ્ઞાનીની પેઠે શ્રુતકેવલી સર્વ પદાર્થને સાક્ષાત્ જાણતા નથી. માટે ભવ્ય જીવોએ જાણવું કે 'ક્ષાયિકભાવના કેવલજ્ઞાનનું સ્વરૂપ' એકરૂપ છે. 'લોક સમૂહની દૃષ્ટિમાં મુખ્યપણે આ સાતમી વ્યાખ્યા' રહી છે એવું વચન અમને માન્ય નથી. કારણ કે પ્રથમની છ વ્યાખ્યાઓનો અને સાતમી વ્યાખ્યાનો

અર્થ શાસ્ત્રાધારે જૈનવર્ગની દૃષ્ટિમાં લોકાલોકભાસક કેવલજ્ઞાન રૂપ ઠરે છે.

કોઈ અનુભવજ્ઞાન કે જે અપ્રમાદદશામાં વર્તતાં પરોક્ષપણે આત્માનો અનુભવ થાય છે તેને કેવલજ્ઞાન કહે તો પણ તે કેવલજ્ઞાન ઠરતું નથી. કારણ કે.

मति अनुभवज्ञान क्षयोपशमभावजन्यछे पण क्षायिक भावजन्य नथी, अनुभवज्ञान ते केवलज्ञाननी पहेलांनुं छे पण तेथी अनुभवज्ञान ते केवलज्ञान कहेवातुं नथी, माटे पिस्तालीश आगम तथा ग्रन्थो तथा दिगंबर दृष्टिना शास्त्रोना आधारे पण तेरमा गुणस्थानकनुं ज्ञान तेज केवलज्ञान जाणवुं, त्यां क्षयोपशमभावीय मतिज्ञानना अभावथी बुद्धि अने अनुभवनी व्याख्या करी ते हे भव्य जिनवाणी विरुद्ध लागे छे. बुद्धि, अनुभव, परोक्षज्ञानमां समाय छे. प्रत्यक्ष केवलज्ञानमां तेनो समावेश थतो नथी. तेरमा गुणस्थानकमां प्रत्यक्ष केवलज्ञान छे. तेथी त्यां बुद्धिना अनुभवरूप परोक्ष ज्ञान होतुं नथी एम माध्यस्थ दृष्टिथी विचारी सत्यतत्त्व ग्रहशो.

शिष्यप्रश्न—हे मुनिराजजी आपश्री प्रेम भावथी शांतपणे मने समजावो छो तेथी आपनी साथे विचारनी आप ले करवामां मने ठीक पडे छे आपना उपदेशथी केटलीक मारी शंकाओ टळी पण हजी पुछुं छुं के, केवलज्ञानी, खावा, पीवामां, चालवामां केवलज्ञानना उपयोगथी प्रवृत्ति करता हशे के केम; ते समजावशो.

श्री सद्गुरु—केवलज्ञानी चाले छे, खाय छे, पीवेछे. प्रश्नोना उत्तर आपे छे, इत्यादि सर्व केवलज्ञानना उपयोगथी जाणवुं. सूर्यना प्रकाशथी देखातुं होय त्यां ताराना प्रकाशनी जरूर पडती नथी. तेम अत्र पण केवलज्ञानना उपयोगथी सर्व जणाय छे त्यां मतिज्ञान (बुद्धि) अथवा बुद्धिना अनुभवनी तेरमा गुणस्थानकमां

केवलीने जरूर पडती नथी. श्री विजयलक्ष्मीसूरि कहे छे के-

बीजा ज्ञानतणी प्रभारे, एहमां सर्व समाय;
रवि प्रभाथी अधिके नहींरे, नक्षत्र गण समुदायरे.
भविका वन्दो केवलज्ञान.

मति आदि सर्व ज्ञाननी प्रभा छे ते केवलज्ञानमां समाय छे माटे तेरमा गुणस्थानकमां केवलज्ञानना उपयोगथी सर्व कार्य जाणवुं. राग द्वेषना अभावे केवली भगवान् आहार जल ग्रहण करे छे तो पण बंधाता नथी. शरीर ज्यां सुधी छे त्यां सुधी आहार जलथी तेनुं पोषण केवली भगवान् करे छे. सर्व क्रियामां तेरमा गुणस्थानकमां केवलज्ञाननो उपयोग छे मति आदि ज्ञाननो उपयोग नथी.

ઉમાસ્વાતિવાચક કુંદકુંદાચાર્ય તથા જિનભદ્રગણી શ્રમણ, અભયદેસૂરિ, વિશેષાવશ્યક ટીકાના કરનાર. તથા ગણધરોએ શાસ્ત્રમાં જે પ્રમાણે કેવલજ્ઞાનનું સ્વરૂપ લખ્યું છે તે પ્રમાણે સત્ય કેવલજ્ઞાનનું સ્વરૂપ છે.

श्री नंदिसूत्रमां नीचे मुजब केवलज्ञाननो पाठ छे ते विचारो.

## केवलज्ञान पाठ.

केवलनाणं तं समासओ चउविहं पण्णत्तं तंजहा, दव्वओ, खेत्तओ, कालओ, भावओ, दव्वओणं केवलनाणी सव्वदव्वाइं जाणइ पासइ । खेत्तओणं, केवलनाणी सव्व खेत्तं जाणइ पासइ । कालओणं केवलनाणी सव्वकालं जाणइ, पासइ । भावओणं केवलनाणी सव्वे भावे जाणइ पासइ ॥

द्रव्य तो केवलज्ञानी सर्व द्रव्याणि धर्मास्तिकायादीनि साक्षात् जानाति पश्यति, क्षेत्रतः केवलज्ञानी सर्वक्षेत्रलोकालोक

भेदभिन्नं जानाति पश्यति, इह यद्यपि सर्व द्रव्यग्रहणेनाकाशास्तिकायोपि गृह्यते तथापि तस्यक्षेत्रत्वेन रूढत्वाद् भेदेनोपन्यासः कालतः केवलज्ञानी सर्व कालमतीतानागत वर्तमान भेदभिन्नं जानाति पश्यति भावतः केवलज्ञानी सर्वान् जीवगतान् भावान् गतिकषायागुरूलघुप्रभृतीन् जानाति पश्यति ॥

કેવલજ્ઞાની દ્રવ્યથી ધર્માસ્તિકાય વગેરે સર્વ દ્રવ્યને સાક્ષાત્ જાણે છે. દેખે છે, ક્ષેત્ર થકી કેવલજ્ઞાની લોકાલોક ક્ષેત્રને જાણે દેખે છે. સર્વ દ્રવ્યમાં આકાશ દ્રવ્યનું ગ્રહણ થયું તો પણ તેને ક્ષેત્રપણું પ્રસિદ્ધ છે તેથી અત્ર ગ્રહણ કર્યું છે, કાલથકી કેવલજ્ઞાની વર્તમાન, ભૂત, ભવિષ્ય ત્રણ કાલને જાણે છે. દેખે છે. ભાવથકી કેવલજ્ઞાની ષડ્દ્રવ્યના ગુણપર્યાયને જાણે દેખે છે સર્વ જીવોને પ્રાપ્ત થએલા ગતિકષાય અગુરૂ લઘુ આદિ ભાવોને જાણે છે દેખે છે. આ પ્રમાણે જે કેવલજ્ઞાનનું સ્વરૂપ છે તેની શ્રદ્ધા સમકિત જીવો રાખે છે. કેવલજ્ઞાનનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે તેથી તે હાલના સમયના જીવોને એકદમ યથાર્થ સમજાય નહીં તો પણ કેવલીનાં વચન સત્ય છે એમ શ્રદ્ધા કરવી.

શિષ્યપ્રશ્ન—તમો ' જિનાગમાનુસારે ' કેવલજ્ઞાનનું જે સ્વરૂપ કહો છો તે યથાર્થ છે પરંતુ તેવું કેવલજ્ઞાનનું સ્વરૂપ મારા સમજવામાં ન આવે તો શંકા થાય તે વાસ્તવિક છે. જેને પૂર્ણ જ્ઞાન ન હોય તેને વસ્તુસ્વરૂપ વિચારતાં શંકા પડે.

શ્રીસદ્ગુરૂ–મનુષ્યોથી નિગોદ કેવલજ્ઞાન, સિદ્ધ સ્વરૂપ, વિગેરે સૂક્ષ્મ વિષયોનું સ્વરૂપ ન સમજાય તો ગીતાર્થને પુછી નિર્ણય કરવો. કેટલીક બાબતોમાં તો શ્રદ્ધા રાખવી ઘટે છે. કેવલજ્ઞાનનું સ્વરૂપ છે તે વિચાર કરતાં ન સમજાય તો શ્રદ્ધા રાખવી પણ ન સમજાય તેથી કેવલજ્ઞાનનો મતિકલ્પનાથી અસત્ય શાસ્ત્ર વિરૂદ્ધ અર્થ કરવો ન જોઇએ. ભવ્ય જીવો ઉત્સૂત્ર ભાષણનું મહા

પાપ જાણી ઉત્સૂત્ર ભાષણુ કરતા નથી. ગીતાર્થોને પુછી શંકાઓનું નિરાકરણુ કરવું જોઇએ.

શિષ્ય—કેવલજ્ઞાન સંબંધી મતિ વિભ્રમથી શંકા થાય છે કેવલજ્ઞાનમાં અનાદિ અનંતરૂપે વસ્તુ કેવી રીતે ભાસે? તે સમજાવશે.

શ્રીસદ્‌ગુરૂ—કેવલજ્ઞાન સંબંધી શંકા કરવી યોગ્ય નથી. કેવલજ્ઞાનનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે. તેવી શંકાઓ પુસ્તકમાં લખવાથી બાલ જીવોને લાભ થતો નથી. તમને અનુભવજ્ઞાન થાય તો કેવલજ્ઞાનનું સ્વરૂપ સમજી શકો. તો પણુ સારાંશમાં જણાવુંછું કે–જેવા પ્રકારનો પદાર્થ હોય તેવો જ્ઞાનમાં જ્ઞેયપણે પ્રતિભાસે છે. સાદિ સાંત પર્યાય છે તે કેવલજ્ઞાનમાં 'સાદિસાંત' પણે પ્રતિભાસે છે. જેટલા જ્ઞેય પદાર્થ છે તેટલું જ્ઞાન છે, જગત્‌માં જ્ઞેય પદાર્થ અનંત છે. અને તે જ્ઞેય અનંત પદાર્થનો જ્ઞાનમાં પ્રતિભાસ થાય છે તેથી 'જ્ઞાન' પણ 'અનંત કહેવાય છે.' જગત્‌માં ષડ્દ્રવ્યો અનાદિ છે તેથી કેવલજ્ઞાનમાં તે દ્રવ્યોનો 'અનાદિ' પણે પ્રતિભાસ થાય છે. અનાદિ અનંત જ્ઞેય પદાર્થનો તે પ્રકારે કેવલજ્ઞાનમાં પ્રતિભાસ થાય છે. તેથી કહેવાતા કેવલજ્ઞાનમાં કોઇ પણ પ્રકારનો વિરોધ આવતો નથી. અનાદિ પદાર્થ છે તે કેવલજ્ઞાનમાં અનાદિપણે ન પ્રતિભાસે તો વિરોધ આવે પણ અનાદિ પદાર્થ છે તે કેવલજ્ઞાનમાં 'અનાદિ' પણે પ્રતિભાસે છે તેથી કોઇ જાતનો વિરોધ આવતો નથી. 'અલોક વગરે અનંત' છે તેથી કેવલજ્ઞાનમાં 'અલોકાકાશ અનંતજ્ઞેયપણે પ્રતિભાસે છે. તેથી કેવલી અલોકાકાશને 'અનન્ત' કહે છે. અલોકાકાશ અનંત છે અને તે કેવલજ્ઞાનમાં 'સાંત' પણે પ્રતિભાસે તો અનંત પદાર્થ' છે તે 'સાંત' પ્રતિભાસવાથી કેવલજ્ઞાન છે 'તે જેવો જ્ઞેય પદાર્થ હોય છે તેને તેવા રૂપે નગ્રહણુ કરવાથી કેવલજ્ઞાન જ કહેવાય નહીં. પણુ 'અલોકાકાકાશ અનંત' છે તેનો 'અનંત' પણે કેવલજ્ઞાનમાં પ્રતિભાસ થાય છે તેથી કેવલજ્ઞાન યથાર્થ

ઠરે છે. અનાદિ અને અનંત વસ્તુનો કેવલજ્ઞાનમાં 'અનાદિ અનંત' પણે પ્રતિભાસ થવાથી સર્વ વસ્તુ નિયત મર્યાદામાં આવી જતી નથીઅને તેથી જ્ઞેયનું 'અનાદિ' પણું જ્ઞાનમાં 'અનાદિ અનંત' પણે સદાકાળ પ્રતિભાસવાથી કેવલજ્ઞાની અનંતજ્ઞાની કહેવાય છે. 'અનંતજ્ઞેયનો' જ્ઞાનમાં 'અનંત' પણે ભાસ થવાથી 'જ્ઞાન પણ અનંત' કહેવાય છે. આવી અપેક્ષાએ પદાર્થોનું 'અનાદિ અનંત' પણું દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવથી પ્રતિભાસવાથી કેવલજ્ઞાનમાં કોઈ જાતનો વિરોધ આવતો નથી. જેવો જ્ઞેય પદાર્થ હોય તેને કેવલજ્ઞાન તેવા પ્રકારે જાણે છે તેથી પ્રથમ જીવ પર્યાય કયો તે શંકાનું સમાધાન સહેજે થઈ જાય છે. સિદ્ધ અનાદિકાળના છે તેનો 'અનાદિ' પણેજ પ્રતિભાસ થાય છે. 'આદિ' પણે ભાસે તો પદાર્થ અનાદિ ઠરે નહીં. અને વળી 'અનાદિ વસ્તુ અનાદિ' પણે કેવલજ્ઞાનમાં ન પ્રતિભાસવાથી કેવલજ્ઞાન યથાર્થ ઠરે નહીં 'અનાદિ વસ્તુ' કેવલજ્ઞાનમાં જો 'સાદિ' પણે પ્રતિભાસે તો વસ્તુનું અનાદિપણું ન ગ્રહ્યાથી અને તેથી ઉલટું સાદિપણું ગ્રહ્યાથી કેવલજ્ઞાન યથાર્થ ઠરે નહીં માટે 'અનાદિ' એવા સિદ્ધ જીવ તથા પરમાણુ અનાદિ પર્યાય છે તે કેવલજ્ઞાનમાં 'અનાદિપણે પ્રતિભાસવાથી કહેવાતા કેવલજ્ઞાનમાં કોઈ જાતનો વિરોધ આવતો નથી. કેવલજ્ઞાનથી કંઇ છાનું નથી. જે જે વસ્તુઓ જેવા રૂપે હોય તેવા રૂપે કેવલજ્ઞાનમાં પ્રતિભાસવાથી કેવલજ્ઞાનથી કંઈ છાનું નથી એમ કહેવામાં કોઈ જાતનો વિરોધ આવતો નથી. 'કેવલજ્ઞાનની બીજી કંઈ વ્યાખ્યા' આના ઉત્તરમાં સમજવાનું કે-કેવલજ્ઞાનની કલ્પસૂત્ર, નંદીસૂત્ર; તત્ત્વાર્થસૂત્ર વિગેરેમાં જે પ્રમાણે વ્યાખ્યા કરી છે તે પ્રમાણેજ વ્યાખ્યા છે. અન્ય વ્યાખ્યા નથી.

**શિષ્ય પ્રશ્ન—જો જિનસમ્મત કેવલજ્ઞાન લોકાલોકજ્ઞાયકમાનીએ તો કેવલજ્ઞાનમાં આહાર, નિહાર, વિહારાદિ ક્રિયા શી રીતે સંભવે.**

આ શંકાના સમાધાનમાં સમજવાનું કે-આનો પ્રત્યુત્તર

અમો પહેલાં લખી ગયા છીએ. તો પણ જણાવવાનું કે-લોકાલોક પ્રકાશક કેવલજ્ઞાન માનતાં આહાર, નિહારાદિ ક્રિયાઓમાં સર્વત્ર કેવલજ્ઞાનનો ઉપયોગ ઘટે છે. કેવલજ્ઞાનના ઉપયોગથી આહાર નિહાર કરતાં કેવલીનો કંઈ એક ઠેકાણે ઉપયોગ આવી જતો નથી. છદ્મસ્થ જ્ઞાનીને એક ઠેકાણે ઉપયોગ સ્થિર થવાથી બીજા પદાર્થોનું ભાન ભૂલાય છે પણ ક્ષાયિકભાવના કેવલજ્ઞાનનો સમયે સમયે સર્વ વસ્તુ જાણવાનો સ્વભાવ હોવાથી આહાર નિહાર વિગેરેનો પણ તેમાં સમાવેશ થવાથી કોઈ જાતનો દોષ આવતો નથી. મનની સાહ્યતા વિનાના કેવલજ્ઞાનમાં આહાર, નિહારાદિ ક્રિયાઓ અઘાતિ કર્મના ઉદયે અને મોહનીયના નાશથી સમ્યક્ સંભવે છે, એક સમયમાં ત્રણ કાલના સર્વ પર્યાયને કેવલજ્ઞાની જાણે છે. જ્ઞાન જ્ઞેય પદાર્થોને જાણે છે. ખાવા પીવાનું કૃત્ય શરીરથી થઈ શકે છે. તેથી કોઈ જાતનો વિક્ષેપ નડતો નથી. માટે 'જિન-સમ્મત કેવલજ્ઞાન લોકાલોક જ્ઞાયક' માનતાં આહાર નિહારાદિ કોઈ પણ ક્રિયાનો વિરોધ આવતો નથી. સર્વ ક્રિયાઓ યથાર્થ થઇ શકે છે.

**શિષ્ય પ્રશ્ન-કેવલજ્ઞાન જિનાગમમાં પ્રરુપ્યું છે તે યથાયોગ્ય છે કે વેદાન્તે પ્રરુપ્યું છે તે યથાયોગ્ય છે; ? તે સમજાવશો.**

સમાધાન—કેવલજ્ઞાન જિનાગમમાં પ્રરૂપ્યું છે તે યથાયોગ્ય છે. કારણ કે, સર્વ પદાર્થોને પ્રત્યક્ષપણે જાણવા તેજ કેવલજ્ઞાન કહેવાય. શ્રીતીર્થંકરો લોકાલોકના પર્યાયોને યથાર્થ જાણી શકતા હોવાથી એક વ્યક્તિને કેવલજ્ઞાન સાદિ અનંતમા ભાંગે છે. કેવલજ્ઞાન પ્રગટયા બાદ જતું નથી. જૈનાગમમાં કેવલજ્ઞાનની એક સરખી વ્યાખ્યા છે. અને અન્ય મતમાં જે કેવલજ્ઞાન કહ્યું છે તે સદાકાળ રહેતું નથી. વેદાંતનું કેવલજ્ઞાન સાદિ અનંતમાં ભાંગે નથી. વેદાંતમાં કેવલજ્ઞાનની સમ્યગ્ વ્યાખ્યા કરી નથી કોઇ તો મુક્તિમાં જ્ઞાનજ માનતા નથી સર્વ પદાર્થોને ભાન ભૂલી જવું એવી જીવની સ્થિતિને કેટલાક વેદાંતી મુક્તિ કહે છે. સજ્જનો વિચારો કે એવી મુક્તિમાં

જડાવસ્થા સંભવે છે તેવી મુક્તિમાં કેવલજ્ઞાન કંઇ પણ સંભવતું નથી. વળી કેટલાક તો મતિજ્ઞાનના એક ભેદને વેદાંતમાં કેવલજ્ઞાન તરીકે સ્વીકારે છે તે પણ યથાયોગ્ય વાત સંભવતી નથી. વળી કેટલાક તો આત્મા અને જડનો ઉપયોગ ભૂલી જવો એવી મુક્તિ વેદાંતમાં કેટલાક સ્વીકારે છે આવી મુક્તિમાં સર્વજ્ઞપણું સંભવતું નથી. કેટલાક જીવનમુક્ત દશામાં સર્વ જાણવાપણું સ્વીકારે છે પણ પશ્ચાત્ મુક્તદશામાં સર્વજ્ઞપણું સ્વીકારતા નથી. વેદાંતના મુક્તદશાના વિચારોના ભિન્ન ભિન્ન મત દર્શાવતાં ગ્રંથનો વિસ્તાર થઇ જાય માટે આ ઠેકાણે પાઠો આપ્યા નથી. જૈનાગમાં તો શ્વેતાંબર અને દિગંબર ધર્મ પુસ્તકોના આધારે તેરમા ગુણસ્થાનકની જીવન્મુક્ત દશામાં અને સિદ્ધાવસ્થામાં સર્વ પદાર્થોને આત્મા જાણી શકે છે. સર્વજ્ઞપણું પ્રગટ્યા બાદ નષ્ટ થતું નથી. તત્ત્વાર્થસૂત્ર કે જે શ્વેતાંબર અને દિગંબર એમ બેને માન્ય છે અને જે સત્ય પૂજ્ય ગ્રંથ છે તેમાં પણ આ પ્રમાણે વ્યાખ્યા કરી છે તે દર્શાવવામાં આવે છે.

---

॥ तत्त्वार्थसूत्र पाठ ॥

## सर्व द्रव्यपर्यायेषु केवलस्य ॥

---

सर्व द्रव्येषु सर्व पर्यायेषुच केवलज्ञानस्य विषय निबंधो भवति तद्धि सर्वभाव ग्राहकं संभिन्न लोकालोक विषयं नातः परं ज्ञानमस्ति न च केवलज्ञान विषयात् परं किंचिदन्यज्ञेयमस्ति केवलं परिपूर्ण समग्रं असाधारणं निरपेक्षं विशुद्धं सर्वभावज्ञायकं लोकालोक विषयं अनन्त पर्यायमित्यर्थः ॥

**ભાવાર્થ**—સર્વ દ્રવ્યોમાં અને સર્વ દ્રવ્યોના સર્વ પર્યાયોને વિષે કેવલજ્ઞાનનો વિષય છે. સર્વ પદાર્થને કેવલજ્ઞાન ગ્રહણ કરે છે. લોકાલોકના ગુણપર્યાયને કેવલજ્ઞાન સાક્ષાત્ દેખે છે–જાણે છે,

કેવલજ્ઞાનથી અન્ય કોઇ મોટું જ્ઞાન નથી. કેવલજ્ઞાનથી સર્વ જણાય છે તેથી કોઈ પદાર્થ જાણવાનો બાકી રહેતો નથી. કેવલ એટલે પરિપૂર્ણ સમગ્ર અસાધારણ મન વિગેરેની અપેક્ષા વિનાનું વિશેષત: શુદ્ધ સર્વ ભાવને સમયે સમયે જાણનાર, લોકાલોકનો સાક્ષાત્ પ્રકાશ કરનાર, અનન્ત પર્યાયને જાણનાર એવું કેવલજ્ઞાન જિનાગમમાં પ્રરૂપ્યું છે તે સત્ય છે. અવધિજ્ઞાન અને મન:પર્યવજ્ઞાન દેશ પ્રત્યક્ષ છે, અને કેવલજ્ઞાન સર્વ પ્રત્યક્ષ છે.

**शिष्य प्रश्न–सर्व द्रव्य क्षेत्रादिनी प्रकाशता ते रूप केवलज्ञान स्वभावी आत्मा छे के स्वस्वरूपावसान निजज्ञानमय केवलज्ञानछे.**

સમાધાન—'સ્વપર વ્યવસાયિ જ્ઞાનં પ્રમાણં' પોતાનો અને પરનો વ્યવસાય કરનાર જ્ઞાન પ્રમાણ છે–મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન એ બે ક્ષયોપશમ ભાવનાં છે તો પણ પરોક્ષપણે પોતાનો અને પરનો વ્યવસાય કરે છે. ત્યારે ક્ષાયિક ભાવનું કેવલજ્ઞાન પોતાનો અને પરનો સાક્ષાત્ પ્રકાશ કરે એમાં કંઇ પણ શંકા સંભવતી નથી. ચેતન દ્રવ્યને પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવથી જાણે છે. તેમ જ ધર્માસ્તિ કાયાદિક અચેતન દ્રવ્યને પણ દ્રવ્ય, ક્ષેત્ર કાલ ભાવથી જાણે છે. સર્વ દ્રવ્ય ક્ષેત્રાદિનો પ્રકાશ કરવાનો કેવલજ્ઞાનનો સ્વભાવ છે. જેમ આરીસામાં રૂપી પદાર્થનો ભાસ થાય છે તેમ કેવલજ્ઞાનમાં રૂપી અને અરૂપી દ્રવ્યનો ભાસ થાય છે. પોતાના આત્માને કેવલજ્ઞાન જાણે અને બીજા પદાર્થોને ન જાણે એમ બનતુંજ નથી. પોતાના આત્માને જાણે તેજ કેવલજ્ઞાન એમ માનવામાં આવે તો કોઇ સર્વજ્ઞ ઠરી શકે નહીં. મતિજ્ઞાનથી પણ પરોક્ષપણે સ્વ અને પરનો ભાસ થાય છે તો કેવલજ્ઞાનથી સ્વપરનો ભાસ થાય તેમાં કોઇ બાધ કરનાર નથી. જ્ઞાનાવરણીય કર્મનો સર્વથા પ્રકારે નાશ થાય છે ત્યારે કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે એવા કેવલજ્ઞાનમાં સર્વ પદાર્થનો ભાસ થાય છે, તેથી કેવલી ભગવાન્ સર્વ પદાર્થોનું સ્વરૂપ વચન વર્ગણાથી પ્રરૂપે છે. રાગદ્વેષનો સર્વથા પ્રકારે નાશ થવાથી અનંત ચારિત્ર ઉત્પન્ન થાય છે. તેથી અનંત

ગુણોની સ્થિરતા થવાથી સર્વ પદાર્થોને જાણતાં છતાં અને દેખતાં છતાં કેવલજ્ઞાની જરા માત્ર પરવસ્તુથી લેપાતા નથી. તેથી સર્વજ્ઞ મહારાજાઓ અનંત પદાર્થ જ્ઞાતા કહેવાય છે. શ્રુતજ્ઞાની પણ અનુભવ જ્ઞાનયોગે નિજ આત્માને જાણી શકે છે. સર્વ ઇન્દ્રિયોના વિષયમાંથી ઉપયોગ ખેંચીને પોતાના આત્માના સ્વરૂપનો ઉપયોગ રાખે છે પણ તેથી તે ક્ષાયિકભાવના કેવલી સર્વજ્ઞ કહેવાતા નથી. જ્યારે અનુભવ જ્ઞાનયોગે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવથી શુકલ ધ્યાનને ધ્યાવે છે ત્યારે તેરમા ગુણસ્થાનકમાં કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે. તે કેવલજ્ઞાન સર્વ દ્રવ્યના ક્ષેત્રાદિકનો પ્રકાશ કરે છે. તે કેવલજ્ઞાન સત્ય જાણવું. પોતાના આત્માના ઉપયોગ માત્રનેજ કેવલજ્ઞાન કહી શકાતું નથી. કારણ કે ફક્ત પોતાના આત્માનો ઉપયોગ તોઅનુભવદશામાં ક્ષયોપશમ ભાવથી હોય છે. ક્ષયોપશમ ભાવમાં પોતાના આત્માનો સમ્યગ્ ઉપયોગ રહેતો નથી તેથી અંતે કેવલજ્ઞાનની પ્રાપ્ત થાય છે.

શિષ્ય પ્રશ્ન—કેવલજ્ઞાનની બીજી કંઇ વ્યાખ્યા ?

ઉત્તર—કેવલજ્ઞાનની બીજી વ્યાખ્યા નથી, સર્વ પદાર્થોને સાક્ષાત્ જાણે તે કેવલજ્ઞાન, આવી વ્યાખ્યા છે તે સત્ય સમજવી. ગમે તેટલી કુયુક્તિયો કરવામાં તો પણ મતિ, શ્રુત, અવધિ અને મનઃપર્યવ એ ચાર જ્ઞાન તે કેવલજ્ઞાન ઠરવાનાં નથી મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાન તે:કેવલજ્ઞાન ક્ષાયિકભાવે ઠરવાનું નથી. અલ્પબુદ્ધિથી અલ્પજ્ઞ જીવોની આગળ વિરોધ દર્શાવી જે કોઇ મનમાનતો અર્થ કરી સૂત્રોના અર્થને લોપે તો તેથી ઉત્સૂત્ર ભાષણનું મહા પાપ તેને થશે. વેદાંત, સાંખ્ય, નૈયાયિક, મીમાંસક વિગેરેના દર્શન કરતાં જૈનદર્શનમાં તીર્થંકરોએ કહેલું કેવલજ્ઞાન જુદા પ્રકારનું છે. ‘ અનુમાન ’ અને ‘ આગમ પ્રમાણ ’ થી કેવલજ્ઞાનની યથાર્થ સિદ્ધિ થાય છે.

શિષ્ય પ્રશ્ન—હે ગુરૂરાજ શ્રુતજ્ઞાનીને પણ કેવલી કહ્યા છે. એવું અમે સાંભળ્યું છે તેથી શ્રુતજ્ઞાન તે કેવલજ્ઞાન કેમ ન કહેવાય ?

ઉત્તર—હે શિષ્ય યથાયોગ્ય શ્રવણ કર, શ્રુતજ્ઞાનીને કેવલજ્ઞાનની ઉપમા આપી છે, જેમ સ્ત્રીના મુખને ચંદ્રની ઉપમા આપવામાં આવે છે પણ તેથી સ્ત્રીનું મુખ તે કંઈ ચંદ્ર બની શકતું નથી. તેમ પાંચમા કેવલજ્ઞાનની ઉપમા શ્રુતજ્ઞાનને આપવામાં આવી તેથી શ્રુતજ્ઞાન તે કેવલજ્ઞાન સાક્ષાત્ બની શકતું નથી. તીર્થંકર ભગવાન્ સમવસરણમાં બેશી કેવલજ્ઞાનથી પદાર્થોનું સમ્યક્ સ્વરૂપ વાણીથી કહે છે, કેવલજ્ઞાનીની વાણી તેજ 'શ્રુતજ્ઞાન' અને તે 'શ્રુતજ્ઞાન' જે ધારણ કરે તે 'શ્રુતજ્ઞાની' કહેવાય છે. કેવલજ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાન છે અને 'શ્રુતજ્ઞાન તે પરોક્ષજ્ઞાન' છે. કેવલજ્ઞાનમાં જણાવેલું સ્વરૂપ છે તેજ શ્રુતજ્ઞાની પરોક્ષપણે જાણે દેખે છે. માટે શ્રુતજ્ઞાનીને કેવલજ્ઞાનીની ઉપમા આપવામાં આવી છે, 'શ્રુતજ્ઞાન તે ક્ષયોપશમ ભાવનું' છે અને 'કેવલજ્ઞાન તે ક્ષાયિકભાવનું' છે.

**श्री शुभचन्द्र आचार्य ज्ञानार्णव ग्रन्थमां केवलज्ञाननुं स्वरूप आ प्रमाणे दर्शावे छे.**

**श्लोक.**

अशेष द्रव्यपर्याय विषयं विश्व लोचनम् ।
अनन्तमेक प्रत्यक्षं केवलं कीर्तितं बुधैः ॥ १ ॥
कल्पनातीतमभ्रान्तं, स्वपरार्थावभासकम् ।
जगज्ज्योतिरसंदिग्ध मनन्तं सर्वदोदितम् ॥ २ ॥
अनन्तानन्त भागेऽपि यस्य लोकश्चराचरः ।
अलोकश्च स्फुरत्युच्चै स्तज्ज्योतिर्योगिनां मतम् ॥ ३ ॥

**ભાવાર્થ**—જે સર્વ દ્રવ્યોના પર્યાયોને જાણવાવાળું છે. સર્વ જગત્ દેખવાનું નેત્ર છે. તથા જે અનન્ત છે, અને વળી જે એક છે. અને જે અતીન્દ્રિય છે. (મતિ શ્રુતજ્ઞાનની પેઠે ઇન્દ્રિયજનિત નથી) તેને પંડિત પુરૂષો કેવલજ્ઞાન કહે છે. તથા જેજ્ઞાન કલ્પનાતીત છે. (કલ્પનામાં આવી શકતું નથી) સર્વ પદાર્થોને

સ્પષ્ટ જાણે છે. સ્વદ્રવ્ય એમ બેને જાણે છે. જગત્નું પ્રકાશ કરનાવાળું છે સંદેહ રહિત છે. (કેવલજ્ઞાનમાં કોઇ જાતનો જરા માત્ર પણ સંદેહ રહેતો નથી.) અનન્ત અને સર્વદા ઉદયરૂપ એવું કેવલજ્ઞાન છે. કેવલજ્ઞાન પ્રગટયા બાદ કદી નાશ પામતું નથી.

જે કેવલજ્ઞાનના અનન્તાનન્ત ભાગ કરતાં છતાં પણ જેમાં ચરાચર જગત્ ભાસે છે. તથા અનન્તાનન્ત પ્રદેશી અલોકાકાશ પણ જેમાં સાક્ષાત્ પ્રતિભાસે છે. એવી કેવલજ્ઞાનરૂપ જ્યોતિ યોગિયોએ માન્ય કરી છે. કેવલજ્ઞાનમાં સમસ્ત લોકાલોક ભાસમાન થાય છે.

**श्लोक ॥ ज्ञानार्णव.**

**अलब्ध पूर्वमासाद्य, तदासौ ज्ञानदर्शने;**
**वेत्ति पश्यति निःशेषं, लोकालोकं यथास्थितम् ॥ १ ॥**

**ભાવાર્થ**—જે જ્ઞાનદર્શન પૂર્વે કોઇ કાલમાં પામ્યાં નહોતાં એવાં કેવલજ્ઞાન અને કેવલદર્શનને પામીને કેવલજ્ઞાની લોકાલોકના ભાવને સંપૂર્ણ જાણે છે અને દેખે છે.

શિષ્ય પ્રશ્ન—વળી કેવલજ્ઞાન નિર્વિકલ્પ છે. ઉપયોગનો પ્રયોગ કરવો પડતો નથી. તે પણ રહસ્ય અનુપ્રેક્ષા કરવા યોગ્ય છે. કેમકે. પ્રથમ સિદ્ધ કોણ, પ્રથમ જીવપર્યાય કયો. પ્રથમ પરમાણુ પર્યાય કયો, એ કેવલજ્ઞાન ગોચર પણ અનાદિજ જણાય છે. અર્થાત્ કેવલજ્ઞાન તેની આદિ પામતું નથી. અને કેવલજ્ઞાનથી કંઇ છાનું નથી. એ બે વાત પરસ્પર વિરોધી છે.

ઉત્તર—કેવલજ્ઞાનમાં વિકલ્પ સંકલ્પ જે મતિજ્ઞાનથી થાય છે તે નથી. અવધિજ્ઞાનીને જેમ ઉપયોગ દેવો પડે છે તેમ કેવલજ્ઞાનીને ઉપયોગ દેવો પડતો નથી. અવધિજ્ઞાની દેવતાઓ હોય છે તેઓ સદાકાળ અવધિજ્ઞાનના ઉપયોગથી પ્રવૃત્તિ કરતા નથી. મતિજ્ઞાન અને શ્રુતજ્ઞાનના ઉપયોગથી પ્રવૃત્તિ કરે છે. મતિજ્ઞાનના ઉપયોગથી કોઇ વખત સભામાં બેઠા બેઠા નાટક જુવે છે કોઈ

વખત ઇન્દ્રાણિયો સાથે મતિજ્ઞાનના ઉપયોગથી ક્રીડા કરે છે તેવા પ્રસંગે તીર્થંકરના જન્મયોગે સિંહાસન કંપાયમાન થાય છે ત્યારે ઇન્દ્ર પોતે મતિજ્ઞાનનો ઉપયોગ ટાળીને અવધિજ્ઞાનના ઉપયોગથી જુવે છે. અને પછી સર્વ હકીકત જાણે છે. આથી સમજવાનું કે ક્ષયોપશમ ભાવના જુદા જુદા જ્ઞાનમાં એક ઉપયોગ ટાળીને બીજો ઉપયોગ કરવો પડે છે પણ ક્ષાયિક ભાવના કેવલ-જ્ઞાનમાં સદાકાળ કેવલજ્ઞાનનો ઉપયોગ હોવાથી સમયે સમયે સર્વ પદાર્થ જણાય છે તેથી ઉપયોગ મૂકવો પડતો નથી. જ્ઞાનાવરણ સહિત આત્મા હોય છે ત્યારે છદ્મસ્થ દૃષ્ટિયોગે એક ઉપયોગ ટાળીને અન્ય ઉપયોગ મૂકવો પડે છે પણ જ્યારે બીલકૂલ જ્ઞાનાવરણીય કર્મના આવરણ નાશ પામે છે ત્યારે કેવલજ્ઞાન પ્રગટે છે તે સમયે સમયે સ્વાભાવિક અનંત પદાર્થોનો ભાસ થયા કરે છે તેથી જરા માત્ર પણ ઉપયોગ મૂકવો પડતો નથી. માટે કેવલજ્ઞાનમાં ઉપયોગ દેવો પડતો નથી એવું જિનાગમમાં લખેલું વચન યથાયોગ્ય સત્ય છે તેથી જરા પણ શંકા કરવા યોગ્ય નથી. સિદ્ધ જી-વોની આદિનથી અનાદિકાળથી સિદ્ધ જીવો છે. અને અનાદિ એવા સિદ્ધ જીવો કેવલજ્ઞાનમાં અનાદિપણે ભાસે છે, પ્રથમ પરમાણું પર્યાય કયો? તેના ઉત્તરમાં સમજવાનું કે, પરમાણુરૂપ પુદ્ગલદ્રવ્યની આદિ નથી. પરમાણુદ્રવ્ય અનાદિ છે. તેના પર્યાય પણ અનાદિ છે. અને તેથી અનાદિ એવો પરમાણુપર્યાય છે તે કેવલજ્ઞાનમાં 'અનાદિ' પણે ભાસે છે. જેવું પદાર્થનું સ્વરૂપ હોય છે તેવું જ કેવલજ્ઞાનમાં ભાસે છે 'અનાદિ, પરમાણુ પર્યાય' છે. તેથી કેવ-લજ્ઞાનમાં પણ 'પરમાણુપર્યાય' અનાદિપણે ભાસે છે, પદાર્થનું 'અનાદિ અનંત' પણું કેવલજ્ઞાનમાં અનાદિ અનંતપણે ભાસેછે અને સ્કંધનું 'સાદિસાંત' પણું કેવલજ્ઞાનમાં 'સાદિસાંત' પણે ભાસે છે. કેવલજ્ઞાનમાં પ્રથમ સિદ્ધ અને પરમાણુનો પ્રથમ પ-ર્યાય પણ 'અનાદિસ્થિતિ' વાળો હોવાથી 'અનાદિ'પણે ભાસે છે. અનંત સ્થિતિવાળો પદાર્થ અનંતપણે 'કેવલજ્ઞાન' માં ભાસે

છે. તેથી યથાર્થ સમજાય છે કે જે||પદાર્થ જે રૂપમાં હોય છે તેવો કેવલજ્ઞાનમાં ભાસે છે. સર્વ પદાર્થો, દ્રવ્ય, ક્ષેત્ર કાળ ભાવથી અનાદિપણે કેવલજ્ઞાનરૂપ આદર્શમાં ભાસે છે તેથી કેવલજ્ઞાન અને અનાદિ પદાર્થોના ભાસનમાં પરસ્પર વિરોધ આવતો નથી સર્વ પદાર્થો કેવલજ્ઞાનમાં ભાસે છે. માટે કેવલજ્ઞાનથી કોઈ પદાર્થ છાનો રહેતો નથી. એમ જિનાગમમાં પ્રરૂપ્યું છે. કેવલજ્ઞાનથી કંઇ છાનું રહેતું નથી, જો કેવલજ્ઞાનથી કંઈ જાણવાનું બાકી રહેતું હોત તો કેવલજ્ઞાન કહેવાય નહીં. પણ સર્વ પદાર્થો અનાદિત્વ અને કેવલજ્ઞાન એ બેમાં જરા માત્ર પણ વિરોધ આવતો નથી. કેવલજ્ઞાનનું સ્વરૂપ અતિ સૂક્ષ્મ છે તેથી ભવ્ય જીવોને સમજાવવા માટે શંકાઓનું સમાધાન કર્યું છે. જે જીવોને મતિજ્ઞાન સ્વરૂપ અને તેના ભેદો સમજવાની બુદ્ધિ ન હોય તેવા જીવો કેવલજ્ઞાનની ચર્ચામાં ઉતરે તો તેઓને લાભ મળે નહીં. માટે તેવા જીવોએ જ્ઞાની મુનિરાજનો સમાગમ કરવો. કેવલજ્ઞાન થયા બાદ કંઇ પણ જાણવાનું બાકી રહેતું નથી. કેવલજ્ઞાનને 'પરંજ્યોતિ' કહેવામાં આવે છે. જગત્માં જેમ સૂર્યના પ્રકાશ જેવો અન્ય પ્રકાશ નથી તેમ પંચજ્ઞાનમાં પણ કેવલજ્ઞાનનો પ્રકાશ અનંતઘણો મોટો છે. 'પરંજ્યોતિ' તે કેવલજ્ઞાન છે. બ્રહ્મ અને જ્ઞાન પણ એક કહેવાય છે. પરંજ્યોતિને પરમબ્રહ્મ પણ કહે છે. કેવલજ્ઞાન થયા બાદ જીવ પરમાત્મા કહેવાય છે.

॥ श्लोक ॥

तदा स भगवान् देवः सर्वज्ञः सर्वदोदितः।
अनन्त सुख वीर्यादि, भूते स्यादग्रिमं पदं ॥ १ ॥

કેવલજ્ઞાન થાય છે ત્યારે આત્મા ભગવાન્ કહેવાય છે. દેવ કહેવાય છે. સર્વદા ઉદયવાળા સર્વજ્ઞ કહેવાય છે. અનંતસુખ, અનંતવીર્ય આદિ લક્ષ્મીનું સ્થાન બને છે.

॥ श्लोक ॥

तस्यैव परमैश्वर्यं, चरण ज्ञान वैभवम् ।
ज्ञातुं वक्तुमहं मन्ये, योगिनामप्यगोचरम् ॥ १ ॥

તે સર્વજ્ઞ ભગવાનનું પરમૈશ્વર્ય, ચારિત્રજ્ઞાનનો વૈભવ છે તે જાણવાને અને કહેવાને આચાર્ય પોતે કહે છે કે હું એમ માનું છું કે કોઇ પણ સમર્થ નથી. યોગિયોને પણ અગોચર છે. આ પ્રમાણે 'પરંજ્યોતિ' વિશેષણનું અથથી ઇતિ સુધી સામાન્યતઃ વિવેચન કર્યું.

जिन परमेष्ठी कहेवाय छे.

જિનેશ્વર ત્રયોદશમ ગુણસ્થાનકમાં ઘાતી કર્મના અભાવથી અર્હન્ પરમેષ્ઠી કહેવાય છે. પરમેષ્ઠી થયા બાદ આયુષ્યની મર્યાદા પ્રમાણે પૃથ્વી તલમાં જિન વિહાર કરે છે. અને ભવ્ય જીવોને ઉપદેશ આપે છે. ચાર ઘાતી કર્મનો નાશ થતાં પણ અઘાતી કર્મ ચાર શેષ રહે છે. 'તદાહ'

॥ श्लोकः ॥

मोहेन सहदुर्द्धषे हते घाति चतुष्टये,
देवस्यव्यक्तिरूपेण शेषमास्ते चतुष्टयम् ॥ १ ॥

**ભાવાર્થ**—કેવલી ભગવાન્‌ને જ્યારે મોહનીયકર્મની સાથે જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય અને અંતરાયકર્મનો નાશ થાય છે. અર્થાત્ દુર્દ્ધર્ષ ચારઘાતિ કર્મનો નાશ થાય છે ત્યારે બાકીનાં ચાર અઘાતિ કર્મ રહે છે. બાકીનાં ચાર કર્મ પણ અંતે ખપાવીને ચતુર્દશમું ગુણસ્થાનક ઓળંગીને એક સમયમાં સિદ્ધસ્થાનમાં વિરાજે છે. શરીરના ⅔ ભાગ જેટલા આકાશ પ્રદેશોને અવગાહીને સિદ્ધ પરમાત્માના અસંખ્ય પ્રદેશો રહે છે તેથી સિદ્ધ ભગવાન્‌ની અવગાહના અરૂપી કહેવાય છે. શરીરમાંથી છૂટીને આકાશ પ્રદેશની સમશ્રેણિએ એક સમયમાં સિદ્ધસ્થાનમાં પરમાત્મા પહોંચે છે. ત્યાં સિદ્ધ કહેવાય છે. 'તદાહ'

॥ श्लोक ॥

तदासौ निर्मलः शान्तो निष्कलङ्को निरामयः
जन्मजानेकदुर्वारबन्ध व्यसन विच्युतः ॥ १ ॥

सिद्धात्मा सुप्रसिद्धात्मा, निष्पन्नात्मा निरंजनः
निष्क्रिया निष्फल; शुद्धो, निर्विकल्पोऽतिनिर्मलः ॥ २ ॥

आविर्भूत यथाख्यात, चरणोऽनन्त वीर्यवान्,
परां शुद्धिं परिप्राप्तो, दृष्टे बोधस्य चात्मनः ॥ ३ ॥

अयोगीत्यक्त योगत्वात्, केवलोत्पादनिर्वृतः
साधितात्मस्वभावश्च, परमेष्ठी परंप्रभुः ॥ ४ ॥

સિદ્ધ પરમાત્મા થાય છે ત્યારે ભગવાન્ કર્મમેલરહીત થવાથી નિર્મલ કહેવાયછે, ચંચળપણાનો સર્વથા નાશ થવાથી શાંત કહેવાય છે. નિષ્કલંક કહેવાય છે; રોગ રહિત થાય છે. જન્મ, જરા, મૃત્યુનાં દુર્નિવાર બંધનોથી રહીત થાય છે. સિદ્ધાત્માપદ પામે છે. પ્રકર્ષથી સિદ્ધ આત્મા થાય છે. સર્વ ગુણોનો આવિર્ભાવરૂપ કાર્ય પૂર્ણ કરેલું એવા કહેવાય છે. નિરંજન કહેવાય છે. નિરંજનનું સ્વરૂપ અત્ર યત્કિંચિત્ વર્ણવીશું. મન વચન અને કાયાદિની ક્રિયાઓથી રહિત થવાથી ભગવાન્ નિષ્ક્રિય કહેવાય છે. શરીરરહિત થાય છે. શુદ્ધ કહેવાય છે. નિર્વિકલ્પ કહેવાય છે. અતિનિર્મલ ભગવાન્ થાય છે. યથાખ્યાતચારિત્ર પ્રગટેલું છે જેને એવા હોય છે. અનન્ત વીર્યવાળા હોય છે. આત્માના જ્ઞાન અને દર્શનની ઉત્કૃષ્ટ શુદ્ધિને પ્રાપ્ત કરેલી જેણે એવા સિદ્ધ હોય છે, મન વચન અને કાયાના યોગથી રહીત થવાથી 'અયોગી' કહેવાય છે. શરીરાદિ ઉત્પાદરહિત છે. પૂર્ણ આત્માના સ્વભાવને સાધ્યો હોય છે તેથી 'સાધિતાત્મા' કહેવાય છે. ઉત્કૃષ્ટ પ્રભુ કહેવાય છે. અનન્ત શક્તિવાળા સિદ્ધ ભગવાન્ કહેવાય છે.

॥ श्लोक ॥

स्थितिमासाद्य सिद्धात्मा, तत्र लोकाग्रमन्दिरे,
आस्ते स्वभाव जानन्त, गुणैश्वर्योपलक्षितः ॥ १ ॥
आत्यन्तिकं निराबाध, मत्यक्षं स्वस्वभावजंः
यत् सुखं देवदेवस्य, तद्वक्तुं केन पार्यते ॥ २ ॥

લોકાગ્રમંદિરમાં સ્થિતિ પામીને સિદ્ધ પરમાત્મા રહે છે. સ્વભાવથી ઉત્પન્ન થએલ અનન્ત ગુણ ઐશ્વર્ય સહિત હોય છે. ઇન્દ્રિયોવિના પણ ત્યાં સિદ્ધ પરમેષ્ઠી અનન્તગણું સુખ ભોગવે છે. વળી તે સિદ્ધ પરમાત્મા અનંત પદાર્થોને સમયે સમયે જાણે છે. 'તદાહ.'

॥ श्लोक ॥

त्रिकालविषयाशेष, द्रव्यपर्याय सङ्कुलम्,
जगत् स्फुरति बोधार्के, युगपद्योगिनां यतेः ॥ १ ॥

યોગિઓના પતિ સિદ્ધ પરમાત્માના જ્ઞાનરૂપ સૂર્યમાં ભૂત, ભવિષ્યત્ વર્તમાન ત્રણ કાલ સંબંધી સમસ્ત દ્રવ્યપર્યાયથી વ્યાપ્ત જે જગત્ છે તે એકજ સમયમાં સ્પષ્ટ પ્રત્યક્ષ ભાસે છે. ઇન્દ્રિયજ્ઞાનથી થતું સુખ તુચ્છ છે આત્મિક સુખ તો અનંત જ્ઞાનથી છે. જ્યાં અનંતજ્ઞાન અનંત સુખ હોય છે. સિદ્ધ પરમાત્માના જ્ઞાનનો અપૂર્વ મહિમા છે. 'તદાહ'

॥ श्लोक ॥

सर्वतोऽनन्तमाकाशं, लोकेतर विकल्पितम् ॥
तस्मिन्नपि घनीभूय, यस्य ज्ञानं व्यवस्थितम् ॥ २ ॥

આકાશ સર્વથી અનન્ત છે. આકાશના લોકાકાશ અને અલોકાકાશ એવા બે ભેદ છે. સર્વ અન્ત આકાશ પણ સિદ્ધ પરમાત્માના જ્ઞાનમાં વિષયીભૂત થાય છે.

॥ श्लोकः ॥

निद्रा तन्द्रा भय भ्रान्ति, राग द्वेषार्ति संशयैः
शोक मोहजराजन्म, मरणाद्यैश्च विच्युतः ॥ १ ॥
क्षुत्तृट् श्रममदोन्माद, मूर्च्छामात्सर्यवर्जितः
वृद्धिह्रासव्यतीतात्मा, कल्पनातीत वैभवः ॥ २ ॥
निष्कलः करणातीतो, निर्विकल्पो निरंजनः
अनन्त वीर्यतापन्नो, नित्यानन्दाभिनान्दितः ॥ ३ ॥

ભાવાર્થ—નિદ્રા, તન્દ્રા, ભય, ભ્રાન્તિ, રાગ, દ્વેષ, પીડા, સંશય, શોક, મોહ, જરા,જન્મ મરણાદિકથી રહિત સિદ્ધ પરમાત્મા છે. ક્ષુધા, તૃષા, ખેદ, મદ, ઉન્માદ, મૂર્છા. અને મત્સર દોષથી રહિત સિદ્ધ ભગવાન્ છે. તેમજ ઘટવું વધવું તેથી પણ રહિત સિદ્ધ પરમાત્મા છે. વળી સિદ્ધ ભગવાન્ કલારહિત છે. તેમજ ઇન્દ્રિયોથી પણ રહિત છે. તેમજ વિકલ્પ સંકલ્પ રહિત છે. કર્મ રહિત છે. અનન્ત વીર્ય સહિત છે. નિત્ય અનન્ત આનન્દના ભોગી સિદ્ધ પરમાત્મા છે.

॥ श्लोक. ॥

संतृप्तः सर्वदैवास्ते, देवस्त्रैलोक्य मूर्धनि;
नोपमेयं सुखादीनां, विद्यते परमेष्ठिनः ॥ १ ॥

શ્રીસિદ્ધ ભગવાન્ સદાકાળ સંતૃપ્ત છે. તેમને કોઈ પણ પ્રકારની તૃષ્ણા હોતી નથી. ત્રણ લોકના શિખરપર સદાકાળ બિરાજમાન છે. સંસારમાં કોઈ પણ એવો પદાર્થ નથી કે જેની ઉપમા પરમેષ્ટિના સુખને આપવામાં આવે. સંસારનું સુખ અનિત્ય છે. સાંસારિક સુખ પછી દુઃખ રહેલું છે. સિદ્ધ પરમાત્માને અનન્ત સુખ છે અને તે નિત્ય છે. કદી નાશ પામતું નથી. સિદ્ધ પરમાત્માને સુખ પ્રાપ્ત થયા બાદ કદી દુઃખ પ્રાપ્ત થતું નથી. અનુભવજ્ઞાન વિના સિદ્ધ પરમાત્માના સુખનો અનુભવ આવતો નથી.

॥ गाथा. ॥

सिद्धाणं नथ्थि देहो, न आउ कम्मं न पाण जोणिओ,
साइ अणंता तेसिं, ठिर जिणंदागमे भणिया. ॥ १ ॥

ભાવાર્થ—સિદ્ધ પરમાત્માઓને શરીર હોતાં નથી. તેમજ સિદ્ધ થયા બાદ કદી સંસારમાં અવતાર લેવો પડતો નથી. આયુષ્ય કર્મથી રહિત સિદ્ધ પરમાત્મા છે. સિદ્ધ પરમાત્માને કર્મ નથી. યોનિઓ નથી. પ્રાણ નથી. સિદ્ધમાં ગયા તેની આદિ છે પણ અંત નથી. સિદ્ધ ભગવાન્ સાદિ અનંતમે ભાંગે સિદ્ધ સ્થાનમાં રહે છે, 'જિનાગમમાં' આ પ્રમાણે કહ્યું છે.

॥ श्लोक ॥

वाक्पथातीत माहात्म्य, मनन्तज्ञानवैभवम्
सिद्धात्मनां गुणग्रामं, सर्वज्ञज्ञानगोचरम् ॥ १ ॥
न स्वयं यदि सर्वज्ञः सम्यग् ब्रूते समाहितः
तथाप्येति न पर्यन्तं, गुणानां परमेष्ठिनः ॥ २ ॥

શ્રીસિદ્ધ ભગવાનનું માહાત્મ્ય વાણીથી અગોચર છે. અને સિદ્ધ ભગવાનને અનન્ત જ્ઞાન વૈભવ છે. સિદ્ધ પરમાત્માના ગુણોનો સમૂહ સર્વજ્ઞજ્ઞાન ગોચર છે, શ્રીસર્વજ્ઞદેવ સિદ્ધ પરમાત્માના ગુણોને જાણે છે. તો પણ શ્રીસર્વજ્ઞદેવ સમાધાન સહિત સિદ્ધના ગુણોનું વર્ણન કરતાં પાર પામે નહીં, વચનની સંખ્યા અલ્પ છે. અને સિદ્ધ પરમાત્માના અનન્ત ગુણ છે. એ ગુણનું પણ પૂર્ણ વર્ણન થઇ શકે નહીં. તે માટે સિદ્ધના ગુણો વચનથી કહી શકાતા નથી. શ્રીસિદ્ધ સ્વરૂપ આત્માનું 'અસત્' એવું ઉત્પન્ન થયું કે 'સત્' એવું ઉત્પન્ન થયું. તેનું નિરાકરણ કરે છે.

॥ श्लोकः ॥

नासत् पूर्वाश्च पूर्वानो, निर्विशेषाविकारजाः
स्वाभाविक विशेषा, ह्यभूत पूर्वाश्च तद्गुणाः ॥ १ ॥

સિદ્ધ પરમાત્માના ગુણો પ્રથમ નહોતા એમ નહિ. અર્થાત્ પહેલાં પણ સત્તાથી વિદ્યમાન હતા. કારણકે 'અસત્‌વસ્તુ' નો પ્રાદુર્ભાવ થતો નથી એવો નિયમ છે. જો અસત્ વસ્તુનો પણ પ્રાદુર્ભાવ થાય તો સસલાને શીંગડું ઉત્પન્ન થવું જોઇએ, તેમ આકાશને પણ પુષ્પ ઉત્પન્ન થવું જોઇએ, પણ એમ થતું નથી. સિદ્ધ પરમાત્માના ગુણ પ્રથમ સત્તાની અપેક્ષાએ સ્વભાવથી વિદ્યમાન હતા. પ્રથમ વ્યકત નહોતા. હવે વ્યકત થયા એટલો વિશેષ છે, વ્યકતપણાની અપેક્ષાએ પૂર્વમાં સિદ્ધમાં ગુણ નહોતા, અને સત્તાથી અપેક્ષાએ હતા, સિદ્ધના ગુણ વિકારથી રહીત છે, વસ્તુનો મૂળ ધર્મ વિકાર રહીત હોય છે. શકિતની અપેક્ષાએ સ્વાભાવિક અને વ્યકિતની અપેક્ષાએ અભૂત પૂર્વ ગુણો સિદ્ધ પરમાત્માના જાણવા, સિદ્ધ પરમાત્મામાં જેવા અનંત વ્યકત ગુણો છે. અને તે સમયે સમયે અનંત સુખ ભોગવે છે તેવી આપણા આત્મામાં પણ સત્તા રહેલી છે. સિદ્ધપણું તે આત્માનો પૂર્ણ શુદ્ધ પર્યાય છે. આત્માની શકિતઓ ખીલવવામાં આવે તો આત્મા પરમાત્મારૂપ છે. એક વડના બીજને માટીમાં વાવવામાં આવે અને જલનું સિંચન કરવામાં આવે તો વડના બીજને અંકુરા પ્રગટે છે. પછી તે વૃદ્ધિ પામતાં પામતાં અનુક્રમે મહાન્ વૃક્ષ બને છે. તેમ આત્મા પણ સત્‌સામગ્રીયોગે વૃદ્ધિ પામતો પામતો અંતે પરમાત્મા બને છે. વડના બીજની અંદર મોટું ઝાડ રહ્યું છે તેમ આપણા આત્મામાં પરમાત્મત્વ રહ્યું છે, આત્મામાં પરમાત્મપણું આકાશ કે પાતાલમાંથી ખેંચી લાવવું પડે તેમ નથી. વા આત્મામાંથી પરમાત્મપણું આકાશ કે પાતાળમાં ચાલ્યું ગયું નથી, આત્મામાં પરમાત્મપણું સત્તાપણે સદાકાળ રહ્યું છે; જેમ સિંહમાં સિંહત્વ રહ્યું છે પણ તે પોતાને શીયાળના સંગથી અજ્ઞાનપણે શીયાળ માને તેમાં સિંહની ભૂલ છે. તેમ આત્મા પોતે પરમાત્મા છે પણ અજ્ઞાનથી પોતાનામાં રહેલું 'પરમાત્મત્વ' ભૂલી જાય તેમાં આત્માનોજ દોષ છે; જેમ કોઇ નદીની મધ્યમાં

ઉભો રહીને હું તૃષાતુર છું એમ બૂમ પાડે તેમ આત્મા પણ પરમાત્મારૂપ છતાં અન્યત્ર પરમાત્માને ખોળવા જાય એ પણ ભ્રાંતિ સમજવી, આત્માની અંદર પંચ પરમેષ્ઠીપણું રહ્યું છે. આત્માજ 'અરિહંતરૂપ' થાય છે. 'આત્માજ સિદ્ધરૂપ' થાય છે. 'આત્માજ આચાર્યરૂપ' થાય છે. 'આત્માજ ઉપાધ્યાયરૂપ' થાય છે. 'આત્માજ સાધુરૂપ' થાય છે; પંચ પરમેષ્ઠીરૂપ પર્યાય પણ આત્માનાજ છે, 'પચ્ચાશ વા' અઠ્ઠાવીશ લબ્ધિ પણ આત્મામાંથી પ્રકાશે છે. આત્મામાંથી સર્વ શક્તિયો પ્રકાશે છે; ચાર ગતિના અશુદ્ધ પર્યાયને પણ આત્માજ કરે છે. અને તે અશુદ્ધ પર્યાયને પણ આત્માજ હરે છે. આત્માના શુદ્ધ પર્યાયનો પ્રગટાવનાર પણ આત્મા છે. અને શુદ્ધ પર્યાયનો આધાર પણ આત્માજ છે. 'જ્ઞાન-દર્શન ચરિત્ર' અને 'તપ' પણ આત્માના ગુણો છે, નવપદની લક્ષ્મી પણ આત્મામાંજ રહેલી છે, જ્યારે ત્યારે પણ નવપદની લક્ષ્મીનો પ્રકાશ આત્મામાંથી થાય છે. પંચ પરમેષ્ઠીપણું પણ આત્માના ધ્યાનથી પ્રગટ થાય છે, આત્મા જડનો સ્વભાવ છોડીને આત્માના સ્વભાવમાં રમે ત્યારે પરમેષ્ઠી થાય છે. આત્મા ચૈતન્ય શક્તિવાળો છે અને તે હું છું. એમ પ્રથમ આત્માને ભાન થવું જોઇએ, સર્વ જડ વસ્તુમાંથી અહંમમત્વનો ભાવ ઉઠવો જોઇએ, પોતાના સ્વરૂપમાં પરિપૂર્ણ પરમાત્મત્વપણું રહ્યું છે એમ જાણ્યું કે, કે પશ્ચાત્ આત્મા કૃતકૃત્ય થાય છે. પોતાનું પરમાત્મપણું ઓળખવાથી આનંદનો પાર રહેતો નથી. પંચ પરમેષ્ઠીપણું પણ આત્મામાં છે એમ નિર્ણય થવાથી દીનભાવ છૂટી જાય છે. જ્યાં ત્યાં હું પરમેષ્ઠી છું એવી ભાવનાઓ સ્ફુર્યા કરે છે. પોતાના સ્વરૂપની ભાવનાનો પ્રકાશ થતાં બાહ્યભાવનાનો સ્વયમેવ નાશ થાય છે. અનેક પ્રકારની બાહ્યની વિચિત્રાવસ્થા છતાં પોતાનામાં પરમેષ્ઠીપણું છે પોતે આત્મા પરમેષ્ઠી છે એવી ધારણા રહ્યા કરે છે. બાહ્યભાવમાં હર્ષ અને શોકના કારણોની સામગ્રી સાક્ષી થાય છે. પણ હવે તે પરમેષ્ઠીરૂપ પોતાને જાણીને બાહ્યમાં લેપાતો નથી.

શિષ્યપ્રશ્ન—હે ગુરૂરાજ, આપ કહોછો કે, આત્મા પોતે પરમેષ્ઠી છે અને પોતાને પરમેષ્ટી ધાર્યાથી લેપાતો નથી. એમ કહ્યું પણ પ્રશ્ન થાય છે કે પોતે પરમેષ્ઠી છે એમ ધાર્યાથી શું પોતાનું પરમેષ્ઠીપણું પ્રગટ થતું હશે ?

ગુરૂરાજ—હે વિનેય શિષ્ય!!! એકાગ્રચિત્તથી શ્રવણ કર આત્મા પોતે પરમેષ્ઠી છે એમ ભાન થવાથી આત્મા બહિરદૃષ્ટિથી બાહ્યમાં મોટાઇનો અભિમાન ધારણ કરતો હતો તે અભિમાન ભાવ ટળી જાય છે. બાહ્યમાં મારૂં કંઇ નથી. હું જડ નથી. એમ ભેદજ્ઞાન પ્રગટ થતાં જડ વસ્તુના સંયોગોમાં સમભાવ રહે છે. પોતાના સ્વરૂપમાં આનંદ રહ્યા છે એમ દૃઢ નિશ્ચય થાય છે. પોતાનામાં પરમેષ્ઠીપણું રહ્યું છે એમ જાણવાથી અને પોતાનામાં પરમેષ્ઠીની ધારણા થવાથી પરમાત્મ પ્રકાશ થતો જાય છે. પરમેષ્ઠી ધારણામાં એવી શક્તિ રહેલી છે કે અલ્પકાલમાં આત્મા પરમેષ્ઠી. રૂપે પ્રકાશી શકે છે. પરમેષ્ઠીની ધારણા થવાથી બાહ્ય ભાવની ધારણાઓનો નાશ થઈ જાય છે. આત્માના અસંખ્ય પ્રદેશોમાં પરમેષ્ઠીની ધારણા થવાથી બાહ્યમાં હું અને મારાપણાની જે ધારણાઓ થાય છે તેનો સહેજે નાશ થાય છે. બાહ્ય ભાવમાં અહંમમત્વ ભાવ ઉઠી જતાં આત્મા પોતાનો પરમેષ્ઠી પર્યાય પ્રગટ કરે છે. પરમેષ્ઠીની ધારણા પરિપક્વ થવાથી પરમેષ્ઠિના ધ્યાનની સિદ્ધિ થાય છે. આત્મા પોતેજ પરમેષ્ઠી છે. ત્રણ કાલમાં પણ આત્મામાં રહેલું પરમેષ્ઠીપણું નષ્ટ થતું નથી. કર્માવરણ દૂર થવાથી પરમેષ્ઠિપણું યથાતથ્ય પ્રકાશે છે. જ્યારે ત્યારે જ્ઞાનની ઉચ્ચ કોટીથી પોતાનામાં પરમેષ્ઠિપણું પરખાશે ત્યારે માયાની ભ્રમણાઓ દૂર થાશે. આત્મામાં રહેલું પરમેષ્ઠિપણું અનંત શક્તિ અને અનંત સુખવાળું છે. અન્તર્મુખ ધારણા થવાથી બાહ્યમાં વાનરની પેઠે કૂદકા મારતી ભટકતી વૃત્તિનો નાશ થવાથી :સંયમ શક્તિયો પ્રકાશી નીકળે છે. જડ ભાવમાં વિકલ્પ સંકલ્પ થવાથી આત્મ શક્તિયોની હાની થાય છે. તેમજ

જડભાવમાં વિકલ્પ સંકલ્પ બંધ થવાથી આત્માના આનંદ આદિ ગુણો ખીલવા માંડે છે. પરભાવ સંબંધી વિકલ્પ સંકલ્પ બંધ થાય છે કે તુરત કર્મો પણ આત્મપ્રદેશોથી ખરવા લાગે છે. અને જે જે અંશે કર્મવર્ગણા ખરે છે તે તે અંશે આત્માના ગુણોનો પ્રકાશ પડે છે. તે પ્રમાણે તે તે અંશે પરમેષ્ઠીપણું પ્રગટ થતું જાય છે. પ્રથમ સાધુ રૂપ પરમેષ્ઠિ પણું આત્મા અંગીકાર કરે છે ત્યારે ઉપાધ્યાયરૂપ પરમેષ્ઠિની શક્તિયો પ્રાપ્ત કરે છે. ત્યારબાદ આચાર્ય પદવી પ્રાપ્ત કરે છે. ત્યાર બાદ સિદ્ધની અરિહંતની પદની પ્રાપ્ત કરે છે ત્યાર બાદ સિદ્ધ પદવી આત્મા પ્રાપ્ત કરે છે. દ્રવ્ય અને ભાવથી પંચ પરમેષ્ઠિપણું આત્મા પ્રાપ્ત કરે છે. અરિહંતના બાર ગુણ છે સિદ્ધના આઠ ગુણ છે. આચાર્યના છત્રીશ ગુણ છે. ઉપાધ્યાયના પંચવિંશતિ ગુણ છે. સાધુના સત્તાવીશ છે. સિદ્ધ પરમેષ્ઠી વિનાના બાકીના ચાર પરમેષ્ઠી શરીર સહિત હોય છે. અને સિદ્ધ પરમેષ્ઠીને કોઇ પણ પ્રકારનું શરીર હોતું નથી. સિદ્ધ પરમેષ્ઠીઓ લોકના અગ્રભાગે બિરાજમાન હોય છે. બાકીના ચાર પરમેષ્ઠીઓ તીર્છા લોકમાં હોય છે. કલ્પસૂત્ર તેમજ ભગવતીસૂત્રની આદિમાં પંચ પરમેષ્ઠીને નમસ્કાર કર્યો છે. ભગવતીસૂત્રમાં કહ્યું છે કે.

॥ गाथा ॥

अरहंति वंदण नमंसणाणि, अरहंतिपूयसकारं,
सिद्धिगमणंच अरहा, अरहंता तेण वुच्चंति. ॥ १ ॥

જેઓ વંદન અને નમસ્કારને યોગ્ય છે. અને જેઓ ચોસઠ ઇન્દ્રાદિકની પૂજા સત્કારને યોગ્ય છે. અને જેઓ સિદ્ધિગમનને યોગ્ય છે. તે માટે અરિહંત કહેવાય છે. જ્યારે અરિહંત ભગવાન્ ઘાતી કર્મનો ક્ષય કરીને ત્રયોદશમ ગુણ સ્થાનકને પ્રાપ્ત કરે છે ત્યારે

અશોકવૃક્ષ, સુરપુષ્પવૃષ્ટિ, દિવ્યધ્વનિ, ચામર, આસન, ભામંડલદુંદુભિ, છત્ર, એ અષ્ટ મહાપ્રતિહાર્ય પ્રગટ થાય છે.

તેમજ. જ્ઞાનાતિશય, વચનાતિશય, પૂજાતિશય, અને અપાયાય-ગમાતિશય એ ચાર અતિશય પ્રગટ થાય છે. સંપૂર્ણ જ્ઞાના-વરણીય કર્મનો નાશ થવાથી કેવલજ્ઞાન પ્રગટે છે. કેવલજ્ઞાનથી લોકાલોક સર્વ જણાય છે. 'વચનાતિશયથી' સમ્યક્ ઉપદેશ આપે છે. 'પૂજાતિશયથી' ચોસઠ ઈન્દ્રો વિગેરે અરિહંતની પૂજા કરે છે. અને જઘન્યથી સમવસરણમાં એક કરોડ દેવતા હાજર રહે છે. અરિહંત શબ્દાર્થ કહે છે.

॥ गाथा ॥

अठविहं पिय कम्मं, अरिभूयं होइ सयलजीवाणं,
तं कम्ममरिहंता, अरिहंता तेण वुच्चंति ॥ १ ॥

સકલ સંસારિ જીવોને આઠ પ્રકારનાં કર્મ શત્રુભૂત છે. તે આઠ કર્મોને જે હણે તે 'અરિહંત' કહેવાય છે. હવે સિદ્ધનું લક્ષણ કહે છે.

सितं बद्धं अष्ट प्रकार कर्मेन्धनं ध्मातं दग्धं जाज्वल्यमान शुक्ल ध्यानानलेनयैः ते निरुक्तविधिना सिद्धाः

**ભાવાર્થ**—જાજ્વલ્યમાન શુકલધ્યાનરૂપ અગ્નિવડે જેઓએ બાંધેલાં અષ્ટ પ્રકારનાં કર્મરૂપ કાષ્ટ બાળીને ભસ્મ કર્યા છે તે સિદ્ધ પરમેષ્ઠી કહેવાય છે.

'આચાર્ય'નું લક્ષણ કહે છે.

॥ गाथा ॥

सुत्तथ्थ विउलखण, जुत्तो गच्छस्समेढिभूओय;
गणतत्तिविप्पमुक्को, अथ्थ वाएइ आयरिउत्ति ॥ १ ॥
पंचविहं आयारं, आयरमाणा तहा पहासंता,
आयारं दंसंता, आयरिया तेण वुच्चंति. ॥ २ ॥

જે સૂત્રાર્થના જ્ઞાતા હોય અને ગચ્છના મેઢીભૂત હોય અને જે સાધુ સાધ્વીને સૂત્રના અર્થરૂપ દાનના આપનાર હોય.- તેને

'આચાર્ય' કહે છે. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચારિત્રાચાર, તપ-આચાર, અને વીર્યાચાર આ પંચ પ્રકારનો આચાર પાળે, અને સાધુઓ તથા સાધ્વીઓની પાસે પળાવે. પંચ પ્રકારનો આચાર પ્રકાશે, દેખાડે તેને 'આચાર્ય' કહે છે; ગચ્છમાં રહેલા સાધુ-ઓને તથા સાધ્વીઓને આચાર્ય સારી રીતે શિક્ષા આપે છે, સ-દાકાળ અપ્રમત્ત દશામાં રહીને પોતે તરે છે અને ગચ્છને તારે છે, ઉપાધ્યાયનું સ્વરૂપ કહે છે.

॥ गाथा ॥

बारसंगो जिणखाओ, सज्झाओ कहिओ बुहेहिं,
तं उवइसंति जम्हा, उवज्झाया तेण बुच्चंति ॥ १ ॥

દ્વાદશાંગી શ્રી જિનેશ્વરે કહેલી છે, દ્વાદશાંગનો સ્વાધ્યાય જે કરે, અને સાધુઓને ભણાવે; દ્વાદશાંગીનો જે ઉપદેશ કરે. તેને ઉપાધ્યાય કહે છે. મૂઢ શિષ્યને પણ ઉપાધ્યાય સાક્ષર બનાવે છે. શ્રી આચાર્ય પરમેષ્ઠી જૈનસાસનમાં રાજા છે. અને શ્રી ઉ-પાધ્યાય પરમેષ્ઠી યુવરાજ છે, આચાર્ય અને ઉપાધ્યાય પરમેષ્ઠી સ્થવિર કલ્પમાં રહીને ચતુર્વિધ સંઘને શિક્ષા આપે છે. ચતુર્વિધ સંઘની ઉન્નતિ કરે છે; રજોહરણ, મુખવસ્ત્રિકા, વસ્ત્ર, પાત્ર, દંડ, પુસ્તક વિગેરેના ધારક આચાર્ય અને ઉપાધ્યાય હોય છે, ગૃહા-વાસ ત્યાગીને પ્રથમ સાધુનાં પંચમહાવ્રત ઉચ્ચર્યા બાદ યોગ્યતા આવે છતે આચાર્ય અને ઉપાધ્યાયની પદવી મળે છે. જે ગ-ચ્છમાં 'આચાર્ય' અને ઉપાધ્યાય નથી તે ગચ્છ કહેવાતો નથી આચાર્ય અને ઉપાધ્યાયજી પંચમહાવ્રત પાળી ત્રીજા ભવમાં મુ-ક્તિપદ પામે છે, 'સાધુનું' સ્વરૂપ કહે છે.

॥ गाथा ॥

निव्वाण साहए जोए, जम्हा साहंति साहुणो,
समाय सव्वभूएसु, तम्हा ते भाव साहुणो ॥ १ ॥

મોક્ષ સાધક યોગને જે સાધે છે તે 'સાધુ' કહેવાય છે,

વળી જેઓએ સર્વ જીવો ઉપર સમભાવ ધારણ કર્યો છે તે સાધુઓ કહેવાય છે, 'અઠ્ઠાઇજ્જેસુ'ના પાઠમાં આ પ્રમાણે સાધુનું સ્વરૂપ બતાવ્યું છે.

**अड्ढाइज्जेसु दीवसमुद्देसु, पन्नरससु कम्मभूमीसु जावंत केवि साहू, रयहरण गुच्छ पडिग्गहधारा पंचमहव्वयधारा अरकखुयायारचरित्ता ते सव्वे सिरसा मणसा मथ्थएण वंदामि ॥**

અઢીદ્વીપમાં પંચદશ કર્મભૂમીમાં જે કોઇ સાધુ હોય, મોક્ષ માર્ગ જે કોઈ સાધે તે સર્વ સાધુ કહેવાય તેનો પરિહાર કરવાને કહે છે કે, રજોહરણ, ગુચ્છક, પાત્રને ધારણ કરનારા હોય, રજોહરણ આદિ સાધુને વેષ ધારણ કર્યા વિના સાધુ કહેવાતો નથી. તે આ ઉપરથી સિદ્ધ થાય છે; રજોહરણ, પાત્ર વિગેરે સાધુનો ફક્ત વેષ ધારણ કરવા માત્રથી સાધુપણું નથી માટે આગળ જણાવે છે કે, 'પંચમહવ્વયધારા' પંચમહાવ્રતોને ગુરૂની પાસે ધારણ કરનારા હોય તે, પંચ મહાવ્રત અને સાધુનો વેષ બન્ને હોય પણ ક્ષુદ્ર એટલે પાપાચાર ન હોવો જોઈએ. તે માટે કહે છે કે, 'અખ્ખુયાયારચરિત્તા' અક્ષુદ્રાચાર વર્તન હોય તેવા સર્વ સાધુઓને મસ્તકવડે વાંદુ છું, અને મનથી વાંદુ છું, કોઇ મસ્તકથી નમસ્કાર કરે છે પણ ભાવ ન હોવાથી મનથી નમસ્કાર કરી શકતા નથી. કોઈ મનથી નમસ્કાર કરે છે પણ મસ્તકથી નમસ્કાર કરતા નથી. જૈનધર્મમાં વ્યવહાર અને નિશ્ચયનય બેની પ્રધાનતા કહી છે માટે દ્રવ્ય અને ભાવ તેમજ વ્યવહાર અને નિશ્ચયનયની આરાધનાની સફલતા માટે 'સિરસા મણસા' પાઠ ગ્રહણ કર્યો છે. સાધુરૂપ પરમેષ્ઠિનું ગ્રહણ કર્યાથી સાધ્વીનો પણ 'સાધુપદમાં અન્તર્ભાવ' સમજવો. હાલના સમયમાં આ ભરતમાં બકુશ અને કુશીલ નિર્ગ્રંથ એમ બે નિર્ગ્રંથ વર્તે છે. પાંચમા આરાના છેડે શ્રી દુપ્પહસૂરિ થવાના ત્યાં સુધી પણ બકુશ અને કુશીલ સાધુઓથી ધર્મ માર્ગ પ્રવર્તશે. આચાર્ય અને ઉપાધ્યાય પણ બકુશ અને કુશીલ ચારિત્રને આ ક્ષેત્રમાં આ કાળમાં

ધારણ કરે છે. તે પ્રસંગથી જણાવ્યું છે. સાધુઓથી જૈનધર્મની ઉન્નતિ થાય છે. સાધુઓ જગત્માં ગંગા, પૃથ્વી, સૂર્ય, ચંદ્રની ઉપમાને ધારણ કરે છે. સહાય વગરના પુરૂષોને સાધુઓ સાહાય્ય આપે છે. સ્ત્રી પૈસા વિગેરે પાપનાં કારણોનો સાધુઓ ત્યાગ કરે છે. સદાકાળ મોક્ષ માર્ગની સાધના કરે છે. ગામો ગામ વિહાર કરીને અનેક જીવોને મોક્ષ માર્ગ સન્મુખ કરે છે. કહ્યું છે કે,–

॥ गाथा ॥

असहाय सहायत्तं, करिंति संजमं करेंतस्स
एएण कारणेण णमामि हं सव्वसाहूणं ॥ १ ॥

પંચ મહાવ્રતધારક સાધુઓ અનેક પ્રકારની ધર્મક્રિયાઓ કરે છે. માયાના પાસમાંથી સાધુઓ છુટે છે અને અન્ય ભવ્ય જનોને છોડાવે છે, જગતમાં સાધુઓ જો ન હોય તો ધર્મ કૃત્ય કરવાનું મન થાય નહીં. સાધુઓ આત્માની ઉન્નતિ ઇચ્છે છે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવ પ્રમાણે યથાશક્તિ સંયમમાં ઉદ્યમ કરે છે. જગત્ના જીવોને જંગમ તીર્થરૂપ સાધુઓ છે. જગત્માં જંગમ કલ્પવૃક્ષ સમાન સાધુઓ છે. સાક્ષાત્ ચેતનમૂર્તિ મુનિરાજો છે તેમની સેવા કરવાથી અનંતઘણું ફલ પ્રાપ્ત થાય છે. સાધુઓની સેવા કદાપિ કાળે નિષ્ફલ જતી નથી. સાધુઓની નિષ્કામ બુદ્ધિથી તનમનથી જે ભવ્ય જીવો ભકિત કરે છે તે અલ્પકાળમાં મુકિત પામે છે. પંચમકાળમાં મુનિરાજનો આધાર છે. મુનિરાજ પરમેષ્ઠિરૂપ છે. એવું પરમેષ્ઠિપણું સર્વ જીવોમાં છે. પણ સાનુકૂળ સામગ્રી જેને પ્રાપ્ત થાય તેને મુનિરૂપ પરમેષ્ઠિપણું પ્રગટે છે.

પ્રશ્ન—હે સદ્ગુરો–મુનિરાજ પંચમ પરમેષ્ઠિમાં છે એમ તો જાણ્યું પણ શ્રાવક વર્ગ પરમેષ્ઠિમાં આવ્યો કે નહીં.

ઉત્તર—હે શિષ્ય,ધ્યાનથી સાંભળ. ‘ ણમો લોએ સવ્વસાહૂણં ’ લોકની અંદર રહેલા સર્વ સાધુઓને નમસ્કાર થાઓ. આ ઉપરથી સમજવાનું કે મુનિરાજ પંચમ પરમેષ્ઠિમાં છે.

પણ શ્રાવકવર્ગ પરમેષ્ઠિમાં નથી. શ્રાવક કંઈ મુનિનાં વ્રત આચાર પાળતો નથી તેથી તે પરમેષ્ઠિમાં ગણાતો નથી.

પ્રશ્ન—શ્રાવકનામાં સારા ગુણ હોય તો તે પરમેષ્ઠિમાં ગણાય કે નહીં.

ઉત્તર—શ્રાવકનામાં ગમે તેટલા સારા ગુણ હોય તો પણ તે અણુવ્રતનો અધિકારી છે. તેથી તે પરમેષ્ઠિમાં ગણાતો નથી. અણુવ્રતને ધારણ કરનાર શ્રાવકમાં ગમે તેટલા સારા ગુણ હોય તો પણ તે પંચ મહાવ્રતધારક મુનિને પહોંચી શકતો નથી. ગૃહાવાસની મમતા ત્યાગ કરીને સાધુપણું વ્યવહારથી અંગીકાર કરવું મહા દુર્લભ છે. સ્ત્રી, પુત્ર, ધન, ઘરનો ત્યાગ કરવો તે કંઈ સામાન્ય કૃત્ય નથી. શ્રાવક વર્ગ સ્ત્રી, પુત્ર ધન, ઘર વિગેરે પાપાશ્રવનો ત્યાગ કરી શકતો નથી. તેથી શ્રાવક વર્ગ અણુવ્રત પાળનારા હોવાથી પંચમ પરમેષ્ઠિમાં ગણાતો નથી. મુનિરાજના શ્રાવકો તો સેવા ચાકરી કરનારા છે. મુનિરાજના શ્રાવકો તો સેવકો છે. તેથી સૂત્રોમાં શ્રાવકને 'શ્રમણોપાસક' કહ્યા છે, શ્રાવક તપાવેલા લોહના ગોળાની પેઠે જ્યાં જાય ત્યાં હિંસારંભાદિ કર્યા કરે છે, તેથી તે પંચમ પરમેષ્ઠિમાં ગણાતો નથી, પણ શ્રાવક વર્ગ પંચમ પરમેષ્ઠિની આરાધના સેવના કરીને અંતે સાધુ વિગેરે પરમેષ્ઠીપદને ધારણ કરી મુક્તિપદને પામે છે, શ્રાવક અને શ્રાવીકારૂપ ચતુર્વિધ સંઘ આત્માની ગુણસ્થાનકની સ્થિતિ પ્રમાણે આરાધના કરે છે; આત્માના સદ્ગુણોને ખીલવી મુક્તિપદ પામે છે. સર્વમાં પરમેષ્ઠિપણું રહ્યું છે. ભવ્યજીવો પરમેષ્ઠિના ગુણોને ખીલવો, પંચપરમેષ્ઠિના અનંત ગુણો છે. પરમેષ્ઠિના ગુણોનું વર્ણન કરતાં કદી પાર આવતો નથી, શ્રી કેવલી ભગવાનથી પણ પરમેષ્ઠિના ગુણોનું પૂર્ણ વર્ણન કરી શકાતું નથી. પંચપરમેષ્ઠિપદ સદાકાળ શાશ્વત વર્તે છે, બાહ્યની રૂદ્ધિને માટે મનુષ્યો અસહ્ય પ્રયત્ન કરે છે. અનેક પ્રકારનાં દુઃખ સહન કરે છે તો પણ બાહ્યરૂદ્ધિ મળે અગર ન મળે તેનો નિશ્ચય રહેતો નથી. અને તે બાહ્યરૂદ્ધિથી સદાકાળ

સુખશાંતિ રહેતી નથી. બાહ્યરૂદ્ધિ નાશ પામે છે એવી રૂદ્ધિથી સદાકાળ સુખ થતું નથી. માટે જ્ઞાની પુરૂષો આત્માની પંચપરમેષ્ઠિની રૂદ્ધિ પ્રાપ્ત કરવા સદાકાળ પ્રયત્ન કરે છે. પંચપરમેષ્ઠિની રૂદ્ધિનો અનુભવ પ્રથમ કરવો જોઇએ, પંચપરમેષ્ઠિની રૂદ્ધિનો અનુભવ થયા બાદ પંચપરમેષ્ઠિની રૂદ્ધિ પ્રાપ્ત કરવા લય લાગે છે, ચઉદપૂર્વનો સાર પંચપરમેષ્ઠિમાં છે. જેણે પંચપરમેષ્ઠિનું આરાધન કર્યું તેણે સર્વ સિદ્ધાંતનું આરાધન કર્યું, સર્વ કર્મ રહિત સિદ્ધ પરમેષ્ઠી છે. આત્માનો શુદ્ધપર્યાય પરિપૂર્ણ તે છે. આત્મા સિદ્ધ સમાન જાણી તેનું સદાકાળ ધ્યાન કરવું. સિદ્ધ પરમેષ્ઠિપણું આત્મામાં છે. અનંત જીવોએ સકલ કર્મનો ક્ષયકરી પરમેષ્ઠિપણું પ્રાપ્ત કર્યું. પ્રાપ્ત કરે છે. અને કરશે.

શ્રીજિનેશ્વર ભગવાન્‌ને 'નિરંજન' કહે છે, જેને કર્મરૂપ અંજન નથી તેને નિરંજન કહે છે, કર્મ આઠ પ્રકારનાં છે. 'જ્ઞાનાવરણીય, દર્શનાવરણીય, વેદનીય, મોહનીય, આયુષ્ય, નામ, ગોત્ર, અન્તરાય એ આઠ કર્મની ઉત્તર પ્રકૃતિ એકશો અઠ્ઠાવન છે, જ્ઞાનાવરણીયની પાંચ પ્રકૃતિ છે. દર્શનાવરણીયની નવ પ્રકૃતિ છે. વેદનીય કર્મની બે પ્રકૃતિ છે. મોહનીય કર્મની અઠ્ઠાવીશ પ્રકૃતિ છે. આયુષ્ય કર્મની ચાર પ્રકૃતિ છે. નામ કર્મની એકશોત્રણ પ્રકૃતિ છે. ગોત્ર કર્મની બે પ્રકૃતિ છે. અન્તરાય કર્મની પાંચ પ્રકૃતિ છે. અનાદિકાળથી જીવને કર્મ લાગ્યાં છે તેથી ચોરાશી લાખ જીવયોનિમાં અનંતવાર પરિભ્રમણ થાય છે. જ્યારે કર્મથી રહિત આત્મા થાય છે ત્યારે તે 'પરમાત્મા' કહેવાય છે.

**शिष्य प्रश्न—जीवानाम रूपित्वात् कर्मणां रूपित्वात् भिन्नाजातिः स्वभावः सत्ता वा ययोस्तौ भिन्न जातीययोः संयोगों ऽनादि संसिद्धः कथमजनि.**

હે ભગવન્. જીવોનું અરૂપિપણું છે કર્મોનું રૂપિપણું છે. તે બેનો ભિન્ન જાતિસ્વભાવ છે. ત્યારે તે બેનો અનાદિકાળથી શી રીતે થયો. અને શી રીતે બે દ્રવ્ય ભિન્ન થાય.

गुरु महाराज-हेमाश्मनो वारणिचित्रभान्वोः ॥

સુવર્ણ અને પાષાણને જેમ અનાદિકાળથી સંયોગ છે તથા અરણિના કાષ્ઠને અને અગ્નિને જેમ અનાદિકાળથી સંબંધ છે તેમ આત્મા અને કર્મનો અનાદિકાળનો સંબંધ છે. કારણ સામગ્રીયોગે જેમ પાષાણથી સુવર્ણ ભિન્ન થાય છે તદ્વત્ કારણ સામગ્રીયોગે આત્માના અસંખ્યાતપ્રદેશોથી કર્મ દૂર થાય છે.

शिष्य प्रश्न- श्लोक.

कर्माणि योगीन्द्रजडानि सन्ति, तानि स्वयं नाश्रयितुं क्षमन्ते;
आत्मा तु बुद्धः स्वयमेव जानन्, कर्माण्यशस्तानि कथं हि लाति॥१॥
कोनाम विद्वानशुभंहि वस्तु, गृह्णाति मत्वा किल यःस्वतन्त्रः ॥

હે યોગીન્દ્ર સદ્ગુરૂ મહારાજ, કર્મો તો જડ છે. તે પોતાની મેળે આત્માને લાગવા સમર્થ નથી. અને આત્મા તો જ્ઞાની છે ત્યારે જાણતો છતો શુભકર્મ તો ગ્રહણ કરે પણ અશુભ કર્મોને કેમ ગ્રહણ કરે છે, કોણ વિદ્વાન્ પુરૂષ સ્વતંત્ર થઇને અશુભ વસ્તુનું ગ્રહણ કરે, અર્થાત્ કોઇપણ પુરૂષ સમજીને અશુભ વસ્તુ ગ્રહણ કરે નહીં, ત્યારે જાણતો છતો આત્માઅશુભ કર્મને કેમ ગ્રહણ કરે છે.

सद्गुरु कहे छे. श्लोक.

सत्यं विजानन्नपि भावितादृक् कालादिनोदादशुभं हि लाति ॥२॥
तथाहि कश्चिद्धनवानपीह, स्यादेद् भविष्यन्नियतिप्रणुन्नः ॥
खलं विबोधन्नपि मोदकादि, स्वादिष्ट वस्तुनियतः स्वतन्त्रः ॥३॥
अनन्यमार्गश्च तथैवकश्चित्, स्थानं निजेष्टं प्रयियासुराशु ॥
शुभाशुमान् स्थानभरान् विजानन्, विलङ्घतेस्वीयपदाप्तिनोदात्॥४॥
तथाच चौराः परदारगा अपि, व्यापारिणो दर्शनिनो द्विजातस्था॥
विदन्त एतेहि तथाविधायतः शुभाशुभं कर्म समाचरन्ति ॥ ५ ॥
भिक्षुस्तथावन्दि ऋषिश्चभिक्षां, स्निग्धांचरूक्षांपरिबुध्यभुङ्क्ते ॥

शूरस्तथायुद्धगतोऽवगच्छन्, शत्रूनशत्रूंश्च निहन्तिरोधे ॥ ६ ॥
रोगीयथावा निजरोगशान्ति, मिच्छन्नपथ्यं ह्यपिसेवतेऽसौ ॥
रोगाभिभूतत्ववशादपायं, जानन्स्वयम्भाविनमात्मगामिनम् ॥७॥
एवं हि कर्माण्यसुमान् विजानाति, शुभाशुभानिमविदन्नवश्यम् ॥
जीवस्य कर्मग्रहणेस्वभावो, ज्ञानंविनाप्यस्तिनिदर्शनंयत् ॥
यथैव लोके किल चुम्बकोप्ययं, संयोजकैर्योजितमंजसाभृशम् ॥
सारंतथाऽसारमयोऽविचारितं, गृह्णातियेनाव्यवधान मात्मनः ॥९॥
कालात्मभाव्यादिनियोजितान्यहो, स्वभावशक्त्ये श्चशुभाशुभानियत् ॥
कर्माणि सामीप्यसमाश्रितान्यथ, मात्मापि गृह्णाति तथाऽ-
विचारितम् ॥ १० ॥

શ્રી સદ્ગુરૂ મહારાજ કહેછેઃ—હે શિષ્ય, આત્મા જાણતો છતો પણ કાલ, સ્વભાવ, નિયતિ, પૂર્વકૃત અને પુરૂષાર્થના યોગે અશુભ કર્મ ગ્રહણ કરે છે. જેમ કોઇ સ્વતંત્ર, ધનવાન્ પુરૂષ ભવિતવ્યતાયોગે વિષમય ખલ તથા સ્વાદિષ્ટ મોદકાદિ ભક્ષ્યને જાણતો છતો પણ ખલને ખાય છે. વળી જેમ કોઈ પુરૂષ ઇષ્ટસ્થાનમાં જવાની ઈચ્છા વાળો શુભાશુભ માર્ગને જાણે છે છતાં ઇષ્ટસ્થાનમાં નહિ જતાં અનીષ્ટ સ્થાનમાં તથા ભવિતવ્યતાયોગે જઈ શકે છે તેમ આત્મા જાણતો છતો પણ ભવિતવ્યતાદિયોગે શુભાશુભકર્મ સમાચરે છે. ભિક્ષુ, બંદિજન, રૂષિ, વિગેરે સ્નિગ્ધ, અને રૂક્ષભિક્ષાને જાણે છે છતાં ભવિતવ્યતાયોગે સ્નિગ્ધ રૂક્ષ જેવી ભિક્ષા મળે છે તેવી ભિક્ષા ખાય છે. તેમજ યુદ્ધમાં ગએલો સુભટ, શત્રુઓને અને અશત્રુઓને જાણતો છતો પણ રોધમાં શત્રુઓને અને અશત્રુઓને હણે છે. તેમ આત્મા શુભાશુભ કર્મને જાણતો છતો પણ શુભાશુભને ગ્રહણ કરે છે, જેમ રોગી નિજરોગ શાંત્યર્થમ્ અપથ્યને ઇચ્છતો છતો અને રોગ થકી અનેક પ્રકારનાં દુઃખને જાણતો છતો પણ ભવિતવ્યતાયોગે અપથ્યનું સેવન કરે છે. તેમ આત્મા જાણતો છતો પણ અશુભકર્મને ભવિતવ્યતાદિયોગે ગ્રહણ

કરે છે. એ પ્રમાણે પ્રાણી શુભાશુભ કર્મને જાણતો છતો પણ શુભાશુભ કર્મને ગ્રહણ કરે છે. જીવને કર્મ ગ્રહણ કરવાનો સ્વભાવ છે, કર્મ જડ છે સમજતું નથી તોપણ આત્માના અસંખ્યાત પ્રદેશોને લાગે છે. લોહચુંબક સોય વિગેરે વસ્તુઓને પોતાની શક્તિથી ખેંચે છે અને ગ્રહણ કરે છે. લોહચુંબકમાં જેવો સ્વભાવ છે તેવો કર્મયોગે આત્મામાં પણ કર્મ ગ્રહણ કરવાનો સ્વભાવ છે. કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમ એ પંચ સમવાયના યોગે આત્મા અષ્ટ પ્રકારનાં કર્મ ગ્રહણ કરે છે. આત્માના પ્રદેશોની નજીકમાં જે કર્મવર્ગણાઓ છે તેને આત્મા અશુદ્ધ પરિણતિયોગે ગ્રહણ કરે છે.

શિષ્ય પ્રશ્ન— શ્લોક.

कर्माणि जीवैकतर प्रदेशेऽप्यनन्तसंख्यानि भवन्ति चेत्तदा ॥
कथं न दृश्यानि हि तानि पिण्डी भूतानि दृष्ट्या निगदन्तु कोविदाः ?

હે સ્વામિન્—જીવના અસંખ્યાત પ્રદેશો છે. એકેક પ્રદેશમાં અનંતિકર્મની વર્ગણાઓ લાગી છે તો સર્વ કર્મવર્ગણાઓ પિંડીભૂત થએલી કેમ દેખાતી નથી, માટે પંડિત ગુરૂ મહારાજ એનો ઉત્તર આપશો.

ગુરુરાજ— શ્લોક.

सत्यं कृतिन् सूक्ष्मतमानि तानि, पश्यन्तिनो चर्मदृशोहिमादृशाः ॥
ज्ञानी तु सज्ज्ञानदृशो भृशोद्यात्पश्येद्यथात्रैव निदर्शनंशृणु ॥१॥
पात्रेच वस्त्रादिषु गन्धपुद्गलाः सौगन्ध्यदौर्गन्ध्यवतोहिवस्तुनः ॥
ज्ञेया न ते तेन हि पिण्डमात्रं, गता अपीक्ष्या नयनादिभिस्तु ॥ २॥
ज्ञाने न जानात्ययमेवमेतं, कर्मोच्चयं जीवगतं तु केवली ॥
तथा पुनः सिद्धरसाग्निपीतं, स्वर्णादि नो तत्र दृशाभिदृश्यते ॥३॥
यदातु कश्चिद् रससिद्धयोगी, कर्षेद्यदैतन्ननु तस्यसत्ता ॥
एवांहि कर्माण्यपि जीवगानि, ज्ञानी विजानाति नचापरोऽत्र ॥ ४॥

હે ભવ્ય તું ઠીક કહે છે પણ ચર્મચક્ષુવાળા મારા સરખા કર્મને દેખી શકતા નથી. અને જ્ઞાની પુરૂષ તો સદ્જ્ઞાનની દૃષ્ટિથી કર્મવર્ગણાઓને દેખી શકે છે. કોઇ વસ્ત્રમાં વા કોઇ પાત્રમાં કસ્તુરિકા વિગેરેનાં ગંધપુદ્‌ગલોની ગંધ આવેછે પણ આંખોથી દેખી શકાતાં નથી. શ્રીકેવલી ભગવાન્ જ્ઞાનવડે કર્મવર્ગણાના સમૂહને જાણી શકે છે; પારો સોનાનું પાન કરે છે. ત્યારે જોનારને પારાથી સોનું ભિન્ન આંખથી દેખાતું નથી, કોઇ રસસિદ્ધયોગી પારાથી સુવર્ણ ભિન્ન કરી શકે છે એ પ્રમાણે આત્મપ્રદેશોની સાથે ક્ષીર નીરની પેઠે પરિણમેલાં કર્મને જ્ઞાની જાણી શકે છે પણ અન્ય કોઈ જાણી શકતા નથી.

शिष्य प्रश्न– श्लोक.

जीवस्य कर्म ग्रहणे स्वभाव स्तदा समौलं सहजं विहाय ॥
कर्मग्रहाख्यंकथमेषसिद्धो भवेद्विचारः परिपठ्यतां भोः ॥ १ ॥

જીવનો કર્મગ્રહણમાં સ્વભાવ છે તો કર્મગ્રહણરૂપ અનાદિકાળનો મૂળ સ્વભાવ છોડીને શી રીતે જીવ સિદ્ધ થાય છે તેનું સમાધાન સારી રીતે કરશો.

श्री गुरुराज कहे छे– श्लोक.

कर्मात्मनोर्यद्यपि, मौलसङ्ग स्तथापि सामग्य्र तथोपलम्भात् ॥
कर्मग्रहं प्रोज्झ्य शिवं समेतः सिद्धो भवेदत्रनिदर्शनंयत् ॥ २ ॥
सूते तथा चञ्चलता स्वभावो, मौलस्तथाग्न्यस्थिरभावसञ्ज्ञः ॥
यदातु तादृक्परिकर्मणा कृत,स्तदास्थिरोवन्हिगतश्चतिष्ठेत् ॥ ३ ॥
यथा पुनर्दाहकतागुणोऽग्ना, वस्तिस्वभावो नतु मूलजातः ॥
अस्यापि नाशोऽस्तितथाप्रयोगात् सन्तंसतींनैवदहेत् कदापि ॥ ४॥
वद्धो यथाप्येप च मन्त्रयोगात् तथौपधीभिर्नदहे द्विशन्तं ॥
अश्नन्तमग्निं च चकोरकं तथा, वन्हिर्दहेन्नो विगतस्वभावः ॥ ५ ॥
तथाभ्रकं हेमच रत्नकम्बलं, सिद्धं च मूतं न दहे द्धुताशनः ॥

तदा तु या दाहकता विभावसौ मौलीव्रजेत् क्वाथ निगद्यतामिति॥६॥
यश्चुम्बकग्रावणि लोहग्राही, स्वभाव आस्ते सहजः सकोऽस्ति ॥
तस्मिन्मृते वेतरयोगयुक्ते, ऽतीतिथमेतेष्वपि कर्मयोगः ॥ ७ ॥
बीजं तथाङ्कुरभवंदधाति, मौलात्स्वभावादविकारि यावत् ॥
तस्मिंस्तु दग्धे न किलाङ्कुरोद्भव, एवं तु सिद्धेषुच कर्मबन्धः ॥८॥
वायोस्तथा चञ्चलतास्वभावो, योवर्तमानः सहजः समस्ति ॥
खलस्य मध्ये पवने निरुद्धे, कथं प्रयात्येष चलस्वभावः ॥ ९ ॥
आहारमुख्याः सहजाश्चतस्रः सञ्ज्ञा इमाः प्रोज्झ्य शुकादयोऽमी ॥
सिद्धाः प्रसिद्धाः परब्रह्मरूपाः जातास्ततोऽपैति निज स्वभावः१०॥
इत्यादिदृष्टान्तभरैः स्वभावो मौलो यथायाति तथैवजन्तोः ॥
कर्मग्रहोऽयं सहजः प्रयाति, सिद्धत्वमाप्तस्य कीमत्र चित्रम् ॥ ११ ॥

કર્મ અને આત્માનો અનાદિકાળથી મૂળ સંબંધ છે તોપણ તથા પ્રકારની સામગ્રીના યોગથી આત્મા કર્મગ્રહણતાનો ત્યાગ કરીને સિદ્ધ પરમાત્મા થાય છે. પારામાં ચંચળતાનો સ્વભાવ મૂળથકી છે, અગ્નિમાં અસ્થિર સ્વભાવ મૂળનો છે. પણ કોઇ એવા પ્રકારની ઔષધી આદિના યોગથી પારાનો ચંચલ સ્વભાવ નાશ પામે છે. અને અગ્નિગત પારો સ્થિર થાય છે,

વળી દાહકતા ગુણ અગ્નિમાં સ્વભાવથી છે તોપણ આત્મશક્તિ આદિના પ્રતાપથી સન્તપુરૂષ અને સતીને અગ્નિ બાળતો નથી. વળી મંત્રથી બાંધેલો એવો અગ્નિ તથા ઔષધના પ્રતાપથી અગ્નિ, તેમાં પ્રવેશ કરનારને બાળતો નથી. ચકોર અગ્નિ ખાય છે પણ તેને તથા અભ્રક, સુવર્ણ, રત્નકંબલ, અને સિદ્ધ કરેલા એવા પારાને અગ્નિ બાળતો નથી. ત્યારે અગ્નિની મૂળ દાહકતા નાશ પામે છે.

લોહચુંબકમાં લોહગ્રાહી સ્વભાવ છે પણ ઔષધાદિવડે તેની શક્તિ હરણ થાય છે. બીજ અંકુરોત્પત્તિને ધારણ કરે છે એમ બીજનો મૂળ સ્વભાવ છે. પણ બીજને શેકયા બાદ તેમાંથી અં-

કુરો ફૂટી નીકળતો નથી; એ પ્રમાણે આત્મા કર્મગ્રહણનો ત્યાગ કરે છે, ત્યારે તે સિદ્ધ કહેવાય છે. કર્મનો સંપૂર્ણ નાશ થયા બાદ સિદ્ધપરમાત્મા કર્મ ગ્રહણ કરતા નથી, તથા જેમ વાયુનો મૂળથી ચંચળ સ્વભાવ છે. તોપણ તેને દતિ (ધમણ) માં રોકવાથી વાયુ પણ સ્થિર થાય છે. તેમજ આહારસંજ્ઞા, ભયસંજ્ઞા, મૈથુનસંજ્ઞા, અને પરિગ્રહસંજ્ઞા, આચારસંજ્ઞા, અનાદિકાળથી જીવને વર્તે છે. બાદર એકેન્દ્રિય વનસ્પતિ વિગેરેમાં આ ચાર સંજ્ઞાઓ સ્ફુટ દેખાય છે. અનાદિકાળની વર્તમાન એવી ચાર સંજ્ઞાઓ પણ શૈવ મત પ્રમાણે શુકાદિકે નાશ કરી છે અને શુકાદિક ઇત્યાદિ અનેક દૃષ્ટાંતોથી સિદ્ધ સમજવું કે, અનાદિકાળથી લાગેલાં વિભાવિક અષ્ટકર્મથી રહિત આત્મા તે પરમાત્મા સ્વરૂપ થાયછે; એમાં કંઈ આશ્ચર્ય નથી, સંસારી આત્મા જે કર્મ ગ્રહણ કરવા યોગ્ય છે તેને ગ્રહણ કરે છે.

॥ શ્લોકઃ ॥

सिद्धं तथेदं ग्रहणीयमेव, वस्त्वत्र यस्यास्ति तदेवलाति ॥
किं चुम्बको लोहमथोज्झ्यधातू नन्यांश्च गृह्णातितथास्वभावात् ॥१॥
अप्येव मात्मा परपुद्गलोत्करान्, विहाय गृण्हातिहिकर्मपुद्गलान् ॥
यादृक्षयादृक्ष भविष्यदायति, तादृक्ष सम्प्रेरणपारवश्यतः ॥२॥

આત્મા રાગદ્વેષના યોગે જે કર્મગ્રહણ કરવા યોગ્ય છે તેને ગ્રહણ કરે છે, જેમ લોહચુંબક લોહને મૂકીને શું અન્ય ધાતુને ગ્રહણ કરે છે? ના નથી ગ્રહણ કરતો એ પ્રમાણે આત્મા અન્ય પુદ્‌ગલોના સમૂહનો ત્યાગ કરીને કર્મ પુદ્‌ગલોને ગ્રહણ કરે છે, જેવા જેવા પ્રકારનો ઉત્તર કાલ છે તેવા તેવા પ્રકારની સંપ્રેરણાના પરવશપણાથકી તેવા તેવા પ્રકારનાં કર્મ ગ્રહણ કરે છે.

उत्पत्तिकालादवसानसीमा, मात्मासृजेत् कार्मणतैजसाभ्याम् ॥

ઉત્પત્તિ કાલથી તે અવસાન સીમાને આત્મા કાર્મણ અને તૈજસ વડે ઉત્પન્ન કરે છે.

॥ श्लोक ॥

गर्भस्थितः शुक्ररजोन्तरागतो, यथोचिताहारविधानतोद्भुतम् ॥
धातूंश्चसर्वानपि सर्वथास्वय, मात्माविधत्तेऽत्रविनाक्षशीर्यतः ॥१॥
गर्भात्कृते जन्मनि सर्वदैव, गृह्णन् किलाहारमथोपलब्धम् ॥
ततस्ततस्तत् परिणामतःस्वयं, धात्वादि सम्पाद्य करोतिपुष्टिं ॥२॥
तथाहृतिं रोमभिरादधच्चकः, खलं परित्यज्यरसान् समाश्रयेत् ॥
पुनः पुनः प्रोज्झति तन्मलंबलात्, दधद्रजःसात्विकतामसान्गुणान् ॥३॥

શુક્રરજમાં પ્રવેશેલો એવો ગર્ભમાં રહેલો આત્મા ઇન્દ્રિયો ના બનાવિના પણ લોમાહારથી સર્વ ધાતુઓને ધારણ કરે છે. સર્વ કાલ આહાર કરતો અને તેને પરિણમાવીને ધાતુ બનાવી શરીરની પુષ્ટિ કરે છે, લોમાહારને ગ્રહણ કરીને શરીરની પુષ્ટિ કરે છે. મળને દૂર કરે છે અને ધાતુઓની પુષ્ટિના રસને ધારણ કરે છે, અને યથાયોગ્ય સત્વ રજો અને તમો ગુણને ધારણ કરે છે. બનાવેલા ઔદારિક શરીરમાં આયુષ્ય પ્રમાણે આત્મા રહે છે અને પછી શરીરમાંથી નીકળીને કર્મ પ્રમાણે પરભવમાં અન્ય શરીરને ધારણ કરે છે.

શિષ્યપ્રશ્ન—ઇન્દ્રિયો વિના આત્મા શી રીતે કર્મ ગ્રહણ કરે છે, તેનું નિરાકરણ કરશો.

उत्तर— श्लोक.

ध्यानी पुन र्बाह्यगतेन्द्रियैर्विना, करोति कर्माणि यथेप्सितानियत् ॥
जिव्हां विना ध्यायति मानसं जपं, शृणोति तंतं श्रवसी ऋते तदा ॥१॥
विनाजलैःपुष्पफलैश्चदीपैः, सद्भावपूजां सफलीकरोति ॥
ध्यात्वाथ ब्रह्मापिच ब्रह्मवादी, न ब्रह्मतामेष लभेद्विना खैः ॥ २ ॥
जीवोऽयमेवं करणैः करणादिभि, र्विनैव कर्माणि समाश्रयत्यलम् ॥
अचिन्त्यशक्त्या नियतिस्वभाव, कालैश्चजात्याच कृतप्रणोदः ॥३॥

હે ભવ્ય બાહ્યની ઇન્દ્રિયો વિના પણ આત્મા કર્મ ગ્રહણ કરે છે. ધ્યાની પુરૂષ બાહ્યેન્દ્રિયોવિના ઇપ્સિત કર્મોને કરે છે, જિહ્વાવિના માનસિક જપને ધ્યાવે છે, અને શ્રવણેન્દ્રિય વિના સાંભળે છે, જલપુષ્પ ફલદીપ વિના સદ્‌ભાવ પૂજાને સફળ કરે છે. તેમ બ્રહ્મવાદી બાહ્ય ઇન્દ્રિયો વિના બ્રહ્મનું ધ્યાન કરીને બ્રહ્મતાને પામે છે. એ પ્રમાણે જીવ બાહ્યઇન્દ્રિયોવિના રાગદ્વેષાદિકયોગે અન્તર થકી કર્મ ગ્રહણ કરે છે. અચિન્ત્યશક્તિવડે કરી તેમ મનુષ્યાદિ જાતિકાલ, સ્વભાવ, નિયતિ, કર્મ અને ઉદ્યમથી કર્મને ગ્રહણ કરે છે અને તેનો અંતે ત્યાગ પણ કરે છે.

॥ श्लोक ॥

मिथ्यात्वदृष्टिभ्रमकर्म मत्सराः कषायकन्दर्पकलागुणास्त्रयः ॥
क्रियाः समग्रा विषया अनेकधा,किंकिंनधत्तेऽत्रवपुर्गतोऽप्ययम् ॥१॥
कर्पूरहिङ्ग्वादिकसुष्टुदुष्टु, वस्तूत्थगन्धा गगनं श्रिता यथा ॥
तिष्ठन्तियावत्स्थिततद्वदेवमोः कर्माणिजीवंपरिवृत्यसन्ति ॥ २ ॥

મિથ્યાત્વદૃષ્ટિ ભર્મ, કર્મ, મત્સરો, કષાય, કન્દર્પકલા, સત્ત્વાદિક ત્રણ ગુણ, સમગ્રક્રિયાઓ, અને અનેક પ્રકારના વિષયો તેમાં કોને કોને શરીરમાં રહેલો આત્મા ધારણ કરતો નથી. અર્થાત્ સર્વને ધારણ કરે છે. કર્પુરહિંગ વિગેરે વસ્તુઓના સારા અગર નઠારા ગંધો ગગનનો આશ્રય કરીને રહે છે. જ્યાં સુધી ગંધ પુદ્‌ગલોની સ્થિતિ હોય છે. ત્યાં સુધી તે રહે છે. એ પ્રમાણે આત્માના અસંખ્યાત પ્રદેશોનો આશ્રય કરીને કર્મની અનંતિ વર્ગણાઓ રહે છે. જ્યાં સુધી વર્ગણાઓની સ્થિતિ હોય છે, ત્યાં સુધી તે રહે છે, પશ્ચાત્ તે આત્માના પ્રદેશોથી ખરી જાય છો જે જે પ્રમાણમાં કર્મ પ્રકૃતિયો ખરે છે તે તે પ્રમાણમાં આત્માનું નિરંજનપણું પ્રગટ થતું જાય છે. જ્યારે પુદ્‌ગલ વસ્તુ થકી પોતાને ભિન્ન જાણે છે ત્યારે તેને ભેદજ્ઞાન થાય છે. અને ભેદજ્ઞાનથી આત્મા સમકિતની પ્રાપ્તિ કરે છે.

સમકિત પામેલો આત્મા દેશવિરતિ વા સર્વવિરતિને ગ્રહણ કરે છે અને આર્તધ્યાન અને રૌદ્રધ્યાનનો ત્યાગ કરીને ધર્મધ્યાનને ધ્યાવે છે. પોતાના નિરંજન સ્વરૂપમાં લીન થઈ જાય છે. પ્રમત્ત દશાનો પરિહાર કરીને અપ્રમત્ત દશામાં વર્તી શુકલધ્યાન સન્મુખ થાય છે. અષ્ટમ ગુણસ્થાનકથી શ્રેણિનો આરંભ કરે છે. ત્યાં શુકલ ધ્યાનને ધ્યાવે છે. શુકલધ્યાનરૂપ અગ્નિથી કર્મરૂપ ગંજીને બાળી નાખે છે. શુકલધ્યાનના શાસ્ત્રમાં ચાર ભેદ કહ્યા છે. તેમાંથી શ્રેણિએ ચઢતાં અને નિરંજન દશા સન્મુખ થતાં શુકલધ્યાન ધ્યાવે છે. તેનું સ્વરૂપ આ પ્રમાણે છે.

सम्मतितर्क पत्र. ४८५–१ पृथक्त्ववितर्कसप्रविचारं–पृथक्त्वं नानात्वं वितर्कः श्रुतज्ञानं द्वादशांगविचारोऽर्थ व्यंजनयोग संक्रान्तिः व्यंजनमभिधानं तद्विषयोऽर्थो मनोवाक्कायलक्षणो योगसंक्रान्तिः परस्परतः परिवर्तनं पृथक्त्वेन वितर्कस्य अर्थव्यञ्जन योगेषु संक्रान्तिः विचारो यस्मिन्नास्ति तत् पृथक्त्ववितर्कविचारं पृथक्त्व वितर्कविचारं शुक्लतरलेश्यं उपशम क्षपक गुणस्थानभूमिकं अन्तर्मुहूर्ताधिकं क्षायोपशमिकभूमिकं, द्वितियपाद स्वरूपं एकत्व वितर्कअविचारम् एकत्वेन वितर्कोयस्मिन् तदेकत्ववितर्कम् विगतार्थव्यञ्जनयोगसंक्रमत्वात् अविचारं द्वितीयं शुक्लध्यानं तथाहि एक परमाणावेकमेवपर्यायमालम्ब्यत्वेन आदाय अन्यतरैक योगबलाधानमाश्रित व्यतिरिक्ताशेषार्थ व्यञ्जनयोगसंक्रमविषयचिन्ताविक्षेपरहितं बहुतरकर्मनिर्जरारूपं निःशेषमोहनीयक्षयान न्तर युगपद् भाविघातिकर्मत्रयध्वंसनसमर्थम्, अकषायछद्मस्थवीतरागगुणस्थान भूमिकं क्षपको द्वितीयं शुक्ल ध्यान मासादयति तथा चाह—दशवैकालिक चूर्णौ.

इयाणिं सुक्कझाणं तत्थ पहत्तवितक्कं सवियारंणाम पृथग्भावः पृथक्त्वं तिहिंजोगेसुपवत्तइत्ति वुत्तं हवइ अहवा पुहत्तंणाम वि-

ત્થરો भण्णइ सुयणाणोवउत्तो अणेगेहिं परियाएहिं झाइत्ति वुत्तं हवइ, वियक्कं सुयं विचारो नाम अथ विंजयजोगाणं संकमणं सह विचारेण सविचारं अत्थवंजणजोगाणं जत्थ संकमणं तंसवियारं भण्णइ तंच झयमाणो चोद्दसपुव्वीसुयणाणोवउत्तो अत्थातो अत्थंतरं गच्छइ वंजणातो वंजणंतरं गच्छइ वंजणं अक्खरं भण्णति जोगाओ जोगंतरं जोगो मणवयकायजोगो भण्णति भणियंच सुयणाणे उवउत्तो अत्थंमिय वंजणंमि सवियारं झायइ चउद्दसपुव्वी पढमंझाणं सरागोतु अत्थणं कमणं चेव तहा वंजणसंकमं जोग संकमणंच वा पढमेझाण णिगच्छइ ॥

इयाणिं एगंत वितक्कं अवियारं नाम एगभावो एगत्तं एगत्तं एगम्मि चेव सुयणाण पंकडे उवत्तो झायइत्तिवुत्तं भवति अहवा एगंमिवा उवउत्तो झायइवि वितक्कं सुयं अविचारं नाम अत्थातो अत्थंतरं न संकमइ वंजणातो वंजणंतरं जोगातो वा जोगंतरं एत्थ निदरिसणं सुयणाणे उवउत्तो अत्थम्मिय वंजणंमिय वियारं झायइ चउदसपुव्वी वितियं झाणं विगतरागो अत्थसंकामणं चेव तहावंजणसंकमणं जोग संकमणं चेव वितियझाणे न विज्जई तत्थ सुहमकिरियानिवट्टणा नाम तं केवलिस्स भवइ, तत्थ केवली परम सुक्कलेसत्तणेण अप्पडिहयणाणत्तणेण न किंपि तस झायव्वं तहवि तस्स केवली कम्माइं पडुच्च अंतोमुहुत्तिओ जोग निरोधो भवइ तत्थ मणजोगस्स ताव केवलिस्स सव्वकालं च वअव्वावो मोत्तूण केणइ देवाइणा किंचि सहिव्वं वागरणं पुच्छिओ संतो तं पडुच्च मणेण चेव वागरइ परिसेसं वयजोग निरोहं काउण कायस्सवि वादरजोगं निरुंतइ ताहे तस्स सुहम किरिया नियट्टिणामं झाणं भवइ जम्हा सुहमकिरियानियट्टि सुहम किरियं झायइ भणियंच—अत्थि णं भंते केवलिस्स वयणावेयणा सुहमकिरिया कज्जइ ता

अत्थिथ एवं जहा पण्णत्तिए ॥

अणियट्टि नाम जस्स जोग निरोधो झाणं केवलं देवेणवा दाणवेणवा नियत्तेउं न सक्कइत्ति इम सुहमकिरिया नियट्टित्ति भण्णइत्ति ३

इदाणिं समुछिछण्ण किरियं अप्पडिवाति तंच सेलेसिं पडिवण्णस्सभवइ समुछिछण्ण किरिया णाम जस्स मूलाउ चेव किरिया समुछिछणा अजोगित्ति वुत्तं भवइ अहवा इमा समुछिछण्ण किरिया जस्स मूलाओ चेव छिण्णा किरिया अबंधउत्ति वुत्तंभवइ, अपडिवाईणाम जो जोगनिरोधेण अप्पडिएणं चेव केवली कम्माई तडतडस्स छिंदिउण परम सुहमणाबाधठाणं गछछइ एव मुछिछणकिरियमप्पडिवाइत्ति भण्णइ सुक्कझाणस्स चउरो मूलभेदा वण्णिया इयाणिं एतेसिं चेव जो जस्स विसयो सो भण्णति तत्थ आदिल्लाणि दोण्णि चोद्दसपुव्विस्स उत्तम संघयणस्स उवसंतखीण कसायाणंच भवंति एत्थणिदारिसणं पढमं बितियं झाणं झायंति पुण जाणगा उवसंतेहि कसाएहिं खीणेहिं च महामुणी उवरिल्लाणि पुण केवलिस्स भवंति एत्थ निदरिसणं उवरिल्लाणि झाणाणि ताइणो गुणसिद्धिओ खीणमोहा झियायंति केवलीदाणि उत्तमे जदाय परिणामविसेसण बितियझ्झाणो बोलीणो तइयं पुण तईयं पुण न ताव पावइ झाणंतरे चेव वट्टइ एयंमि अंतरे केवलनाणं उप्पझ्झत्ति एतेसिंणिदारिसणं बितियस्सय तइयस्सय बितियंतेउ केवलंउप्पझइ, अणंतं तु खीणमोहस्स ताइणो इयाणिं जोगं पडुच्च भण्णति तत्थ पढमं एकंतिसुवा जोगेसु वट्टमाणस्स हवइ। वितियं पुणणियमा तिण्हं जोगाणं अण्णतरे भवइ। तइयं कायजोगिणो भवइ। चउत्थं अजोगिणो भवइ। एत्थणिदरिसणं जोगेजोगेसु या पढमं बितियं जोगंमि कम्हिई ततियंच कायजो-

गेणं चउत्थं च अजोगिणो ॥ इदाणिं लेसाओ पडुच्च भण्णति । पढमबितिया सुक्कलेसाए वट्टमाणस्स भवइ । तइयं परमसुक्कलेसाए वट्टमाणस्स भवति । चउत्थं अलेसस्स हवइ । भणियंच

॥ गाथा ॥

पढमवितियायसुक्के ततियं परम सुक्कलेसाए लेस्सातीतंतु उवरिल्लं होइ झ्झाणं वियाहियं ॥ १ ॥

इयाणिं गइं पडुच्च भण्णति । पढमबितियाइ जह कहंचि कालं करेइ तओ अणुत्तरेसु उववज्जइ । उवरिल्लाणि दोण्णि सिद्धिसाहणाणि । भणियंच । अणुत्तरेहिं देवेहिं पढमाबितिएहि झायई उवरिल्लेहिं झ्झाणेहिं सिज्जतीनिरओ सदा ॥ चउभ्भेदं सुक्कझ्झाणं सम्मत्तं ॥ दशवैकालिक चूर्णौ ॥

શ્રી જ્ઞાનાર્ણવગ્રન્થમાં પણ શુક્લધ્યાનનું આ પ્રમાણે સ્વરૂપ લખ્યું છે—

तदाह ॥ श्लोकाः ॥

निष्क्रियं करणातीतं ध्यानधारणवर्जितम्
अन्तर्मुखंच यच्चित्तं तच्छुक्लमिति पठ्यते ॥ १ ॥
आदिसंहननोपेतः पूर्वज्ञः पुण्यचेष्टितः
चतुर्विधमपि ध्यानं स शुक्लं ध्यातुमर्हति ॥ २ ॥

आर्या.

शुचिगुणयोगाच्छुक्लं कषायरजसः क्षयादुपशमाद्वा
वैडूर्यमणि शिखाइव सुनिर्मलं निष्प्रकम्पं च ॥३॥
कषायमल विश्लेषात्, प्रशमाद्वा प्रसूयते ।
यतः पुंसामतस्तज्ज्ञैः शुक्लमुक्तं निरुक्तिकम् ॥ ४ ॥
छद्मस्थयोगि नामाद्ये द्वे तु शुक्ले प्रकीर्तिते
द्वेत्वन्त्ये क्षीणदोषाणां केवलज्ञान चक्षुषाम् ॥ ५ ॥

श्रुतज्ञानार्थसम्बन्धा च्छुतालम्बनपूर्वके
पूर्वे परे जिनेन्द्रस्य निःशेषालम्बनच्युते ॥ ६ ॥
सवितर्कं सवीचारं सपृथक्त्वं च कीर्तितम् ।
शुक्ल माद्यं द्वितीयंतु विपर्यस्तमतोऽपरम् ॥ ७ ॥
सवितर्कम वीचार मेकत्व पदलाञ्छितम्
कीर्तितं मुनिभिः शुक्लं द्वितीयमतिनिर्मलम् ॥ ८ ॥
सूक्ष्मक्रियाप्रतीपाति तृतीयं सार्थ नामकम्
समुच्छिन्नक्रियं ध्यानं तुर्यमार्यै र्निवेदितम् ॥ ९ ॥
तत्र त्रियोगिना माद्यं द्वितीयंत्वेक योगिनाम्
तृतीय तनु योगानां स्यात्तुरीयम योगिनाम् ॥ १० ॥
पृथकत्वेन वितर्कस्य वीचारो यत्र विद्यते
सवितर्कं सविचारं स पृथक्त्वं तदिष्यते ॥ ११ ॥
अविचारो वितर्कस्य यत्रैकत्वेन संस्थितः
सवितर्कम वीचारं तदेकत्वं विदुर्बुधाः ॥ १२ ॥
पृथक्त्वं तत्र नानात्वं वितर्कं श्रुतमुच्यते ।
अर्थव्यञ्जनयोगानां वीचारः संक्रमः स्मृतः ॥१३॥
अर्थादर्थान्तरापत्ति रर्थसंक्रान्ति रिष्यते
ज्ञेया व्यञ्जन संक्रान्ति र्व्यंजनाद् व्यञ्जने स्थितिः ॥१४॥
स्यादियं योगसंक्रान्ति र्योगाद्योगान्तरे गतिः
विशुद्धध्यान सामर्थ्यात् क्षीणमोहस्य योगिनः ॥ १५ ॥
अर्थादर्थं वचः शब्दं योगाद्योगं समाश्रयेत् ।
पर्यायादपि पर्यायं द्रव्याणोश्चिन्तयेदणुम् ॥ १६ ॥
अर्थादिषु यथा ध्यानी संक्रामत्यविलम्बितम् ।
पुनर्व्यावर्त्तते तेन प्रकारेण सहि स्वयम् ॥ १७ ॥

त्रियोगी पूर्वविद्यः स्या दिदं ध्यायत्यसौ मुनिः
सवितर्कं सवीचारं सपृथक्त्वमतो मतम् ॥ १८ ॥

अस्याचिन्त्यप्रभावस्य सामर्थ्यात् स प्रशान्तधीः
मोहमुन्मूलयत्येव, शमयत्यथवा क्षणे ॥ १९ ॥

इदमत्र तु तात्पर्यं, श्रुतस्कन्धमहार्णवात् ।
अर्थमेकं समादाय ध्यायन्नर्थान्तरं व्रजेत् ॥ २० ॥

शब्दाच्छब्दान्तरंयाया, द्योगं योगान्तरादपि
सवीचार मिदंतस्मात्, सवितर्कंच लक्ष्यते ॥ २१ ॥

श्रुतस्कन्धमहासिन्धु, मवगाह्य महामुनिः
ध्यायेत् पृथक्त्ववितर्क वीचारं ध्यानमग्रिमम् ॥ २२ ॥

एवं शान्तकषायात्मा कर्मकक्षाशुशुक्षणिः
एकत्वध्यान योग्यः स्यात्, पृथक्त्वेन जिताशयः ॥ २३ ॥

पृथक्त्वे तु यदा ध्यानी, भवसमल मानसः
तदैकत्वस्य योग्यः स्या दाविर्भूतात्म विक्रमः ॥२४॥

ज्ञेयं प्रक्षीण मोहस्य, पूर्वज्ञस्यामितद्युतेः
सवितर्कमिदं ध्यान, मेकत्व मति निश्चलम् ॥ २५ ॥

अपृथक्त्वम वीचारं, सवितर्कं च योगिनः
एकत्वमेक योगस्य, जायतेऽत्यन्त निर्मलम् ॥ २६ ॥

द्रव्यं चैकमणुं चैकं पर्यायं चैकमश्रमः
चिन्तयत्येकयोगेन यत्रैकत्वं तदुच्यते ॥ २७ ॥

एकं द्रव्यमथाणुं वा पर्यायं चिन्तयेद्यदि
योगैकेन यदक्षीणं तदेकत्व मुदीरितम् ॥ २८ ॥

अस्मिन् सुनिर्मलध्यान हुताशे प्रविजृम्भिते
विलीयन्ते क्षणादेव घातिकर्माणि योगिनः ॥ २९ ॥

दृग्बोधरोधक द्वन्द्वं मोहविघ्नस्य वा परम्
स क्षिणोति क्षणादेव शुक्लधूमध्वजार्चिषा ॥ ३० ॥

आत्मलाभ मथासाद्य शुद्धिं चात्यन्तिकीं पराम्
प्राप्नोति केवलज्ञानं तथा केवल दर्शनम् ॥ ३१ ॥

यदायुरधिकानि स्युः कर्माणि परमेष्ठिनः
समुद्घात विधिं साक्षात् प्रागेवारभते तदा ॥ ३२ ॥

अनन्तवीर्यप्रथितप्रभावो दण्डं कपाटं प्रतरं विधाय
स लोकमेनं समयैश्चतुर्भि र्निश्शेषमापूरयति क्रमेण ॥३३॥

तदा स सर्वगः सार्वः सर्वज्ञः सर्वतोमुखः
विश्व व्यापी विभुर्भर्त्ता विश्व मूर्ति र्महेश्वरः ॥ ३४ ॥

लोकपूरण मासाद्य करोति ध्यान वीर्यतः
आयुः समानि कर्माणि भुक्ति मानीय तत्क्षणे ॥ ३५ ॥

ततः क्रमेण तेनैव सपश्चाद्विनिवर्त्तते
लोक पूरणतः श्रीमान् चतुर्भिः समयैः पुनः ॥ ३६ ॥

काययोगे स्थितिं कृत्वा बादरेऽचिन्त्यचेष्टितः
सूक्ष्मी करोति वाक् चित्त योग युग्मं च बादरम् ॥३७॥

काययोगं ततस्त्यक्त्वा स्थिति मासाद्य तद्द्वये
स सूक्ष्मी कुरुते पश्चात् काययोगं च बादरम् ॥ ३८ ॥

काययोगे ततः सूक्ष्मे स्थितिं कृत्वा पुनः क्षणात्
योगद्वयं निगृह्णाति सद्योवाक् चित्त संज्ञकम् ॥ ३९ ॥

सूक्ष्मक्रियं ततो ध्यानं स साक्षात् ध्यातु मर्हति
सूक्ष्मैक काय योगस्थ स्तृतीयं यद्धि पठ्यते ॥ ४० ॥

द्वासप्तति र्विलीयन्ते कर्म प्रकृतयो द्रुतम्
उपान्त्ये देव देवस्य मुक्ति श्री प्रतिबन्धकाः ॥ ४१ ॥

तस्मिन्नेव क्षणे साक्षा दाविर्भवति निर्मलम्
समुच्छिन्न क्रियं ध्यान मयोगि परमेष्ठिनः ॥ ४२ ॥
विलयं वीतरागस्य पुनर्यान्ति त्रयोदश
चरमे समये सद्यः पर्यन्ते वा व्यवस्थिताः ॥ ४३ ॥
लघु पञ्चाक्षरोच्चार कालं स्थित्वा ततः परम्
स स्वभावाद् व्रजत्यूर्ध्वं शुद्धात्मा वीतबन्धनः ॥ ४४ ॥

શુક્લધ્યાન સંબંધી સમ્મતિ તર્ક, દશવૈકાલીક ચૂર્ણી, જ્ઞાનાર્ણવગ્રન્થમાંથી સ્વરૂપ બતાવ્યું. તે પ્રત્યેક પાઠનું વિવેચન કરતાં ગ્રંથગૌરવ વૃદ્ધિ પામે, પંડિત પુરૂષો સારી રીતે સમજી શકે છે. તોપણ બાળ જીવોને જણાવવા માટે સર્વ પાઠનો સારાંશ જણાવું છું. શુક્લધ્યાનનો પ્રથમ પાયો "પૃથક્ત્વ વિતર્ક વિચાર" છે. પૃથકત્વ એટલે નાનાપણું અને વિતર્ક એટલે શ્રુતજ્ઞાન દ્વાદશાંગીરૂપ અને "વિચાર" એટલે અર્થવ્યંજનયોગ સંક્રાન્તિ–વ્યંજન એટલે અભિધાન, અને વ્યંજનથી બોધ્યતે અર્થ જાણવો. મન વચન કાયા સંબંધી "યોગ" સંક્રાંતિ જાણવી. પૃથક્પણાથી શ્રુતજ્ઞાનનું અર્થવ્યંજનયોગમાં સંક્રમવું એવો વિચાર જેમાં છે તેને "પૃથક્ત્વ વિતર્ક વિચાર" કહે છે. પૃથક્ત્વ વિતર્ક વિચારને ધ્યાનારો ચતુર્દશ પૂર્વી હોય છે. અને તે શ્રુત જ્ઞાનના ઉપયોગમાં વર્તે છે. અર્થથકી અર્થાંતરમાં જાય છે અને વ્યંજનાન્તરમાં જાય છે. વ્યંજનને અક્ષરરૂપ અભિધાન કહે છે. એક યોગથકી બીજા યોગમાં જાય છે અને દ્વિતીયથકી તૃતીય યોગમાં જાય છે. પ્રથમ ધ્યાનનો ધ્યાનાર સરાગ હોય છે.

અર્થસંક્રમ, વ્યંજનસંક્રમ અને ' યોગસંક્રમ એ ત્રણ પ્રકારના સંક્રમ પ્રથમ પાયામાં હોય છે. પ્રથમ પાયામાંદ્રવ્ય ગુણ પર્યાયનું ભિન્ન ભિન્નપણે ધ્યાન હોય છે. આત્મદ્રવ્યથી ધર્માસ્તિકાયાદિક શેષદ્રવ્યનું પૃથક્પણું કરવામાં આવે છે. દ્રવ્યગુણ અને પર્યાયને પણ શ્રુતજ્ઞાનના ઉપયોગથી પૃથક્ કરવામાં આવે છે.

આત્માના સામાન્ય સ્વભાવ અને વિશેષ સ્વભાવને પણ શ્રુતજ્ઞાનના ઉપયોગથી પૃથક્ કરવામાં આવે છે, એક પરમાણુના પણ દ્રવ્ય-ગુણપર્યાયનું શ્રુતજ્ઞાનોપયોગથી ભિન્ન ભિન્નપણે ધ્યાન કરવામાં આવે છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાંથી એક પ્રદેશનું પણ અર્થ વ્યંજનયોગ સંક્રાંતિ પૂર્વક પૃથક્પણે દ્રવ્યગુણપર્યાય વિચારી ધ્યાન કરવામાં આવે છે. પ્રથમ પાયાનું ધ્યાન કરતો છતો યોગી મોહીનય કર્મનો નાશ કરે છે. પ્રથમ પાયામાં ક્ષપકશ્રેણિએ ચઢતાં મોહનો સર્વથા પ્રકારે નાશ કરવામાં આવે છે અને ઉપશમ શ્રેણિએ ચઢતાં પ્રથમ પાયામાં મોહનો ઉપશમ કરવામાં આવે છે. શ્રુતજ્ઞાનરૂપી મહા સમુદ્રમાંથી એક પદાર્થનું ગ્રહણ કરીને અર્થ વ્યંજનયોગ સંક્રાંતિ પૂર્વક પ્રથમ પાયામાં ધ્યાન કરાય છે. અને તે સમયે આત્મા અન્તર્મુખ વૃત્તિવાળો થાય છે. અને તે સમયે પાંચ ઇન્દ્રિયોના વિષયની ક્રિયાથી રહિત આત્મા થાય છે. ઇન્દ્રિયોથી અતીત ધ્યાન હોય છે. આ પ્રથમ પાયો ધ્યાનાર યોગી દ્વિતીય પાયાનું ધ્યાન કરી શકે છે. દ્વિતીય શુક્લધ્યાન પાયાનું સ્વરૂપ કહે છે.

एकत्व वितर्क अविचार—एकत्वेन वितर्को यस्मिन् तदेकत्व वितर्कम् विगतार्थव्यञ्जनयोगसंक्रमत्वात् अविचारं द्वितीयं शुक्लध्यानम्.

એકત્વપણા વડે શ્રુતજ્ઞાનોપયોગથી વિચાર રહિત જે ધ્યાન કરવામાં આવે તેને 'એકત્વવિતર્કઅવિચારધ્યાન' કહે છે. અત્ર અર્થ વ્યંજનયોગ સંક્રાંતિરૂપ વિચાર નથી એમ સમજવું. એક પરમાણુંના અનંત ગુણપર્યાય છે. પરમાણુરૂપી છે. એક પરમાણુના અનંત પર્યાય મૂકીને એક પરમાણુંના એક પર્યાયનું અવલંબન કરીને અન્યતરૈકયોગબલાધાન આશ્રય કરીને જે ધ્યાન કરવામાં આવે છે તેને 'એકત્વવિતર્કઅવિચારધ્યાન' કહે છે. આ ધ્યાનમાં અનંત કર્મની નિર્જરા થાય છે. સંપૂર્ણ મોહ-નીય કર્મના ક્ષયપશ્ચાત્ બારમા ગુણસ્થાનકમાં જ્ઞાનાવરણીય, દર્શ-

નાવરણીય અને અંતરાય એ ત્રણ કર્મનો ક્ષય બીજા પાયાના ધ્યાનથી થાય છે, બારમાગુણસ્થાનક સુધી શુકલધ્યાનનો બીજો પાયો હોય છે. શુકલધ્યાનના પહેલા પાયામાં અને દ્વિતીય પાયામાં શુકલલેશ્યા હોય છે. એકત્વવિતર્ક અવિચારધ્યાનમાં અર્થ સંક્રમ, વ્યંજનસંક્રમ અને યોગસંક્રમ નથી. ચતુર્દશપૂર્વી અને વીતરાગઆત્મા એકત્વવિતર્કઅવિચારધ્યાન કરી શકે છે, એક દ્રવ્ય. એકઅણુ. એકપર્યાયનું ધ્યાન કરવામાં આવે છે. તેમાં એક યોગનો આશ્રય લેઈ ધ્યાન કરવામાં આવે છે. આત્માના અનન્ત ગુણપર્યાય છે, આત્માના અસંખ્યાત પ્રદેશ છે. તેમાં એક પ્રદેશ વા એક પર્યાયનું શ્રુતજ્ઞાનના ઉપયોગથી એકત્વપણે ધ્યાન કરવામાં આવે છે, શ્રુતજ્ઞાનનો એકત્વપણે સ્થિરોપયોગ વર્તે છે, વાયુ રહિત દીપકની સ્થિર જ્યોતિની પેઠે શ્રુતજ્ઞાનના ઉપયોગની એકત્વપણે સ્થિરતા વર્તે છે. અનન્ત ભવનાં બાંધેલ કર્મનો ક્ષય થાય છે. બારમાગુણસ્થાનકના અન્તે જ્ઞાનાવરણીયાદિ ત્રણ ઘાતિકર્મનો ક્ષય થવાથી અનંત કેવલજ્ઞાન, અનંત કેવલદર્શન, અને અનંતદાનાદિ પંચલબ્ધિ પ્રગટ થાય છે. મોહનીય કર્મનો નાશ દશમા ગુણસ્થાનકના અંતે કર્યો હતો. તેથી અનંતક્ષાયિક સમ્યક્ત્વ અને અનંત ક્ષાયિક ચારિત્ર પણ પ્રગટ થાય છે. તેરમા ગુણસ્થાનકમાં કેવલીને ક્ષાયિક ભાવની નવલબ્ધિનો ભોગ હોય છે. તેરમા ગુણસ્થાનકમાં ક્ષાયિકભાવે કેવલજ્ઞાનાદિ પ્રગટવાથી ભાવ મનનો અભાવ હોય છે. તેરમા ગુણસ્થાનકમાં મનોવર્ગણારૂપ દ્રવ્ય મન હોય છે. તે દ્રવ્યમનનો વ્યાપાર શ્રી કેવલી ભગવાન્ અનુત્તર દેવતાઓના પ્રશ્નોના ઉત્તર આપતી વખતે કરે છે. દ્રવ્યમનોવર્ગણાને અક્ષરરૂપે પરિણમાવે છે તેથી દેવતાઓ ઉત્તર સમજી શકે છે. કેવલી ભગવાન્ને દ્રવ્યમનની ક્રિયા આવા પ્રકારની હોય છે. પણ સમજવાનું કે દ્રવ્યમન વર્ગણારૂપ હોય છે તેથી તેનામાં બુદ્ધિ હોતી નથી. ભાવ મન જે વિકલ્પસંકલ્પ રૂપ હતું તેનો નાશ થવાથી ભાવમનની અપેક્ષાએ શ્રી કેવલીભગવાન્ 'અક્રિય'

યોગના સંબંધમાં જાણવા, અને દ્રવ્યમનની અપેક્ષાએ 'મનનીસ ક્રિયતા' શ્રી કેવલી ભગવાનને જાણવી. તેરમા ગુણસ્થાનકમાં આયુષ્યની સ્થિતિ પ્રમાણે કેવલી ભગવાન્ રહે છે. જ્યારે આયુષ્યકર્મથી અધિક વેદનીયાદિ કર્મ કેવલી ભગવાનને હોય છે. ત્યારે શ્રી પરમેષ્ઠિ ભગવાન્ કેવલી સમુદ્ઘાત કરે છે. અનંત શક્તિનો પ્રભાવ વિસ્તર્યો છે એવા કેવલી પ્રથમ સમયમાં આત્માના પ્રદેશોને દંડરૂપે વિસ્તારે છે. દ્વિતીય સમયમાં કપાટાકારે વિસ્તારે છે. ત્રીજા સમયમાં પ્રતરપણે વિસ્તારે છે. ચોથા સમયમાં ચતુર્દશ રાજલોકમાં આત્માના અસંખ્ય પ્રદેશોને વિસ્તારે છે તે સમયે શ્રી કેવલીભગવાન્ વ્યકિતની અપેક્ષાએ ચઉદરાજ લોકવ્યાપક કહેવાય છે. અલોકમાં આત્માના પ્રદેશોનો વિસ્તાર કરી શકતા નથી, ચોથા સમયમાં વિશ્વવ્યાપી વિશ્વભૂર્તિ કેવલી ભગવાન્ થાય છે. પાંચમા સમયમાં લોક પૂરણતા સંહરે છે. છઠ્ઠા સમયમાં પ્રતર સંહરે છે. સાતમા સમયમાં કપાટ સંહરે છે. આઠમા સમયમાં દંડ સંહરે છે. પશ્ચાત્ કેવલી ભગવાન્ શરીર વ્યાપી થાય છે.

योगशास्त्रेऽप्येवं ॥ समुद्घातकालेच मनोवाग् योमयोरव्यापार एव प्रयोजनाभावात् काययोगस्यैव केवलस्य व्यापारः। तत्रापि प्रथमाष्टसमययोरौदारिककायप्राधान्यात् औदारिककाय योग एव। द्वितीयषष्ठसप्तमेषु समयेषु पुनरौदारिकाद् बहिर्गमनात् कार्मण वीर्यपरिस्पन्दादौदारिक कार्मण मिश्रः। तृतीयचतुर्थपञ्चमेषु औदारिकाद् बहिर्बहुतर प्रदेशे व्यापारादसहाय कार्मण योग एव यदाह। औदारिक प्रयोक्ता प्रथमाष्ट समयोरसाविष्टः। मिश्रौदारिक योक्ता सप्तमषष्ठे द्वितीयेषु। कार्मणशरीरयोगी चतुर्थके पञ्चमे तृतीयेच समयत्रयेपितास्मिन् भवत्यनाहारको नियमात्। परित्यक्तसमुद्घातश्चयोगत्रयमपि व्यापारयति। यथाऽनुत्तर सुरपृष्टोमनोयोगं सत्यं वा असत्यामृषंवा प्रयुङ्केत एवमामंत्रणादौवाग्.

योगमपि–ततोऽंतर्मुहूर्तमात्रेण कालेनयोगनिरोधमारभते इहत्रिविधोऽपियोगो द्विविधः । सूक्ष्मो वादरश्च तत्रकेवलोत्पत्तेरुत्तरकालो जघन्येनान्तर्मुहूर्त उत्कर्षेण चदेशोनापूर्वकोटिः तावद् विहृत्यांतर्मुहूर्तावशेषायुष्कः सयोगी केवली प्रथम वादरकाययोगेन वादरौवाग् मनसयोगौ निरुणद्धि ततः सूक्ष्मकाययोगेन वादरकाययोगं निरुणद्धि सतितस्मिन् सूक्ष्मयोगस्य रोद्धुमशक्यत्वात् । नहिधावन्वेपथुं वारयति ततश्च सर्ववादरयोगनिरोधानन्तरं सूक्ष्मेण काययोगेन सूक्ष्मौवाग्मनसयोगौ निरुणद्धि ततः सूक्ष्मक्रियमनिवर्ति शुक्लध्यानं ध्यायन् स्वात्मनैव सूक्ष्मकाययोगं निरुणद्धि तदनन्तरं समुच्छिन्नक्रियमाविर्भवेदयोगस्य । अस्यान्ते क्षीयंतेत्वघाति कर्माणि चत्वारि ततश्चलघुवर्णपञ्चकोद्गिरणतुल्यकालमवाप्य शैलेशीं क्षपयति । युगपत् परितोवेद्यायुर्नामगोत्राणि लघुवर्णपञ्चकं अइउऋऌलक्षणं तस्योद्गिरण मुच्चारणं तेनतुल्यः कालोयस्याः । शैलेशोमेरुस्तस्येयं शैलेशीतद्वत् स्थिरावस्थेत्यर्थः । तामवाप्य युगपदेककालं परितः सामस्त्येन क्षपयति वेदनीयायुर्नामगोत्र लक्षणानि कर्माणि । ततश्चौदारिक तैजस कार्मणानि संसार मूलकारणानि हित्वेह ऋजुश्रेण्या समयेनैकेन याति लोकांतं । केवलिनः शैलेशीगतस्य शैलवदकंपनस्य उत्सन्नक्रियमप्रतिपाति तुरीयं परमशुक्लं ॥

લેખ ટુંક સારાંશ—સમુદ્‌ઘાત કાલમાં મન વચન યોગને વ્યાપાર નથી. પ્રયોજનને અભાવ છે માટે, ત્યાં કાયયોગને કેવલ વ્યાપાર છે. તેમાં પ્રથમ અને 'અષ્ટમ સમયમાં ઔદારિ કાયના પ્રાધાન્યપણાથી ઔદારિક કાયયોગ છે. દ્વિતીય છઠ્ઠા અને સાતમા સમયમાં ઔદારિકથી બહિર્ ગમનપણાથી અને કાર્મણ વીર્યના પરિસ્પંદપણાથી ઔદારિક કાર્મણ મિશ્રયોગ છે. ત્રીજા ચોથા અને પંચમ સમયમાં ઔદારિકથી બહિર્ ઘણા પ્રદેશોના

વ્યાપારથી કાર્મણયોગ છે. ત્રીજા ચોથા અને પાંચમા સમયમાં અનાહાર કેવલી હોય છે. સમુદ્ઘાત ત્યાગ કર્યા બાદ ત્રણ યોગને પણ વ્યાપાર યુક્ત કરે છે. અનુત્તર દેવતાએ પૃચ્છા કરે છે તે સમયે સત્યમનોયોગ અને અસત્યામૃષાયોગનો વ્યાપાર કરે છે. એ પ્રમાણે આમંત્રણાદિમાં વાણીનો યોગ પ્રવર્તાવે છે. શરીરના વ્યાપારમાં કાર્ય પ્રસંગે કાયયોગ પ્રવર્તાવે છે. ત્યાર પછી અન્ત-ર્મુહૂર્ત કાલવડે યોગ નિરોધનો આરંભ કરે છે; અત્ર ત્રણ પ્રકારનો યોગ પણ બે પ્રકારનો છે? સૂક્ષ્મ અને 'બાદર' તેમાં કેવલજ્ઞાન ઉત્પત્તિનો ઉત્તરકાલ સયોગી ગુણ સ્થાનકનોજઘન્યથી અન્તર્મુહૂર્ત છે અને ઉત્કૃષ્ટદેશોનપૂર્વ કોટિ વર્ષનો છે. ત્યાં સુધી યથાયોગ્ય વિહરીને અન્તર્મુહૂર્ત શેષ આયુઃ બાકી રહે ત્યારે સયોગીકેવલી પ્રથમ બાદરકાયયોગવડે બાદર વચન અને મનયોગનો નિરોધ કરે છે. ત્યાર બાદ સૂક્ષ્મકાય યોગ વડે બાદરકાયયોગનો નિરોધ કરે છે. સર્વ બાદરયોગનો નિરોધ કર્યા બાદ સૂક્ષ્મ કાયયોગ વડે સૂક્ષ્મ વચન મનના યોગનો નિરોધ કરે છે. અને સૂક્ષ્મકાય યોગસ્થ થાય છે. ત્યાં અઘાતી કર્મની બહોતેર પ્રકૃતિનો ક્ષય થાય છે. તે પછી તુર્ત 'સૂક્ષ્મક્રિય અનિ-વર્તિ શુકલ ધ્યાનને ધ્યાવે છે. આત્મા વડે સૂક્ષ્મકાય યોગનો નિરોધ કરે છે. ત્યાર બાદ સમુચ્છિન્નક્રિય નામનું શુકલ ધ્યાન ધ્યાવે છે. તેના અંતે અઘાતિ કર્મ ચારની તેર પ્રકૃતિનો ક્ષય થાય છે. 'અ. ઇ. ઉ. ઋ. લૃ. એ પાંચ લઘુ અક્ષરને બોલતાં જેટલો સમય જાય તેટલા સમયના કાલમાં શૈલેશી કરણ કરે છે. શૈલેશીકરણ પામીને યુગપત્ એક કાલમાં સમસ્ત વેદનીયાદિ ચાર કર્મનો ક્ષય કરે છે. સંપૂર્ણ કર્મનો ક્ષય કરીને રૂજુ શ્રેણિ વડે એક સમયમાં લોકાંત મોક્ષ સ્થાનમાં જાય છે. શૈલેશીગત કેવલીને ચોથું પરમ શુકલધ્યાન હોય છે. ધર્માસ્તિકાયના અભા-વથી 'સિદ્ધ પરમાત્મા' અલોકમાં જતા નથી. કર્મના અભાવથી 'સિદ્ધ પરમાત્મા' સંસારમાં અવતાર લેતા નથી. સિદ્ધ શિલાની

ઉપર એક યોજનના ચોવીસ ભાગ કરીએ તેમાં ત્રેવીશ ભાગ નીચે મૂકીને ચોવીસમા ભાગ જેટલા આકાશ પ્રદેશમાં સિદ્ધ પરમાત્માઓ રહે છે. ત્યાં 'સાદિ અનંતમે' ભાંગે રહે છે. તેર માસયોગી ગુણસ્થાનકમાં કેવલી ધ્યાનાન્તરીએ રહે છે. ત્રયોદશમું ગુણસ્થાનક સયોગી જીવન્મુક્ત કેવલજ્ઞાનિ મહાત્માનું છે. શુકલ ધ્યાનનો પ્રથમ પાયો એકવા ત્રણ યોગમાં વર્તનારને હોય છે. શુકલધ્યાનનો બીજો પાયો ત્રણ યોગમાં વર્તનારને હોય છે. શુકલધ્યાનનો ત્રીજો પાયો કાયયોગમાં વર્તનારને હોય છે શુકલધ્યાનનો ચોથો પાયો અયોગીને હોય છે. શુકલધ્યાનના પહેલા બે પાયા શુકલલેશ્યાવાળાને હોય છે. શુકલધ્યાનનો તૃતીયપાદ પરમશુકલ લેશ્યાવાળાને હોય છે. શુકલધ્યાનનો ચોથો પાદ અલેશીને હોય છે. શુકલ ધ્યાનના પ્રથમ પાયામાં અને બીજા પાયામાં કોઇ કાળ કરે તો અનુત્તર વિમાનમાં ઉત્પન્ન થાય છે. શુકલધ્યાનનો ત્રીજો અને ચોથોપાદ મુક્તિપદને આપે છે. શુકલધ્યાનના છેલ્લા બે પાયા નિરાલંબન છે શુકલધ્યાનનો અધિકારી વજ્ રૂષભનારાચસંઘયણવાળો છે. શુકલ ધ્યાનમાં રૂપાતીત ધ્યાનનો સમાવેશ થાય છે. શુકલધ્યાનના પ્રથમના બે પાયા છદ્મસ્થયોગિયો ધ્યાવે છે. તેમજ આદ્યના બે પાયા શ્રુતજ્ઞાનના અર્થ સંબંધથી છદ્મસ્થયોગી ધ્યાવે છે. શ્રુતજ્ઞાન સાકાર ઉપયોગમાં શુકલધ્યાનના પહેલા બે પાયા હોય છે, શુકલધ્યાનના પહેલા બે પાયામાં અવધિજ્ઞાન મનઃપર્યવજ્ઞાન મતિજ્ઞાન અને કેવલજ્ઞાનનો ઉપયોગ હોતો નથી, તેમજ ચક્ષુદર્શન અચક્ષુદર્શન અવધિદર્શન અને કેવલદર્શનનો સામાન્ય ઉપયોગ પણ હોતો નથી. ઉપશમ શ્રેણિવાળો અને ક્ષપક શ્રેણિવાળો શુકલધ્યાન અધિકારી છે. ઉપશમ શ્રેણિવાળો અગિયારમા ગુણસ્થાનક સુધી જઇને પડે છે. અને ક્ષપક શ્રેણિવાળો દશમાથી બારમાએ જાય છે. પણ અગીયારમા ગુણસ્થાનકમાં જતો નથી. મરૂદેવા માતાને કેવલજ્ઞાન થયું તેમણે શુકલધ્યાન ધ્યાયું હતું તે ઉપરથી સમજવાનું કે ચૌદ પૂર્વધારીજ શુકલધ્યાન ધ્યાવે

બીજા ધ્યાવે નહીં એવો એકાંત નથી. શુકલધ્યાનના અંતે કર્માષ્ટકનો નાશ કરીને લોકાંત સિદ્ધ ક્ષેત્રમાં 'પરમાત્માઓ સમયે સમયે અનંત સુખનો ભોગ કરે છે. મન, વાણી, અને કાયાનો અને કર્મનો સર્વથા પ્રકારે નાશ થવાથી 'સિદ્ધપરમાત્મા નિરંજન' કહેવાય છે. કર્મરૂપ અંજનનો ડાઘ જવાથી સિદ્ધ પરમાત્મા નિર્મલ સ્ફટિકની પેઠે શોભે છે. પાંચ ઇન્દ્રિયો અને મનનો નાશ થવાથી સહજ અનંત સુખનો ભોગ સિદ્ધ પરમાત્મા કરે છે. ઇન્દ્રિયો અને મનનો નાશ થવાથી સહજ અનંત સુખનો ભોગ સિદ્ધ પરમાત્મા કરે છે ઇંન્દ્રિયોથી જે સુખ થાય છે તે વિષય જન્ય હોવાથી સત્ય સુખ નથી. સિદ્ધના જીવોને પાંચ પ્રકારના શરીરનો અભાવ છે. તેમજ રાગ દ્વેષના અભાવથી સિદ્ધ ભગવાન્ અનંત્ સુખના ભોગી બને છે. ચિદાનન્દ સમૂહથી સદાકાલ પરિપૂર્ણ સિદ્ધ ભગવાન્ હોય છે. સર્વ ઉપાધિનો અભાવ થવાથી સહજ સત્ય સુખ સિદ્ધને ઉત્પન્ન થાય છે. જેટલી ઉપાધિ તેટલું દુઃખ છે અને સર્વ પ્રકારની ઉપાધિથી રહીત થતાં શ્રી સિદ્ધ પરમાત્માને અનંત સુખ થાય છે. અનન્ત સુખ સિદ્ધ પરમાત્માને થાય છે તેની ઉપમાનું દૃષ્ટાંત જગત્માં નથી. સિદ્ધમાં સહજ સુખનો સમયે સમયે અખંડ ઝરો વહે છે તે ઉપર કંઈક કહે છે.

**શ્લોક.**

लोके यथा क्षुत्तृषया विमुक्ता त्मनः सुतृप्तस्य न तृप्तिकालम्
जितेन्द्रियस्याप्यथ योगिनोऽपि तुष्टस्य किञ्चिद् ग्रहणे न वाञ्छा॥१॥
यद्वा न पात्रे परिमाति किञ्चित्, पूर्णे तथा सिद्धिगताहि सिद्धाः
सदा चिदानन्दसुधाप्रपूर्णा गृह्णन्ति नोकिञ्चिदपीह कर्म ॥२॥
तथा च सिद्धेषु सुखं यदस्ति, तद्वेद्य कर्म क्षयजं वदन्ति
तत्कर्म हेतु र्नहि सिद्ध सौख्ये, यत्कर्म सान्तं सुखमेष्वनन्तम् ॥३॥
यथेह लोके किल कश्चिदङ्गी ज्वरादि बाधा विधुरः कदाचित्
निद्रां प्रकुर्वन्निति तज्जनैस्तु सुखं करोत्येप न बोधनीयः॥ ४ ॥

इत्युच्यते तस्य न तत्र किञ्चिच्छ्रोतः सुखं नापि क्रिया निरीक्ष्यते
तथापि सुप्तस्य नरस्य सौख्यं, वाच्यं यथास्याद् भुवितद्वदेव ॥५॥
जाग्रत्सु सिद्धेषु सदैव सौख्यं, विनान्द्रियद्वैतसमुत्थभागम्
यदाहि योगी निजकात्मबोधा मृतं पिबन्नस्मि सुखीति मन्ता ॥६॥
तथा च कोऽपीह मुनिर्यथोक्तः सन्तुष्टिपुष्टो विजितेन्द्रियार्थः
अन्येन पुंसा परिपृच्छयते चेत् त्वंकीदृशोऽसीति सुखीसंजल्पेत् ॥७॥
तस्मिन् क्षणेतस्य न कोऽपि वस्तुनः स्पर्शः सतोनैव च भुक्ति युक्तिः
गन्ध ग्रहो नो नचदृक्छ्रुतीतदा नपाणिपादादिभवा क्रियापिच ॥८॥
तथापि सन्तोषतयाहमास्मि सुखीति भूयः प्रतिगद्यतेऽतः
तज्ज्ञान सौख्यं हि स एव वेत्ति न ज्ञानहीनो गदितुं समर्थः ॥९॥
इत्थंहि सिद्धेषु विनेन्द्रियार्थै स्तथाक्रियाभिः सुखमस्त्यनन्तम्
त एव तत्सौख्यभरं विदन्त्यपि ज्ञानी न शक्तो वदितुंयतोऽसमम् ॥१०॥

જગતમાં ક્ષુધા અને જલ પિપાસાથી વિમુક્ત તૃપ્ત આત્માને તૃપ્તિ કાલ નથી. તેમજ જિતેન્દ્રિય સંતુષ્ટ યોગિને કંઈપણ ગ્રહણ કરવામાં વાંછા હોતી નથી. તે પ્રમાણે ક્ષાયિકભાવે સંપૂર્ણ સુખના ભોક્તા સિદ્ધને કોઇપણ પ્રકારના પદાર્થની વાંછા હોતી નથી. વાંછા હોય છે ત્યાં ન્યૂનતા હોય છે. સિદ્ધ પરમાત્માને વાંછા નથી માટે તે પરિપૂર્ણ છે. સહજ સુખથી પરિપૂર્ણ થએલાઓને જડવસ્તુની વાંછા હોતી નથી. તથા પરિપૂર્ણ પાત્રમાં જેમ અન્ય વસ્તુ માતી નથી. તેમ સિદ્ધ પરમાત્મા પણ પરિપૂર્ણ સુખવાળા હોવાથી જડ સુખની જરૂર નથી. વળી જડ સુખ તે સુખજ નથી. ભ્રાન્તિ છે, અનંત સુખથી પરિપૂર્ણ સિદ્ધ પરમાત્માઓને સદાકાળ નમસ્કાર થાઓ. સિદ્ધ પરમાત્માઓ જરામાત્રપણ કર્મ ગ્રહણ કરી શકતા નથી. તથા સિદ્ધપરમાત્માઓમાં વેદનીય કર્મના ક્ષયથી સુખ ઉત્પન્ન થયું હોય છે. માટે સિદ્ધ પરમાત્માના સુખમાં કર્મહેતુ નથી. કર્મના નાશથીજ અનંત સુખ ઉત્પન્ન થાયછે.

લોકમાં તાવ વિગેરેથી પીડીત થએલા નિદ્રાલે છે. ત્યારે કોઈ નિદ્રા લેનારને જગાડવા જાય છે તો પાસે રહેલા લોકો કહે છે કે હે ભાઇ તું તેને ઉંઘવા દે, હવે જરા તેને સુખ થયું છે સુતેલા માણસને ઉંઘમાં બાહ્યની કોઇપણ ઇન્દ્રિયોથી સુખ તે વખતે હોતું નથી તો પણ સુખી હોય છે તે પ્રમાણે સિદ્ધ પરમાત્માઓ પણ ઇન્દ્રિયો વિના સહજ અનન્ત સુખ સમયે સમયે ભોગવે છે.

અનન્તજ્ઞાનમયસિદ્ધપરમાત્માઓમાં ઇન્દ્રિયોના દ્વૈતસમુત્થ ભોગ વિના પણ સમયે સમયે અનન્ત સુખ વર્તે છે. યોગિરાજ મહાત્માને આત્મજ્ઞાનના બોધરૂપ અમૃતથી સુખ થાય છે. અને તે યોગી કહે છે કે 'આત્મજ્ઞાનામૃત' હું પીવું છું. તથા કોઈ મુનિ બાહ્ય ઇન્દ્રિયોના વિષયથી વિરક્ત એવા સંતોષ પામીને ધ્યાન કરે છે ત્યારે તેને કોઇ પુછે કે તમે કેવા છો? ત્યારે મુનિરાજ કહે છે કે હું સુખી છું. મુનિરાજને તે વખતે સ્પર્શેન્દ્રિયનું સુખ નથી તેમજ જીંહ્વા થકી ભોજનનું સુખ નથી. તેમજ નાસિકાથી ગંધ ગ્રહણજ સુખ નથી. તેમજ ચક્ષુ તથા શ્રોતેન્દ્રિય જન્ય સુખ તે પ્રસંગે નથી. મનના વિકલ્પ સંકલ્પ જન્ય સુખ પણ નથી. તો પણ ઇન્દ્રિયોથકી ભિન્ન આત્મિકસુખનો અનુભવ મુનિરાજ કરી શકે છે; તે પ્રમાણે સિદ્ધ પરમાત્માઓ પણ ઇન્દ્રિયો વિના આત્માના અનંત સુખનો ભોગ પોતાની મેળે કરે છે. મુનિરાજને થતું સુખ તેનો અનુભવ મુનિરાજને હોય છે. બીજાઓને મુનિરાજના આત્મસુખનો અનુભવ થતો નથી. તે પ્રમાણે સિદ્ધ પરમાત્માઓને અનંત સુખ છે તે તેઓજ જાણે છે ભોગવે છે. વાણીથી પૂર્ણ સુખનું વર્ણન થઈ શકતું નથી. જ્ઞાનહીન મનુષ્ય સિદ્ધ સુખ કહેવાને સમર્થ થતો નથી. એ પ્રમાણે સિદ્ધ પરમાત્માઓને ઇન્દ્રિયો અને ક્રિયા વિના પણ નિષ્ક્રિયાવસ્થામાં સહજ શુદ્ધાનન્ત સુખ સમયે સમયે પ્રગટે છે. નિરંજન એવા શુદ્ધ ભગવાન્નું વર્ણન કર્યું. હવે જિન સિદ્ધ

પરમાત્મા 'અજ' કહેવાય છે તેનું વર્ણન કરે છે.

**परमात्मा अजः छे.**

આત્મા કે જે શુદ્ધ પર્યાયની પ્રગટતાથી 'પરમાત્મા' કહેવાય છે. તે 'અજ' છે. 'દ્રવ્યાર્થિક નયાપેક્ષયા ઉત્પત્તિ રહિત અજઃ છે' દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ આત્મા અનાદિ કાલથી ઉત્પત્તિ રહીત છે માટે તે 'અજ' કહેવાય છે. આત્માનો કોઈ બનાવનાર નથી. તેમજ આત્મા અમુક કાળથી ઉત્પન્ન થયો એમ પણ નથી. અનાદિકાળથી આત્મા છે. જે વસ્તુની ઉત્પત્તિ થાય છે તે વસ્તુ કાર્યરૂપ હોવાથી અનિત્ય કહેવાય છે. અને જે વસ્તુની કોઇપણ કાળે ઉત્પત્તિ થઈ નથી. તે વસ્તુ અનાદિકાળની હોવાથી 'અજ' સિદ્ધ થવાથી 'નિત્ય' હોય છે. 'આત્મા' ત્રણ કાલમાં વિદ્યમાન છે. અનાદિ અનન્ત આત્મા છે માટે તે 'અજ' સિદ્ધ કરવાથી 'નિત્ય સિદ્ધ' ઠરે છે. જે વસ્તુ સત્ હોય છે તે 'અજ' કહેવાય છે. 'આત્મા સત્' છે માટે તે 'અજ' છે.

'શિષ્ય પ્રશ્ન'—હે સદ્ગુરૂ મહારાજ આપે જે કહ્યું તે સત્ય છે પણ ખ્રીસ્તિ ધર્મવાળા વિગેરે કેટલાક કર્ત્તાવાદિયો એમ માને છે કે ઇશ્વરે જીવોને બનાવ્યા. તો શંકા ઉઠે છે કે–ઇશ્વરે જીવોને શા માટે બનાવ્યા, ક્યાંથી લાવીને બનાવ્યા. તે બાબતનું સમાધાન કરશો.

'ગુરૂરાજ કહે છે'–હે ભવ્યશિષ્ય શ્રવણ કર, ઇશ્વર જીવોને બનાવતા નથી. જીવો બનાવ્યા બનતા નથી. રાગદ્વેષ રહિત ઇશ્વરને કંઈપણ પ્રયોજન નથી કે તે જીવોને બનાવે, આત્મપ્રકાશ ગ્રંથમાં આ સંબંધી અમોએ વિવેચન કર્યું છે તેથી અત્ર ગ્રંથ વિસ્તારના ભયથી કર્યું નથી.

नाणं च दंसणं चेव' चरित्तं च तवो तहा;
वीरियं उवओगोअ' एअं जीवस्स लरकणं. ॥

જ્ઞાનદર્શન ચારિત્ર વીર્ય તથા ઉપયોગએ જીવનું લક્ષણ છે.

જીવઅરૂપી છે. અરૂપી એવો જીવ કોઇનો બનાવ્યો બનતો નથી. માટે જીવ ' અજ ' કહેવાય છે.

' આત્મા ' કે જે પર્યાયની શુદ્ધિથી પરમાત્મા કહેવાય છે તે ' સનાતન ' છે. જે ' અજ ' હોય છે તે ' સનાતન ' હોય છે. જે ' અજ ' હોય નહીં તે ' સનાતન ' હોય નહીં. 'આત્મા શંભુ ' છે. સુખવડે જે થાય તેને શંભુ કહે છે. આત્મા અનાદિ અનંત શંભુ છે. કલ્યાણમય છે. જ્ઞાનદર્શન ચારિત્રવીર્યની પ્રગટતા પોતાની મેળે પોતે કરે છેઃ માટે ' આત્મા સ્વયંભુ ' કહેવાય છે. આત્માના અનંત ગુણોને આત્મા પોતેજ ઉત્પન્ન કરે છે. અનાદિકાળથી આત્મા પોતાના પર્યાયથી સમયે સમયે થાય છે અશુદ્ધ હોય છે ત્યાં સુધી ' અશુદ્ધ પર્યાયથી ' પોતે ઉત્પન્ન થાય છે. અને ષટ્કારક જ્યારે પોતાના સ્વરૂપમાં ઉપશમ, ક્ષયોપશમ અને ક્ષાયિકભાવે પરિણમે છે. ત્યારે આત્મા તે તે ભાવે ' સ્વયંભુ ' કહેવાય છે. ક્ષાયિકભાવે ' સ્વયંભુ ' થયા બાદ :' સાદિ અનન્ત ' મા ભંગે ' સ્વયંભુ ' પણું રહે છે. ' ક્ષાયિકભાવના સ્વયંભુ ' એવા જિનેશ્વર ભગવાન્ સદાકાળ જય કરો. પૂર્વોક્ત વિશેષણ વિશિષ્ટ એવું જિનેશ્વરપણું સિદ્ધ પરમાત્માઓને ' સંપૂર્ણ વ્યક્ત ' પણે વર્તે છે. અને એવું જિનેશ્વરપણું સંસારી જીવોમાં ગુણઠાણાની અપેક્ષાએ ઉપશમાદિભાવે કથંચિત્ વ્યક્ત અને ઔદયિકભાવની અપેક્ષાએ ' અવ્યક્ત ' એવું વર્તે છે. પૂર્વોક્ત વિશેષણ વિશિષ્ટ જિનેશ્વરપણું પામી અનંત જીવો સિદ્ધબુદ્ધ થયા. થાય છે અને થશે. એવું જિનેશ્વરપણું સદાકાળ પ્રાપ્ત કરવા ગાઉછું. અને તેમાં લીન થાઉછું એવું જિનેશ્વરપણું સર્વ જીવો પ્રાપ્ત કરો. અને અનંતાનન્દના ભોક્તા બનો. ઇતિ ' પ્રથમ શ્લોકાર્થઃ '

## દ્વિતીય શ્લોક.

नित्यं विज्ञान मानन्दं,ब्रह्म यत्र प्रतिष्ठितं
शुद्धबुद्ध स्वभावाय नमस्तस्मै परात्मने

## टीका.

यत्र यस्मिन् परात्मनि शुद्ध स्वरूपे नित्यं, त्रिकालाबाधितं, विज्ञानं, केवलज्ञानं, आनन्दं, वेदनीय कर्मक्षयाज्जातमव्याबाधं, ब्रह्म चैतन्यं, प्रतिष्ठितं प्रकर्षेण व्यक्तयास्थितं तस्मै शुद्धबुद्धस्वभावाय निर्मलज्ञाततत्त्व स्वभावाय, परात्मने परमेश्वराय नमः ॥२॥

ભાવાર્થ—જ્યાં નિત્ય વિજ્ઞાન આનંદ છે એવું બ્રહ્મ રહ્યું છે એવા શુદ્ધબુદ્ધ સ્વભાવવાળા એવા પરમાત્માને નમસ્કાર થાઓ. પરમશુદ્ધતાથી વ્યાપક પરમાત્મા સદાકાળ છે. ત્રણ કાલમાં પરમાત્મા સ્વરૂપ શુદ્ધ રહે છે, આવિર્ભાવની અપેક્ષાએ સિદ્ધસ્થાનમાં અનાદિ અનંતમા ભાંગે અને સાદિ અનંતમા ભાંગે અને પરમાત્મા સ્વરૂપ છે. તિરોભાવની અપેક્ષાએ અનાદિકાળથી પરમાત્મસ્વરૂપ સર્વ જીવોમાં રહ્યું છે પરમાત્મ સ્વરૂપમાં અનંત આનંદ સમયે સમયે વર્તે છે. પરમાત્મામાં અનંતજ્ઞાન રહ્યું છે. પરમાત્મામાં રહેલા અનંત ગુણપર્યાયનો પ્રકાશ કરનાર વિજ્ઞાન છે. પરમાત્મ સ્વરૂપમાં અનંત આનંદ રહ્યો છે તેનો પ્રકાશ પણ જ્ઞાન કરે છે. જો પરમાત્મ રૂપમાં જ્ઞાનગુણ નહોતતો આનંદનો જાણનાર તે બની શકે નહીં. માટે પરમાત્મ સ્વરૂપ વર્ણન કરતાં ઉપાધ્યાય ભગવાને વિજ્ઞાન પશ્ચાત્ આનંદ પદ દર્શાવેલ છે વિજ્ઞાન જ્યાં હોય છે ત્યાં આનંદ હોય છે. વિજ્ઞાન થતાં તુરત આનંદનો ઉભરો પ્રગટે છે. જ્ઞાન થયા બાદ વિજ્ઞાન ઉત્પન્ન થાય છે. વિજ્ઞાનથી પરમાત્મસ્વરૂપનો પૂર્ણ પ્રકાશ થાય છે. માટે જ્ઞાનથી વિજ્ઞાનની પ્રાપ્ત કરવા માટે સદાકાળ પ્રવૃત્તિ કરવી જોઇએ. પરમાત્મ સ્વરૂપ શુદ્ધ છે. એ શુદ્ધ સ્વરૂપમાં શાશ્વત આનંદ સમાયો છે માટે ભવ્યજીવોએ અશુદ્ધ સ્વભાવનો ત્યાગ કરી શુદ્ધ સ્વભાવ અંગીકાર કરવો, અનાદિકાળથી આવિર્ભાવની અપેક્ષાએ શુદ્ધ સ્વભાવ આત્માનો હોત તો પછી શુદ્ધ સ્વભાવ માટે જ્ઞાનધ્યાનાદિક પ્રયત્ન કરવો વ્યર્થ થાય પણ અનાદિકાળથી

આત્માની સાથે કર્મ લાગ્યું છે. તેથી આત્મા કર્મની સાથે પરિણમવાથી અશુદ્ધ સ્વભાવનો કર્ત્તા ભોક્તા બન્યો છે. પણ સમજવાનું કે અશુદ્ધતા છે તે આત્માનો મૂળ ધર્મ નથી. પુદ્‌ગલ યોગે અશુદ્ધતા કહેવાય છે. પણ કર્મસંગ છૂટતાં કર્મની અશુદ્ધતા ટળે છે. તેથી આત્માનું મૂળ પરમબ્રહ્મ સ્વરૂપ પ્રકાશે છે. ત્યારે અશુદ્ધતાનો અનાદિ અનંતમા ભાંગે નાશ થયો કહેવાય છે. અશુદ્ધતાના યોગે આત્માનો આનંદગુણ ખીલી શકતો નથી. કંચન અને કામિની વિગેરે મોહક વસ્તુઓનો ત્યાગ કર્યા વિના સ્થિરતા આવતી નથી. જ્યાં સુધી કંચન અને કામિનીની ખટપટમાં ચિત્ત રહ્યા કરે છે ત્યાં સુધી ઉપાધિવાળો આત્મા ગણાય છે, માટે સાધુનાં પંચમહાવ્રત અંગીકાર કરવાં જોઇએ. સાધુનાં પંચમહાવ્રત અંગીકાર કરવાથી બાહ્યોપાધિનો ત્યાગ થાય છે. માટે શ્રી સદ્‌ગુરૂ પાસે પંચમહાવ્રત અંગીકાર કરવાં જોઇએ.

પ્રશ્ન—હે શ્રી સદ્‌ગુરૂ મહારાજ આપ કૃપા કરીને પ્રકાશશો કે-ગુરૂનું શું લક્ષણ છે;

શ્રી સદ્‌ગુરૂ—જૈનાગમમાં પંચમહાવ્રતને જે ભવ્ય ગુરૂ પરંપરા પૂર્વક સદ્‌ગુરૂ પાસેથી ઉચ્ચરે છે. અને રજોહરણ મુખવસ્ત્રિકા ધારણ કરી વ્યવહારનય અને નિશ્ચયનયાનુસારે વર્તે છે. તે શ્રી સદ્‌ગુરૂ જાણવા.

પ્રશ્ન—પંચમહાવ્રતધારી શ્રી સદ્‌ગુરૂ હોય એવું કયા જૈન સૂત્રમાં કહ્યું છે.

શ્રી સદ્‌ગુરૂ—આવશ્યક સૂત્રમાં એમ કહ્યું છે, જુઓ 'આવશ્યક સૂત્રમાં મૂલપાઠ'

**पंचिंदिअ संवरणो, तहनवविह बंभचेरगुत्तिधरो, चउव्विह कसायमुक्को, पंचविहायार पालण समथ्थो, पंच समिओ तिगुत्तो छत्तीसगुणो गुरुमज्झ ॥**

પ્રશ્ન—શ્રી મુનિરાજ સદ્‌ગુરૂ છે એવું બીજા સૂત્રમાં કહ્યું છે.

ઉત્તર—શ્રી કલ્પસૂત્રમાં પણ પંચમહાવ્રતધારી મુનિને સદ્ગુરૂ કહ્યા છે. અને તેમાં કહ્યું છે કે-જે કોઈ હાલ સાધુ સાધ્વીનો નિષેધ કરે તો તેને સકલ સંઘબહિર્ કરવો. શ્રી કલ્પસૂત્રમાં પંચમહાવ્રતધારીને જ સદ્ગુરૂ કહ્યા છે. શ્રી મહાવીરસ્વામી વિગેરે સર્વ તીર્થંકરોએ ગૃહાવાસ ત્યાગીને સાધુપદ અંગીકાર કર્યું, આજ સુધી પરંપરાગમ જોતાં પણ સાધુ મહારાજ સદ્ગુરૂ ચાલ્યા આવે છે. સાધુ મહારાજ 'આચાર્ય' થઈ શકે છે અને સાધુ મહારાજ 'ઉપાધ્યાય' થઈ શકે છે. 'સાધુરૂપગુરૂ' નવકાર મંત્રમાં અનાદિકાળથી કહ્યા છે. ચૌદ પૂર્વનુંસાર નવકારમંત્ર છે. અને તેમાં અનાદિકાળથી મુનિને ગુરૂ માન્યા છે. પણ કોઈ ઠેકાણે ઘરબારીને ચારિત્રની અપેક્ષાએ ગુરૂ કહ્યો નથી. જુઓ નવકાર મંત્ર.

नमो अरिहंताणं, नमो सिद्धाणं, नमो आयरियाणं, नमो उवज्झायाणं, नमो लोए सव्व साहूणं, एसो पंचनमुक्कारो सव्व पावप्पणासणो, मंगलाणं च सव्वेसिं, पढमं हवइ मंगलं.

આજ સુધી શ્વેતાંબરમાં તથા દિગંબરમાં પંચમહાવ્રતધારી નિર્ગ્રંથને ગુરૂ કહ્યા છે. શ્રી તત્ત્વાર્થસૂત્રમાં પંચમહાવ્રતધારી મુનિરાજને સદ્ગુરૂ કહ્યા છે. આચરાંગ સૂત્ર, સૂયડાંગ સૂત્ર, ઠાણાંગ, સમવાય સૂત્ર, ભગવતી સૂત્ર, જ્ઞાતાધર્મકથાંગ, ઉપાસકદશાંગ, અંતગડદશાંગ, અનુત્તરોવવાઇ સૂત્ર, પ્રશ્ન વ્યાકરણ, વિપાક સૂત્ર, દૃષ્ટિવાદ આદિ સર્વ સૂત્રોમાં પંચમહાવ્રતધારી શ્રી સદ્ગુરૂ કહ્યા છે. કદી ગૃહસ્થ ગુરૂ હોઈ શકે નહિ, હાલના કાળમાં અસંયતિ પૂજા નામનું દશમું આશ્ચર્ય પ્રગટયું છે. જેનામાં સંયતપણું નથી એવાને ગુરૂની પેઠે માનવામાં આવે છે અને તેને ખમાસમણાં દેવામાં મિથ્યાત્વથી અંધ થયેલા પુરૂષો જગમાત્ર પણ ખમચાતા નથી.

પ્રશ્ન—જે લોકો સાધુ મહારાજને ગુરૂ માનતા નથી અને ગૃહસ્થ વેષવાળાને ચારિત્રધારક ગુરૂ માને છે. તે સૂત્રસિદ્ધાંતના ઉત્થાપક ગણાય કે કેમ?

ઉત્તર—જે લોકો ગૃહસ્થવેષીને ચારિત્રધારક ગુરૂ માને છે તે લોકો પિસ્તાલીશ આગમ. ચૂર્ણિ, ભાષ્ય, વૃત્તિ, ટીકા, નિર્યુક્તિ પરંપરા, અનુભવ વિગેરેના ઉથ્થાપક જાણવા. જંગમ તીર્થરૂપ ગુરૂ મહારાજનો ઉચ્છેદ કરતાં જિનશાસનનાતે લોકો ઘાતક બને છે.

પ્રશ્ન—સાધુના વેષ વિના કોઈ ઘરબારીને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું હોય તો તેને વંદાય કે નહીં.

ઉત્તર—હે ભવ્ય ભરતરાજાને આરીસા ભુવનમાં કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. દેવતાઓ આવ્યા. પણ વાંદ્યા નહિ. સાધુનો વેષ આપીને દેવતાઓએ વંદન કર્યું. તે વિચારી જોશો. 'ગૃહસ્થ શ્રાવક' ને તો 'લદ્ધઠા ગહિયઠા' કહ્યા છે. અસંયતિ ગૃહસ્થને ચારિત્રની અપેક્ષાએ ગુરૂ માનનાર લોઢાની નાવમાં બેઠેલો જાણવો.

વળી જે ગૃહસ્થગુરૂ પોતે જ ઉત્સૂત્ર ભાષી હોય. પરંપરાગમનો લોપનાર હોય તથા પોતાના માથે ગુરૂ ન હોય તે બીજાનો ગુરૂ શી રીતે થઇ શકે, જૈનસિદ્ધાંતોને મતિ કલ્પનાએ વાંચીને તેનો કિંચિત્ કલ્પના પ્રમાણે સાર પામીને પોતાને મનાવવા પૂજાવવા ગુરૂ બની બેસે તેવો ગૃહસ્થ ગુરૂ બનીને પોતે બુડે છે અને બીજાને બુડાડે છે. ઘરબારી છકાયનો સદાકાળ આરંભ કરે છે પરિગ્રહમાં સદાકાળ લીન રહે છે. પુત્ર, પુત્રી સ્ત્રીમાં આસક્ત રહે છે. વ્યાપાર ધંધો કરે છે. એવા ગૃહસ્થને સર્વ થકી વિરતિપણું હોતું નથી. તે કર્મગ્રંથ જોવાથી માલુમ પડશે. તથા પન્નવણા ઉત્તરાધ્યયન સૂત્ર જોવાથી માલુમ પડશે. શ્રાવકને સાધુનું અંતર સર્ષપ અને મેરૂ પર્વત જેટલું છે. ભગવતી સૂત્રમાં પંચપ્રકારના નિર્ગ્રંથ કહ્યા છે. 'બકુશ ૧ કુશીલ ૨ પુલાક ૩ નિગ્રંથ ૪ સ્નાતક ૫' હાલ બકુશ અને કુશીલ એ બે પ્રકારના નિર્ગંથ કહ્યા છે. અને તે હાલ વર્તે છે. બકુશ અને કુશીલ નિગ્રન્થ ગુરૂ તરીકે એકવીશ હજાર વર્ષ પર્યંત વર્તશે. શ્રી વીર ભગવાનનું શાસન દુપ્પસહસૂરિપર્યંત વર્તશે માટે ભવ્ય અને ભવભીરૂ જીવ હશે તે જિનાગમની શ્રદ્ધા કરી સત્ય

વાત સ્વીકારશે. જે મિથ્યાદૃષ્ટિ અને દૃષ્ટિરાગી હશે તે અર્થનો અનર્થ કરી ઉત્સૂત્ર પ્રરૂપણાની જાળમાં ફસાશે.

જિનાજ્ઞાધારક શ્રાવક અન્ય જીવોને સમકિત પમાડે તો તે સમકિત દાતા સદ્ગુરૂ કહેવાય છે. પણ તેથી તે ચારિત્રની અપેક્ષાએ ગુરૂ કહેવાતો નથી. મદનરેખાના દૃષ્ટાંતથી સમજવાનું કે, સમકિતદાતા ગુરૂ ઉપકારી છે તેથી જેના ઉપર બોધિ બીજનો ઉપકાર કર્યો હોય તેને તે સમકિતદાતા ગુરૂ માન્ય પૂજ્ય છે પણ તેથી ચારિત્ર ધારક ગુરૂઓનું ઉત્થાપન થઈ શકતું નથી.

સમકિતદાતાઓ અને ચારિત્ર ધારક સદ્ગુરૂનું સદાકાળ બહુમાન કરવું. તેમની આજ્ઞા પ્રમાણે વર્તવાથી પ્રવૃત્તિ માર્ગની ઉપાધિયો સ્વયમેવ છુટે છે. અને ધાર્મિક પ્રવૃત્તિદ્વારા અધ્યાત્મ જ્ઞાનની પ્રાપ્તિ થતાં સુશિષ્ય આત્મરમણતા રૂપ ચારિત્રને પામે છે. અધ્યાત્મજ્ઞાનદ્વારાથી સ્વ અને પરવસ્તુનો ભેદ પડે છે. હંસ જેમ દૂધ અને પાણીને પોતાની ચંચુથી ભિન્ન ભિન્ન કરે છે તે પ્રમાણે અધ્યાત્મજ્ઞાની વિવેકથી જડ અને આત્માના ધર્મને ભિન્ન ભિન્ન કરી આત્મતત્ત્વમાં રમણતા કરેછે. સ્યાદ્વાદમતપ્રતિપાદક શાસ્ત્રને આગળ કરી અધ્યાત્મજ્ઞાની દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવથી પ્રવૃત્તિ કહે છે. કહ્યું છે કે— अध्यात्मोपनिषद्

**श्लोक.**

शास्त्रे पुरस्कृते तस्मा द्वीतरागः पुरस्कृतः
पुरस्कृते पुनस्तस्मि न्नियमात् सर्व सिद्धयः ॥

શાસ્ત્ર આગળ કરતાં વીતરાગને અગ્ર કર્યા અને વીતરાગને આગળ કરતાં સર્વ સિદ્ધિયો પ્રાપ્ત થાય છે. અધ્યાત્મજ્ઞાનથી ચિત્તવૃત્તિનો લય થાયછે. બાહ્ય વિકલ્પ સંકલ્પમાં મન ભટકતું અટકે છે. વળી તે જ ગ્રંથમાં કહ્યું છે કે.

**श्लोक.**

आत्मज्ञाने मुनिर्मग्नः सर्वं पुद्गल विभ्रमम्
महेन्द्र जालवद् वेत्ति नैव तत्रानुरज्यते ॥ १ ॥

આત્મજ્ઞાનમાં મગ્ન થએલ મુનિ પુદ્ગલ જાળ વિભ્રમને મહેન્દ્ર જાળવત્ જાણે છે તેથી ત્યાં મુનિ રાગી થતો નથી. આત્મજ્ઞાનમાં રતિ પામેલો મુનિરાજ આત્મજ્ઞાનામૃતમાં જ મગ્ન રહે છે તે જણાવે છે. 'અધ્યાત્મોપનિષદ્.'

आस्वादिता सुमधुरा येन ज्ञानरतिः सुधा
न लगत्येव तच्चेतो विषयेषु विषेष्विव ॥ १ ॥

જેણે જ્ઞાનામૃતનું આસ્વાદન કર્યું છે તેનું વિષોને વિષે જેમ તેમ વિષયોમાં મન લાગતું નથી. અર્થાત્ વિષયોમાં જરા માત્ર પણ રૂચિ થતી નથી. તેજ ઉપનિષદ્માં કહે છે કે.

विषयान् साधकः पूर्व मनिष्टत्वधियात्यजेत्
न सजेन्न च गृह्णीयात् सिद्धो विन्द्यात् स तत्त्वतः ॥ १ ॥

આત્મજ્ઞાન દ્વારા પરમાત્મસ્વરૂપસાધકભવ્યજીવ પ્રથમાવસ્થામાં અનિષ્ટપણાની બુદ્ધિથી વિષયોનો ત્યાગ કરે છે. પ્રથમાવસ્થામાં વિષયોમાં અનિષ્ટપણું ભાસે છે. પણ આત્મજ્ઞાનની પરિપક્વ અવસ્થા થાય છે ત્યારે તે વિષયોનો ત્યાગ પણ કરતો નથી તેમ વિષયોને ગ્રહતો પણ નથી. એવી આત્મજ્ઞાન સિદ્ધ પુરૂષની દશા છે. તે સંબંધી આગળ જણાવે છે.

श्लोक.

योगारंभदशास्थस्य दुःखमन्तर्बहिः सुखम्
सुखमन्तर्बहिर्दुःखं सिद्ध योगस्यतु ध्रुवम् ॥ १ ॥

પ્રથમ યોગારંભ દશામાં પ્રવેશ કરેલા ભવ્ય જીવને અન્તરમાં દુઃખ અને બહિર્માં સુખ લાગે છે. કારણ કે તેણે બાહ્યમાં સુખનો અધ્યાસ માનેલો તે હજી નાશ પામ્યો નથી. અન્તરમાં ઉતરતાં પ્રથમ યોગારંભીને સુખ લાગતું નથી જેમ કોઇ કૂપ ખોદવો હોય ત્યારે ખોદતાં પ્રથમ તો દુઃખ થાય છે પણ જળ નીકળતાં જલપાનથી તૃષાનો નાશ થતાં શાંતિ મળે છે. તેમ આત્મયોગના પ્રથમ અભ્યાસમાં બાહ્ય વિષયોમાં સુખની બુદ્ધિ

રહે એ સ્વાભાવિક છે. જ્યારે યોગની સિદ્ધિ થાય છે ત્યારે જ્ઞાનયોગિને બાહ્યમાં દુઃખ લાગે છે અને અન્તરમાં સત્ય સુખ લાગે છે તેથી સિદ્ધયોગિયો સદાકાળ અન્તરમાં રમણતા કરે છે. બાહ્ય વિષયમાં સુખ બુદ્ધિનો સર્વથા ભ્રમ ટળી જવાથી બાહ્ય વિષયમાં ઇન્દ્રિયોદ્વારા મનથી પ્રવૃત્તિ કરવી એ કૃત્ય તેમને ગમતું નથી. અન્તરમાં સત્ય સુખનો અનુભવ કરી રહેલા શ્રુતજ્ઞાની યોગિરાજ બાહ્ય વિષયમાં રાગદ્વેષ વૃત્તિ રહિત છે અને તેમજ બાહ્ય વિષયમાં દુઃખજ જાણે છે એવા સિદ્ધયોગિને શરીર ઉપર મમતા રહેતી નથી. આત્મસુખરૂપ સ્વયંભુરમણ સમુદ્રમાં સદાકાળ ઝીલ્યા કરે છે. આત્મજ્ઞાનિપુરૂષનું જ્ઞાન અને સુખ ભિન્ન હોય છે તે જણાવે છે.

## श्लोक.

प्रकाशशक्त्यायद्रूप मात्मनो ज्ञानमुच्यते
सुखं स्वरूपविश्रान्ति शक्त्या वाच्यं तदेवतु ॥ १ ॥

પ્રકાશ શક્તિવડે આત્માનું જે રૂપ છે તેને જ્ઞાન કહે છે. અને આત્મસ્વરૂપમાં વિશ્રાન્તિ ( રમણતા ) રૂપ સુખ સમજવું. આત્મસ્વરૂપમાં સ્થિરતા કરવાથી આત્મસુખનો અનુભવ પ્રગટે છે. મન વચ અને કાયાના યોગોની ચંચળતા દૂર કરી આત્મગુણમાં રમણતા કરવાથી સજ્જનોને આત્મસુખનો અનુભવ થશે. સર્વ જીવોને ત્રણ કાલમાં સ્વસ્વરૂપ વિશ્રાન્તિથી સુખ છે. ત્રણ યોગની ચંચળતાથી આત્મસુખનો ભોગ થતો નથી. બાહ્ય અશાતા વેદનીયના સંયોગોમાં પણ સ્વસ્વરૂપ વિશ્રાન્તિ કરવાવાળા આત્મસુખની લીલામાં સદાકાળ મગ્ન રહે છે. બાહ્ય દુઃખમાં તેવા પુરૂષો તન્મગ્ન બનતા નથી. હવે સુખ દુઃખનું ઉપાધ્યાયજી સંક્ષેપમાં લક્ષણ જણાવે છે.

सर्वं परवशं दुःखं, सर्वमात्मवशं सुखम्
एतदुक्तं समासेन, लक्षणं सुख दुःखयोः ॥ १ ॥

ज्ञानमग्नस्य यच्छर्म, तद्वक्तुं नैवपार्यते
नोपमेयं प्रियाश्लेषै, र्नापि तच्चन्दनद्रवैः ॥ २ ॥

પરવશ એવું સર્વ દુઃખ છે. અને આત્મવશ થવું સર્વ સુખ છે. એમ સમાસથી સુખ દુઃખનું લક્ષણ જાણવું, સર્વ પ્રકારના પુદ્‌ગલના સ્કંધો આત્માથી પર છે. પુદ્‌ગલ સ્કંધોના પરવશમાં અર્થાત્ તેના સંબંધમાં અહંપણાને મમતાથી રહેવું તે દુઃખ છે. અહંત્વ અને મમત્વપરિણામથી પુદ્‌ગલ સ્કંધોમાં સંબંધવાળા થવાથી કોઇને ત્રણ કાલમાં સુખ થયું નથી અને થવાનું નથી. અને પુદ્‌ગલસ્કંધ પરવશતાથી કોઈને ત્રણકાલમાં સત્ય સુખ થયું નથી. આત્મા અનાદિકાળથી રાગદ્વેષની અશુદ્ધ પરિણતિ યોગે પુદ્‌ગલવશ થઇને અનંતગુણ દુઃખ પામ્યો. તો પણ હજી પરવશતાની બેડીને તોડતો નથી. જેટલી વિભાગવશા તેટલું પરવશપણું છે અને જે જે અંશે પરવશપણું તે તે અંશે દુઃખ છે, રાગદ્વેષરૂપ ભાવકર્મ અને અષ્ટકર્મરૂપ દ્રવ્યકર્મના વશમાં પડેલો જીવ વસ્તુતઃ પરવશજ છે, દ્રવ્યકર્મ ને ભાવકર્મના વશમાં પડેલા જીવ પોતાને સ્વતંત્ર અજ્ઞાનથી માને છે પણ વસ્તુતઃ તે પરવશજ છે, જે જીવો પરવશતાની બેડીમાં પડેલા છે. અને પોતાને ઉદ્ધતપણાથી સ્વતંત્ર માને છે તે જીવો આત્માનું અનંતું સુખ પ્રાપ્ત કરી શકતા નથી. જે જે અંશે રાગદ્વેશનો ઉપશમાદિભાવ થાય છે તે તે અંશે પરવશ પણું ટળે છે. અને તે તે અંશે પરવશપણું ટળે છે. અને તે તે અંશે સ્વવશપણું પ્રકાશે છે, કર્મનાયોગે જીવ પરવશ થઇને આધિવ્યાધિ અને ઉપાધિનાં દુઃખો ભોગવે છે, પણ જ્યારે આત્મા એમ વિચારે છે કે-જો હું મોહ દશાને વારૂ તો સ્વવશ થાઉ, મારામાં મોહદશા વારવાની શક્તિ છે. અનંત તીર્થંકરોએ મોહદશાને વારી સ્વતંત્રપણું મેળવ્યું છે. તેવી મારામાં શક્તિ છે. જેમ જેમ વીર્યોલ્લાસથી હું આત્મશક્તિ ખીલવવા પ્રયત્ન કરૂં છું તેમ તેમ હું પરવશતાની બેડીને તોડું છું. પરવશતાની બેડી અજ્ઞાનથી મેં પ્રાપ્ત કરી છે અને તે પર-

વશતાની બેડી જ્ઞાનથકી હું તોડી નાખુંછું. આત્મશક્તિથી શું નથી બનતું. 'આત્મશક્તિની આગળે તો દેવતા પાણી ભરે.' આત્મશક્તિની આગળ દેવતાઓ પણ પાણી ભરે છે. દેવતાઓ સંયમ આદરી શકતા નથી. મનુષ્ય સંયમ આદરી શકે છે. દેવતાઓ ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરી શકતા નથી. મનુષ્ય ક્ષપકશ્રેણિ પ્રાપ્ત કરી શકે છે, દેવતાઓ કેવલજ્ઞાન પ્રાપ્ત કરી શકતા નથી. મનુષ્ય કેવલ જ્ઞાન પ્રાપ્ત કરી શકે છે. દેવતાઓ દેવભવમાં મુક્તિ પામી શકતા નથી, મનુષ્ય મનુષ્યભવમાં મુક્તિ પામી શકે છે. મનુષ્ય જે ધારે તે કરી શકે છે. જ્યારે આમ છે ત્યારે આત્મશક્તિયોને ખીલવતાં પરવશપણું દુર જાય એમાં કાંઈ આશ્ચર્ય નથી. આત્મા અજ્ઞાનયોગે બાવળીયાને બાઝેલા પુરૂષની પેઠે આચરણા કરે છે. એક પુરૂષ રાત્રીના સમયમાં વગડામાં ગયો. ત્યાં બાવળીયાનું ઠુંઠું દેખ્યું. તેને ભૂત માની લીધું. અને તેને ઝાલી રાખવા તેને બાઝી પડયો, અને બાઝીને બૂમો પાડવા લાગ્યો કે અરે લોકો દોડેરે દોડો, મને ભૂતે પકડયો છે. આસપાસના લોકો તેની બૂમો સાંભળી ભેળા થયા. પેલા મૂઢ પુરૂષને તેનું મૂઢપણું દેખીને કહેવા લાગ્યા કે અરે મૂઢ તેં બાવળીયાને બાથ ભીડી છે. અને ફોગટ કેમ બૂમો પાડે છે. ત્યારે તે કહેવા લાગ્યો કે મને ભૂતે પકડયો છે. તે મને છોડતું નથી, લોકો કહેવા લાગ્યા કે-તુંજ તારા હાથ છોડતો નથી. એ દૃષ્ટાંતની પેઠે જીવ અનંત શક્તિનો સ્વામી છતાં પરવશપણું પોતે છોડતો નથી. પરવશપણું પોતે છંડી શકે તેમ છે. છતાં પોતે પરવશતામાં મુંઝાવાથી કદી સહજ સુખ પામી શકતો નથી. આત્મામાં અનંતુ સુખ છે પણ તે કર્મથી આચ્છાદિત થયું છે. જ્યારે કર્મરૂપ પરવશપણું ટળે છે. ત્યારે આત્મા સ્વવશ થઇને અનંત અનંત સુખ ભોગવે છે. સત્ય સ્વવશપણું ક્ષાયિકભાવે પરમાત્માને હોય છે. એવું સ્વવશ પણું સદાકાળ ઉપાસ્ય છે. આત્મા વીર્યોલ્લાસથી ધારે તો આવું સ્વવશપણું મેળવી શકે છે, માટે આત્મજ્ઞાનમાં મગ્ન થઈ એવું

સ્વવશપણું પ્રાપ્ત કરવું. જ્ઞાનમગ્નયોગિને જે સુખ ઉત્પન્ન થાય છે. તે વૈખરી વાણીથી કહેવાને કોઈ શકિતમાન્ થતું નથી. પ્રિયાના આશ્લેષ તથા તચ્ચંદન દ્રવોથી પણ તે આત્મસુખ ઉપમેય નથી. આત્મજ્ઞાની શુદ્ધોપયોગને લક્ષી પ્રવૃત્તિ કરે છે. સવિકલ્પ સમાધિથી નિર્વિકલ્પ સમાધિમાં પ્રવેશ કરે છે તે સંબંધી કહે છે–

**श्लोक.**

शुभोपयोग रूपोऽयं समाधिः सविकल्पकः
शुद्धोपयोगरूपस्तु निर्विकल्प स्तदेकदृक् ॥ १ ॥
आद्यः सालम्बनो नाम, योगोऽनालम्बनः परः
छायाया दर्पणाभावे, मुखविश्रान्तिसंनिभः ॥ २ ॥

શુભોપયોગરૂપ સમાધિને શાસ્ત્રકાર સવિકલ્પ સમાધિ કહે છે. અશુભ ઉપયોગનો નાશ થતાં શુભોપયોગ પ્રગટે છે. શુભ વસ્તુ સંબંધી જે ઉપયોગ તેને શુભોપયોગ કહે છે શુભ વિચારવાળાને શુભોપયોગ હોય છે. પરવસ્તુના આલંબનથી મનમાં શુભોપયોગ પ્રગટે છે. શુભોપયોગ સમાધિ કરતાં નિર્વિકલ્પ સમાધિ અનંતગણી મોટી છે. પ્રથમ દરેક જીવને શુભોપયોગ સમાધિની પ્રાપ્તિ થાય છે. પશ્ચાત્ આત્મજ્ઞાનની પકવદશાથી શુદ્ધોપયોગ સમાધિની પ્રાપ્તિ થાય છે. શુદ્ધોપયોગ સમાધિથી આત્માના અનંતસુખનો સાક્ષાત્ અનુભવ આવે છે. શુભોપયોગ સાલંબન યોગ છે. શુદ્ધોપયોગ નિરાલંબન સમાધિ છે. નિરાલંબન સમાધિની ખુમારીનો જેણે અનુભવ કર્યો છે તેનું મન બાહ્ય પદાર્થોથી આકર્ષાતું નથી. આત્માના ગુણપર્યાયનું સ્વરૂપ વિચારતાં ચિત્તવૃત્તિનો સ્વ સ્વરૂપમાં લય થાય છે. તે વખતે ધ્યાતા ધ્યેય અને ધ્યાયની ઐકયતા થાય છે ત્યારે પરવસ્તુના આલંબન વિનાની આત્મદ્રવ્યનાજ આલંબનવાળી સવિકલ્પ સમાધિ અનુત્તર શાશ્વત સુખનો અનુભવ કરાવે છે. ત્યારે સિદ્ધનાં સુખનું તો શું કહેવું? સ્વદ્રવ્યના ગુણપર્યાયની વિચારણાના પ્રવાહમાં એકસરખી રમણતા થતાં નિર્વિકલ્પ દશા-

વાળી સમાધિની ઉચ્ચ સ્થિતિ થતી જાય છે. તે સમયે આત્માને બાહ્ય વસ્તુમાં મારાપણાની બિલકૂલ બુદ્ધિ હોતી નથી. તેમજ બાહ્ય જડ ક્રિયાઓમાં કરવા કારવવાપણાની બીલકુલ બુદ્ધિ રહેતી નથી બાહ્ય વસ્તુ દેખતાં પણ તેને આનંદ પ્રગટતો નથી. તેમજ બાહ્ય વસ્તુ ન દેખતાં પણ તેને આનંદ પ્રકટતો નથી. બાહ્ય વસ્તુમાં ઈષ્ટપણાની વા અનીષ્ટપણાની બુદ્ધિ રહેતી નથી. બાહ્ય વસ્તુનો પ્રારબ્ધયોગે સંગ છતાં પણ તે નિસ્સંગી હોય છે. નિર્વિકલ્પદશાની સમાધિવાળા મુનિરાજની ચિત્તવૃત્તિમાં ઈષ્ટાનિષ્ટપણું હોતું નથી. અર્થાત્ તેમને કોઇ જડ વસ્તુ ઇષ્ટ અને અનીષ્ટ છે એમ લાગતું નથી. તેથી તે સ્વરૂપમાં રમણુતા કરીને પરમ સમતારૂપ અમૃતનો આસ્વાદ કરે છે. તેવી અધ્યાત્મદશાની ખુમારીમાં મુનિરાજને સંસાર સ્વપ્ન સમાન લાગે છે બાહ્ય જડ વસ્તુઓને જાણતાં તેઓશ્રી બાહ્ય ઇષ્ટ વા અનીષ્ટ વસ્તુઓમાં પ્રશસ્ત કષાય વા અપ્રસ્ત કષાયથી પરિણમતા નથી. શુદ્ધોપયોગ સમાધિવાળા મુનિરાજનો સ્વગુણ પર્યાયમાં ઉપયોગ રહેવાથી તેઓશ્રી રાગદ્વેષથી લેપાતા નથી. વળી શુદ્ધોપયોગ સમાધિવાળા મુનિરાજ એક પરમાણુના વર્ણગંધ રસસ્પર્શનો વિચાર કરતાં તેમાં ચિત્તવૃત્તિનો લય કરે છે. શુદ્ધોપયોગ સમાધિવાળા મુનિરાજ સ્વવસ્તુને જાણતાં જેમ લેપાતા નથી. તેમ પરવસ્તુના ગુણપર્યાય જાણતાં લેપાતા નથી. કારણ કે તેઓને હેય જ્ઞેય અને ઉપાદેયનો સત્ય વિવેક થયો હોય છે. તેથી પરવસ્તુમાં હેયપણું ભાસતાં તેમાં રાગદ્વેષથી લેપાતા નથી. બાહ્ય સાંસારિક વસ્તુઓની પ્રવૃત્તિ જાળ એવા મુનિરાજને પારધીની જાળસમાન ભાસે છે. સ્વસ્રૂપનું જ્ઞાન અને તેમાં રમણુતા થતાં જરામાત્ર પણ બાહ્યદશા તેમને નડતી નથી. સર્પની દાઢાઓ તોડી નાંખતાં સર્પ કરડવાથી ઝેર ચડતું નથી. પશ્ચાત્ દાઢા રહિત સર્પને ગમે તેટલું દુગ્ધપાન કરાવો તોપણ તે દુગ્ધ ઝેરરૂપ પરિણમતું નથી. તેમ શુદ્ધોપયોગ સમાધિવાળાને રાગદ્વેષનો તરતમ યોગે નાશ થવાથી તે પરવસ્તુમાં પરિણમતો નથી. ચોસઠ ઈન્દ્રને

ત્રણ કાલનાં સુખ ભેગાં કરીએ તો પણ નિર્વિકલ્પ સમાધિના એક બિંદુને પણ પહોંચી શકે નહીં, જ્યારે આવી આત્મજ્ઞાન ધ્યાનની ઉચ્ચદશાને પ્રાપ્ત કરે ત્યારે ઈન્દ્રાદિકનાં સુખ ઉપર બીલકૂલ રૂચિ રહે નહીં એમ બનવું સ્વાભાવિક છે. સવિકલ્પ સમાધિ પામીને ભવ્ય જીવો નિર્વિકલ્પ સમાધિ ગુણ સ્થાનકની યોગ્યતાને પ્રાપ્ત કરે છે. જે ભવ્ય દ્રવ્યગુણ પર્યાયનું વિશેષતઃ જ્ઞાન મેળવી તેમાં એકાગ્ર ચિત્તવૃત્તિથી રમણતા કરે છે. તે અનુક્રમે નિર્વિકલ્પ શુદ્ધોપયોગ સમાધિને પામે છે, વસ્તુગત્યા વિચારતાં માલુમ પડે છે કે-પોતાના અનન્તગુણ પર્યાયસહિત ત્રણ કાલમાં 'આત્મા' છે. આત્મદ્રવ્ય વિના બાકીના દ્રવ્યના ગુણપર્યાય છે તે આત્માના નથી પરવસ્તુ તે આત્માની નથી. પરવસ્તુમાં પરિણમવું તે આત્માનો ધર્મ નથી. આત્માનો અનંતધર્મ સત્તાએ છે. આત્માના જ્ઞાન દર્શન ચારિત્ર, સુખ વીર્ય આદિ અનંતગુણનો ભોગ આત્માને ઘટે છે શુદ્ધ નિશ્ચયનયથી વિચારતાં આત્મા પરદ્રવ્યનો કર્તા ભોક્તા નથી. જ્યારે વસ્તુસ્થિતિ એવી છે ત્યારે પુદ્ગલભાવનું કર્તાભોક્તાપણું આત્મામાં આરોપવું તે યોગ્ય નથી. પરવસ્તુમાં કર્તા ભોક્તાપણાની બુદ્ધિથી આત્મા પોતાનું કર્તાભોક્તાપણું ભૂલ્યો અને તેથી ભવમાં દુઃખી થયો. જ્યારે ભેદજ્ઞાન થાય છે ત્યારે પુદ્ગલ વસ્તુનો કર્તાભોક્તાપણાનો ઉપચાર આત્મા પોતાનામાં માનતો નથી. ત્યારે તે સ્વરૂપમાં લીન થાય છે અને નિર્વિકલ્પ સમાધિને પામે છે. છાયાનો દર્પણના અભાવે સુખ વિશ્રાંત સદૃશ અનાલંબન સમાધિયોગ પામીને ભવ્યાત્મા અનંત કર્મરાશિને ખપાવે છે. શાસ્ત્રોમાં અનેકાંતનય પ્રરૂપિત અધ્યાત્મજ્ઞાનનો અભ્યાસ કરી ભવ્યાત્મા શાસ્ત્ર દૃષ્ટિદ્વારા ધ્યાન કરીનેજ પોતાનું સ્વરૂપ પોતે ભોગવે છે, તે સંબંધી કહે છે.

શ્લોક.

**अधिगत्याखिलं ब्रह्म, ब्रह्म शास्त्रदृशा मुनिः**
**स्वसंवेद्यपरं ब्रह्मा, नुभवैरधिगच्छति ॥ १ ॥**

સંપૂર્ણ શબ્દ બ્રહ્મને જાણી મુનિરાજ શાસ્ત્રદૃષ્ટિથી સ્વ એટલે પોતાની મેળવે જાણવા યોગ્ય એવું પરબ્રહ્મ અનુભવથી જાણે છે. શબ્દબ્રહ્મનું જ્ઞાન કરીને પરંબ્રહ્મનો અનુભવથી સાક્ષાત્કાર કરવો જોઇએ. પરંબ્રહ્મનો સાક્ષાત્ અનુભવ કરવા માટે અધ્યાત્મ શાસ્ત્રરૂપ શબ્દબ્રહ્મને સદ્ગુરૂગમથી જાણવું જોઇએ. શબ્દ બ્રહ્મ-થી પરમબ્રહ્મ જણાય છે. પરમબ્રહ્મનો ભોગ અનુભવથી થાય છે. માટે સદાકાળ આત્મધ્યાનમાં રમણુતા કરવી. પોતાનું સ્વરૂપ પોતાના જ્ઞાનથી જણાય એમાં અન્યની કશી જરૂર નથી. પોતાના સ્વરૂપનો સાક્ષાત્કાર અનુભવ જ્ઞાનથી થાય છે. માટે પ્રથમ શાસ્ત્ર જ્ઞાનદ્વારા અન્તરમાં ઉતરવું જોઇએ, આત્મસ્વભાવ રમણુતા તેજ ‘ સ્વસમય સ્થિતિ ’ છે એમ ઉપાધ્યાય જણાવે છે. અધ્યાત્મો-પનિષદ્‌માં.

**श्लोक.**

ये पर्यायेषु निरता स्तेह्यन्य समय स्थिताः
आत्मस्वभावनिष्ठानां ध्रुवा स्वसमयस्थितिः ॥ १ ॥

જે પર્યાયોમાં આસક્તછે તે પરસમયસ્થિતિવંત છે, જે ભ-વ્યો આત્મ સ્વભાવમાં રમણુતા કરનારા છે તે સ્વસમય સ્થિતિ વાળા જાણવા, તે સંબંધી શ્રી આનંદઘનજી પણ કહે છે કે-

**अरनाथ स्तवनम्.**

धर्म परम अरनाथनो, किम जाणुं भगवंतरे;
स्व पर समय समजावियें, महिमावंत महंतरे. धर्म. १
शुद्धातम अनुभव सदा, स्व समय एह विलासरे;
परवडी छांयडी जेह पडे, ते पर समय निवासरे. धर्म. २
तारा नक्षत्र ग्रह चंदनी, ज्योति दिनेश मझाररे;
दर्शन ज्ञान चरण थकी, शक्ति निजातम धाररे. धर्म. ३
भारी पीलो चीकणो, कनक अनेक तरंगरे;
पर्यायदृष्टि न दीजीए, एकज कनक अभंगरे. धर्म. ४

दर्शन ज्ञान चरणथकी, अलख स्वरूप अनेकरे;
निर्विकल्प रस पीजीयें, शुद्ध निरंजन एकरे. धर्म. ५
परमारथ पंथ जे कहे, ते रंजे एकतंतरे;
व्यवहारे लख जे रहे, तेहना भेद अनन्तरे. धर्म. ६
व्यवहारे लखे दोहिला, कांइ न आवे हाथरे;
शुद्धनय थापना सेवतां, नवी रहे दुविधा साथरे. धर्म. ७
एक पखी लखी प्रीतडी, तुम साथे जगनाथरे;
कृपा करीने राखजो, चरणतले ग्रही हाथरे धर्म. ८
चक्री धरम तीरथतणो, तीरथ फल ततसाररे;
तीरथ सेवे ते लहे, आनन्दघन निर्धाररे. धर्म. ९

શ્રી અઢારમા અરનાથ ભગવાનનો ધર્મ ઉત્કૃષ્ટ છે. તે શી રીતે જાણું? હે ભગવાન્ સ્વસમય અને પરસમયથી સમજાવશો. કારણ કે આપ મહિમાવંત કેવલજ્ઞાની છો. કેવલજ્ઞાનથી આપ સર્વ પદાર્થને એક સમયમાં જાણો છો. માટે મારા પ્રશ્નનું સમાધાન કરશો. શ્રી અરનાથ પ્રભુ સાક્ષાત્ જાણે ઉત્તર આપતા હોય તેમ સ્તવનમાં આનંદઘનજી પરમબોધદ્વારા સમાધાન કરે છે.

શુદ્ધાત્મસ્વરૂપનો અનુભવ સદા કરવો તે 'સ્વસમય' છે. મિથ્યાત્વ રાગદ્વેષના ઉપશમાદિ ભાવે સ્વ સ્વરૂપનો અનુભવ થાય છે. મન વાણી કાયાથી 'આત્મ સ્વરૂપ' ભિન્ન છે. તથા જ્ઞાનાવરણીયાદિ અષ્ટપ્રકારના કર્મથી અસંખ્યપ્રદેશીઆત્મા ભિન્ન છે. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સુખ આદિ અનંતગુણથી આત્મા સદાકાળ શોભે છે. પરપુદ્ગલવસ્તુથી આત્મા ભિન્ન છે. આત્મામાં જ સચ્ચિદાનન્દપણું રહ્યું છે. આત્માનું કર્મ રહિત શુદ્ધ સ્વરૂપ તેનો જે અનુભવ તેને 'શુદ્ધાત્માનુભાવ' કહે છે. આત્માના શુદ્ધ સ્વરૂપને પામવું. શુદ્ધ સ્વરૂપના ઉપયોગી રહેવું. શુદ્ધાત્મ સ્વરૂપ વિના અન્ય સ્વરૂપ પોતાનું નથી એમ જે નિશ્ચય તેને શાસ્ત્રકાર 'સ્વસમય' કહે છે. આ 'સ્વસમય' ચારિત્રની અપેક્ષાએ

જાણવો. અને પરસમય પણ આત્મસ્વભાવરમણુતા વિનાની અપેક્ષાએ જાણવો. તેમજ જિનદર્શનની અપેક્ષાએ 'સ્વ સમય' છે અને 'એકાન્તમત' ની અપેક્ષાએ 'પરસમય' છે. અત્ર શુદ્ધાત્મ સ્વરૂપ રમણુતારૂપ 'સ્વ સમય' માં રમણુતા કરવાથી અનંત ભવનાં કર્મ નાશ પામે છે. અને આત્મા તે પરમાત્મા થાય છે. આત્મ સ્વરૂપમાં રમણુતા કરતાં જે સ્થિતિ થાય છે તે બતાવે છે.

## श्लोक.

योगात् प्रदेशबन्धः स्थितिबंधो भवति तु कषायात्;
दर्शन बोध चरित्रं, न योगरूपं न कषायरूपंच. ॥१॥

મન વસન અને કાયાના વ્યાપારથી પ્રદેશબંધ તથા પ્રકૃતિ બંધ પડે છે, અને કષાયથી સ્થિતિબંધ તથા રસબંધ પડે છે. પણ સમ્યક્ જ્ઞાનદર્શન અને ચારિત્ર છે તે યોગરૂપ પણ નથી તેમ કષાયરૂપ પણ નથી. શુદ્ધાત્મ રમણુતાથી પ્રકૃતિબંધ તથા પ્રદેશબંધ તથા સ્થિતિબંધ તથા રસબંધનો નાશ થાય છે. શુદ્ધાત્મ રમણુતાથી યોગની ચંચળતા ટળે છે. તેમજ કષાયનો પણ નાશ થાય છે. દ્રવ્યક્ષેત્ર કાલભાવથી આત્મ સ્વરૂપ સમજી તેમાં રમણુતા કરવી. દ્રવ્યાદિકનાં લક્ષણ કહે છે–

दव्वं गुण समुदाओ, खित्तं ओगाहवट्टणाकालो;
गुण पज्जाय पवत्ती, भावो निअ वथ्थु धम्मो सो. ॥ १ ॥

ગુણનો સમુદાય તે દ્રવ્ય જાણવું. અસંખ્ય પ્રદેશરૂપ ક્ષેત્ર જાણવું. ગુણપર્યાયની પ્રવૃત્તિ તે કાલ જાણવો, તથા વસ્તુ ધર્મ અનંત પોતાનો છે તે ભાવ જાણવો. આવી રીતે દ્રવ્યક્ષેત્ર કાલભાવથી આત્માનુ શુદ્ધ સ્વરૂપ વિચારતો છતો આત્મા સ્વ સ્વરૂપ માં લીન થાય છે. આવી શુદ્ધ રમણુતારૂપ સ્વ સમયનો ભોગી તેમ યોગી આત્મા અનંત સુખનો અનુભવ કરે છે. સ્યાદ્વાદનયકથીત શુદ્ધાત્મ સ્વરૂપનો ભોગી છદ્મસ્થાવસ્થામાં આત્મા શ્રુતજ્ઞાનયોગે

થાય છે. શુદ્ધાત્મ સ્વરૂપથી ભિન્ન અશુદ્ધપણું તે આત્માનો ધર્મ નથી. અર્થાત્ સ્વ સમય નથી. તેમજ જે દર્શનમાં અશુદ્ધાત્મ સ્વરૂપથી ભિન્ન શુદ્ધાત્મ સ્વરૂપનું અનેકાંતરીત્યા વર્ણન નથી. તેનો સાતનય પૂર્વક યથાર્થ વિસ્તાર નથી એવો એકાંતમત મિથ્યાત્વ રૂપ છે તે પરસમય જાણવો. ત્રણસો ત્રેસઠ પાખંડીઓના મત તે પર સમય છે. કારણ કે તેથી શુદ્ધાત્મ સ્વરૂપ યથાર્થ જાણી શકાતું નથી તેથી શુદ્ધાત્મ સ્વરૂપમાં શુદ્ધ રમણતા થતી નથી– જે પરવાદીયો એકેકનયના આગ્રહી છે તેમાં જૈનદર્શનના અનેક નય છે તેમાંથી એક નયની એકાંતે છાયા પડે છે, અર્થાત્ ભાસ થાય છે પણ તે ‘ પરસમય ’ છે, કારણ કે એકાંત તે મિથ્યાત્વ છે. માટે અનેકાંત જ્ઞાનદર્શન ચારિત્રની આરાધનામાં લયલીન થતું તે શુદ્ધાત્મ સ્વરૂપ છે. એવું શુદ્ધાત્મ સ્વરૂપ તે ‘ સ્વસમય ’ છે. સ્યાદ્વાદ સિદ્ધાંત હેય જ્ઞેય અને ઉપાદેય પૂર્વક આત્માનું સમ્યક્ સ્વરૂપ દર્શાવે છે માટે તે ‘ સ્વ સમય ’ છે. અન્ય દર્શનમાં પરસ્પર સાપેક્ષતા નથી. સમ્યક્ ચેતનજ્ઞાન થયા બાદ શુદ્ધાત્મ સ્વરૂપની ચારિત્ર વડે પ્રાપ્તિ થાય છે, માટે શુદ્ધાત્મ સ્વરૂપમાં રમણતા કરવી તે ‘ સ્વ સમય ’ ની સદાકાલ સેવના કરવી. તેમાં લયલીન થવું તેથી અપૂર્વ શાંતિ અનંત જીવોને થઈ વર્તમાનમાં થાય છે. અને ભવિષ્યમાં થશે.

આનંદઘનજી કહે છે કે—તારાઓ, ગ્રહો નક્ષત્ર અને ચંદ્રની જ્યોતિ સૂર્યની જ્યોતિમાં સમાઇ જાય છે. સૂર્યના પ્રકાશમાં તારાદિકનો પ્રકાશ સમાઇ જાય છે. તથા જ્ઞાનદર્શન ચારિત્રની શક્તિયો ગુણની અપેક્ષાએ ભિન્ન ભિન્ન છે તો પણ શુદ્ધાત્મ સ્વરૂપમાં સમાઇ જાય છે. ત્રણ ગુણની શક્તિયોનો આધાર અસંખ્યપ્રદેશી આત્મા છે. એકેક આત્માના પ્રદેશે અનંતજ્ઞાન દર્શન ચારિત્ર ગુણાદિ છે. સર્વ ગુણો પોતપોતાનું ભિન્ન ભિન્ન કાર્ય કરે છે પણ અનંત ગુણો આત્મામાંજ સમાઈ રહેલા છે. આત્માથી ભિન્ન જડમાં આત્માના ગુણો સમાતા નથી. પોતાના

આત્માના અનંતજ્ઞાનાદિક ગુણો આત્મારૂપ આધારને છોડી અન્યમાં કોઈ કાલે સમાતા નથી. માટે આનંદઘનજી સ્વસમયનું સ્વરૂપ દર્શાવતા છતા કહે છે કે, આત્માના જ્ઞાનાદિ ગુણો આત્માના અસંખ્યાત પ્રદેશમાં છે માટે ત્યાં રમણતા કરવી જોઇએ.

આત્માના જ્ઞાનાદિક ગુણોની શક્તિ છે તે અસંખ્ય પ્રદેશોથી ભિન્ન નથી. જ્ઞાનાવરણીય કર્મના નાશથી જ્ઞાનગુણ પ્રગટે છે. દર્શનાવરણીય કર્મના નાશથી દર્શનગુણ પ્રગટે છે, મોહનીય કર્મના નાશથી ચારિત્ર ગુણ પ્રગટે છે. વીર્યાંતરાય કર્મના નાશથી અનંત વીર્ય પ્રગટે છે. જ્ઞાનાદિક ગુણોની પોતપોતાની પ્રવૃત્તિને તે ગુણોની શક્તિ કહેવાય છે. સર્વ ગુણોની શક્તિ આત્માના અસંખ્ય પ્રદેશરૂપ આધારમાં સમાય છે. આત્માના ગુણ અને પર્યાય આત્મામાં સમાય છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષયોપશમ થતાં ક્ષયોપશમભાવે જ્ઞાન પ્રકાશે છે. જ્ઞાનાવરણીય કર્મનો ક્ષાયિક ભાવ થતાં ક્ષાયિક ભાવે સાદિ અનંતમા ભગે જ્ઞાન પ્રકાશે છે. તેમજ દર્શનાવરણીય કર્મનો ક્ષયોપશમ થતાં ક્ષયોપશમ ભાવે દર્શન પ્રકાશે છે. અને ક્ષાયિકભાવ થતાં ક્ષાયિકભાવે પ્રકાશે છે. મોહનીય કર્મનો ઉપશમ ભાવ થાય છે. ક્ષયોપશમ ભાવ થાય છે અને ક્ષાયિક ભાવ થાય છે. અંતરાય કર્મનો ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવ થાય છે. જ્ઞાનદર્શન ચારિત્ર વીર્ય ક્ષાયિક ભાવે થતાં આત્મા પરમાત્મારૂપ થાય છે. આત્માના અસંખ્ય પ્રદેશમાં સર્વ ગુણો પોત પોતાનું ભિન્ન ભિન્ન કાર્ય કરતા છતા પણ દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ અભિન્ન પણે રહ્યા છે. સર્વ ગુણોની શક્તિયો આત્મામાં સમાય છે. માટે પરપુદ્ગલ વસ્તુની રમણતાનો ત્યાગ કરીને શુદ્ધાત્મગુણ રમણતામાં લયલીન થવું તે ચારિત્રની અપેક્ષાએ ' સ્વ સમય ' જાણવો. પોતાના ગુણો પોતાનામાં છે. જ્યારે ત્યારે પણ શુદ્ધાત્મ રમણતાથી અનંત ગુણો પ્રગટ થશે. જ્યારે ત્યારે પણ શુદ્ધાત્મ રમણતાથી અનંત સુખ પ્રગટશે, શુદ્ધાત્મ રમણતાજ આત્માનો ધર્મ છે. અને અશુદ્ધ

રમણતા અધર્મ છે. શુદ્ધાત્મ રમણતા અમૃત સમાન છે. અને અશુદ્ધાત્મ રમણતા વિષ સમાન છે. શુદ્ધાત્મ રમણતા મોક્ષની કુંચી છે. અને અશુદ્ધાત્મ રમણતા ચતુર્ગતિનું દ્વાર છે. આત્માના જ્ઞાનાદિક ગુણો આત્મામાં સમાય છે. માટે આત્મદૃષ્ટિથી આત્માના ગુણો આત્મામાં શોધવા. જેમ તારાદિકની જ્યોતિ સૂર્યની જ્યોતિમાં સમાઈ જાય છે, તેમ આત્માના ઉપશમાદિ ગુણ શક્તિયો ક્ષાયિક ગુણોમાં સમાય છે, આત્માના ગુણોની શક્તિયો ક્ષાયિક ભાવે થતાં અન્યમાં પરિણમતી નથી. ક્ષાયિકભાવે સર્વ ગુણો પ્રગટ થતાં સિદ્ધ બુદ્ધ પરમાત્મારૂપે આત્મા બને છે. પુગદ્લભાવથી દૂર રહીને આત્મ સ્વભાવમાં રમણતા કરવી તેજ પોતાના સ્વરૂપમાં સમાવાનું જાણવું. અને તેજ 'સ્વ સમય' જાણવો. ગુરૂપણું, પીતવર્ણ, સ્નેહત્વ ઇત્યાદિ સુવર્ણના અનેક પર્યાય છે. અને તેથી સુવર્ણના અનેક ભેદ પડે છે. એ સર્વ પર્યાયાર્થિકનયની દૃષ્ટિના ભેદ છે. પણ દ્રવ્યાર્થિકનની દૃષ્ટિથી જોતાં સુવર્ણ એકરૂપ છે. તેમજ વ્યવહારનયથી જોતાં ઇન્દ્રિયોની અપેક્ષાએ ગતિની અપેક્ષાએ તથા ગુણગણની અપેક્ષાએ તથા જ્ઞાનદર્શન ચારિત્રની અપેક્ષાએ પર્યાયદૃષ્ટિથી અનેક ભેદ પડે છે. પણ દ્રવ્યાર્થિકનયની દૃષ્ટિની જોતાં જીવતત્ત્વ એકરૂપ જણાય છે. તેમાં ભેદ પડતો નથી. પર્યાયાર્થિકનય દૃષ્ટિથી આત્માનું અશુદ્ધરૂપ પરિહરીને શુદ્ધસ્વરૂપ અંગીકાર કરવું. જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઇત્યાદિ આત્માના અનંત ગુણ છે, તે ગુણોનો પરસ્પર ભેદ પાડવો તે વ્યવહારનય અપેક્ષાએ જાણવો. શુદ્ધાત્મ સ્વરૂપમાં રાગદ્વેષ રહીતરમણતા કરવી તેને નિર્વિકલ્પ રસ કહે છે. શુદ્ધનિરંજન એક આત્મ સ્વરૂપમાં રમણતા કરવી તેજ નિર્વિકલ્પ રસ છે. તેને પરમપ્રેમથી પીતાં આત્મસુખની ખુમારી પ્રગટે છે. શુભોપયોગ સવિકલ્પક છે. અત્ર નિશ્ચયનયથી આત્માનું વર્ણન છે. તેથી શુભોપયોગમાં નહિ રમતાં શુદ્ધોપયોગમાં રમણતા કરવી તેજ પરમ-આદેય માર્ગ છે. જ્ઞાનાદિક ગુણથી અભિન્ન શુદ્ધાત્મ સ્વરૂપમાં

લયલીન થવું. શુદ્ધોપયોગ કાર્ય છે. કારણ સેવીને કાર્ય ઉત્પન્ન કરવું. નિર્વિકલ્પ અનુભવામૃતરસ પીતાં ભવ્ય જીવ અપૂર્વ સુખનો ભોક્તા બને છે. આત્મસ્વરૂપ સત્તાએ સર્વ જીવોનું એક સરખું છે, અભેદવૃત્તિથી ધ્યાન ધરી આત્મસુખ પ્રાપ્તિ કરવું. વિકલ્પ દશાના અનેક ભેદ છે, તેનું પૂર્ણ સ્વરૂપ શાસ્ત્રાધારે ગુરૂગમથી ધારીને નિર્વિકલ્પ રસ પીવો જોઈએ. પરપુગદ્લની ઈહિટાળીને આત્મસન્મુખ ચેતના કરી આત્માના ગુણપર્યાય વિચારવા, આત્મતત્ત્વમાંજ ધર્મ છે સુખ છે. અને તેજ આદેય છે એમ પરમાર્થપંથ જણાવે છે.

૬. પરમાર્થ પન્થ જે કહે છે તે સર્વ જીવોને એક મોક્ષ માર્ગમાં ખરી રીતે જોતાં સ્થાપી શકે છે, અને એવી પરમાર્થ જીન વાણીના ઉપદેશથી અન્ય જીવોને ઉપદેશક સત્ય આનંદ અર્પી શકે છે. નિશ્ચયનયથી શુદ્ધાત્મસ્વરૂપમાં ભેદ નથી નિશ્ચયનયથી જોતાં સર્વ આત્માઓનું એક સરખું રૂપ છે. જરા માત્ર પણ ભેદ નથી. વ્યવહારનયથી જોતાં નિમિત્ત કારણોના અનેક ભેદોને લીધે પરમાર્થપન્થના અનંતભેદ વિકલ્પની અપેક્ષાએ છે. વિકલ્પદશામાં ભેદ પડે છે. નિર્વિકલ્પ દશામાં ભેદ પડતો નથી.

शुभव्यवहार, अशुभव्यवहार, शुद्धव्यवहार, अशुद्धव्यवहार, उपचरितव्यवहार, अनुपचरित व्यवहार,

ઇત્યાદિ વ્યવહારનયના ઘણા ભેદ છે. સાધનની અપેક્ષાએ તથા વસ્તુ ધર્મની વ્હેંચણની અપેક્ષાએ વ્યવહારનયના ઘણા ભેદ પડે છે. વ્યવહારનયથી બાહ્ય સંયમ આદરી નિશ્ચયનયથી શુદ્ધાત્મસ્વરૂપમાં રમણતા કરવી, વ્યવહાર સાધનગણી સાધ્યલક્ષ્ય શુદ્ધાત્મ સ્વરૂપ ધારવું.

૭ શુદ્ધનિશ્ચયકથીત આત્મસ્વરૂપધ્યાનજ્ઞાન વિના એકલા વ્યવહારને જ અગ્ર ગણ્ય ગણવામાં આવે તો નિશ્ચયનયથી જે

સ્વરૂપ કહેવાય છે તે વ્યવહારવાદી એકાંતે પામી શકે નહિ, વ્યવહારના રસિયા વ્યવહારનેજ ધર્મમાની આત્મલક્ષ્ય ન ધારે તો તેમના હાથમાં આત્મસ્વરૂપ પ્રાપ્તિ આવી શકે નહિ. વ્યવહારનય સાધન છે. તેમાં અનેક ભેદ છે. આત્મસ્વરૂપની પ્રાપ્તિ શબ્દાદિક-નયમાં છે, પણ જે જીવો વ્યવહારના એકાંતે રસીયા થઇ અધ્યાત્મજ્ઞાનનું ઉત્થાપન કરે છે. તેઓ અનેકાંતશૈલીના અજ્ઞ સમજવા, વ્યવહાર ચઢવાનો માર્ગ છે, નિશ્ચયઆત્મતત્ત્વદષ્ટિ હૃદયમાં ધારણ કરી વ્યવહારે વર્તવું જોઇએ. એકલા વ્યવહારથી મોક્ષ સુખ મળતું નથી.

જે જીવો સાતનયજ્ઞાન પૂર્વક આત્મતત્ત્વ જાણવા પ્રયત્ન કરતા નથી. અને બાહ્ય ક્રિયામાં એકાંતે ધર્મ ગણીને રાચીમાચી રહે છે. તેવા જીવોના હાથમાં કંઈ આવતું નથી. કારણ કે તેવા જીવોના અન્તર્વૃત્તિ થતી નથી. અને બાહ્ય ક્રિયાભેદોમાં એકાંતે ખુંચીને એક બીજાની નિંદામાં પ્રવૃત્તિ કરે છે. કારણકે બાહ્યક્રિયાનું અજીરણ એ નિંદા છે, પણ જો અધ્યાત્મ શાસ્ત્ર તરફ લક્ષ જાય તો અધ્યાત્મજ્ઞાન હળવે હળવે થાય અને તેથી જડ વસ્તુથી ભિન્ન નયનિક્ષેપપૂર્વક આત્મતત્ત્વ જણાય. અને તેથી અહંમમતાની અશુદ્ધ પરિણતિ ટળે. આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપમાં ઉતરે. અને તેથી જે જે અંશે દ્રવ્યક્ષેત્ર કાલભાવથી પોતાના શુદ્ધ સ્વરૂપમાં ઉતર્યો. તે તે અંશે પરભાવથી દૂર થયો સમજવો; વ્યવહાર દૃષ્ટિથી એકાંતે લાભ થતો નથી. ગાડરીયા પ્રવાહણી પેઠે બાહ્ય ક્રિયાની ધામધૂમમાં પડી આત્મતત્ત્વપ્રતિ જે જીવો લક્ષ આપતા નથી. તેમના હસ્તમાં કશું આવતું નથી. કહ્યું છે કે–

**ज्ञानदर्शन चरणगुणविना, जे करावे कूलाचाररे;**
**लूंटी तेणे जग देखतां, क्यां करे लोक पोकाररे.**

જે જીવો જ્ઞાનદર્શન ચારિત્ર વિના કૂળાચાર કરાવે છે. તેવા જીવોએ સેવકોની રૂદ્ધિ જગતના દેખતાં ખરા બપોરે લૂંટી. લોકો હવે ક્યાં જઇને પોકાર કરે સારાંશ કે ગાડરીયા પ્રવાહરૂપ

અશુભ અને અશુદ્ધ વ્યવહારમાંથી નિવૃત્તિ કરી શુદ્ધ વ્યવહાર જે આચરણ રૂપ છે તેનો અંગીકાર કરવો જોઇએ. અને શુદ્ધ નિશ્ચયકથીત શુદ્ધાત્મ સ્વરૂપની પ્રાપ્તિ કરવી જોઇએ. અને તેવા પ્રકારની યથાયોગ્ય જીવોને જોઈ દેશના દેવી જોઇએ, પરસ્પર નયોની સાપેક્ષતા ન ટળે એમ જિનવાણીનો ઉપદેશ દેવો જોઇએ વ્યવહારમાં વ્યવહારની મુખ્યતા અને નિશ્ચયમાં નિશ્ચયની મુખ્યતા ધારવી જોઇએ. પણ ક્રિયાના આડંબર રૂપ એકલો ઉપયોગ શૂન્ય વ્યવહાર આત્માનું હિત સાધી શકતો નથી માટે શુદ્ધનયથી માનેલી આત્માના અસંખ્યાત પ્રદેશ અને પ્રતિપ્રદેશે રહેલા અનંત ગુણપર્યાય તેની વ્યક્તિરૂપ જે સ્થાપના તેને સેવતાં રાગદ્વેષનો તાપ રહે નહિ. શુદ્ધનિશ્ચયનયનું સ્વરૂપ ધારીને તેથી આત્માના ગુણપર્યાયનું સેવન કરવામાં આવે તો જન્મજરા મૃત્યુનાં દુઃખ ટળે. અને આત્મા સમયે સમયે અનંત સુખનો ભોક્તા થાય. શુદ્ધનયસ્થાપનાની સેવના એ નિશ્ચયનયની વાત છે. પણ તેથી વ્યવહારનય કથીત જિન પ્રતિમા વિગેરેનું ખંડન થતું નથી. કારણ કે પરસ્પર નયોની સાપેક્ષા છે. શ્રી સુવિધિનાથના સ્તવનમાં વ્યવહારનયથી જિન પ્રતિમાની સેવાપૂજા સૂત્રની સાક્ષીએથી આનંદઘનજીએ દર્શાવી છે. માટે વીતરાગ વચનમાં જરા માત્ર શંકા કરવી નહીં. આત્માના અસંખ્યાત પ્રદેશોમાં અનંત સુખ છે. ચિત્તવૃત્તિ અસંખ્યાત પ્રદેશોમાં રમાવ્યાથી અનંતકર્મની નિર્જરા થાય છે અને તે તે અંશે જ્ઞાનદર્શન ચારિત્રગુણો પ્રગટ થતા જાય છે. અનંતગુણ પર્યાયનો આધાર આત્માના અસંખ્ય પ્રદેશ છે. અને વસ્તુ ધર્મપણ અસંખ્ય પ્રદેશરૂપ આધારમાં રહેલો છે. આત્માના અસંખ્યાત પ્રદેશમાંથી એક પ્રદેશ પણ ત્રણ કાલમાં નાશ પામતો નથી. આત્માના એકેકપ્રદેશે અનંતવીર્ય છે. આત્માના પ્રદેશોમાંથી અનંતજ્ઞાન પ્રગટે છે. આત્માવિના જડ વસ્તુઓ છે તે આત્માની નથીતથા જડ વસ્તુઓમાં ત્રણકાલમાં સુખ ગુણ રહ્યો નથી. આત્માની ધારણા કરવી આત્માનું ધ્યાન ધરવું, આત્માની સત્ય

સમાધિ વરવી. જે જે ક્ષણે આત્માના સ્વરૂપમાં લયલીન થવાય છે તે તે ક્ષણે અનંત સુખ ગુણનો કંઇક જ્ઞાનિ પુરૂષને અનુભવ થાય છે. સર્વજડવસ્તુથી ભિન્ન આત્મતત્ત્વને જ્ઞાન થકી જાણે છે અને તેની શ્રદ્ધા કરે છે તેને 'સમ્યક્ત્વ' પ્રગટે છે. અને તેને ચારિત્ર પ્રગટે છે. અનંત શકિતનો સ્વામી આત્મા વાચક તથા લેખકના શરીરમાં વિરાજે છે. શોભે છે. માટે બાહ્યમાં કંઇ આત્માનું નથી એમ પૂર્ણ નિશ્ચય કરી અન્તરમાં ઉતરી આત્મ-સ્વરૂપનો વિચાર કરો. આત્મામાં અનંત લક્ષ્મી છે, આત્માની સત્ય લક્ષ્મી પોતાનામાં છે.

बाहिर् भटके जीवडा शुं करीले घटमां खोजरे,
रत्न अमूल्य मांहि भरियां, देखंतां सुख मोजरे. भजन.
अलख अरूपी आतमानी, झळके रूडी ज्योतरे;
ज्ञान गुण ते जीवनो छे, करे स्वपर उद्योतरे. भजन. २

આત્માની અનંતિ રૂદ્ધિ આત્મામાંજ છે. માટે અરનાથ પરમાત્માએ પણ પોતાનામાંથીજ અનંત લક્ષ્મી સાદિ અનંતમા ભાંગે ઉત્પન્ન કરી છે. એવી રૂદ્ધિ આ દેહમાં રહેલા આત્મામાં છે, આત્મા પરમાત્મા થાય તેવી પ્રીતિ આત્મા ધારણ કરે તો પોતાનું શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરે તે સંબંધી કહે છે.

૮ ભગવાન્ શુદ્ધસ્વરૂપી છે, અને નિશ્ચયથી હું પણ શુદ્ધ સ્વરૂપી છું. પરંતુ પરમાત્મા નિરાગી છે અને હું તો રાગી છું. માટે નિરાગીની સાથે મારાથી શી રીતે પ્રીતિ થાય? પણ આ-પના ઉપર થતી એવી પ્રીતિ અનેક સદ્ગુણોને પ્રગટાવે છે. મારી તમારા ઉપર પ્રીતડી છે, તે એક પખી છે. તો પણ આપના ઉપર કરેલી પ્રીતિથી આપના અનંત ગુણોને પ્રાપ્ત કરવા રૂચિ થાય છે, આપના સમાન મારૂ સ્વરૂપ છે તેને પ્રગટાવવા રૂચિ થાય છે, આપના ઉપર થએલી પ્રીતિથી જગત્માં રહેલા જડ પદાર્થો ઉપર જે પ્રીતિ પ્રથમ હતી તેનો નાશ થાય છે, આપના

ઉપર કરેલી પ્રીતિ અનુક્રમે પરમાત્મ સ્વરૂપ પ્રગટાવવાવાળી છે. માટે તે પ્રશસ્ય પ્રીતિ જાણવી. આપ મ્હારા સ્વામી છે. અને હું આપને સેવક છું. માટે સેવક ઉપર કૃપા કરીને હસ્ત ગ્રહી આપના ચરણકમલમાં રાખશે. આપશ્રીએ પ્રરૂપેલું અને આપનામાં પ્રગટેલું ચારિત્ર અદ્‌ભૂત છે. માટે તે ચારિત્રમાં મને અનુક્રમે સ્થિર કરશે, હું સેવક છું અને આપ સ્વામી છે. તેથી આપના ઉપર વસ્તુ ધર્મ સમાનતાથી પ્રેમ થાય તે પ્રેમ મને ઉચ્ચકોટી ઉપર ચઢાવશે. એમ ભક્તિ વચનથી પ્રભુની સ્તવના છે પ્રભુના ચારિત્રની યાચના તે 'સ્વસમય' છે શુદ્ધ ચારિત્રની પ્રાપ્તિમાં સદાકાળ રમણુતા કરવી જોઇએ. અને તે આપના ઉપર થતી પ્રીતિ ભક્તિથી અનુક્રમે થાય છે, માટે આપના ઉપર પ્રીતિ ભક્તિથી શુદ્ધરમણુતામાં ઉતરીશું. તમારી આજ્ઞા પ્રમાણે ચાલીશ, જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના શ્રી અરનાથ ઉપર ભક્તિ પ્રીતિ કરવાથી થાય છે. પરમાત્મસ્વરૂપ પ્રગટ કરવાનું પ્રથમ પગથીયું પરમાત્માના ઉપર પ્રીતિ કરવી તેજ છે. પરમાત્માના ઉપર પ્રીતિ કરવાથી પરમાત્મ દશા પ્રગટ થાય છે. ધર્મતીર્થ ચક્રવર્તિ શ્રી અરનાથનું તીર્થ સ્યાદ્વાદ છે તેને જે ભવ્યો યથાર્થ જાણે છે તે સમ્યગ્‌જ્ઞાન મેળવી શકે છે. ધર્મતીર્થના આરાધનપણાથી આત્મા તીર્થપતિ બને છે. ધર્મતીર્થનું આરાધન કરવાથી શુદ્ધ રમણુતા પ્રગટે છે. અને શુદ્ધરમણુતાથી આત્માની અનંત લક્ષ્મી પ્રગટે છે. એમ શ્રી આનંતઘનજીએ અરનાથ સ્તવનમાં સ્વસમય નું આરાધન કરનાર અલ્પકાળમાં મુક્તિ પદ પ્રાપ્ત કરે છે. તે જણાવ્યું છે જે સ્યાદ્વાદ દર્શનને સમ્યગ્ જાણે છે તે 'સ્વસમય' જાણે છે. 'સ્વસમય' નું સેવન સદાકાલ ભવ્ય જીવોએ કરવું ગીતાર્થજ્ઞાનિમુનીશ્વરની આજ્ઞા પ્રમાણે વર્તનારને 'સ્વસમય' ની પ્રાપ્તિ થાય છે. જે જીવો વ્યવહાર નિશ્ચયનું યથાર્થ સ્વરૂપ સમજતા નથી તેઓને 'સ્વસમય' નું જ્ઞાન થતું નથી. 'સ્વસમય કલ્પવૃક્ષ' સમાન છે, 'સ્વસમય ચિન્તામણિરત્ન સમાન' છે, 'સ્વસમય'

સદાકાળ આરાધન કરવા યોગ્ય છે, જિન આગમરૂપ પણ 'સ્વ સમય' સદાકાળ આત્માને હિતકારી છે. 'આત્મગુણરમણતારૂપ સ્વસમય' સદાકાળ જયકારી છે. 'સ્વસમય' ના હેતુઓનું જે ભવ્યો સમ્યક્ અવલંબન કરે છે તે પણ આત્મગુણ રમણતા કરી શકે છે આત્માના ગુણપર્યાયને જે ભવ્યો જાણે છે તે 'સ્વ સમય' માં પ્રવેશ કરે છે. શ્રી સદ્ગુરૂગમથી જેણે પરમસિદ્ધાંતનું રહેસ્ય ગ્રહણ કર્યું છે. તે પ્રમાદનો ત્યાગ કરી 'સ્વસમય' પ્રાપ્ત કરે છે. 'સ્વસમયરૂપ શુદ્ધબ્રહ્મ' નું સ્વરૂપ વાણીથી પણ કહી શકાય તેમ નથી. અનુભવ જ્ઞાનથી શુદ્ધ બ્રહ્મસ્વરૂપ જાણી શકાય છે. यतः

अतीन्द्रियं परं ब्रह्म, विशुद्धानुभवं विना;
शास्त्रयुक्तिशतेनाऽपि, नैवगम्यं कदाचन ॥ १ ॥

ઇન્દ્રિયોથી પર પરબ્રહ્મ, શુદ્ધ અનુભવ વિના શાસ્ત્ર યુક્તિશતથી પણ જાણી શકાતું નથી. શુદ્ધ અનુભવ આવતાં પરમપ્રભુનાં સહેજે દર્શન થાય છે. શુદ્ધ અનુભવ આત્મામાંથી પ્રગટે છે. અને શુદ્ધાનુભવથી આત્માનો ભાસ થાય છે. સમ્યગ્જ્ઞાનથી શુદ્ધાનુભવ ભિન્ન નથી. શુદ્ધાનુભવ મોહાતીત હોવાથી સુષુપ્તિરૂપ નથી. તેમ સ્વાપ અને જાગરાવસ્થારૂપ પણ શુદ્ધાનુભવ નથી. કલ્પના વિશ્રાંતિથી પ્રગટ થનાર તુર્ય અવસ્થારૂપ અનુભવ છે. શુદ્ધઅનુભવનો ગુણઠાણાની અપેક્ષાએ ભેદ પડે છે. ભવ્ય, આત્મા, જો ત્હારે સ્વ સ્વરૂપની પ્રીતિ કરવી હોય તો શુદ્ધ અનુભવાર્થે અન્તરમાં ઉતર, અન્તર્દૃષ્ટિથી જોતાં ત્હારૂ સ્વરૂપ ગુણસ્થાનકથી પણ અતીત જણાશે. यतः

**श्लोक.**

गुण स्थानानि यावंति, यावंत्यश्चापि मार्गणाः
तदन्यतरसंश्लेषो नैवातः परमात्मनः ॥ १ ॥

ગુણસ્થાનક અને માર્ગણાથી અતીત એવું પરમાત્મ સ્વરૂપ

છે, તેને કોઈનો શુદ્ધનિશ્ચયનયથી જોતાં સંબંધ નથી. હે આત્મા આ શ્લોકમાં કહેલો ભાવાર્થ અપૂર્વ શુદ્ધસ્વરૂપ જણાવે છે. ત્હારી અપૂર્વ અનંત શક્તિને તું પોતાના બળથી પ્રાપ્ત કરીશ. ત્હારૂ સ્વરૂપ નિરાકાર છે. બાહ્ય દેખાતા જડના પર્યાયો છે તે તારા નથી; હે ચેતન પુત્ર, ધન, રાજ્ય આદિ બાહ્ય પદાર્થોમાં તું મારાપણું કલ્પીશ નહિ. અનાદિકાળથી અજ્ઞાનયોગે તેં પરવસ્તુને પોતાની માની હતી હવે પરવસ્તુ તે આત્માની નથી. તો તેનું કર્તાભોક્તાપણું ચેતનને કેમ ઘટે; જેણે જડ પર્યાયોને પોતાના માન્યા છે તેણે આત્મામાં રહેલું પરમાત્મપણું જાણ્યું નથી, યતઃ

कर्मोपाधि कृतान् भावान्, य आत्मन्यध्यवस्याति
तेन स्वाभाविकं रूपं, न बुद्धं परमात्मनः ॥ १ ॥

કર્મ થકી બનેલું શરીર છે. પાંચ પ્રકારનાં શરીર, સંસ્થાન, મન, વાણી આદિ સર્વભાવ કર્મના કરેલા છે, વસ્તુતઃ જોતાં તે આત્માના નથી, આત્મા અરૂપી છે, તેમ છતાં જે અજ્ઞ શરીર વિગેરેનો આત્મામાં આરોપ કરે છે; અર્થાત્ તે સર્વ આત્મા છે, આત્માથી ભિન્ન નથી એમ જાણે છે તેણે પરમાત્માનું સ્વરૂપ જાણ્યું નથી. પરમાત્માનું સ્વરૂપ કર્મ અને કર્મથી લાગેલી સર્વ જડ ઉપાધિથી દૂર છે, એમ જે જાણે છે, તેણે પરમાત્મ સ્વરૂપ જાણ્યું છે, શુદ્ધાત્મસ્વરૂપમાં અવિવેકથી કર્મની ઉપાધિયોનો આરોપ થાય છે, તે દૃષ્ટાંત પૂર્વક જણાવે છે.

श्लोक.

यथा भृत्यैः कृतं युद्धं, स्वामिन्येवोपचर्यते
शुद्धात्मन्यविवेकेन, कर्मस्कंधोर्जितं तथा ॥ २ ॥
मुषितत्त्वं यथा पान्थ गतं पथ्युपचर्यते
तथा व्यवहरत्यज्ञ, श्चिद्रूपे कर्मविक्रियाम् ॥ २ ॥

જેમ સેવકોએ કરેલું યુદ્ધ સ્વામિમાં આરોપાય છે તેમ

શુદ્ધાત્મ સ્વરૂપમાં કર્મ સ્કંધોની ઉપાધિનો આરોપ થાય છે. જાપાનની સરકાર અને રૂશિયન સરકારની સેના પરસ્પર લડી. તેમાં જાપાનસેના જય પામીતો એમ કહેવાયું કે જાપાન સરકાર જીતી અને રૂશીયન સેના હારવાથી એમ કહેવાયું કે રૂશિયન સરકાર હારી. બે રાજ્યના રાજાઓ પરસ્પર લડયા નથી તોપણ સેનાના જય પરાજયથી તેનો આરોપ તેના સ્વામિઓમાં થયો. વસ્તુગત્યા તે આરોપ સરકારમાં ઘટતો નથી. તેમ કર્મસ્કંધોથી બનેલી, ગતિ, શરીર, દુઃખાદિનો આરોપ આત્મામાં કરવો તેપણ અવિવેક છે. અર્થાત્ અશુદ્ધ આત્માથી રહીત એવા શુદ્ધઆત્મામાં કર્મનો ઉપચાર ઘટતો નથી. રસ્તામાં માણસો ચોરોથી લુંટાયાં ત્યારે લોકો કહે છે કે અમુક વાટ લુંટાણી, તે ઉપચાર જેમ જૂઠો છે, તેમ શુદ્ધાત્મમાં કર્મનો વ્યવહાર કરવો તે પણ અસત્ય છે. શુદ્ધ નિશ્ચયનયથી શુદ્ધાત્મસ્વરૂપ પોતાનું સ્વરૂપ કદી તજતું નથી આવી રીતે યોગિ પુરૂષો સ્વસ્વરૂપ સમજી તેમાં લીન રહે છે. પોતાના સ્વરૂપમાં લીન થએલા યોગિયો રાગદ્વેષની પરિણતિથી દૂર રહે છે. ભૂતકાલીન બાંધેલાં નિકાચીત કર્મરૂપ પ્રારબ્ધ ભોગવે છે, છતાં તેમાં લેપાતા નથી. જેમ શંખ પંચવર્ણની મૃતિકા ભક્ષણ કરે છે પણ પોતે ઉજ્વલ રહે છે. તેમ શુદ્ધાત્મસ્વરૂપ જ્ઞાતાઓ કર્મના વિપાકોને ભોગવે છે, છતાં રાગદ્વેષના અભાવે અન્તરથી શુદ્ધ પરિણતિયોગે ઉજ્વલ રહે છે, મિથ્યાત્વ અને રાગદ્વેષ યોગે બંધાતાં નવીન કર્મોનો જ્ઞાની પુરૂષો સમ્યગ્જ્ઞાન ધ્યાનથી નાશ કરે છે. મિથ્યાત્વ અને રાગદ્વેષના અભાવે તે તે સંબંધી કર્મ બંધાતાં નથી. પ્રારબ્ધયોગે ખાય છે, પીચે છે, વિચરે છે પણ સંવરમાં સ્થિર રહેવાથી યોગિઓ અન્તરથી ન્યારા રહી :શુદ્ધાત્મસ્વરૂપરૂપઅમૃતના ભોગી બને છે. યોગિયોની શરીરાદિકની પ્રવૃત્તિ કર્મયોગે વિચિત્ર હોય છે, છતાં અન્તરમાં નિર્મલ જલ સમાન હોય છે. યોગિજ્ઞાનિયોની શરીરાદિક ચેષ્ટાથી તેમને કંઇ બાધ પણ થતો નથી, તે કહે છે. યતઃ

છે. આવી રીતે જ્ઞાની સદાકાળ આત્માનો અખંડ આનંદ ભોગવે છે, અને તેથી જ્ઞાનિનું મુખ પણ શાંત પ્રફુલ્લ જણાય છે, અજ્ઞાનિ પુરૂષો યોગિયોના સુખને જાણી શકતા નથી. यतः

श्लोक.

कुमारी न यथा वेत्ति, सुखं दयितभोगजम्;
न जानाति तथा लोको, योगिनां ज्ञानजं सुखं. १

કુમારી છોકરી જેમ યુવાન સ્ત્રી પુરૂષ ભોગજ શાતા વેદનીય સુખને જાણે નહી, તેમ લોક યોગીયોના અન્તરમાં રહેલા સુખને જાણી શકતા નથી, યોગિયોના હૃદયમાં ગગાના પ્રવાહની પેઠે અખંડ સુખની ધારા વહે છે. યોગિયોની બાહ્યપ્રવૃત્તિ રાગદ્વેષ વિનાની હોય છે. યોગિયોના હૃદયમાં પરમાત્મા વિરાજે છે, યોગિયો બાહ્યરૂદ્ધિ માટે વિકલ્પ સંકલ્પ કરતા નથી, વિકલ્પ સંકલ્પ જેજે વસ્તુઓ સંબંધી થાય છે તે તે વસ્તુઓના નજીકમાં આત્મા આવી પડી છે, શુભ આચારોથી આત્મા દેવતાના ભવની પ્રાપ્તિ કરવા ધારે છે તો દેવતા પણ થઇ શકે છે, શુભ વિચારોથી પુણ્ય ગ્રહે છે અને અશુભ વિચારોથી પાપ પણ ગ્રહે છે, જડ વસ્તુની પ્રાપ્તિ માટે ઇષ્ટ સંકલ્પ કરવાથી આત્માને તે વસ્તુની પ્રાપ્તિ થાય છે પણ તેનાથી બંધાય છે, માટે જડ વસ્તુને ઇષ્ટ જાણી તે સંબંધી સંકલ્પ કરવો યુક્ત નથી.

પ્રશ્ન—હે સદ્ગુરૂ મહારાજ, આપને વંદન કરીને પ્રશ્ન કરૂં છું. કેટલાક જીવો દુનિયામાં ઇષ્ટ માનેલી વસ્તુઓની પ્રાપ્તિ માટે સંકલ્પ કરવા બતાવે છે. જેને સુવર્ણની ઇચ્છા હોય તે સુવર્ણનો સંકલ્પ કરે. જેને સ્ત્રીની ઇચ્છા હોય તે સ્ત્રી પ્રાપ્ત કરવા દૃઢ સંકલ્પ કરે. જેને પુત્ર, વા ધનની ઇચ્છા હોય તે પુત્ર વા ધનના સંકલ્પ કરે. આપશ્રી તો એવી વસ્તુઓ સંબધી સંકલ્પ કરવાનો નિષેધ કરો છો તેનું કેમ ?

ઉત્તર—હે ભવ્ય શિષ્ય, સમાધાન થઇને શ્રવણ કર, જે

લોકો દુનિયાની ઇષ્ટ વસ્તુઓ સંબંધી સંકલ્પ કરવાનું કહે છે. તે જો કે પુણ્યાદિ સામગ્રી સદ્‌ભાવની યોગ્યતા હોય તો તેને તે મળી શકે છે. પણ તેથી મનુષ્ય સંકલ્પ કરી ઇચ્છેલી વસ્તુઓમાં બંધાય છે. અને તેથી પરભવમાં તે વસ્તુની પ્રાપ્તિ હેતુભૂત શરીરઆદિ સામગ્રીથી બંધાય છે. તેથી તે 'પરમાત્મસ્વરૂપસન્મુખ' થઇ શકતો નથી. કેટલાક તપસ્વીઓ, રાજ્ય, ચક્રવર્તિ આદિ નિયાણાં રૂપ દૃઢ સંકલ્પથી ઉત્તમ ફલ હારી ગયા. સ્ત્રી, પુત્ર, ધન, આદિનાં ક્ષણિક સુખના માટે જે જીવો, ધર્મ ક્રિયાઓ વા સંકલ્પ કરે છે તે પ્રાયઃ તેટલું પામે છે, પણ તેથી તેઓ શાશ્વત સુખ પામી શકતા નથી. ક્ષણિક વસ્તુઓથી પ્રાતિ માટે સંકલ્પ કરવો યોગ્ય નથી. સત્પુરૂષો આત્માનો પૂર્ણાનન્દ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરે છે. સત્પુરૂષો સાંસારિક કાર્યો કરે છે પણ તેમાં આશા રાખતા નથી. સાંસારિક વસ્તુઓ ક્ષણિક છે તેમાં ચિતવૃત્તિથી સંકલ્પ કરવાની જરૂર નથી. સાંસારિક વસ્તુઓ કે જે શાતાવેદની યહેતુભૂત છે તે પુણ્યયોગે મળે છે. પણ તેનું સુખ ક્ષણિક હોવાથી તે તરફ આશાથી જોવું યોગ્ય નથી. કોઇ મનુષ્ય દેવલોક પ્રાપ્તિ માટે યથાયોગ્ય તપશ્ચર્યા કરેતો દેવલોકમાં જઇ શકે પણ દેવલોકનું આયુષ્ય પૂર્ણ થયા બાદ પશ્ચાત્ અન્ય અવતાર ધારણ કરવો પડે છે. એમ શ્રી તીર્થંકર ભગવાનો કહે છે. તથા વેદમાં કહ્યું છે કે 'ક્ષીણે પુણ્યે મૃત્યુલોકં વિશન્તિ' ક્ષીણ પુણ્ય થતાં મનુષ્ય લોકમાં આવવું પડે છે માટે ભવ્ય જીવોએ સકલ કર્મથી મુક્ત થવા માટે જ સર્વ પ્રકારની ધર્મ ક્રિયા કરવી જોઇએ. સાંસારિક આશાઓના સંકલ્પ કરવાથી ઉચ્ચ કોટી ઉપર ભવ્ય જીવ આવી શકતો નથી, સમકિત જીવને શુભોપયોગે પુણ્યાનુબંધી પુણ્ય બંધાય છે. તેથી તે દેવલોકમાં જાય છે. ત્યાંથી મનુષ્ય ભવ પામી મુક્તિ જાય છે. પણ સમકિતી જીવને સાંસારિક સુખોની વાંછા રહેતી નથી. સકલ કર્મના ક્ષય માટે ગુણસ્થાનકની યોગ્યતા મેળવવા પ્રયત્ન કરવો. આત્માના અસંખ્ય

પ્રદેશ છે, પ્રતિ પ્રદેશે અનંત કર્મની વર્ગણાથી આત્મા મુક્ત થાય છે ત્યારે તે 'પરમાત્મા' કહેવાય છે, અનંતશક્તિનો ભોક્તા બને છે, માટે પુદ્દગલ વસ્તુની આશાના સંકલ્પ પરિહરી પરમાત્મસ્વરૂપની માટે સંકલ્પ વિકલ્પ રહિત થવું યોગ્ય છે. અન્ય ધર્મવાળાઓ પણ નિષ્કામ કૃત્ય કરવું ઈત્યાદિ ઉદ્દેશથી જિન વાણીનો આશ્રય કરે છે. જગત્માં ક્ષણીક જડ વસ્તુઓ આત્માની નથી. ત્રણ કાલમાં કોઇની થઈ નથી અને થવાની નથી. જડ વસ્તુઓના આકાશ જેટલા ઢગલા કરીએ તોપણ તેમાંથી આનંદગુણ પ્રગટવાનો નથી. આનંદગુણ આત્મામાં રહેલો છે. તેથી આત્માની શોધ કરતાં આનંદ પ્રગટે છે. બાહ્ય વસ્તુઓમાં ઇષ્ટપણાની બુદ્ધિ જ્યાં સુધી છે ત્યાં સુધી સત્ય વિવેક પ્રગટ્યો કહેવાતો નથી. વ્યવહાર સંબંધથી તે વસ્તુઓનો વ્યવહાર કરતાં પણ જ્ઞાની પુરૂષ તેમાં ઈષ્ટબુદ્ધિ ધારણ કરતો નથી. અને જડ વસ્તુઓના સંબંધમાં પ્રારબ્ધયોગે આવતાં તેમાં અનીષ્ટબુદ્ધિ ધારણ કરતો નથી. તેથી જ્ઞાની પુરૂષ માયા સમુદ્રને તરી જાય છે. આશાતૃષ્ણાનો છેદ કરે છે. જ્યારે બાહ્ય વસ્તુમાં સુખ બુદ્ધિ અને દુઃખ બુદ્ધિ થતી નથી. ત્યારે આત્મા આશાતૃષ્ણાનો નાશ કરી શકે છે. આશાતૃષ્ણાયોગે ક્ષણિક વસ્તુઓની પ્રાપ્તિ માટે મનમાં દૃઢ સંકલ્પ વા સંયમ કરવો યોગ્ય નથી. 'બ્રહ્મસત્યં જગન્ મિથ્યા' બ્રહ્મ સત્ય છે. જગત્ મિથ્યા છે. અર્થાત્ જગત્ના પદાર્થો ક્ષણીક છે. આત્માના નથી. એમ જ્યારે જ્ઞાન થાય છે ત્યારે આત્માસ્વરૂપ સન્મુખ થતો જાય છે. અને આશાના વિકલ્પો વિષ સમાન લાગે છે. આશાથી દૂર રહેવા પ્રયત્ન કરે છે. અને મુખથી ઉચ્ચારે છે કે.

## પદ.

आशा औरनकी क्या कीजे, ज्ञान सुधारस पीजे. आशा.
भटकत द्वार द्वार लोकन के, कुकर आशा धारी,
आतम अनुभव रसके रसिया, उतरे न कबहु खुमारी. आशा,

आशा दासी के जे जाया, ते जन जगके दासा;
आशा दासी करे जे नायक, लायक अनुभव प्यासा. आशा. २
मनसा प्याला प्रेम मशाला, ब्रह्मअग्नि परजाली;
तन भाठी अवटाइ पीयेकस, जागे अनुभव लाली. आशा. ३
अनुभव प्याला पीयो मतवाला, चिन्ही अध्यातम वासा;
आनन्दघन चेतन व्है खेले, देखे लोक तमासा. आशा. ४

પૌદ્‌ગલિક વસ્તુની શી આશા કરવી જોઇએ. જ્ઞાનરૂપ અમૃત રસ પીવો યોગ્ય છે. હે ચેતન! તું ચોરાશી લાખ જીવ યોનિમાં અનંતિવાર ભટક્યો અનંતિવાર જન્મ મરણુ કર્યાં, પણુ તેથી તું જરામાત્ર શાંતિ પામ્યો નહીં. લોકાકાશના અસંખ્ય પ્રદેશ છે. તેના પ્રત્યેક પ્રદેશે અનંતિવાર જન્મ મરણુ કર્યા, નિગોદમાં અનંતિ કાળ ગુમાવ્યો. અનાદિકાળથી નિગોદમાં રહ્યો. કર્મનાયોગે એક શ્વાસોશ્વાસમાં સાડાસત્તર ભવ ઝાઝેરા કર્યા. વનસ્પતિના ભવમાં અનેકવાર છેદાયો, ભેદાઓ, સ્થાવરમાં પણુ તેં કશું સુખ દેખ્યું નહિ. દ્વીન્દ્રિય, ત્રીન્દ્રિય, ચતુરિન્દ્રિયમાં પણુ અનેક જન્મ ધારણુ કરી અનંત દુઃખ વેઠયાં. પશુ પંખીના ભવમાં છેદન, ભેદન, તાડન, તર્જન, તૃષા, ક્ષુધાનાં વિવિધ દુઃખ ભોગવ્યાં. પણુ હે ચેતન તેનો પાર આવ્યો નહિ. હવે તું વિચાર કર કે તું કયાંથી સુખ પામીશ. ધર્મની સામગ્રી પામી હવે આશા તૃષ્ણાનો પરિહાર કર, વળી હે ચેતન વિચાર કે–

## गाथा.

देवा विसय पसत्ता, नेरइया विविह दुह संसत्ता,
तिरिया विवेग विगला, मणुआणं धम्मसामग्गी. १

દેવતાઓ વિષયમાં આસક્ત હોય છે. નારકીના જીવો વિવિધ પ્રકારના દુઃખમાં આસક્ત હોય છે. તિર્યંચના જીવો વિવેક રહિત હોય છે. મનુષ્યોને ધર્મ સામગ્રી છે. ચતુર્ગતિમાં પરિભ્રમણુ કરતાં દુર્લભ મનુષ્યભવ પામીને ચેતન હવે વિચાર કે,

परकी आशा सदा निराशा, ए है जगजन पासा;
ते काटनकुं करो अभ्यासा, लहो सदा सुखवासा ; आप.

પરવસ્તુની આશામાં સદા નિરાશા છે. પર વસ્તુની આશા તેજ મોટામાં મોટો પાશ છે. માટે આશારૂપ પાશનો નાશ કરવા હે ચેતન અભ્યાસ કરવો જોઈએ. હે ચેતન વિચાર કે, પરવસ્તુથી ઝાંઝવાના જલની પેઠે કદી શાંતિ થઈ નથી અને થનાર નથી. જ્ઞાનરૂપ અમૃત રસ પીવો યોગ્ય છે.

કૂતરાં ઘેર ઘેર આશાથી ભટકે છે તેમ તું પણ પુદ્‌ગલ વસ્તુમાં સુખની આશાએ ભટકે છે. ત્યારે તારામાં અને કૂતરામાં શો ફેર. પુદ્‌ગલ વસ્તુની આશામાં કદી શાંતિ થઈ નથી અને થનાર નથી. જ્યારે ચેતન પોતાના શુદ્ધ નિરંજન અવ્યાબાધ સ્વરૂપનો અનુભવ કરે છે ત્યારે તે અનુભવરૂપ અમૃતનું ભોજન પામે છે. અને તેથી તેની ખુમારી ઉતરતી નથી. માટે ચેતન હવે તું શુદ્ધ રમણતારૂપ અમૃતનું ભોજન કરીને અનંતાનંદનો ભોક્તા થા.

આશારૂપી દાસીના જે પુત્ર બન્યા, તે જીવો જગત્‌ના દાસ છે. અને આશારૂપ દાસીને જે વશ કરે છે એવા જીવો અનુભવ અમૃતની યોગ્યતાવાળા થાય છે. માટે આશાના અનેક વિકલ્પ સંકલ્પનો નાશકર, આશાના આવેશમાં જીવ અકૃત્ય કરે છે, અનેક પાપના વિચારો કરે છે; તેથી જન્મજરાનાં દુઃખ પામે છે. માટે હે ચેતન આશાના વિચારોના વિકલ્પ સંકલ્પ મનમાં કરીશ નહીં. જગત્‌માં આશાના સમાન એક પણ મોટું દુઃખ નથી. અનેક મનુષ્યો આશા ખોટી છે ખોટી છે એમ પોકારે છે પણ પણ આશાનું ખરૂ સ્વરૂપ જાણતા નથી. તેથી તે આશાથી દૂર નાસે છે તોપણ અંધ મનુષ્યની પેઠે આશાના પાસમાંજ ફસાય છે. જ્યારે આત્માનું સમ્યગ્‌જ્ઞાન થાય છે. ત્યારે આશાનો જય કરી શકાય છે. આશાના અનેક ભેદ છે. પુદ્‌ગલ વસ્તુઓના ભેદથી આશાના પણ અનેક ભેદ પડે છે. આત્માના સદ્‌ગુણો જાણતાં

જડ વસ્તુઓની આશા છૂટે છે, જડ વસ્તુઓની આશા છૂટતાં અહં અને મમત્વનું મૂળ બળે છે. અને તેથી આશાઓના અનેક ભેદ ટળતાં સંકલ્પ વિકલ્પ સ્વયંમેવ ટળે છે, મનરૂપી પ્યાલામાં પ્રેમરૂપી મશાલો ભરવો. સારાંશકે, આત્માના શુદ્ધ સ્વરૂપનો પ્રેમરૂપી મશાલો મનરૂપી પ્યાલામાં મૂકીને જ્ઞાનરૂપી અગ્નિને તન ભાઠીમાં સળગાવવી. પશ્ચાત્ શુદ્ધ અનુભવ અમૃતરસ રહેશે. તેને અવટાઇને પીતાં અનુભવ સુખની લાલી પ્રગટશે. શુદ્ધ સ્વરૂપાનુંભવરૂપ પ્યાલા હે ભવ્યજીવો અધ્યાત્મજ્ઞાન વડે પીવો, આનંદઘનજી મહારાજ કહે છે કે—અનુભવ પ્યાલા પીનારની દુનિયાથી વિપરીત સ્થિતિ થાય છે. તેથી જે લોકો અજ્ઞ છે તે તમાસો દેખે છે. અને અનુભવી અનંત સુખમાં ક્ષણેક્ષણે ખેલે છે—

આવું શુદ્ધાત્મરમણનું સુખ મૂકી જે જીવો દુનિયાની રૂદ્ધિના સંકલ્પ કરે છે તેમણિ પરિહરીને કાચને અંગીકાર કરે છે, માટે હે શિષ્ય તું હવે સમજ્યો હોઇશકે પરમાર્થે પરમાત્મ શક્તિયોના પ્રકાશ માટે જે કંઇ વિચાર ક્રિયા કરવી તે યોગ્ય છે, આત્માના પ્રદેશોમાં રહેલા સુખનો જેણે અનુભવ કર્યો છે તે યુક્તિશતથી પણ બાહ્યસુખ માટે વિચાર સંકલ્પનો હોમ કરશે નહિ, નિષ્કામ બુદ્ધિથી આત્મશકિતયોનો પ્રકાશ કરવા સદાકાળ ધર્મધ્યાન અને શુકલ ધ્યાનનું શરણું ગ્રહવું. હવે પ્રસંગને અનુસરી ધર્મ ધ્યાનનું સ્વરૂપ બતાવે છે.

## धर्मध्यान गणांगसूत्रपाठ

धम्मझाणे चउव्विहे चउप्पडोयारे पं तं आणाविजए अवायविजए विवागविजए संठाणविजए धम्मस्सणं झाणस्स चत्तारि लरकणा पं तं आणारूइ निसग्गरुइ सुत्तरुइ उगाढरुइ धम्मस्सणं जाणस्स चत्तारि आलंबणा पं तं वायणा पडिपुछणा परियट्टणा अणुपेहा धम्मस्सणं झाणस्स चतारि अणुपेहाउ पं तं एगाणुप्पेहा आणच्चाणुप्पेहा अशरणाणुप्पेहा संसाराणुप्पेहा.

ધર્મધ્યાનના ચાર પ્રકાર છે. 'આજ્ઞાવિચય, અપાયવિચય, વિપાકવિચય, સંસ્થાનવિચય, ધર્મધ્યાન, ચાર લક્ષણ કહ્યાં છે તે નીચે મુજબ, ૧ આજ્ઞારૂચિ, નિસર્ગરૂચિ, સૂત્રરૂચિ, અવગાઢરૂચિ, તેમજ ધર્મધ્યાનનાં ચાર આલંબન કહ્યાં છે. તે નીચે મુજબ. વાચના, પ્રતિપૃચ્છા, પરિવર્તના, અનુપ્રેક્ષા, તેમજ ધર્મધ્યાનની ચાર અનુપ્રેક્ષાઓ કહી છે. 'એકાનુપ્રેક્ષા, અનિત્યાનુપ્રેક્ષા, અશરણાનુપ્રેક્ષા અને સંસારાનુપ્રેક્ષા,' હવે તે સંબંધી વિશેષકિંચિત્ જણાવવામાં આવે છે. જિનેન્દ્ર ભગવાન્ની આજ્ઞાને વિચાર કરવો શ્રી તીર્થંકરે ધર્માસ્તિકાયાદિ દ્રવ્યનું સ્યાદ્વાદ સ્વરૂપ કહ્યું છે. સ્યાદ્વાદનું લક્ષણ કહે છે.

**एकस्मिन् वस्तुनि विरुद्धधर्मद्वय समावेशः स्याद्वादः**

એક વસ્તુમાં વિરૂદ્ધ બે ધર્મનો સમાવેશ તેને 'સ્યાદ્વાદ' કહે છે. જેમ એક મનુષ્ય પુત્રની અપેક્ષાએ પિતા છે અને પિતાની અપેક્ષાએ પુત્ર છે. ત્યારે એકમાં પિતા અને પુત્ર એમ બે વિરૂદ્ધ ધર્મનો સમાવેશ થયો તે 'સ્યાદ્વાદ' છે. ધર્માસ્તિકાયાદિક ષડ્દ્રવ્યમાં એમ ભાવના કરવીઃ અથવા.

**विरुद्ध धर्मद्वयप्रतिपादनपरः वक्तुरभिप्रायविशेषः स्याद्वादः अथवावस्तुस्वरूपप्रतिपादनपरः श्रुतविकल्पः स्याद्वादः अथवा एकैकस्मिन् वस्तुनि सप्रतिपक्षानेक धर्मस्वरूप प्रतिपादनपरः स्याद्वादः एकस्मिन् जीवाजीवादौ विरुद्धंयद्धर्मद्वयंनित्यानित्यास्तित्वनास्तित्वोपादेयानुपादेयाभिलाप्यानभिलाप्यादिलक्षणं तत्प्रतिपादनपरः श्रुतविकल्पः स्याद्वाद.**

વક્તાનો વિરૂદ્ધ ધર્મદ્વય પ્રતિપાદનપર અભિપ્રાય વિશેષ તેને સ્યાદ્વાદ કહે છે. અથવા વસ્તુસ્વરૂપ પ્રતિપાદનપર એવો શ્રુત વિકલ્પ તેને સ્યાદ્વાદ કહે છે. અથવા ધર્માસ્તિકાય આદિ એકેક દ્રવ્યમાં સત્પ્રતિપક્ષ અનેક ધર્મસ્વરૂપ પ્રતિપાદનમાં તત્પર હોય તેને સ્વાદ્વાદ કહે છે, જીવતત્ત્વ, અજીવતત્ત્વ, પુણ્યતત્ત્વ, પાપ-

તત્ત્વ, આશ્રવતત્ત્વ, સંવરતત્ત્વ, નિર્જરાતત્ત્વ, બંધતત્ત્વ, અને મોક્ષતત્ત્વ, તેમાં એક જીવતત્ત્વમાં વિરૂદ્ધ ધર્મ ઘટાવે છે. જીવદ્રવ્ય દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ નિત્ય છે. પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અનિત્ય છે. જીવદ્રવ્યમાં પોતાના દ્રવ્ય ક્ષેત્રકાલ ભાવની અપેક્ષાએ અસ્તિત્વ રહ્યું છે. અજીવદ્રવ્યના દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ જીવદ્રવ્યમાં નથી માટે જીવદ્રવ્યમાં જીવદ્રવ્યનું નાસ્તિકપણું રહ્યું છે. જીવદ્રવ્ય ઉપાદેય છે. અજીવદ્રવ્ય ઉપાદેય નથી. માટે જીવદ્રવ્યમાં પોતાના સ્વરૂપનું ઉપાદેય અને પરની અપેક્ષાએ અનુપાદેયત્વ જાણવું. જીવદ્રવ્ય અભિલાપ્ય છે તેમજ અનભિલાપ્ય પણ છે જીવદ્રવ્ય ત્રણકાલમાં નિત્ય છે. 'ગુણપર્યાયવત્ દ્રવ્યમ્' ગુણપર્યાયવાળું હોય તે દ્રવ્ય જાણવું. 'દ્રવ્યસ્ય નિત્યત્વાત્ સકલકાલભાવિત્વાત્ એકરૂપં' દ્રવ્ય નિત્ય છે. ત્રણકાલમાં વર્તે છે. માટે એકરૂપ છે. પર્યાયનું લક્ષણ કહે છે.

पर्येति उत्पत्तिं विपत्तिंच प्राप्नोति सपर्यायः

જે ઉત્પત્તિ અને નાશને પામે છે. તેને પર્યાય કહે છે. કહ્યું છે કે:—

## श्लोक.

अनादि निधनें द्रव्ये, स्वपर्यायाः प्रतिक्षणं,
उन्मज्जंति निमज्जंति, जलकल्लोलवज्जले ॥ १ ॥

અનાદિ અનંત ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય. જીવાસ્તિકાય અને ઉપચારથી કાલદ્રવ્ય છે. એ છ દ્રવ્યમાં સમયે સમયે ઉત્પાદ વ્યય થયા કરે છે. જેમ જલમાં કલ્લોલ ઉત્પન્ન થાય છે અને નાશ પામે છે તેમ દ્રવ્યમાં જાણવું તેમાં પર્યાયનું વિવેચન કરે છે.

पर्यायोद्विधा सहभावीच क्रमभावी सहभावी गुणः क्रमभावीपर्यायः यथात्मनः सहभाविनः पर्याया विज्ञान व्यक्तिशक्त्यादयः १ क्रमभाविनः सुखदुःखहर्षशोकादयः पर्यायाः तस्माद्द्रव्य

पर्याययोः स्वरूपभिन्नत्वात् व्यवहारनये भिन्नावेव द्रव्यपर्यायौ राहोः शिरोवत् कथंचिद् भेदाभेदरूपौ ॥ निश्चयनयेतु गुणगुणिनोरभेदा दुपचाराभावात्स्वतः स्वरूपस्य नित्यत्वाद् द्रव्य पर्याया वभिन्नावेव ॥ यदुक्तं ।

आत्मैव दर्शनज्ञान, चारित्राण्यथवायतेः
यत्तदात्मक एवैषः, शरीरमधितिष्ठति ॥ १ ॥
क्षीरे दधि तिले तैलं, वन्हिरूपल काष्ठयोः
द्रव्य पर्यायता भेदाभेदस्तद्वन्निगद्यते ॥ १ ॥

ભાવાર્થ પર્યાયના બે ભેદ છે. સહભાવી. અને ક્રમભાવી. સહભાવી પર્યાયને ગુણ કહે છે, ક્રમભાવી તે પર્યાયજ કહેવાય છે, જેમ સહભાવિ પર્યાયો આત્માના વિજ્ઞાન વ્યક્તિ શકિત વિગેરે જાણવા, અને તેમજ સંસારી જીવના સુખ, દુઃખ, હર્ષ, શોક, ક્રમભાવિપર્યાયો જાણવા. તે માટે દ્રવ્ય અને પર્યાય સ્વરૂપ ભિન્ન છે. તેથી વ્યવહારનયમાં દ્રવ્ય પર્યાય રાહુના શિરની પેઠે કંથચિત્ ભિન્ન કહેવાય છે, ભેદાભેદરૂપ છે. નિશ્ચયનયમાં ગુણ-ગુણિનો અભેદ છે. ઉપચારનો અભાવ છે. માટે દ્રવ્ય અને પર્યાય અભિન્ન કહેવાય છે, કહ્યું છે કે યતિનાં જ્ઞાનદર્શન ચારિત્ર તે આત્માજ છે. અને તે આત્મા શરીરમાં રહયો છે. જ્ઞાનદર્શન ચારિત્ર તે આત્મારૂપ છે. નિશ્ચયનયમાં આત્માથી ભિન્ન નથી. દૂધમાં દહી વ્યાપી રહેલું છે. તિલમાં તેલ રહ્યું છે. ચકમક પાષાણ અને અરિણકાષ્ઠમાં અગ્નિ વ્યાપી રહ્યો છે. તે કથંચિત્ ભેદાભેદપણે વર્તે છે. તેમ આત્મામાં જ્ઞાનદર્શન ચારિત્રાદિ ગુણો ભેદાભેદપણે નયોની અપેક્ષાએ જાણવા, જીવદ્રવ્યમાં પર્યાયની અપેક્ષાએ ષટ્ગુણહાનિ વૃદ્ધિ સંભવે છે. ગુણનો સહભાવિ પર્યાયમાં સમાવેશ થાય છે તેથી ‘ દ્રવ્યાર્થિક ’ અને પર્યાયાર્થિક એ બે નયની સિદ્ધિ થાય છે. જીવ દ્રવ્યમાં અનંતગુણપર્યાય છે. જીવ દ્રવ્ય તે ઉપાદેય છે.

कालओणं जीवे न कदाइ आसी, न कयाइ भविस्सइ, जाव-धुवेणंतए, सासए,अक्खए,अव्वए, अवट्ठिए,णिच्चे, णत्थि पुण से अंती भावओणं जीवे,अणंता णाणपज्जवा, अणंता दंसण पज्जवा, अणंता, चारित्त पज्जवा, अणंता गुरुलहु पज्जवा, अणंता अगुरु-लहु पज्जवा.

દ્રવ્યક્ષેત્રથી જીવદ્રવ્ય સુગમ છે. કાલથી જીવદ્રવ્ય કદાપિ થયું નથી. અને કદાપિ થશે નહિ. ધ્રુવ અચલરૂપ છે. ત્રણુ કાલમાં આત્મદ્રવ્ય એકરૂપ છે. કદાપિ થએલું નથી માટે આ-ત્મદ્રવ્ય શાશ્વત છે. આત્મદ્રવ્ય અક્ષય છે. અર્થાત્ અવિનાશી છે. આત્માના અસંખ્યાત પ્રદેશ છે. અનંતગુણુ છે, પણુ તેમાંથી એક પ્રદેશ વા એકગુણુ પણુ કદી નાશ પામ્યો નથી અને પા-મશે નહિ માટે આત્મદ્રવ્ય અવ્યય છે. આત્મદ્રવ્ય અવસ્થિત છે. નિત્ય છે. ભાવથકી આત્મદ્રવ્યમાં અનંતજ્ઞાન પર્યાય છે, તે જ્ઞાનપર્યાય છે તે જ્ઞાન વિશેષ છે. બુદ્ધિકૃત વિભાગ પરિચ્છેદ છે આત્મદ્રવ્યમાં અનંતદર્શન પર્યાય છે, તેમજ અનંતચારિત્ર પર્યાય છે તેમજ આત્મદ્રવ્યમાં અનંતગુરૂ લઘુ પર્યાય છે.

औदारिकादि शरीराण्याश्रित्य । इतरेतु कार्मणानि द्रव्याणि जीवस्वरूपं चाश्रित्येति भगवती शतक द्वितीय उद्देश १ गुरुलघुपर्यवाः कियंतः घनोदधि १ घनवात २ तनवात ३ अन्यवात ४ आकाश ५ पृथिवी ६ सागर ७ वैक्रिय ८ तैजस शरीर ९ पुद्गल द्रव्य १० द्रव्य कृष्ण लेश्या ११ द्रव्य शुक्ल लेश्या १२ औदारिक शरीर १३ आहारक शरीर १४ काययोग १५ एते ॥

के अगुरु लघवः पर्यायाः आकाश १ कार्मण शरीर २ धर्मा-स्तिकाय ३ अधर्मास्तिकाय ४ काल ५ पुद्गल ६ जीव ७ समय ८ कर्म ९ भावलेश्या १० भावशुक्ल लेश्या ११ दृष्टि १२ ज्ञान १३ अज्ञान १४ संज्ञा १५ कार्मण १६ मनोयोग १७ वचनयोग

१८ सागारोवयोगा १९ अमणचित्त २० अणाकारोवओग २१ परमाणु २२ अतीताद्धा अणागताद्धा २३ राजप्रश्निवृत्तौ सिद्धक्षेत्र २४ ज्योतिष्क विमानादीनि २५ एते अगुरुलघवः भ. १ श. उ. ९।

સંસારી જીવમાં ઔદારિકાદિ શરીર આશ્રયી અનંતગુરૂ લઘુ પર્યાય જાણવા, ઇતિરતો કાર્મણાદિ દ્રવ્ય અને જીવસ્વરૂપ આશ્રી કહે છે. ઘનોદધિ પ્રમુખ ગુરૂ લઘુપર્યાય ગણાવ્યા છે. અને આકાશાદિ અગુરૂ લઘુપર્યાય ગણ્યા છે. એનો વિશેષ ખુલાસો વિસ્તારના ભયથી અત્ર લખ્યો નથી તેથી ગુરૂમુખ સમજી લેવો. અનાદિકાળથી આત્માની સાથે કર્મવર્ગણા લાગી છે તેથી આત્મા ચોરાશીલાખ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે. જ્યારે આત્મા મનને જીતે છે ત્યારે રાગદ્વેષ શમવાથી કર્મનો સહેજે નાશ થાય છે. માટે મનની ચંચલતાને રોકવી. મનની ચંચલતાથી શુદ્ધ સ્વરૂપનો પ્રકાશ થતો નથી તે સંબંધી કહ્યું છે કે—

गाथा–चित्ते बद्धे बद्धो, मुक्के मुक्कोत्ति नत्थि संदेहो;
अप्पा विमल सहावो, मयलिज्जे मयलिए चित्ते ॥ १ ॥

મનથી બંધાતાં કર્મનો બંધ છે મનથી મૂકાતાં કર્મના બંધ નથી મુકત થાય છે, આત્મા નિર્મલ સ્વભાવવાળો છે, પણ ચિત્તની મલીનતાથી મલીન બને છે માટે ચિત્તની મલીનતાનો નાશ કરવો, આત્મ સન્મુખ મન થતાં સાંસારિક વાસનાઓનો નાશ થાય છે, આત્મા અશુદ્ધ પરિણતિથી જ્યારે છૂટે છે ત્યારે તે પરમાત્મા કહેવાય છે, મોહાદિભાવમાં પરિણમવું તે અશુદ્ધ પરિણતિ કહેવાય છે. અને આત્માના શુદ્ધ ધર્મમાં પરિણમવું એ શુદ્ધ પરિણામ કહેવાય છે. અત્ર કોઇ શંકા કરે છે. यथा:

अथ केचन वदंति यदात्मा अशुद्धत्वेन परिणमतीत्युल्लेखेन कथं नात्मनोऽशुद्ध परिणामोप्यात्म स्वभाव इति तन्न स्वभावस्य पर्यायः परिणामो न भवति यदुक्तं भगवत्यां १२ शतके २ उद्देशे

भव सिद्धियत्तणं भंते किंसभावओ परिणामओ जयंती सभावओ नो परिणामओ एतद्वृत्तिः सभावओत्त स्वभावतः पुद्गलानां मूर्तत्ववत्–परिणामओत्ति–परिणामेन अभूतस्यभवनेन पुरुषस्य तारुण्यवत् इति । एतेन स्वभावः जीवं सहचारि अविष्वग् भाव संबंधेन सर्वदानुत्थानरूपः परिणामस्तु परमाणु संयोगजन्योथ्था नरूपः पन्नवणायां पदे परिणामोह्यर्थान्तर गमनं तच्चसंयोगविशषः संयोगजन्योपाधिः यथानीरोपरि बुद्बुदः नीरपरिणामः कथं शुद्ध परिणामः स शुद्धस्वभावः इति सतु कथनमात्रं जीवस्य भव्य त्वं स्वभावतः न परिणामतः ॥

કેટલાક કહે છે કે, જ્યારે આત્મા અશુદ્ધત્વ વડે પરિણમે છે એ ઉલ્લેખથી અશુદ્ધ પરિણામ એ આત્માનો સ્વભાવ કેમ ગણાય નહીં? જ્ઞાની સમાધાન કરે છે કે એ શંકા યોગ્ય નથી. સ્વભાવનો પર્યાય પરિણામ હોતો નથી. ભગવતીના બારમા શતકના બીજા ઉદ્દેશે કહ્યું છે કે, ભવસિદ્ધિત્વપણું ભગવાન્ શું સ્વભાવથી હોય છે કે પરિણામથી? ભગવાન્ કહે છે કે જયંતી સ્વભાવથી હોય છે. પરિણામથી નહીં. પુદ્ગલનો મૂર્તત્વ સ્વભાવ છે. તેની પેઠે. પરિણામ એટલે ન થએલાનું થવું. પુરૂષની તારૂણ્યાવસ્થાની પેઠે. અત્ર જીવથી ભિન્ન નહિ પડનાર સહચાર તે સ્વભાવ જાણવો સ્વભાવ અનુથ્થાનરૂપ છે. અને પરિણામ ઉથ્થાન રૂપ છે. જેમ પાણીમાં પરપોટા થાય છે તેમ અત્ર જાણવું. શુદ્ધ પરિણામ તે શુદ્ધ સ્વભાવ શી રીતે કહેવાય? ત્યારે કહે છે કે, શુદ્ધ પરિણામ ત શુદ્ધ સ્વભાવ કહેવો એ તો કથન માત્ર છે. જીવનું ભવ્યપણું સ્વભાવથી છે. પરિણામથી નહીં, કર્મના સંબંધથી આત્મા પોતાની શુદ્ધ પરિણતિથી પરિણમતો નથી. અનંત જીવો જ્ઞાન પામી શુદ્ધ પરિણતિએ પરિણમીને સિદ્ધબુદ્ધ થયા. થાય છે. અને થશે. અત્ર કોઈ શંકા કરે છે કે, કર્મ અને આત્માનો ક્યારથી સંબંધ થયો. તે સંબંધી શંકા ઉઠાવી નીચે મુજબ વિકલ્પ કરે છે.

ननु बंधोजीवकर्मणोःसंयोगाभिप्रेतःसखल्वादिमानादिरहितो वास्यादितिकल्पनाद्वयं तत्र यद्यादिमानितिपक्षस्तदाकिं पूर्वमात्मा पश्चात्कर्मअथपूर्वकर्म पश्चादात्मा उत युगपत् कर्मात्मानौ संप्रसूयेतामिति त्रयोविकल्पास्तत्रन तावत् पूर्वमात्मसंभूतिः संभाव्यते निर्हेतुकत्वात् खरविषाणवत् अकारण प्रसूतस्य वा अकारणत एवो परमःस्यात् अथानादिरेवात्मा तथाप्यकारणत्वात् नास्यकर्मणा योगः उपपद्यतेनभोवत् अथाकारणेऽपिकर्मणा योगःस्यात्तर्हिसमुक्तस्यापिस्यादिति अथासावात्मानित्यमुक्त एवतर्हि किंमोक्षजिज्ञासया बंधाभावेच मुक्तव्यपदेशाभाव एवाकाशवदिति नापिकर्मणः प्राक्प्रसूतिरिति द्वितीयो विकल्पः संगच्छते कर्तुरभावात् नचाक्रियमाणस्य कर्म्म व्यपदेशोऽभिमतः अकारणप्रसूतेश्चाकारणतएवो परमः स्यादिति युगपदुत्पत्तिलक्षणः तृतीयपक्षोऽपि न क्षमः अकारणात्वादेव नचयुगपदुत्पत्तौ सत्यामयंकर्त्ता कर्मेदमिति व्यपदेशो युक्तः सव्यतरं गोविषाणवदिति अथाविरहितोजीवकर्मयोग इतिपक्षस्ततश्चानादित्वादेव नात्मकर्म्म वियोगः स्यात् यच्चादिरहित जीवकर्मयोगे अभिधीयमाने अनादित्वान्नात्मकर्मावियोग इति तद युक्तं। अनादित्वेऽपि संयोगस्य वियोगोपलब्धेः, जह कांचणोवल संजोगो, णादिसंतइगयावि, वोच्छिज्जइ सोवायं, तहजोगो जीव कम्माणं ॥१॥ तथानादेः संतानविनाशः दृष्टो बीजां कुरसंतानवत्.

गाथा.

अन्नयरमणिवत्तिय, कज्जबीयंकुराण जंविहियं,<br>
तथ्थहउ संताणो, कुक्कुडि अंडाइयाणंच ॥ २ ॥<br>
अनादि बंधसद्भावेऽपि भव्यात्मनो मोक्षोभवतीति ॥

જીવ અને કર્મનો સંયોગ સંબંધ છે. ત્યારે જીવ કર્મનો સંબંધ આદિવાળો છે કે અનાદિ છે? તત્ સંબંધી જીવ કર્મનો

સંબંધ આદિવાળો માનશો તો પ્રથમ આત્મા કે પશ્ચાત્ કર્મ? વા પ્રથમ કર્મ અને પછીથી 'આત્મા' અથવા આત્મા અને કર્મ બે સાથે છે? તેમાં પ્રથમ આત્મા થયો એમ તો છેજ નહીં. કારણ કે તેમાં કોઇ હેતુ નથી. કેટલાક એમ કહે છે કે ઇશ્વરે આત્માને બનાવ્યો પણ આ કહેવું સમજ વિનાનું છે. 'આત્મા નિત્ય' છે તેથી કોઇનો બનાવ્યો તે બનતો નથી. આત્મા અરૂપી છે. અરૂપી વસ્તુ આકાશની પેઠે કોઇની બનાવી બનતી નથી. તે સંબંધી વિશેષ વર્ણન અમારા બનાવેલા આત્મપ્રકાશ ગ્રંથમાંથી જોઇ લેવું, વળી આત્માને અકારણ પ્રસૂત માનશો તો 'અકારણ' તેનો નાશ થશે. અનાદિ આત્મા માનીશું અને પશ્ચાત્ કર્મ લાગ્યાં એમ પક્ષ સ્વીકારતાં પણ આકાશની પેઠે આત્માને પાછળથી કર્મ લાગવાનું કારણ સિદ્ધ થશે નહીં. અને અનાદિ આત્માને કારણ વિના પણ જો કર્મ લાગે એમ માનવામાં આવે તો સિદ્ધ પરમાત્માને પણ કારણ વિના કર્મ લાગશે. માટે તેમ માનવું પણ યોગ્ય નથી કેટલાક લોકો કર્મ રહિત થએલો જીવ મુક્તિમાંથી પાછો આવે છે એમ માને છે તે પણ યુક્તિયુક્ત નથી. મુક્તિમાંથી પાછા આવવું એમ માનવું એ મિથ્યાત્વવચન છે. કર્મવિના પણ જો ગમનાગમની ક્રિયા થતી હોય તો આકાશનું પણ ગમનાગમન થવું જોઇએ. પણ તેમ થતું નથી તેથી કર્મ રહીત એવા સિદ્ધબુદ્ધ પરમાત્માનો સંસારમાં અવતાર થતો નથી. વેદાંતમાં પણ કહ્યું છે કે, 'ન તસ્ય પુનરાવૃત્તિઃ' મોક્ષમાં ગયા બાદ આત્મા સંસારમાં પાછો આવતો નથી. અને તે જન્મ જરા મરણનાં દુઃખને પામતો નથી.

આત્મા નિત્ય મુક્ત છે. એમ જો માનીએ તો મોક્ષની જિજ્ઞાસા કરવાથી શો લાભ છે; આત્મા કોઇ વખત બંધાયો નથી તો મોક્ષ થયો એમ કહેવું તે પણ અસત્ય ઠરે છે. આકાશની પેઠે જેમ આકાશ કોઇ વખત બંધાતું નથી તો તેનો મોક્ષ કહેવો તે પણ કલ્પના માત્ર ઠરે છે તેમ આત્મા પણ કર્મથી

બંધાએલો ન માનવામાં આવે તો મુક્ત આત્મા થયો એમ કહેવું તે 'આકાશ કુસુમ' ની પેઠે અસત્ય ઠરે છે. માટે નિત્ય મુક્ત 'આત્મા' પણ કહી શકાય નહીં. જે લોકો આત્માને નિત્યમુક્ત માને છે. અને આત્મામાં કોઇ જાતનો વિકાર થતો નથી એમ માને છે તેને પુછવાનું કે હે ભવ્યો, નિત્યમુક્ત આત્માને વિકારની ભ્રાંતિ પણ હોય નહીં ત્યારે તમે શા માટે ભણો છો. શા માટે ધર્મ ક્રિયા કરો છો. પ્રથમથી મુક્ત છે તો શા માટે આત્માનું ધ્યાન ધરો છો. પ્રથમથી નિત્યમુક્ત આત્મા માનો છો તો શા માટે પુણ્ય પાપ માનો છો. નીતિનો માર્ગ પણ પાળવાથી નિત્યમુક્ત આત્માને શો લાભ થવાનો છે. નિત્યમુક્ત આત્માને ભ્રાંતિ પણ ક્યાંથી હોય.

प्रकृतेः क्रियमाणानि, गुणैः कर्माणि सर्वशः
अहंकारविमूढात्मा, कर्ताहमितिमन्यते ॥ १ ॥

ભવ્યો વિચાર શો કે અહંકારથી મૂઢ થએલો આત્મા હું કર્તા છું એમ માને છે. વસ્તુતઃ પ્રકૃતિનાં કૃત્યો છે. ભવ્યો વિચારો કે પ્રકૃતિ સાકાર છે કે નિરાકાર છે? જો સાકાર કહેશો તો સાકાર એવી પ્રકૃતિનું પ્રતિબિંબ નિત્યમુક્ત નિરાકાર આત્મામાં પડી શકે નહીં. જો પ્રકૃતિને નિરાકાર માનવામાં આવે તો નિરાકાર એવી પ્રકૃતિનું આકાશની પેઠે પ્રતિબિંબ પડી શકે નહીં. જે નિરાકાર છે તેનું પ્રતિબિંબ પડતું નથી. વળી નિત્યમુક્ત આત્મામાં અહંકારનો વિકાર થાય તો અહંકારથી બંધાયો એમ થાય અને એમ થયું તો અહંકારથી છૂટેલો કહેવાય નહીં. તેથી 'નિત્ય' અને મુક્ત એ વિશેષણ વ્યર્થ ઠરે છે. જ્યાં સુધી અહંકારથી મૂઢ આત્મા છે ત્યાં સુધી મુક્ત નથી. અહંકાર પણ ભાવ કર્મ છે તેથી આત્મા બંધાએલો છે. તેથી મુક્ત કહેવાય નહીં. એ ઉપરથી સિદ્ધ ઠર્યું કે, 'આત્મા નિત્યમુક્ત' કહેવાય નહીં. આત્મા કર્મની સાથે બંધાએલો છે એમ તો માન્યા વિના છૂટકો નથી.

કર્મ પહેલું અને પશ્ચાત્ આત્માનો સંબંધ થયો એમ

બીજો વિકલ્પ પણ કરવો યોગ્ય નથી, કારણ કે કર્ત્તા વિના કર્મ હોઇ શકે નહીં. પ્રથમ કર્ત્તા અને કર્તાથી થાય તે કર્મ એમ સંભવે પણ કર્ત્તાના અભાવથી પ્રથમ કર્મ એમ માની શકાય નહીં. અક્રિયમાણ કર્મની અકારણ ઉત્પત્તિ થાય તો અકારણ તેનો નાશ પણ થાય.

આત્મા અને કર્મએ બેનો સાથે સબંધ થયો એમ તૃતીય વિકલ્પ પણ અકારણપણાથી સમર્થ નથી. આત્મા અને કર્મ એ બેની સાથે ઉત્પત્તિ થાય તો આત્મા કર્ત્તા અને કર્મ એમ પણ વ્યપદેશ થઈ શકે નહીં. ગાયનાં બે શીંગડાં સાથે થયાં તેમાં એક કર્ત્તા અને એક કર્મ એમ જેમ કહેવું ભૂલ ભરેલું છે તેમ આત્મા અને કર્મ બે સાથે ઉત્પન્ન થયાં એમ માનીએ તો કર્તા અને કર્મનો વ્યવહાર જૂઠો ઠરે છે. હવે એમ માનીશું કે, આત્મા અને કર્મએ બે અનાદિકાળથી સંબંધવાળાં છે એમ માનતાં પણ શંકા થાય છે કે, અનાદિકાળથી આત્માની સાથે કર્મ લાગ્યાં છે તો તેનો વિયોગ શી રીતે થઇ શકે, એ શંકાનું સમાધાન કરતા છતા શ્રી તીર્થંકર ભગવાન્ કહે છે કે હે ભવ્ય, એવી શંકા કરવી યોગ્ય નથી. આત્માની સાથે અનાદિકાળથી કર્મ લાગ્યું છે. પણ પણ તેનો વિયોગ થઈ શકે છે. જેમ ખાણમાં સુવર્ણની સાથે મૃત્તિકા ભળેલી હોય છે. પણ તેનો વિયોગ જેમ સોની વિગેરે કરે છે, તેમ અનાદિકાળથી આત્માની સાથે લાગેલાં કર્મનો પણ જ્ઞાનદર્શન અને ચારિત્રની આરાધનાથી વિયોગ થાય છે. તથા અનાદિકાળ બીજ અને અંકુરની સંતતિ ચાલી આવે છે. તો પણ બીજનો નાશ થયા બાદ અંકુરની ઉત્પત્તિ થઇ શકતી નથી. તેમ અનાદિકાળથી આત્માની સાથે કર્મ લાગ્યું છે. પણ રાગદ્વેષનો નાશ થયા બાદ આત્માને કર્મ લાગતું નથી. અર્થાત્ કર્મની અશુદ્ધતા ટળવાથી આત્મા શુદ્ધ બને છે. અને શુદ્ધ થયા બાદ કર્મ લાગતું નથી. જેમ કુકડી અને તેનું ઇંડું. ઇંડામાંથી કુકડી અને કુકડીમાંથી ઇંડું એમ અનાદિકાળથી પરંપરા ચાલી આવે

છે. પ્રથમ કુકડી કહેવાતી નથી. કારણ કે ઇંડા વિના કુકડી હોય નહીં. તેમ પ્રથમ ઇંડું હોય નહીં. કારણ કે કુકડી વિના ઇંડું હોય નહીં. માટે કુકડી અને ઇંડાનો સંબંધ અનાદિકાળથી માનતાં કોઈ જાતનો દોષ આવતો નથી. કુકડી અને ઇંડાનો અનાદિકાળનો સંબંધ છે તો પણ ઇંડાંનો નાશ થતાં પશ્ચાત્ કુકડી થતી નથી. તેમ આત્મા અનેક કર્મનો અનાદિકાળનો સંબંધ છે તો પણ કર્મનો વિયોગ કુકડીના ઇંડાના સંતાન વિયોગ પેઠે થઇ શકે છે. આ પ્રમાણે સિદ્ધ થયું કે અનાદિકાળથી આત્માની સાથે કર્મ લાગ્યું છે તો પણ ભવ્ય જીવ જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના કરી કર્મનો નાશ કરે છે. કર્મથી મુકત થએલ આત્મા સિદ્ધબુદ્ધ પરમાત્મા કહેવાય છે. આત્મા જે જે કર્મ કરે છે તેનું ફળ પણ પોતે ભોગવે છે. કેટલાક એમ માને છે કે—જીવ કર્મ કરે છે અને ઇશ્વર ન્યાય કરી કર્મફળ આપે છે. આ પણ જિનેન્દ્રની આજ્ઞા નથી. જીવ કર્મ કરે છે અને તેનું પણ પોતે ભોગવે છે. ઈશ્વર કાંઈ ન્યાય કરી ફળ આપતો નથી. કહ્યું છે કે—

**श्लोक.**

**यः कर्त्ता कर्म भेदानां, भोक्ता कर्म फलस्यच;**
**संसर्ता परिनिर्वाता, सह्यात्मा नान्यलक्षणः ॥ १ ॥**

આ શ્લોકથી ભવ્યો વિચારશે કે–આત્મા કર્મ કરે છે તેનું ફલ પણ આત્મા ભોગવે છે તે સંબંધી આત્મપ્રકાશ નામના અમારા બનાવેલા ગ્રન્થમાં વિશેષ વર્ણન છે.

કેટલાક એમ માને છે કે-ઇશ્વરે આ દુનિયા બનાવી છે. પણ તે વાત સત્ય નથી. "જગત્" અનાદિકાળથી છે. એમ વેદાંત જ્ઞાનમાર્ગમાં પ્રતિપાદન કર્યું છે. "બ્રહ્મ સત્યં જગત્ મિથ્યા" આ શ્રુતિ કહે છે કે-બ્રહ્મ સત્ય છે અને જગત્ મિથ્યા છે તો મિથ્યા જગત્નો બનાવનાર ઇશ્વર પણ મિથ્યા ઠરે. જ્યારે સ્વપ્નવત્ જગત્ અસત્ માનવામાં આવે તો અસત્ વસ્તુ કે જે છેજ નહીં તેનો બનાવનાર ઇશ્વર શી રીતે સિદ્ધ ઠરે. માટે પક્ષ-

પાત બુદ્ધિ ત્યાગ કરીને ભવ્યો વિચારશે તો માલુમ પડશે કે-પરમાત્મા જગત્ બનાવનાર નથી. એમ શ્રી તીર્થંકર સર્વજ્ઞ ભગવાનની આજ્ઞા છે તે યથાર્થ છે. રાગદ્વેષ રહીત એવા સર્વજ્ઞ ભગવાન્ અસત્ય કહે નહીં. જ્યાં સુધી સંસારી આત્મા કર્મ સહિત છે ત્યાં સુધી તે કર્મના યોગે શરીરરૂપ જગત્નો બનાવનાર માનવામાં આવે તો અશુદ્ધ વ્યવહારનયની અપેક્ષાએ સિદ્ધ ઠરે છે. કારણ કે શરીર પણ જગત્ છે. અને તેનો કર્તા આત્મા તે ઇશ્વર ગણાય છે. એમ અપેક્ષાએ સિદ્ધ ઠરે છે. શરીરરૂપ જગત્ પણ કર્મનાયોગે અનાદિ કાળથી છે. પ્રોફેસર મણિભાઈ નભુભાઈ પણ જગત્ અનાદિકાળથી છે. બ્રહ્મ પણ અનાદિ છે એમ સિદ્ધાંતસારમાં એક ઠેકાણે કહે છે. શરીર જગત્ કરતાં ચઉદરાજ લોક અને અલોક પણ જગત્ છે. ચઉદરાજલોક દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ શાશ્વત અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ અશાશ્વત છે. લોકાલોકરૂપ જગત્નો બનાવનાર કોઈ નથી. લોકાલોક અનાદિ અનંત છે, આ પ્રમાણે જિનેશ્વરની આજ્ઞા છે. આત્મા પોતાનું સ્વરૂપ સમજી શકે તો પોતાના સ્વરૂપને પ્રાપ્ત કરી શકે. માટે સમ્યક્ આત્મસ્વરૂપ સમજવું યોગ્ય છે. શુદ્ધાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે શુદ્ધાત્મ જ્ઞાનની આવશ્યકતા છે શુદ્ધાત્મ જ્ઞાનવડે શુદ્ધ સ્વરૂપનું ધ્યાન કરવું જોઈએ. અને તેથી સત્ય સુખની ખુમારી પ્રગટે છે. આત્માનું સમ્યક્ સ્વરૂપ સાતનય અને સપ્ત ભંગીથી જણાય છે. ષડ્દ્રવ્યને જે સમ્યગ્ જાણે છે તેને આત્મતત્વની શ્રદ્ધા થાય છે, આત્મશક્તિયોના વિશ્વાસની જરૂર છે, ભવ્ય જીવોએ આત્મતત્ત્વનું અવલંબન કરવું સારમાં સાર અને ગ્રાહ્યમાં ગ્રાહ્ય આત્મતત્ત્વ છે. આત્મ શક્તિયોનો પ્રકાશ ધ્યાનથી થાય છે. આત્મ જ્ઞાનથી સદાકાળ અન્તર્સુખવૃત્તિથી સ્વસ્વરૂપમાં રમણતા કરવી તેને રાજયોગ અથવા સહજયોગ કહે છે. હઠયોગ દ્વારા રાજયોગમાં પ્રવેશ કરવો જોઇએ. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિથી આત્માની પરમાત્મ

સ્થિતિ કરવી જોઇએ. આત્માની શકિતયોના ચમત્કાર આત્મામાં રહે છે. પુદ્ગલની શકિતયોના ચમત્કાર પુદ્ગલમાં રહે છે. આત્મ શક્તિયોની પરિપૂર્ણતાથી આત્મા પરમાત્મા બને છે. આત્મા પરમાત્મા થાય તેજ જગત્‌માં સારમાં સાર કૃત્ય છે. આત્માની શકિતયો કોઇએ ખીલવી કે કેમ તે શરીર જોતાં માલુમ પડતું નથી. શ્રી વીરપ્રભુએ વ્યવહાર ચારિત્ર અને નિશ્ચય ચારિત્રની પ્રરૂપણા કર્મ ક્ષય કરવા માટે કરી છે. ચતુર્વિધ સંઘની સ્થાપના પણ આત્માની સમ્યક્ આરાધના કરવા માટે કરી છે. ઉત્સર્ગ માર્ગ અને અપવાદ માર્ગની પ્રરૂપણા પણ આત્મ ધર્મની પ્રાપ્તિ માટે કરી છે અસંખ્ય યોગ પરમાત્મ સ્વરૂપ પામવામાં ઉપયોગી છે. અસંખ્યમાં પણ જ્ઞાનદર્શન ચારિત્રની મુખ્યતા છે. જેમ જેમ આત્મા ઉચ્ચ ભાવનામાં ચઢતો જાય છે તેમ તેમ તે પરમાત્મ સન્મુખ જતો જાય છે. સ્વસ્વરૂપાવસ્થાન એ પરમાત્મ પ્રાપ્તિનો સરલ ઉપાય છે. હઠ, કદાગ્રહ, ક્રિયા માર્ગની બાહ્ય ઉપાધિયોના ભેદોની ખટપટમાં જે જન મુંઝાતા નથી અને પરમાત્મપણું આત્મામાં રહ્યું છે. એમ દૃઢ શ્રદ્ધાનથી જેઓ માને છે તેઓ રાત્રીમાં કે દીવસમાં જંગલમાં કે ગામમાં હોવા છતાં પરમાત્માની પૂર્ણ કલાઓને અંશે અંશે પ્રગટાવતા જાય છે. પરમાત્મત્વ બાહ્યચક્ષુથી દેખાતું નથી. પરમાત્મત્વ જ્ઞાનથી પરખાય છે. સૂર્યનું એક કિરણ પણ સૂર્યનું છે તેમ પરમાત્મદશાનું જ્ઞાન તે પણ પરમાત્મપણાનું છે. જિન આગમ સિદ્ધાન્તોના સાત નયોની શૈલીથી આત્મા અપેક્ષાએ ઉચ્ચભાવનો અધિકારી થાય છે. અને નયોની અપેક્ષાએ તે પરમાત્મા કહેવાય છે. અન્તર્દૃષ્ટિ, પરમાત્મપણું પ્રગટાવે છે. અન્તર દૃષ્ટિનું અપૂર્વ સામર્થ્ય છે. અન્તર દૃષ્ટિ અનન્ત શક્તિને ખીલવે છે. સ્થિર ઉપયોગમાં વીર્યની પ્રેરણા સ્ફુરણા થાય છે તેમ તેમ આત્મા અપૂર્વ સ્વરૂપ અનુભવતો જાય છે. પરોક્ષ જ્ઞાનથી પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરવા માટે શુદ્ધ રમણતામાં પ્રવેશ કરવો જોઇએ, મેં અમુક શક્તિ પ્રાપ્ત કરી વા હું અમુક ગુણઠાણામાં

આવ્યો કે નહીં તે તરફની ચિંતા ન કરતાં શુદ્ધ રમણતાના નિર્ભય આનંદમાં લીન થવું જોઇએ. શુદ્ધ રમણતા ગુણઠાણાના શિખરે અને ચૌદ ગુણસ્થાનકની પેલીપાર કરશે. ધ્યાનમાં હું કયાં સુધી ચઢયો. હું કયા ગુણઠાણે છું એમ જોવાની જરૂર નથી. ધ્યાન કરતાં કરતાં મારા કર્મની કેટલી પ્રકૃતિયો ખરી અને કેટલી બાકી રહી એમ વિચારવાની જરૂર નથી, ધ્યાનથી શુદ્ધ સ્વરૂપ પ્રાપ્ત કરૂં છું. મારા શુદ્ધસ્વરૂપમાં હું છું. તેવા શુદ્ધ વિચારોમાં સ્થિરતા કરવી જોઇએ વીર્યના પ્રાબલ્યથી ભવ્ય આત્મામાં વાયુ રહિત દીપક જ્યોતિની પેઠે સ્થિર થાય છે. તે પોતાની જાગતી જ્યોતિનાં દર્શન કરી શકે છે. કેટલાક લોકો આત્માના આનંદની ખુમારીનો સ્વાદ ચાખી દુનિયાની ખટપટ છોડી દેઈ એકાંત વાસ સેવે છે. શ્રી આનંદઘનજી અને શ્રી ચિદાનંદજી મહારાજે સાધુના વેષમાં એકાંત વાસ ઘણો સેવ્યો હતો તેનું કારણ આત્મપ્રભુની એકાંત વાસમાં સારી સેવના થતી હતી તેજ હતું. નિંદા, વિકથા, વેર વિગેરે દોષોનો નાશ થવાથી ભવ્ય જીવ આત્માની ઉચ્ચ કોટીપર આવી શકે છે. પુદ્ગલની મમતા પરભાવ દૂર કરીને આત્મદૃષ્ટિથી વર્તવું જોઇએ. આત્મ વર્તનથી સદા વર્તવું જોઇએ. અમુક આવો અમુક ખોટો છે. અમુકનામાં કંઈ નથી. ઈત્યાદિ પર વાતો દૂર કરીને આત્મસ્વભાવમાં રમણતા કરવી જોઇએ. આત્મા પરમાત્મા છે એવી દૃઢ શ્રદ્ધાથી ઉચ્ચ ભાવના ભાવવી જોઇએ. નિષ્કામ ભક્તિથી આત્માના અનંતગુણોમાં લીનતા કરવી જોઇએ. બાહ્યનાં ગમન, ભક્ષણ, આદિ કૃત્ય કરતાં પણ અન્તર્દૃષ્ટિ ધારણ કરવી જોઇએ. સાલંબન આજ્ઞાઓનું સ્વરૂપ વિચારવું જોઇએ. ઉપશમાદિ ભાવથી ક્ષાયિક ભાવની સિદ્ધિ કરવી જોઇએ. જે ભવ્યજીવો અહંમમત્વનાં મૂળ બાળી સ્વરૂપ ભાવનાથી સ્વસ્વભાવમાં વર્તે છે. તેઓ અલ્પભવમાં યથાર્થ પરમાત્મ સ્વરૂપ પ્રાપ્ત કરે છે. જેમ જેમ જીવ જ્ઞાનની વિશેષતા પ્રાપ્ત કરે છે તેમ તેમ ધ્યાનની વિશેષતા પ્રાપ્ત કરે

છે. બાહ્ય વસ્તુઓની ખટપટમાં નહીં પડતાં ઉદાસીન ભાવથી ઉત્સાહ દ્વારા આત્માના શુદ્ધસ્વભાવમાં રમણુતા કરવી જોઇએ. અન્તર ત્રાટક દ્વારા નિષ્કામ ભકિતથી આત્માના શુદ્ધ સ્વરૂપમાં રમણુતા કરવાથી દેવતાઓ ઇન્દ્ર પણ વશમાં થાય છે. જ્ઞાનના તીક્ષ્ણ ઉપયોગમાં સ્થિરતા ધારણ કરવાથી વીર્ય શકિત વૃદ્ધિ પામે છે. મનયોગની સ્થિરતા થવાથી આત્મવીર્ય સ્ફુરાયમાન થાય છે અને તેમ તેમ જ્ઞાનાદિ ગુણોનો પ્રકાશ વૃદ્ધિ પામે છે. પુદ્ગલના વર્ણ ગંધરસ સ્પર્શમાં હું અંશમાત્ર પણ નથી. પુદ્ગલના સ્કંધોથી બનેલા શરીર ઢગલામાં આત્મજ્યોતિરૂપે હું વ્યાપી રહ્યો છું. ધૂળના ઢગલામાં જેમ ખાંડ વેરાણી હોય છે તેને કીડીઓ વીણી ખાય છે. તેમ શરીરરૂપી ઢગલામાં અસંખ્ય પ્રદેશોથી આત્મા વ્યાપી રહ્યો છે તેને ધ્યાનીપુરૂષો જિનેન્દ્ર ભગવાન્‌ની વાણીથી પ્રાપ્ત કરે છે. આત્માના અસંખ્ય પ્રદેશો મનોયોગની ચંચલતાથી પરિસ્પંદ ક્રિયાવાળા રહે છે. જ્યારે મનોયોગની સ્થિરતા થાય છે. ત્યારે આત્માના પ્રદેશોની પરિસ્પંદ ક્રિયા વિરામ પામે છે. મનના વિકલ્પ સંકલ્પ રાગદ્વેષયોગે ઉઠે છે તેનો લય કરવો જોઇએ. આવી આધ્યાત્મિક સ્થિતિમાં સ્થિર થનાર મનુષ્ય બાહ્યમાં આનંદ માનતો નથી. તેને બાહ્યમાં રમવું સારૂ લાગતું નથી. પ્રારબ્ધયોગે બાહ્યની ક્રિયાઓ કરે છે તો પણ તેમાં અહં અને મમત્વથી બંધાતો નથી. જે જે ઠેકાણેથી અજ્ઞાનિયો બંધાય છે તે તે ઠેકાણેથી જ્ઞાનિયો છૂટે છે. જિનેન્દ્ર ભગવાન્‌નાં સૂત્રો જાણ્યા અનુભવ્યા વિના સમ્યક્ અધ્યાત્મજ્ઞાન પ્રાપ્ત થતું નથી. અધ્યાત્મજ્ઞાન શિવાય આત્મા સત્ય સમાધિ પ્રાપ્ત કરી શકતો નથી. અધ્યાત્મ જ્ઞાનવિના સત્ય શાંતિની પ્રાપ્તિ પણ થતી નથી. મોહાદિક ભાવની ચંચલતાનો નાશ અધ્યાત્મ જ્ઞાનથી થાય છે. ભવ્ય જીવોએ સત્તા, લક્ષ્મી આદિથી નહિ મુંઝાતાં સારમાં સાર એવું અધ્યાત્મજ્ઞાન વર્તન પ્રાપ્ત કરવું જોઇએ. બાહ્ય ક્રિયાઓની મારામારીના દુરાગ્રહમાં નહિ પડતાં યથાયોગ્ય વ્યવહાર ક્રિયા-

ઓનું અવલંબન કરી શુદ્ધોપયોગમાં રહેવું. સર્વ જીવોને શુદ્ધોપયોગ મુક્તિનો એક માર્ગ છે. પન્નરભેદે સિદ્ધ થનાર પણ શુદ્ધોપયોગવિના સિદ્ધ થતા નથી. શુદ્ધોપયોગ માટે વ્યવહારનયનું અવલંબન કરવું કારણ કે વ્યવહારનયથી સ્વપર ઉપકાર અને ચતુર્વિધ સંઘ નિર્મલ રહે છે, નિશ્ચયનયથી આત્માની ખરેખરી શુદ્ધિ થાય છે. એમ પ્રત્યેક જિનેન્દ્ર ભગવાનની આજ્ઞાઓ વિચારવી તે ' આજ્ઞાવિચયધ્યાન ' જાણવું. ધર્મ ધ્યાનનો ' અપાય વિચય ' નામનો બીજો પાયો છે, અષ્ટ પ્રકારનાં કર્મ તે અપાય છે, રાગદ્વેષથી જીવ ચોરાશી લાખ જીવયોનિમાં વારંવાર ભ્રમણ કરે છે. જગત્માં સર્વ જીવો રાગદ્વેષના વશમાં પડયા છે. રાગ દ્વેષનો નાશ કરનારા જીવો અલ્પ હોય છે. ઇષ્ટ વસ્તુપર રાગ અને અનિષ્ટ વસ્તુપર દ્વેષ થાય છે, મનમાં કોઈ વસ્તુ ઇષ્ટ જણાય છે તો તે ઉપર રાગ થાય છે અને તે વસ્તુ કારણ પ્રસંગે અનિષ્ટ જણાય છે તો તે ઉપર દ્વેષ થાય છે. અનિષ્ટ વસ્તુ પર પણ ઇષ્ટ બુદ્ધિ થવાથી રાગ થાય છે. જગત્માં કોઇ વસ્તુપર કોઇને રાગ હોય છે તો તે વસ્તુપર અન્યને દ્વેષ હોય છે. અને કોઇને કોઇ વસ્તુ ઉપર દ્વેષ હોય છે તો તે વસ્તુ પર અન્યને રાગ હોય છે. ઇષ્ટબુદ્ધિ અનિષ્ટ બુદ્ધિથી જીવ રાગ દ્વેષ કરી મહા દુઃખી થાય છે, શ્રી સર્વજ્ઞ ભગવાને નિર્ણય કર્યો છે કે, પુદ્ગલ વસ્તુપર થતો ઇષ્ટભાવ અને અનિષ્ટભાવ સંસારમાં પરિભ્રમણ કરાવે છે. જ્યારે પુદ્ગલ વસ્તુઓ ક્ષણિક છે ત્યારે પૌદ્ગલિક વસ્તુઓ ઉપર ઇષ્ટબુદ્ધિ ધારણ કરવી તે અવિવેકજ ગણાય, તેમ જ પૌદ્ગલિક વસ્તુઓ પોતે દુઃખ આપવા સમર્થ નથી તેથી તે વસ્તુઓ ઉપર દ્વેષ કરવો તે પણ અયોગ્ય ગણાય, દાખલા તરીકે અફીણ, સોમલ વિગેરે વિષ છે તે કોઇકને ઇષ્ટ પણ દવા વિગેરેથી લાગે છે. અને કોઇકના પ્રાણ જાય તેથી તેને અનિષ્ટ પણ લાગે છે. પણ વસ્તુતઃ જોઇએ તો તેના ઉપર ઇષ્ટ વા અનિષ્ટ બુદ્ધિની કલ્પના કરવી તે વ્યર્થ છે, તેમજ કોઇને લાડુ ઇષ્ટ

લાગે છે તો કોઇને લાડુ અનિષ્ટ લાગે છે. તેથી લાડુ ઇષ્ટ વા અનિષ્ટ નથી. તેમજ મનુષ્યને વિષ્ટા ખરાબ લાગે છે અને તેજ વિષ્ટા ભૂંડ ગધેડાંને સારી લાગે છે માટે તેથી વિષ્ટા ઈષ્ટ વા અનિષ્ટ ગણાતી નથી કોઇને મરવું ઈષ્ટ લાગે ત્યારે અન્યને અનિષ્ટ લાગે છે તેથી મરવું ઇષ્ટ વા અનિષ્ટ નથી. ઉપયોગ કરનારની બુદ્ધિમાં ઇષ્ટપણું અને અનિષ્ટપણું કલ્પાએલું છે અને તે ઈષ્ટપણું અને અનિષ્ટપણું પણ કારણ પામી ફરે છે, માટે તે પણ સત્ય નથી. માટે રાગદ્વેષ કરવો યોગ્ય ઠરતો નથી. જે ઢબુડી પર નાના બાળકને રાગ હતો તે મોટો થઇ સ્ત્રી પરણે છે ત્યારે ઢબુડી ઉપર રાગ રહેતો નથી. માટે રાગ ક્ષણિક છે. રાગ અને દ્વેષ, આત્માનો ધર્મ નથી. આત્માનો ધર્મ જ્ઞાનદર્શન અને ચારિત્ર છે. જ્ઞાનદર્શન ચારિત્ર તેજ મોક્ષ માર્ગ છે. તેમાં હરકત કરનાર રાગ અને દ્વેષ છે. જગત્‌માં જડ વસ્તુઓ સદાકાળ એક રૂપે રહેતી નથી. સવારમાં જે પદાર્થો દેખાય છે તે પદાર્થો મધ્યાન્હ કાલમાં અન્યરૂપે દેખાય છે. સૂર્યાસ્ત સમયે અન્યરૂપે દેખાય છે. તેથી જગત્‌ના પદાર્થો ઉપર રાગથી અહં અને મમત્વ ધારણ કરવું યોગ્ય નથી. ક્ષણિક પદાર્થો આત્માના થયા નથી અને થવાના નથી. આત્મા રાગદ્વેષયોગે પરપદાર્થને સારા ખોટા માની મોટી ભૂલ કરે છે. કોઇ મનુષ્યને શીતરૂતુમાં તાપ સારો લાગે છે તેજ મનુષ્યને ઉષ્ણરૂતુનો તાપ અરૂચિકર લાગે છે. પોતાના શરીરને સુખ દુઃખના હેતુભૂત પદાર્થોમાં આત્મા રાગ અને દ્વેષ ધારણ કરે છે. આત્મા રાગદ્વેષ ધારણ ન કરે તો પણ તેનાથી શાંતિમાં રહી શકાય છે. અને આત્માનો આનંદ ભોગવી શકાય છે તો શા માટે રાગદ્વેષ કરવો જોઇએ. રાગદ્વેષ કરવાથી આત્માની ઉચ્ચસ્થિતિ થતી નથી. રાગ અને દ્વેષથી મનુષ્ય અનેક વિકલ્પ સંકલ્પ કરે છે. અને જ્યારે રાગદ્વેષનો નાશ થાય છે ત્યારે વિકલ્પ સંકલ્પ ટળી જાય છે. રાગ વિના ગમના ગમન થઇ શકે છે. રાગ વિના આત્મા રહી શકે છે. રાગ

વિના નવીન કર્મ બાંધતો નથી માટે રાગ કરવો યોગ્ય નથી. આત્મા રાગદ્વેષની જંજાળમાં પડીને જ્ઞાનદર્શન ચારિત્ર ગુણોને ખીલવી શકતો નથી. ક્ષણિક જડ વસ્તુઓમાં રાગ કરવો યોગ્ય નથી તેમ દ્વેષ કરવો પણ યોગ્ય નથી. પણ સમભાવથી આત્માના ઉપયોગમાં રહેવું યોગ્ય છે. આત્માવિના અન્ય વસ્તુઓ આત્માની નથી ત્યારે તે અન્ય વસ્તુઓ માટે કપટ કરવું. હિંસા કરવી, અસત્ય વદવું. ચોરી કરવી, મૂર્છા કરવી. વિશ્વાસ ઘાત કરવો, આદિ દુર્ગુણો સેવવા યોગ્ય નથી. આત્માની સાથે કોઇ વસ્તુ આવનાર નથી ત્યારે તે વસ્તુઓની પ્રાપ્તિ માટે નાહક કેમ રાગ ધારણ કરવો. ક્ષણિક વસ્તુઓમાં હું અને મારાપણાની બુદ્ધિ ઉઠાવી લેતાં આત્મા રાગ અને દ્વેષથી બંધાતો નથી. પરવસ્તુમાં ઇષ્ટ કલ્પના અને અનિષ્ટ કલ્પના કરી હર્ષ શોક મોહમાયા ધારણ કરવાથી આત્મા અજ્ઞાનથી પોતે સંસારમાં બંધાય છે. પણ જડ વસ્તુઓ આત્માને સ્વયમેવ પકડી રાખવા સમર્થ નથી. જેમ કોઇ મનુષ્ય અજ્ઞાનથી સર્પને પકડવા ગયો તો પોતે દુઃખ પામ્યો તેમ આત્માજ મોહનાયોગે પરવસ્તુને પોતાની માની દુઃખ પામે છે. સંસારમાં સ્ત્રી, પુત્ર, ધન, કુંટુંબને મારાં માનવાથી જીવ રાગથી દુઃખ પામે છે. અને જો મારાપણાની બુદ્ધિ પરિહરે તો દુઃખ ટળી જાય, જ્યારે આત્મા પોતાના શુદ્ધ સ્વરૂપના ઉપયોગથી ચૂકે છે ત્યારે તે રાગ દ્વેષરૂપ અપાયમાં ફસે છે. પણ જ્યારે આત્મા સુગુરૂસંગતિ પામે છે ત્યારે તેને રાગદ્વેષ પીડતા નથી. સંસારમાં ક્ષણે ક્ષણે રાગદ્વેષ થવાના પ્રસંગો આવી પડે છે, તેવા પ્રસંગે જ્ઞાની પુરૂષ સ્વાર્થ બુદ્ધિનો ત્યાગ કરીને આત્માનો શુદ્ધ ધર્મરૂપ પરમાર્થ આગળ કરીને રાગદ્વેષની સામો ઉભો રહી યુદ્ધ કરે છે. અને તે આત્માના પરાક્રમથી વિજય મેળવે છે. અનંત જીવો રાગદ્વેષને જીતી મુક્તિમાં ગયા. અનંત જશે અને જાય છે. રાગદ્વેષની સામે તોપોથી, ભાલાથી, વા તરવારોથી વા, મુષ્ટામુષ્ટિ યુદ્ધથી લડવાનું નથી પણ રાગદ્વેષની સામે તો મૈત્રીઆદિ ભાવનાથી

લડવાનું છે. જ્યારે કોઇ વસ્તુ પર રાગ થવાનો પ્રસંગ આવ્યો કે તુરત સમજી લેઈ તે વખતે તુરંત વૈરાગ્યનું સ્વરૂપ પૂર્ણ જોસથી ચિંતવવું. ખરા અંતઃકરણથી વૈરાગ્ય સ્વરૂપ ચિંતવવાથી રાગનો વેગ શમી જશે. કોઈ એક મનુષ્યને સ્ત્રી ઉપર વિશેષ રાગ ધારણ કરતો હતો. ખુબસુરત સ્ત્રીને દેખી તેના મનમાં રાગ પ્રગટતો હતો. અને તેથી તે કામથી પીડાતો હતો એક દીવસ એક મુનિરાજ પાસે તે ગયો. મુનીશ્વરને પોતાની હકીકત જણાવી અને પુછ્યું કે હે સદ્‌ગુરૂ, મને એવો ઉપાય બતાવો કે જેથી મને સ્ત્રી ઉપર થતો રાગ અટકે, મુનિરાજે કહ્યું જ્યારે સ્ત્રી દેખી તને રાગ થવા આવે કે તુર્ત સ્ત્રીના અવયવોની મલીનતા ક્ષણિકતા, ચિંતવવી, ભોગની અસારતા પૂર્ણ વૈરાગ્યના ભરપૂર વેગથી ચિંતવવી, એમ કરીશ તો તારૂ મન વૈરાગી બનશે અને તેથી સ્ત્રીના ઉપર થતો રાગ પ્રતિદિન કમી થતો જશે. અને પૂર્ણ વૈરાગ્ય અને જ્ઞાન બળથી રાગ અંતે નાશ પામશે. પેલા મનુષ્યે મુનિરાજના કહેલા વિચારો અમલમાં મૂકયા. તેથી તે વૈરાગ્ય બળથી અભ્યાસ યોગે વિજયી બન્યો. માટે મનુષ્યોએ ઉપયોગમાં રાખવું કે, જે જે દુર્ગુણો ઉત્પન્ન થાય. તેના પ્રતિપક્ષી સદ્‌ગુણોની ભાવના કરવી. એક મનુષ્યને વારંવાર કાર્ય પ્રસંગે ક્રોધ થયા વિના રહેતો નહોતો. તેથી તે જગત્‌માં મિત્ર વગરનો થઇ પડયો હતો. એક વખત તેને કોઇ મુનિરાજ મળ્યા. ત્યારે તેણે મુનિરાજને વંદન કરી કહ્યું કે, હે મુનિવર્ય આપ ભાવ વૈદ્ય છો. આપશ્રી તરો છો અને અન્યને તારો છો. આપનું જીવન સફળ છે. આપને એક ઉપાય પુછું છું તે કૃપા કરીને જણાવશો. મને સ્ત્રીના ઉપર વાંક પડતાં ક્રોધ બહુ થાય છે. તેમજ પુત્રના ઉપર પણ મારા કહ્યા પ્રમાણે ચાલતો નથી તેથી ક્રોધ ઉત્પન્ન થાય છે. તેમજ મારા કહ્યા પ્રમાણે નોકરો કામ કરતા નથી તેથી નોકરો ઉપર તપી જાઉં છું. કોઇ મને ક્રોધી કહે છે તો તેના ઉપર પણ તપી જાઉં છું. સહેજ વાતમાં મિત્રો પર તપી જાઉં

છું તેથી મિત્રો પણ દુશ્મન બન્યા છે. માબાપના ઉપર પણ કોઈ વખત ગુસ્સો કરૂ છું. દેરાસરમાં જાઉ છું તો ત્યાં પણ કોઈની સાથે લડી પડું છું, માલીને ઠપકો આપતાં તે સામું બોલે છે તો તેના ઉપર પણ ધગધગી જાઉ છું, તેથી ઉલટું દેરાસરમાં પાપને બાંધું છું. વ્યાખ્યાન સાંભળવા જાઉ છું તો કોઈ બેસવા માટે સ્થાન ન આપે તો તેના ઉપર પણ તપી જાઉ છું, કોઈ વખત તો હિત શિક્ષા આપતાં મુનિરાજ ઉપર પણ તપી જાઉં છું. વ્યાપાર કરતાં પણ અન્યની સાથે તપું છું. તપશ્ચર્યા કરીને પણ ક્રોધ વારંવાર કરૂ છું. વિશેષ શું કહું હે મુનિરાજ જેમ સર્પને રહેવાનું સ્થાન રાફડો છે તેમ ક્રોધરૂપ સર્પને રહેવાનું સ્થાન મારૂ મન બન્યું છે. માટે રામબાણ જેવો એવો સારો ઉપાય બતાવો કે જેથી મને થતો ક્રોધ શમી જાય, આપ જ્ઞાની છો. લાગો દુર્ગુણોરૂપ રોગોને નાશ કરવાને અનેક ઔષધિયોની દવા રાખો છો તો મારી પણ દવા કરશો. આ પ્રમાણે તે ભવ્ય જીવની વિનતી સાંભળીને મુનિરાજે વિચાર કરીને કહ્યું કે હે ભવ્ય જીવ હું કહું તે સાંભળ અને તે બરાબર સમજી તે પ્રમાણે ખરા અંતઃકરણ પૂર્વક સદાચરણ રાખ. હે ભવ્ય તું સંસારમાં રહ્યો છે. સંસારમાં જલમાં કમલ જેમ ન્યારૂ રહે છે તેમ વર્તવાનું છે. સંસારમાં કોઇને પુણ્યયોગે સારી સ્ત્રી પ્રાપ્ત થાય છે અને કોઇને નઠારી સ્ત્રી પ્રાપ્ત થાય છે. જ્યારે જ્યારે સ્ત્રીની ભૂલ આવે ત્યારે તેના ઉપર પૂર્ણ જોસથી ક્ષમા ચિંતવવી. તેને કંઈ ગુન્હો કર્યો નથી. તેમાં કર્મનો દોષ છે. સ્ત્રીનો દોષ નથી. એમ ભાવના કરવી. સ્ત્રીનો આત્મા મારા આત્મા સમાન છે તેથી તેના ઉપર ક્રોધ થાયજ નહીં એમ પૂર્ણ જોસથી ભાવના ઘણા વખત સુધી ભાવ્યા કરવી. ક્રોધનો જુસ્સો જેટલા પ્રમાણમાં હોય તેટલા પ્રમાણમાં ક્ષમાની ભાવના તેજ વખતે પૂર્ણ જોસથી કરવી. જેમ જેટલા પ્રમાણમાં અગ્નિ બળતો હોય છે તેટલા પ્રમાણમાં જો પાણી રેડવામાં આવે તો અગ્નિ શાંત

થઇ જાય છે, તેમ જેટલા પ્રમાણમાં ક્રોધને જુસ્સો પ્રગટયો હોય તેથી અધિક ક્ષમાની ભાવનાનો વેગ રાખવાથી થતો ક્રોધ શાંત થઇ જાય છે. સ્રીના ઉપર ક્રોધ થતાંની પહેલાં તુર્ત તેનો વાંક નથી. કર્મનો વાંક છે ઇત્યાદિ વાકયોથી ક્ષમાની ભાવના ભાવવી. તેમજ પુત્રો પણ કંઈ ગુન્હો કરે વા સામું બોલે તો તે પ્રસંગે ક્રોધના પ્રસંગે વિચારવું કે હે ચેતન, પુત્રો ઉપર ક્રોધ કરવાથી પુત્રો કંઈ સારા થવાના નથી. તેમજ ક્રોધ કરવાથી મારા સામું તે બોલ્યા વિના રહેવાના નથી. પુત્રો સમજતા નથી તેથી અજ્ઞાનદોષથી તે ક્ષમાને પાત્ર છે. પ્રસંગ આવતાં યુકિત સહ મીઠા વચનોથી તેમને બોધ દેવો યોગ્ય છે. અગર તેમનું જેવું કર્મ, મારે તો તેમનું ભલું ચિંતવવું આવી ઉચ્ચ ભાવના રાખતાં ક્રોધ થતો અટકશે. જેમ જેમ ક્રોધ થાય તેમ તેમ ક્ષમાના વિચારોને પૂર્ણ જોસથી હૃદયમાં તે તે પ્રસંગે પ્રગટાવવાથી પુત્રો ઉપર થતો ક્રોધ શમી જશે. અને પુત્રો પણ પ્રસંગ પામી સુધરતા જશે. સાપની પેઠે સાપેક્ષબુદ્ધિથી કુંફવાડો રાખવાનું તો એકાંતે નિષેધ્યું સમજાતું નથી. તેમજ હે ભવ્ય, જ્યારે તને નોકરો ઉપર પણ ક્રોધનો આવેશ આવે ત્યારે ક્ષમાની ભાવના જોસની ભાવજે. નોકરો અલ્પજ્ઞ છે તેથી તે દયાને તથા હિતશિક્ષાને પાત્ર છે. નોકરો પર ગુસ્સો કરવાથી મારા આત્માની હિંસા થાય છે. કારણ કે ક્રોધ કરવાથી આત્માના ગુણોનો નાશ થાય છે. અને નોકરોના મનમાં પણ ક્રોધ થવાથી તેમના આત્માની હિંસા થશે. અને તેથી સ્વ પર કલ્યાણ થતું નથી. માટે નોકરો પર ક્રોધ પ્રસંગે ક્ષમાની ભાવના કરવી. ક્ષમાની વિચારોથી હૃદય ઉભરાઇ જવાથી ક્રોધને હૃદયમાં રહેવાનું સ્થાન મળશે નહીં. અને તેમ પ્રતિદિન કરવાથી હે ભવ્ય તું ક્રોધના જુસ્સાને શાંત કરી શકીશ. ક્ષમાનું ચારિત્ર નોકરો પ્રતિ ક્રોધ પ્રસંગે વારંવાર ધારણ કરવું. તેમજ હે ભવ્ય,. તને કોઈ ક્રોધી કહે તો તે કહેનાર ઉપર ક્રોધના બદલે ક્ષમાની દૃષ્ટિથી જોજે. ક્રોધી છે એમ તને કહ્યું તો તેના વાકયોમાંથી સાર ગ્રહણ

કરજે. જો તું ક્રોધી હોય તો તેને હિતવક્તા માની ક્રોધ ટાળવા પ્રયત્ન કરજે. અને જો તું ક્રોધ ન કરતો હોય તો ક્રોધી કરનાર ઉપર ક્ષમાદૃષ્ટિથી જોજે. દોષી જીવો ક્ષમાને પાત્ર છે એ મહા વાક્યરૂપ ક્ષમા મંત્રનું પ્રસંગે ધ્યાન કરજે. કહ્યું છે કે-

श्लोक.

क्षमा खड्गं करे यस्य, दुर्जनः किं करिष्यति;
अतृणेपतितो वन्हिः स्वयमेवोपशाम्यति.

ક્ષમારૂપ તરવાર જેના હાથમાં છે તેને દુર્જન શું કરશે? તૃણ વિનાના સ્થાનમાં પડેલો અગ્નિ પોતાની મેળે શાંત થઈ જાય છે. ક્ષમારૂપ સરોવરમાં જે ભવ્ય ઝીલે છે તેને ક્રોધરૂપ તાપ લાગતો નથી. ક્ષમારૂપ મિત્ર જેની પાસે છે તેની આખી દુનિયા મિત્ર છે. ક્ષમારૂપ મંત્રનું જે ધ્યાન ધરે છે તે સર્વને વશ કરી શકે છે. ક્ષમારૂપ દેવતાનું જે આરાધન કરે છે તેને કોઇનો ભય રહેતો નથી. હે ભવ્ય મિત્રોપર તને ગુસ્સો થવાનો પ્રસંગ આવે ત્યારે મિત્રોના ગુન્હાને વિસારી દેજે. મિત્રોનાં સારાં આચરણ સ્મરજે. મિત્રોએ ગુન્હો કર્યો તેમાં અજ્ઞાન જ કારણ છે. માટે મિત્રોપર રોષ કરવો યોગ્ય નથી. એમ ક્ષમાની ભાવના પૂર્ણ જોરથી કરજે. અને વિચારજે કે-

देखे सो चेतन नहीं, चेतन नहि देखाय;
रोष तोष किशस्युं करे, आप हि आप बुजाय. ॥ १ ॥

આ શ્લોકનું તે પ્રસંગે પૂર્ણ વેગથી મનન કરજે, ક્રોધના પ્રસંગે કહેલો ઉપદેશ ખરા અંતઃકરણથી અમલમાં મૂકજે, હે ભવ્ય માબાપના ઉપર ક્રોધ કરવો એ મોટું પાપ છે. જનનીએ બાલપણામાં જે જે ઉપકારો કર્યા છે તેનો ઉપકાર કદી વળે તેમ નથી. નવ માસ પેટમાં રાખી તારૂ પોષણ કર્યું છે, તેનો ઉપકાર બોધિ બીજની પ્રાપ્તિ કરાવ્યા વિના વળી શકે તેમ નથી. પિતાનો ઉપકાર પણ તેવો છે તેથી ગમે તેવા અન્યાયના પ્રસંગે

પણ ક્રોધ કરવો યુક્ત નથી. જે સમયે માબાપ ઉપર ક્રોધ થવાનો ગમે તેવા કારણ પ્રસંગથી આવે ત્યારે સર્વ બાબત ભૂલી જઇને માબાપના ઉપકાર ઉપર જ લક્ષ્ય દેઇને વિચારવું કે તેમનો હું દાસ છું. તેમના ઉપકારનો બદલો વાળવા અસમર્થ છું. ગમે તે રીતે પણ તેમનું ભલું થાઓ. એમ પૂર્ણ જોસથી ઉપકાર આદિની ભાવના ભાવવી. ખરા અંતઃકરણથી આ ઉપાય અમલમાં મૂકતાં જે જે દુઃખ પડે તે સહન કરવું. મેરૂ પર્વતની પેઠે ધૈર્ય રાખવું. એમ સત્ય ઉચ્ચ દૃષ્ટિ ધારણ કરવાથી ક્રોધની શાંતિ થશે, અને થોડા દીવસમાં ક્રોધના વિકારોને મેં ઘણા અંશે જીતી લીધા છે એવો અનુભવ થશે. વળી હે ભવ્ય ! તું જ્યારે દેરાસરમાં જાય ત્યારે પરમાત્માના ગુણો ચિંતવવામાં મનને રોક જે, માળી પુજારા વિગેરેની ભૂલો આવતાં સહન શિલતા રાખજે, પૂજારી વિગેરે ક્ષમાને પાત્ર છે. એમ દૃઢ ભાવના ક્ષમાની ભાવજે, મનુષ્ય ભૂલ કરી શકે છે. મનુષ્યોમાં અનેક દુર્ગુણો ભરેલા હોય છે તેથી દેરાસરમાં પણ કોઇનાથી દોષ સેવી શકાય તેથી તું પારકી પંચાતમાં પડીશ નહિ. જે કંઇ કહેવાનું હોય તે મિષ્ટ વચનથી કહેજે, એક ચિત્તથી પરમાત્માની પૂજાના ભાવમાં લીન થજે. પરમાત્માની પૂજા કરતાં નાગકેતુની પેઠે પ્રાણી પરમાત્મપદ પામે છે. અન્ય-સ્થાને કરેલાં પાપ તીર્થસ્થાનમાં છોડી શકાય છે. અને જ્યારે તીર્થસ્થાનમાં પાપ કરીએ તો કયાં છોડી શકાય માટે હે ભવ્ય ! દેરાસરમાં ક્ષમાને ધારણ કરજે. કોઈ કારણ પ્રસંગે ક્રોધ થવા આવે કે તુરત ક્ષમાના વિચારોને જોસથી હૃદયમાં પ્રગટાવજે, તેથી અવશ્ય તું ક્રોધને શમાવી શકીશ. ઘણા જીવો આ ઉપાયથી ક્રોધને જીતી શકયા છે. જીતે છે. અને જીતશે. હે ભવ્ય ! તું ઉપાશ્રયમાં જાય ત્યાં ક્રોધ થાય ત્યારે ત્યાં પણ ક્ષમાની ભાવ-નાને ધારણ કરજે. કોઈ તને બેસવા જગ્યા ન આપે તો ઉપયોગ રાખી બેસજે, ગુરૂ મહારાજ શિખામણ આપે ત્યારે રીસ કરીશ નહીં. આભવમાં ગુરૂના સમાન કોઇ ઉપકારી નથી. ગુરૂ મહારાજ

બોધિ બીજની પ્રાપ્તિ કરાવે છે. માટે તેમનો ઉપકાર માબાપના કરતાં અનંત ગણો છે. પોતાના હિત માટે ગુરૂરાજ હિત શિક્ષા આપે તે પ્રસંગે તેમની વાણી અમૃતસમાન માની તેનું પાન કરવું. હે ભવ્ય તને ગુરૂ શિખામણ આપે ત્યારે તું તેને અંગીકાર કરજે, પણ તમારામાં અમુક અમુક દોષો છે, તમારા કરતાં હું ડાહ્યો છું તમારા કરતાં અમે સારૂ સમજીએ છીએ એવી ખરાબ ભાવના ભાવીશ નહિ, ગુરૂ ઠપકો આપે તે અમૃતસમાન માની લેજે, ચંડરૂદ્ર આચાર્યે નવા કરેલા શિષ્યને ડાંડે ડાંડે માર્યો હતો. પણ તે શિષ્ય જરા માત્ર ક્રોધાતુર થયો નહોતો, ગુરૂ તો માર મારવો એ ચઉદમું રત્ન કહેતા હતા પણ આ સમજુ શિષ્યે ગુરૂનો ઉપકારમાની ક્ષમાનું વિશેષતઃ અવલંબન કર્યું. સમતાના અવલંબનથી શિષ્ય કેવલજ્ઞાન પામ્યો. માટે ગુરૂની આજ્ઞા માનવી. ગુરૂના ઉપર જરા માત્ર પણ ક્રોધ કરવો નહીં. ગુરૂના ગુણો અને ઉપકાર ચિંતવવાથી ક્રોધ નાશ પામશે. થોડા દીવસમાં આ પ્રમાણે ચારિત્રથી વર્તીશ તો નક્કી માન જે કે તું ક્રોધનો સહેલાઇથી નાશ કરી શકીશ. અને તું નિર્ભય થઈ રહીશ, વ્યાપાર કરતાં ક્ષમાને હૃદયમાં ધારણ કરજે, કોઇ તને પજવે. કોઈ આડું અવળું બોલે તો પણ ચીડાઇ જઇશ નહીં. ચીડીયા સ્વભાવથી ક્રોધ હૃદયમાં ઘર કરીને રહે છે. ક્રોધનું મૂળ કલેશ છે. વ્યાપારમાં સ્વાર્થના લીધે કલેશ થવાનો સંભવ છે પણ સંભાળથી વર્તજે અને ક્રોધ પ્રગટે કે તુર્ત ક્ષમાના વિચારોને પૂર્ણ જોસથી હૃદયમાં પ્રગટાવજે, ભૂલને પાત્ર જગત્માં મનુષ્યો છે તેથી કોઇનું અસભ્ય વર્તન દેખી તપી જઇશ નહીં. ક્રોધાગ્નિથી હૃદય તપાવવામાં પોતાને તથા અન્યને કંઇ પણ ફાયદો થવાનો નથી. ક્રોધ કરવાથી શરીરનું લોહી ઉકળી જાય છે. મગજના રોગો પેદા થાય છે. અને જ્ઞાનનો નાશ થાય છે, જો કંઈ અન્યનું તું ભલું કરીશ તો ક્ષમાથી જ કરીશ એમ નક્કી માનજે. મેતાર્યમુનિને સોનીએ વાધરડીથી બાંધ્યા હતા તો પણ

મેતાર્યમુનિએ સોની ઉપર જરા માત્ર ક્રોધ કર્યો નહીં, મેતાર્યમુનિ સમતાસાગરમાં ઝીલી સદ્‌ગતિ પામ્યા. તેમને દુઃખ ઘણું પડયું તો પણ સમતા રાખી તેમ હે ભવ્ય તું પણ ક્ષમાને વિશેષતઃ ધારણ કરજે, શ્રી વીરપ્રભુએ ઉપસર્ગ કરનાર શૂલપાણિયક્ષ ચંડકૌશિક સર્પ સંગમ વિગેરે ઉપર જરા માત્ર ક્રોધ કર્યો નહિ. તે પ્રસંગે તેમનું હૃદય સમતાસાગરથી ઉભરાઈ જતું હતું. તેમના જેવી ક્ષમા રાખવામાં પ્રયત્ન કરવો જોઇએ. હે ભવ્ય તું જ્યારે ક્ષમાને ધારણ કરીશ અને ગુન્હેગારને ક્રોધથી મારીશ નહિ ત્યારે દુનિયા કહેશે કે એતો બાયલો છે. કંઈ રામ નથી. એમ ખરાબ શબ્દોથી વધાવી લે તો પણ મારા કહેલા વચન ઉપર વિશ્વાસ રાખી ક્ષમાના વિચારો આચારમાં મૂકવા ખરા અંતઃકરણથી પ્રવૃત્તિ કરજે, હે ભવ્ય દુનિયા દોરંગી છે. આજ કંઈ કહેશે અને કાલ કંઈ કહેશે. તું સત્ય ક્ષમાના માર્ગથી શિવપુર તરફ ચાલવા પ્રયત્ન કરજે, હે ભવ્ય તપશ્ચર્યા કરીને તું વિશેષતઃ ક્રોધના આવેશને આવતાં રોકજે, તપશ્ચર્યા કરનારને ક્રોધ વિશેષતઃ થાય છે. તપશ્ચર્યા કરનાર ચીડાઈ જાય છે. સમરાદિત્યનું ચરિત્ર વાંચી ક્રોધને વિશેષતઃ જીતજે, કૂરગડુની પેઠે ક્ષમાના ભાવને ધારણ કરજે, ક્ષમા એ મોટામાં મોટું તપ છે- ક્ષમાથી અનંત કર્મ ખરી જાય છે અને આત્મા નિર્મલ થાય છે. શ્રી ઉપાધ્યાય યશોવિજયજી મહર્ષિ કહે છે કે,

क्रोध ते बोध निरोध छे, क्रोध ते संयम घातीरे,
क्रोध ते नरकनुं बारणुं क्रोध दुरित पक्षपातीरे. पाप १
पापस्थानक छट्ठं परिहरो, मन धरी उत्तम खंतीरे.
क्रोध भुयंगनी जांगुली, एक कही जयवंतीरे. पाप २
पूरव कोडी चरण गुणे, भाव्यो छे, आतम जेणरे,
क्रोध विवश हुंतां दोय घडी, हारे सविफल तेणरे. पाप ३
बाळे आश्रम आपणो, भजना अन्यने दाहेर;

क्रोध कृशानु समान छे, टाले प्रशम प्रवाहेरे. पाप ४
नहोय ने होय तो चिर नहि, चिर रहेतो फल छेहोरे;
सज्जन क्रोध ते एहवो, जेहवो दुर्जन नेहोरे पाप. ५
क्रोधी मुखे कटु बोलणा, कंटकीया कूट शाखीरे;
अदिठ कल्याणकरा कह्या, क्रोधना तरुशत शाखीरे. पाप, ६
कूरगडु चउ तप कर्या चरित्र सुणी सम आणोरे;
उपशम सार छे प्रवचने, सुजश वचन ए प्रमाणोरे. पाप. ७

હે ભવ્ય, શ્રવણ કર, શ્રીયશોવિજયજી મહર્ષિ ભગવાન્ ક્રોધને પાપનું સ્થાનક કહે છે. ક્રોધમાં મનુષ્ય જીવનો ઘાત કરે છે. ક્રોધથી અગ્નિમાં પડે છે. ક્રોધથી ઝેર પીવે છે, ક્રોધથી ગળે ફાંસો ખાય છે. ક્રોધથી જીવ કૂવામાં પડે છે. ક્રોધથી કેટલાક જીવો પોતાનો અને પરનો નાશ કરે છે. ક્રોધથી કેટલાક જીવો બીજાનું ઘર સળગાવી મૂકે છે. ક્રોધથી વિશ્વામિત્રે બુરામાં બુરૂ કૃત્ય કર્યું હતું. ક્રોધ ચંડાલ કરતાં પણ ભૂંડો છે. તે ઉપર એક દૃષ્ટાંત કહું છું તે સાંભળ.

## क्रोध चंडाल.

માનસપુરમાં બહુશુચિ નામનો બ્રાહ્મણ વસતો હતો. તે રાજાનો પુરોહિત હતો તેથી રાજા પણ તેને સારી પેઠે માન આપતો હતો. બહુશુચિ બ્રાહ્મણ ધન સંપત્તિથી સુખી હતો. તેનું કુટુંબ પણ બહોળું હતું. દરરોજ બહુશુચિ પુરોહિતનાં કર્મ કરતો હતો. જલથી પવિત્રતાઇ માનવાની તેની એકાંત અંધશ્રદ્ધા હતી. તે બાહિર્ની પવિત્રતાઇ ઉપર બહુલક્ષ્ય રાખતો હતો. પણ અન્તરની પવિત્રતાઇ ઉપર જરામાત્ર લક્ષ્ય આપતો નહોતો. જે લોકો નદીમાં સ્નાન કરે તેના ઉપર બહુ ખુશ થતો. એક દીવસમાં બહુશુચિ બ્રાહ્મણ ઘણીવાર સ્નાન કરતો હતો. જે લોકો તેની પેઠે સ્નાન ન કરે તેના ઉપર તિરસ્કાર દૃષ્ટિ રાખતો હતો. જે મુનિયો અધ્યાત્મજ્ઞાન જલમાં સ્નાન કરતા હતા. તેને તો તે

વારંવાર નિંદતો હતો. જલ વિના પવિત્ર થવાતું નથી એવી તેની માન્યતા હતી. તે દરરોજ પ્રાતઃકાલમાં શિવની પૂજા કરતો હતો. તત્ત્વજ્ઞાનમાં વિશેષતઃ સ્યાદ્વાદનય વિના સમજતો નહોતો. બહુ-શુચિ બ્રાહ્મણમાં ક્રોધનો મોટો દોષ હતો. પુત્રનો વાંક આવતાં પાટુ અને ચપેટાથી તેને મારતો હતો. પુત્રીનો વાંક આવતાં માર મારવામાં કચાશ રાખતો નહોતો. નોકરો ઉપર પણ તેવી જ રીતે ક્રોધથી ધગધગાયમાન થતો. સ્ત્રીને પણ ક્રોધથી મારનો દૂધપાક પીરસતો હતો. પૂજાપાઠ કરતાં કોઇ જરા ગરબડ કરે તો હોઠ પીશી દશબાર ગાળો તો દે ત્યારે તે શાંત થતો. કોઇ વખત તો ગાયત્રીનું પુસ્તક પણ હાથમાંથી પછાડતો હતો. ક્રોધ-ના મોટા દૂષણથી લોકો પણ તેને 'ગરમ પુરોહિત' નામથી બોલાવતા હતા. બહુશુચિને કોઈ ભૂલમાંથી અડી જાય તો તેના બાર વાગી જતા. આમ બહારની પવિત્રતાઇ ઉપર બહુ લક્ષ્ય રાખતો. પણ શાસ્ત્રોમાં અન્તરની આ શ્લોક પ્રમાણે પવિત્રતાઈ કહી છે તં સમજતો નહોતો.

**श्लोक.**

**आत्मा नदी संयमतोय पूर्णा, सत्यावहा शीलतटादयोर्मिः**
**तत्राभिषेकं कुरु पांडु पुत्र, न वारिणा शुद्धयति चान्तरात्मा.॥१॥**

આત્મરૂપ નદી સંયમજલથી પૂર્ણ ભરેલી છે. સત્યાવહા છે. શીલરૂપતટથી શોભાયમાન છે. અને આત્મારૂપ નદીમાં દયાની ઉર્મિયો ઉછળી રહી છે. તે આત્મારૂપ નદીમાં હે પાંડુ પુત્ર સ્નાન કર. કારણ કે જલથી આત્માની શુદ્ધિ થતી નથી. જે લોકો જલથી આત્માની શુદ્ધિ માને છે અને આત્માના સંયમ, સત્યશી-લને અંગીકાર કરતા નથી તે જીવો હે પાંડુપુત્ર કદી નિર્મલ થતા નથી. નદીયોમાં સદાકાળ માછલાં, મગરો, દેડકાં રહે છે તેની શુદ્ધિ થતી નથી. તેમ જે જીવો નદીયોમાં સ્નાન કરવાથી શુદ્ધિ માને છે તે જીવો ખરેખર ભૂલે છે. જલની પવિત્રતાઇ ખરે-ખરી નથી. કારણ કે જલમાં લોકો અશુચિ ધુવે છે. લાખો

જીવનાં કલેવરો હોય છે. માટે આત્મનદીમાં યોગિ મુનિવરો સ્નાન કરે છે એમ કૃષ્ણ અર્જુનને કહે છે. પણ આવો બોધ 'બહુશુચિ' જાણતો નહોતો. 'બહુશુચિ' બ્રાહ્મણના ઘેર 'વિવેકા' નામની ભંગીયેણ ઝાડુ કાઢવા આવતી હતી. બ્રાહ્મણની એક તરફની પવિત્રતા અને એક તરફ ક્રોધ આમ પરસ્પર વિરૂદ્ધ વર્તન જોઈ તે મનમાં દીલગીર થતી હતી. અને વિચારતી કે, અહો આ બ્રાહ્મણ બ્રહ્મને જાણતો નથી. યજ્ઞકર્મના અગ્નિની પેઠે તેના હૃદયમાં ક્રોધરૂપી અગ્નિ દયા, ક્ષમાદિ ગુણોને બાળી ભસ્મ કરે છે. અહો તે કયારે સુધરશે. એક દીવસ આ ચંડાલણી ઝાડુ વાળતી હતી. તેવામાં બ્રાહ્મણીનો કંઇ વાંક આવવાથી 'બહુશુચિ' બ્રાહ્મણ, બ્રાહ્મણીના કેશનો ચોટલો પકડી પાટુથી મારવા લાગ્યો. અને મુખથી 'શિવ, જયશિવ' બોલતો હતો. ચંડાલણીના મનમાં સંકલ્પ થયો કે ગમે તે રીતે પણ આ બહુશુચિ બ્રાહ્મને હું સુધારૂં તો મારૂં વિવેકા નામ ખરૂં કહેવાય. 'બહુશુચિ પુરોહિત' જલ, ચંદન, પુષ્પ, ધૂપ, વિગેરે પૂજાપો લેઇ ગામની બહાર એક શિવાલયમાં પૂજા કરવા માટે ઘરમાથી નીકળ્યો. વિવેકા ચંડાલણી માર્ગમાં બહુશુચિ બ્રાહ્મણની પાસે પાસે ચાલવા લાગી. ચંડાલણીના આવા કૃત્યથી આ બ્રાહ્મણને બહુ ગુસ્સો ચઢયો અને ક્રોધના આવેશથી કહેવા લાગ્યો કે, અરે રાંડ દુષ્ટા, કમજાત જરાપણ નથી દેખતી. આંખે આંધળી થઇછે કે શું. જેમ આ બ્રાહ્મણ ગાળોની વૃષ્ટિ કરવા લાગ્યો તેમ તેમ ચંડાલણી પણ ઠેઠ નજીક આવવા લાગી. બ્રાહ્મણે ઘણા ગુસ્સાથી એક ઇંટ એવી તો મારી કે તેના મસ્તકમાંથી રૂધિરની ધાર નીકળવા લાગી. ચંડાલણીએ ઉછળી બ્રાહ્મણનો હાથ પકડયો. બ્રાહ્મણે ચંડાલણીને ખૂબ મારી તો પણ મડામૂઠની પેઠે તેનો હસ્ત છોડયો નહિ. એવામાં ચોટાના હજારો લોકો ભેગા થયા. બ્રાહ્મણ, વણિક્, સોની, સુતાર, પાટીદાર, કંસારા વિગેરેની જોવા ઠઠ જામી, આથી બ્રાહ્મણ લાલચોળ બની ગયો. અને ચંડાલણીને

દાંત પીસીને મારવા લાગ્યો. ત્યારે ચંડાલની પણ હજારો લોકો ના દેખતાં કહેવા લાગી કે તું મારો ધણી છે તેથી હું તને છોડવાની નથી. ચંડાલણીનું આવું વચન સાંભળી કેટલાક લોકો વહેમી બન્યા અને વિચારવા લાગ્યા કે, ભાઈ દાળમાં કાળું હોય એમ લાગે છે. કારણ વિના ચંડાલણી બ્રાહ્મણને વળગે નહિ. બ્રાહ્મણના ઘેર દરરોજ આ ભંગીએણ વાળવા જાય છે. રૂપવંતી છે. માટે કામનાયોગે આડો વ્યવહાર હોય તો જ્ઞાની જાણે, કેટલાક એમ કહેવા લાગ્યા કે. બ્રાહ્મણ બહુ પવિત્ર છે માટે આડા વ્યવહારની શંકા સંભવતી નથી કેટલાક એમ કહેવા લાગ્યા કે આમાં કંઈ ગુપ્ત રહસ્ય છે. ઝઘડાનું પરિણામ જણાશે ત્યારે નિશ્ચય થશે. કેટલાક બહુશુચિ બ્રાહ્મણનો અપરાધ કાઢવા લાગ્યા. કેટલાક ચંડાલણીનો વાંક કાઢવા લાગ્યા, વિશેષ શું કહેવું દુનિયા દોરંગી છે તેથી જેના મનમાં જે આવે તે કહેવા લાગી. બહુશુચિ બ્રાહ્મણ રાજ્ય દરબારમાં ચંડાલણી સાથે ગયો. રાજા પોતાના પુરોહિતની વિચિત્ર દશા જોઇ ખેદાતુર થયો. પણ ન્યાય કર્યા વિના કંઇ પણ કરી શકાય નહીં. એમ રાજ્ય નીતિ છે. રાજા આ બન્નેને શો ન્યાય આપશે તે જોવાને હજારો લોકો ભેગાં થયાં હતાં. બહુશુચિ બ્રાહ્મણના મનમાં એવો વિચાર આવ્યો કે અરે મેં જો આ ચંડાલણીને સતાવી ન હોત તો મારી અવસ્થા થાત નહીં. મારો જ વાંક છે. મેં નકામો ક્રોધ કર્યો. તેથી મારી ફજેતી થઇ. એમ વિચારી શાંત થઇ ચંડાલણીને કહેવા લાગ્યો કે, અરે તું મારી કેમ ફજેતી કરાવે છે. મારો વાંક છે. હું ભૂલ્યો. તને મારી, માટે મારો ગુન્હો માફ કર, એમ કહી શાંત થયો. ત્યારે ચંડાલણીએ બ્રાહ્મણનો હાથ છોડી દીધો, અને કહ્યું કે આ બ્રાહ્મણ મારો ધણી નથી. રાજાએ તેનું કારણ પુછ્યું ત્યારે ચંડાલણીએ કહ્યું કે જો આપ પૂજ્ય મને અભયદાન આપો તો હું સર્વ વાત સત્ય કહું. રાજાએ અભયદાન આપ્યું. ત્યારે ચંડાલણી હજારો મનુષ્યોની સભા સમક્ષ કહેવા લાગી કે, હે રાજન્

આ બ્રાહ્મણ આપનો પુરોહિત છે. તેનામાં કેટલાક સદ્ગુણો છે. પણ ક્રોધરૂપ અગ્નિ તેના હૃદયમાં બળ્યા કરે છે. હું તેના ઘેર ઝાડુ વાળવા જાઉછું. તેથી તેનો ક્રોધ હું જાણુંછું, તેના કુંટુંબમાં ક્રોધના લીધે તે રાક્ષસ જેવો ભયંકર થઈ પડયો છે, કોઇની ખરી પ્રીતિ તેના ઉપર નથી. પોતાને તે જલસ્નાનથી પવિત્ર માને છે પણ ક્ષમા સ્નાનની તે જરૂર સમજતો નથી. તેના ક્રોધની અપવિત્રતા જોઇ હું બહુ વિચાર કરતી હતી આજ રોજ તેણે પોતાની સ્રીને ક્રોધથી એવી મારી કે તે મરી જાય એવી સ્થિતિમાં આવી. આવી અપવિત્ર તેની વર્તણુક જોઇ મને દયા ઉત્પન્ન થઈ, મેં તેને સુધારવાનો સંકલ્પ કર્યો. આજરોજ ગામની બહાર શિવની પૂજા કરવા જતો હતો. ત્યારે મેં તેને ક્રોધ થવાના ઉપાયો યોજયા અને તેમજ થયું, તેના હૃદયમાં ક્રોધરૂપ ચંડાલ પ્રગટતાં હું તેને વળગી પડી, ચંડાલની સ્રી ચંડાલણી. ક્રોધ તેના હૃદયમાં પેઠો તે ચંડાલ હતો તેની અપેક્ષાએ મેં એને મારો ધણી કહ્યો. પણ જયારે અત્ર આવતાં તેનામાંથી ક્રોધરૂપ ચંડાલ ગયો ત્યારે તે મારો ધણી નથી. એમ મેં કહ્યું, ફક્ત મેં હિતશિક્ષાને માટે આ સર્વ પ્રયત્ન કર્યો છે, રાજા ચંડાલણીના ભાષણથી ખુશી થયો, અને કહ્યું કે તારૂ નામ વિવેકા છે તે યથાર્થ છે, 'બહુશુચિ પુરોહિત પણ સદુપદેશ સાંભળી બહુ ખુશ થયો, અને તેણે ચંડાલણીનો ઉપકાર સભા સમક્ષ માન્યો અને કહ્યું કે આજથી આત્મબળથી ક્રોધને થતાં વારીશ. ક્ષમાની પવિત્રતાઇને હું માન્ય કરૂ છું. ચંડાલણી પણ બહુશુચિ બ્રાહ્મણને ખમાવવા લાગી, હજારો મનુષ્યો પણ આવા બનાવથી ક્રોધની બુરી અસર વારવા માટે હિત શિક્ષા લેવામાં ભાગ્યશાળી બન્યાં, રાજાએ 'વિવેકા ચંડાલણીને શિરપાવ આપ્યો, સર્વ મનુષ્યો ખુશીથી પોતપોતાને ઘેર ગયાં.

'બહુશુચિ બ્રાહ્મણ' અને વિવેકા ચંડાલીનો વૃત્તાંત સાંભળી હે ભવ્ય ક્રોધને વારવામાં ક્ષમાના વિચારોને મનમાં

ધારણ કરજે, શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે, તે ધ્યાનમાં લેજે, ' ક્રોધ તે સંયમઘાતીરે ' ક્રોધ સંયમનો નાશ કરે છે. આત્મ શક્તિયોનો પ્રકાશ સંયમથી થાય છે. પણ ક્રોધ કરતાં સંયમનો નાશ થાય છે. તેથી આત્મા નીચગતિને ધારણ કરે છે.

**સાધુ ઘણો તપિયો હુંતો, ધરતો મન વૈરાગ્ય;**
**શિષ્યના ક્રોધ થકી થયો, ચંડ કોશીયો નાગ. કડવાં**

એક સાધુ તપશ્ચર્યા કરતો હતો. અને મનમાં વૈરાગ્ય ધારણ કરતો હતો, પણ તે શિષ્યના ઉપરં ક્રોધ કરી મરી ચંડકોશિક સર્પ થયો, અને તેને શ્રી વીરપ્રભુએ 'હે ચંડકૌશિક સર્પ બુધ્યસ્વ, બુધ્યસ્વ' હે ચંડકૌશિક સર્પ બોધ પામ, બોધ પામ, એમ ઉપદેશી બોધ આપી દેવલોક ભજનારો કર્યો,માટે હે ભવ્ય ક્રોધથી સંયમનો નાશ થતાં ચંડકૌશિક સર્પના જેવી બુરી અવસ્થા થાયછે.હે ભવ્ય ક્રોધ નરકનું બારણું છે. પાપનો પક્ષપાતી પણ ક્રોધ છે. ક્રોધરૂપ સર્પના વિષનો નાશ કરવા ક્ષમા ઉત્તમ જાંગુલી મંત્ર છે. માટે હે ભવ્ય, ક્ષમારૂપ જાંગુલીનું સદા સ્મરણ કરજે, હે ભવ્ય, ક્ષમાના પાંચ ભેદ કહ્યા છે. કોઇ પોતાનો ઉપકારી હોય તે કંઇ કડવાં વચન કહે તે ખમવાં પડે તે ' ઉપકાર ક્ષમા ' જાણવી. સામો મનુષ્ય જોરાવર છે જો તેના સામા થઇશું તો ઉલટું અનેકરીત્યા તિરસ્કાર આદિ દુઃખ પાત્ર બનીશું એમ જાણી સહનશીલતા રાખવી તે બીજી ' અપકાર ક્ષમા ' જાણવી. કર્માદિના ભયથી જે કંઇ ખમવું પડે. વિપાકો ભોગવવા પડે તેને ખમવા તે ત્રીજી ' વિપાક ક્ષમા જાણવી. કોઇને કર્કશ વચનથી દુહવવું નહિ. કોઇની આંતરડી જિનાજ્ઞા ધારી સમ્યક્ વચન બોલીને દુઃખવવી નહિ. તે ચોથી ' વચન ક્ષમા ' જાણવી. ગજસુકુમાલની પેઠે તથા સ્કંધક સૂરિના શિષ્યોની પેઠે આત્માનો સ્યાદ્વાદ ધર્મ સમજી પોતાનું સ્વરૂપ ક્ષમામય વિચારી મૂળ ધર્મમાં સ્થિર રહે, પોતાનો આત્મિક સંપૂર્ણ ધર્મ આરાધન કરે. તેરમા ચૌદમા ગુણસ્થાનકની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરે તેને ' પાંચમી ધર્મ ક્ષમા ' આ પંચ

ક્ષમામાંથી ' ઉપકાર ક્ષમા, અપકાર ક્ષમા, ' અને ત્રીજી ' વિપાક ક્ષમા' એ ત્રણ લૌકિક ક્ષમા છે અને ' વચન ક્ષમા તથા ધર્મ ક્ષમા લોકોત્તર ક્ષમા ' જાણવી. હે ભવ્ય, ' વચન ક્ષમા ' અને ' ધર્મ ક્ષમા ' નું આરાધન વિશેષત: કરજે. જ્યારે ત્યારે પણ અનેક ઉપાધિયોના પ્રસંગે ક્રોધ ન થાય તેમ સંભાળ રાખજે. ક્રોધ કરવાથી ત્રણ કાલમાં આત્માની ઉન્નતિ થઈ નથી. થવાની નથી. અને થશે નહિ. આત્માની ઉન્નતિમાં ક્ષમાનું વિશેષ સામર્થ્ય છે. અનેક ઉપાધિયોના પ્રસંગે સહજ સ્વભાવમાંથી ભ્રષ્ટ થઇ તપી જવાય એમ બનવા યોગ્ય બીના છે. પણ હે ભવ્ય, ક્ષમાના અભ્યાસથી ઘણા જીવો ક્રોધને જીતી શકયા છે. આત્મા-નું અપૂર્વ સામર્થ્ય છે. ચંદ્ર, ત્હારા આત્માની સમસ્થિતિ જાળવી રાખજે, બારીક ઉપાધિયોના સમયમાં પણ સહનશીલતા રાખજે. સંસારની ક્ષણિક સ્થિતિ ચિંતવી વૈરાગ્ય ભાવનામાં તત્પર રહેજે. શુદ્ધ આત્મ ધર્મ તરફ લક્ષ આપજે. આ સંસારની ઉપાધિયોમાં લીન થઇશ નહીં હે ભવ્ય, આ સંસાર અસાર છે. દુ:ખમાં સમભાવ રાખજે. સારા વિચારોથી નઠારા વિચારોનો નાશ થશે. હે ભવ્ય જો તું વિચાર કરીશ તો સત્ય તત્ત્વ પામી શકીશ. આત્મારૂપ હીરો દેહની અંદર રહેલો છે તે ક્ષમાની દૃષ્ટિથી દેખાઈ આવશે. ' ભવ્ય ચંદ્ર '–સદ્ગુરૂનાં વચનામૃત શ્રવણ કરી અત્યા-નંદ પામ્યો અને પદકમલમાં નમન કરી કહેવા લાગ્યો કે, હે કૃપાળુ દેવ. આપનાં વચન સદાને માટે હું હૃદયમાં કોતરી રાખું છું. આપનાં વચન મારા હૃદયમાં વ્યાપી રહ્યાં છે. આપનો મહો-પકાર છે. સમકિત દાતા આપ છો, સમકિત ચંદ્રનાં દર્શન કરાવી અનુભવામૃતનો સ્વાદ કરાવનાર આપ છો. હે ગુરૂમહારાજ હું એક વાત પુછવાની આજ્ઞા લઉછું. આપની આજ્ઞા હોય તો પુછું. શ્રી ગુરૂરાજે કહ્યું છે. ભલે જે પૃચ્છા કરવી હોય તે કરો. ભવ્ય ચંદ્ર કહે છે કે, હે કૃપાળુ દેવ આપશ્રી અનેક જનના સંસ-ર્ગમાં આવે છો. નાસ્તિકો આદિ અનેક લોકો ધર્મની ચર્ચા માટે

આપની પાસે આવે છે, સર્વ દુનિયા આપના ઉપર ધર્મબુદ્ધિથી જોઈ શકતી નથી. કોઇ આપના વિચારથી વિરૂદ્ધ મતવાળો આપની નિન્દા કરેછે, આપના બનાવેલા ગ્રથોની કોઈ ભૂલો કાઢેછે, આપનાં છિદ્ર કોઈ કાઢેછે, આપની હલકાઇ કેટલાક દુર્જનો કરેછે તેથી આપશ્રીના મનમાં ક્રોધની લાગણી પ્રગટતી હશે કે કેમ તે જણાવશો.

શ્રી સદ્‌ગુરૂ ચંદ્રની પૃચ્છાનો ઉત્તર આપતાં કહે છે કે, હે ભવ્ય, દુનિયા દોરંગી છે. કોઈ પણ વ્યકિત માટે એક સરખો વિચાર જગત્‌નો હોતો નથી શ્રી તીર્થંકર સરખાને પણ દુનિયાએ એક મતથી માન્યા નહોતા. તો બીજાની તો શી વાત. હે ભવ્ય, મારા માટે સારા વિચાર ધરાવે તો તેનું તેને ફળ છે. નઠારા વિચાર ધરાવે તો તેને તેનું ફળ છે, હર્ષ અને શોક રહીત સ્થિતિમાં રહેવાનો અભ્યાસ હું કરૂ છું. કેટલાક લોકો સાધુની નિંદા કરે તો તેથી મને ક્રોધ થતો નથી. કારણ કે, જે નિંદા કરે છે તે અજ્ઞાનથી કરે છે ઉલટી તે લોકોની દયા આવે છે. હે ભવ્ય, કેટલાકતો માગ સાંભળતાં મારી નિંદા કરે છે તો પણ અહંવૃત્તિથી હું તે મારી નિંદા કરે છે તેમ માની લેતો નથી. મૈત્રી ભાવનામાં સદાકાળ મસ્ત રહું છું. વળી કેટલાક આ કાળમાં સાધુ નથી એમ માનનારાઓ મારી પાસે આવીને કહે છે કે, તમે સાધુ નથી સાધુતો નગ્ન રહે ઈત્યાદિ વાણી બોલે છે તો પણ હું શાંત મગજથી ઉત્તરમાં કહું છું કે, હે ભવ્યો નગ્ન રહેવાથી સાધુપણું કંઇ આવતું નથી, જિનેન્દ્ર ભગવાન્‌ની આજ્ઞામાં મુનિપણું છે, શ્વેતાંબર માર્ગમાં તેવું વસ્રસહિત સાધુપણું સંભવે છે, જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના કરનાર સાધુઓ હાલમાં વર્તે છે. એવું મારૂ વચન તે લોકો માનતા નથી, વળી કેટલાક માને છે કે હર્ષ તો પણ તેથી મને ક્રોધ ઉત્પન્ન થતો નથી. હે ભવ્ય કેટલાક ગૃહસ્થ ગુરૂને માની સાધુની નિન્દા કરનારા ઘણા લોકો મારી પાસે આવે છે તેમને પીસ્તાલીશ આગમ વિગેરેની સાક્ષી પૂર્વક સમજાવું છું. છતાં કેટલાક દૃષ્ટિ રાગના જોરે પોતાનો કક્કો ખરો કરવાં કુયુક્તિયો કરે છે તે

દેખી તેમના ઉપર કરૂણા આવે છે પણ ગુસ્સો ઉત્પન્ન થતો નથી, કોઇક અજ્ઞાતો કહે છે કે, સંસારમાંથી કાયર થયા એટલે સાધુ થયા. એમ કહેછે તોપણ ગુસ્સો થતો નથી. તે લોકો એમ બોલે છે ત્યારે દયા લાવી સમજાવું છું કે, હે ભવ્ય ક્ષણિક સંસારમાં સુખની આશા ન દેખવાથી અને છકાયની હિંસાના આરંભથી નિવૃત્તિ પામવા સાધુપણું અંગીકાર કર્યું છે, સાધુપણામાં નિરૂપાધિદશાયોગે સહજાનંદની ખુમારી પ્રગટે છે, પંચમહાવ્રત ધારણ કરી પાલવાથી અનેક પાપ કર્મની રાશિ રોકાય છે, સાધુ· પણું ગ્રહણ કરી વિચરતાં સ્વપરનો ઉપકાર થાય છે, ચોવીસ તીર્થંકર પણ ગૃહાવાસનો ત્યાગ કરી સાધુ થઇ વિચર્યા, માટે હે જીવો ભાગવતી દીક્ષા અંગીકાર કરવાથી આત્મ હિત થાય છે એમ શ્રદ્ધા કરો, એમ ઉપદેશ દેઉછું, હે ભવ્ય કેટલાક શુષ્કજ્ઞાનિયો તો મારી આગળ કહે છે કે, આનંદઘનજી જેવાએ પોતાનામાં સાધુપણું ન દેખી વેષ છોડી દીધો તો તેના કરતાં તમે કેવા ચઢીયાતા છો કે, સાધુનો વેષ રાખો છો. આવું આગમજ્ઞાનની બહારનું તેમનું વચન સાંભળી હુ ક્રોધ કરતો નથી, અને કરૂણા ભાવનાથી ઉત્તર આપું છું કે, હે ભવ્યો તમો આનંદઘનને જોયા છે કે જેથી કહો છો કે તેમણે સાધુનો વેષ છોડી દીધો હતો, ત્યારે તેઓ બોલે છે કે, આનંદઘનજીએ વેષ છોડયો એવું કેટલાક બોલ્યા કરે છે. તેઓને પ્રેમથી કહું છું કે હે ભવ્ય જીવો, આનંદઘનજીએ વેષ ત્યજ્યો નથી, તેઓ વિશેષમાં વનવાસ મઠમાં વિગેરે અલ્પજન પરિચયસ્થાનમાં રહેતા, લઘુતા ભાવતા, આત્મધ્યાન પરાયણ રહેતા, તેમણે ગૃહસ્થનો વેષ ધારણ કર્યો નહોતો તેમણે બાલજીવોના હિત માટે છેલ્લીવારના સ્તવનમાં ગંભીરદૃષ્ટિથી બાલજીવો ભ્રમિત ન થાય તે માટે કહ્યું છે તે તપાસો,

चूर्णि भाष्य सूत्र निर्युक्ति वृत्ति परंपर अनुभवरे
समय पुरुषनां अंग कह्यां ए छेदे ते दुर्भव्यरे.

બાળ જીવો જિનેન્દ્ર ભગવાનની આજ્ઞાના આરાધક બને તે માટે 'સૂત્ર,ચૂર્ણિ, નિર્યુક્તિ, વૃત્તિ, પરંપરા અને અનુભવ' એ સમય પુરૂષનાં અંગ દેખાડયાં, તેની જે વિરાધના કરે છેદ કરે તે દુર્લભ્ય જાણવો. એમ છેલ્લામાં છેલ્લી નમિનાથના સ્તવનમાં શિક્ષા આપી છે. શ્રી યશોવિજયજી જેવા ગીતાર્થ જગત્ પ્રસિદ્ધ ઉપાધ્યાયજીએ શ્રી આનંદઘનજીની સાંભળવા પ્રમાણે અષ્ટપદી બનાવીછે. અને આનંદઘનજીએ શ્રી યશોવિજય ઉપાધ્યાયની અષ્ટપદી બનાવી છે. માટે એ બે પુરૂષોએ કોઇ ઠેકાણે શાસ્ત્ર વિરૂદ્ધ પ્રરૂપણા કરી નથી માટે બરાબર સમજ્યા વિના આડુ અવળું બોલવું તે આત્માને હિતકર નથી એમ હું તેઓને સમજાવું છે. જે દૃષ્ટિરાગ દૂર કરીને સમજે છે તે સત્ય તત્ત્વ ગ્રહણ છે. અને કેટલાક ઉલટા દૃષ્ટિરાગથી સત્ય સમજી શકતા નથી, તો પણ હું ભાષા સમિતિથી યથાયોગ્ય ઉપદેશ આપું છું. ક્રોધના પ્રસંગે અન્તરમાં ક્ષમાના વિચારો કરી ક્રોધ થવા દેતો નથી, સાધુપણામાં પણ અનેક કારણો ક્રોધ થવાનાં બને છે. પણ સંભાળથી વર્તી ક્રોધને શમાવું છું. કદાપિ ક્રોધ પ્રસંગવશાત્ થાય છે તોપણ પ્રતિક્રમણ કરી ક્રોધને પરિહરૂ છું. અનંતાનુબંધી, અપ્રત્યાખાની, પ્રત્યાખાની, સંજ્વલન એમ ચાર ભેદે ક્રોધ છે. ક્રોધના નાશ માટે ઉપયોગથી ક્ષમાનું અવલંબન કરૂછું હે ભવ્ય ચંદ્ર. ક્રોધના આવેશમાં પૂર્વ કોટી વર્ષ પર્યંત પાળેલું સંયમ પણ સાધુ બે ઘડીમાં હારી જાય છે ક્રોધ જ્યાં વસે છે. તેનો નાશ કરે છે. અને પ્રાયઃ અન્યને પણ બાળે છે. ક્રોધ અગ્નિના સમાન છે તેને સમતારૂપ જલથી શમાવી શકાય છે. ક્રોધ કદાપિ થઈ શકે છે. પણ પાછો ક્ષમાથી શમાવવો જોઇએ. લાંબા કાળ સુધી ક્રોધ રહે તો તેનું ફળ સારૂ આવતું નથી. દુર્જનના સ્નેહ સમાન ક્રોધ છે. ક્રોધ કરનાર પોતાને બહાદૂર સમજે છે. પણ ક્રોધનાં ફળ ભોગવતાં મહા દીનતા પ્રાપ્ત થાય છે. ક્રોધી જીવોના આગળ કટુ વચન કહેવું તે યોગ્ય નથી. કૂરગડુની ક્ષમાનો દાખલો લેઇ ક્ષમાનું અવલંબન કરવું. હે ભવ્ય ચંદ્ર, આ પ્રમાણે

પ્રસંગાનુસાર કહેલી હિતશિક્ષાનું સ્મરણ કરજે. તે પ્રમાણે વર્તજે. આ પ્રમાણે સદુપદેશ સાંભળી ભવ્યચંદ્ર પોતાને ઘેર ગયો.

એક 'જીવનચંદ્ર' નામના પુરૂષ શ્રી સદ્ગુરૂ મહારાજ પાસે વિનયથી વંદન કરી પુછવા લાગ્યા કે, હે ગુરૂમહારાજ મને ધનની ઠકુરાઈથી અહંકાર ઉત્પન્ન થાય છે. અન્યની મોટાઇ મને ખમાતી નથી. જ્ઞાતિમાં પણ મારૂ અપમાન કોઇ કરતું નથી. તેથી મને અભિમાન થાય છે કે મારા જેવો અન્ય કોઇ દુનિયામાં નથી. લક્ષ્મીની સત્તાનો અહંકાર પ્રસંગ પામીને મારા હૃદયમાં ઉત્પન્ન થાય છે. માટે માનનો નાશ થાય એવા સદુપાયો કૃપા કરી બતાવશો.

બુદ્ધિનાનિધાન એવા શ્રી સદ્ગુરૂ પણ ભક્તની વિજ્ઞપ્તિ ધ્યાનમાં લેઇ બોલ્યા કે-હે ભવ્ય, જીવનચંદ્ર. પ્રથમ તો હૃદયમાં વિચારવું કે, આ જગત્ના પદાર્થો ક્ષણિક છે. આયુષ્ય, લક્ષ્મી, સત્તા ચંચલ ક્ષણિક છે, દુનિયામાં કોઇ જડ પદાર્થ આત્માનો થયો નથી અને થવાનો નથી. રાજા રાવણ તથા કૌરવો જેવાનું અભિમાન પણ આ જગત્માં છાજ્યું નથી.

ક્ષણભંગુર શરીર છે, પાણીના પરપોટાની પેઠે કાયાનો મહેલ અમર રહેવાનો નથી. નાતજાત પણ આંખ મીંચાયા પછી પોતાની નથી, બાજીગરની બાજી સમાન દુનિયાના પદાર્થો છે, તેમાં શો અહંકાર કરવો. હે ભવ્ય ! પાપનો શિરદાર અહંકાર છે. પ્રજ્ઞામદ, તપમદ, ગોત્રમદ, આજીવિકામદ આદિ આઠ માનના ભેદ છે તેથી આત્મરૂપ સૂર્યનું દર્શન થતું નથી. વિનય, શ્રુત, તપ વિગેરે સદ્ગુણોનો નાશ કરનાર માન છે. જડ વસ્તુ પોતાની નથી તો તે સંબંધી અહંકાર કરવો તે પણ ઘટતો નથી. જ્ઞાનથી પણ અહંકાર કરવો ઘટતો નથી. કારણ કે જ્ઞાન આત્માનો સ્વાભાવિક ગુણ છે. કેવલજ્ઞાન પણ આત્માનુંજ છે, પોતાની ઋદ્ધિ અનાદિકાળથી આત્મામાં હતી ત્યારે તે માટે કેમ મકલાવું જોઇએ. આત્માનો ગુણ આત્મામાંથી પ્રગટ થાય તેમાં અભિમાન

કરવો યુક્તિયુક્ત નથી. વળી હે ભવ્ય! સમજશો કે, માનથી ઘણા જીવો નરકનિગોદમાં પડયા છે. માનથી વિનયનો નાશ થાય છે અને વિનય વિના વિદ્યાની પ્રાપ્તિ થતી નથી માટે માનનો મન વચન અને કાયાથી સદાકાળ ત્યાગ કરવો.

## मान त्याग करवानी कुंची.

હે ભવ્ય! જીવનચંદ્ર. વિવેક દૃષ્ટિથી માનત્યાગ કુંચી લક્ષમાં રાખશો. જ્યારે કોઈ વિષયનો મનમાં અહંકાર ઉત્પન્ન થાય તે સમયે ત્વરિત મનમાં લઘુતા ભાવવી. પૂર્વ પુરૂષોની આગળ હું હીસાબમાં નથી. એમ ભાવના ભાવવી. હજી હું સંપૂર્ણ ગુણોને પ્રગટાવી શકયો નથી. વળી લઘુતાનો બીજી રીતે અર્થ વિચારવો કે, જેમ કાદવથી ભરેલું તુંબડું પાણીમાં નીચે જાય છે, અને જ્યારે હલકું થાય છે ત્યારે તે જલ ઉપર આવે છે. તેમ મારો આત્મા છે તે તુંબડા સમાન છે તે માનરૂપ કાદવથી નીચ ગતિમાં જાય છે અને માનરૂપ કાદવનો નાશ થતાં આત્મારૂપ તુંબડું ઉચ્ચગતિમાં આવે છે હું આત્મા આકાશની પેઠે છું. હું પરવસ્તુનો સંગી નથી. તો પરસંગથી કેમ અહંકાર કરૂં. પરવસ્તુથી હું કદી પરિપૂર્ણ થવાનો નથી. પોતાની વસ્તુથી પરિપૂર્ણ થવું તેજ મારો સ્વાભાવિક ધર્મ છે. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે-

### श्लोक.

अपूर्णः पूर्णतामेति, पूर्यमाणस्तु हीयते।
पूर्णानन्दस्वभावोऽयं, जगदद्भुत दायकः ॥ १ ॥

પોતાના જ્ઞાનદર્શન ચારિત્ર ગુણથી અપૂર્ણ છે એમ જે ભાવના ભાવે છે તે જ્ઞાનદર્શન ચારિત્ર સુખ આદિ અનંત ગુણોની પરિપૂર્ણતાને પામે છે. અને જે એમ ધારે છે કે હું તન ધન સત્તા કુંટુંબાદિથી પરિપૂર્ણ છું. પર જડ વસ્તુથી પૂર્ણ છું એવી જડ ભાવની પૂર્ણતાને પોતાની માને છે તે પોતાના સદ્દગુણોથી હીન થાય છે. માટે પૂર્ણાનન્દ જે આત્માનો સ્વભાવ છે તે જગ-

તુમાં આશ્ચર્યકારક છે. તે આત્માના અનંત ગુણો છે. તેની પૂર્ણતા માટે પ્રયત્ન કરવો. અને પર વસ્તુથી સદાકાળ અપૂર્ણતા માનવી અર્થાત્ મનમાં વિચારવું કે: પર વસ્તુથી આત્મા પૂર્ણ થતો નથી. માટે જડની પૂર્ણતા વા અપૂર્ણતાથી સર્યું. મારે તો પોતાના સદ્ગુણોની પૂર્ણતા કરવી જોઇએ. સત્તાએ મારા જ્ઞાનદર્શનાદિ અનંત ગુણોથી હું પરિપૂર્ણ છું મારા ગુણો સ્વાભાવિક છે અન્ય વસ્તુમાંથી ખેંચીને લાવવાના નથી. પોતાનામાં જ છે તેથી તેનું સ્મરણ કરતાં તે ગુણોને લાગેલાં કર્મનાં આચ્છાદનો તુરત દૂર થાય છે. માટે હવે મારે તો બાહ્યની મોટાઇ નાકનાં મેલ જેવી છે એમ ધારી અન્તરના જ્ઞાનાદિ ગુણોની પ્રાપ્તિ માટે પ્રયત્ન કરવો જોઇએ. જ્યારે ત્યારે પણ આત્માના ગુણોને પ્રાપ્ત કર્યા વિના પરમપદ મળવાનું નથી. શ્રી બાહુબલીને અહંકારે કેટલું દુઃખ દીધું હતું. એમ સદાકાળ ભાવના ભાવવી. અહંકાર આવતાં લઘુતાનું સ્મરણ કરવું. જે ભવ્ય પર વસ્તુ સંબંધી લઘુતા ધારણ કરે છે તે પ્રભુતા પામે છે. માનનો નાશ કરવામાં લઘુતા રામબાણ સમાન છે. લઘુતા ધારણ કરવાથી અનેક સદ્ગુણોની પ્રાપ્તિ થાય છે. દુનિયામાં અનેક મનુષ્યો છે. તેમની પાસેથી ઘણું શીખવાનું મળે છે પણ માન દશા આડે આવવાથી આંધળાની પેઠે કંઇ દેખાતું નથી. જેમ પર્વત ઉપર રહેલો મનુષ્ય નીચેના મનુષ્યોને નીચા દેખે છે. તેમ અહંકારરૂપ પર્વત ઉપર ચઢેલો જીવ અન્ય જીવોને પોતાના કરતાં હલકા દેખે છે અને તેથી પોતે જ હલકો થાય છે. માટે માનનો હૃદયમાં પ્રવેશ થવા દેવો નહિ. સ્વરૂપ ઉપયોગ અને લઘુતા ભાવનાથી માનનો જલદી નાશ થાય છે. માટે હે ભવ્ય ઉપર કહેલા ઉપાયો પ્રસંગ પામી અમલમાં મૂકવા ચૂકીશ નહિ, હું ધારૂં છું કે તેથી અલ્પ કાલમાં આત્મજીવન ઉચ્ચ દેખાશે. આંતર જીવનનું અનંત સુખની ખુમારી પ્રગટશે. માયાના પ્રદેશોમાં અનંત દુઃખ છે તેનો નાશ કરવો હોય તો અહંભાવના દૂર કરી અન્તરમાં ઉતરશો. હે ભવ્ય !

ગૃહાવાસમાં અનેક પ્રકારના સંયોગોમાં આવતાં અહંકારને ટાળવા પ્રયત્ન કરશો. હે ભવ્ય સદ્ગુરૂને પણ તે બાબતથી સાવધાન થઈ વર્તવું પડે છે. કેટલાક લોકો અમારી પાસે આવીને કહે છે કે, તમો જ્ઞાનના અભિમાનમાં ચડયા છો એમ દેખાય છે કારણ કે અમો તમારી પાસે આવીએ છીએ તો પણ તમો અમારા સામું જોતા નથી, તેમનાં એવાં વચન સહન કરીને પ્રત્યુત્તરમાં હું બોધ દઉં છું કે, હે ભવ્ય ધર્મ કાર્યમાં ચિત્તવૃત્તિ લાગવાથી તમને ધર્મ લાભની આશીઃ દેઈ શકયો નથી. તેથી મનમાં વિકલ્પ સંકલ્પ કરશો નહીં, સાધુ મહારાજને સર્વ જીવો સમાન છે. અન્તર દૃષ્ટિથી જોતાં કોઈ વસ્તુથી અભિમાન ઉત્પન્ન થતો નથી. પોતાના સ્વરૂપમાં રમણતા કરતાં બાહ્ય સ્થિતિનું ભાન ભૂલી જવાથી ધર્મ લાભ ન દેવાય તો આક્ષેપ કરવો યોગ્ય નથી.એમ હું સમજાવું છું ત્યારે કેટલાક સદ્ગુણ ગ્રાહક જીવોના હૃદયમાં ઉપદેશની અસર થાય છે. હે ભવ્ય વિદ્યા મદથી અમારે ઘણું સંભાળવાનું રહે છે. હું પણ માનનો નાશ કરવા અન્તર પ્રદેશમાં ઉતરૂ છું. અભ્યાસથી સારૂ થશે એમ માની પ્રવૃત્તિ કરૂ છું. બાહ્ય વસ્તુમાં પૂર્ણતા ભાસતી નથી. તેથી બાહ્ય વસ્તુયોગે અભિમાન, ઉપયોગદશાએ ઉત્પન્ન થતો નથી, દુનિયાં દીવાની છે કોઇ કંઇ કહે અને કોઇ કંઈ કહે તે ઉપર લક્ષ્ય ન આપતાં હું તો મારા સ્વભાવમાં રમું છું, જગત્માં નિષ્કામ બુદ્ધિથી ધર્મોપદેશ આદિ ધર્મકૃત્યમાં પ્રવૃત્તિ કરતાં કેટલાક જનો અભિમાની છે એવા આક્ષેપ કરે છે તો પણ હું જરા માત્ર ખેદ ધારતો નથી. જો મનમાં અભિમાન છે તો કોઈ નિરાભિમાની કહેતો તેથી શું થયું. તેમ જ જો નિરભિમાની છું તો કોઈ અભિમાની કહે તેથી મારૂ કાંઇ જવાનું નથી, એમ ભાવના ભાવવાથી અન્તરમાં હું ઉપયોગે કરી અહંકારથી લેપાતો નથી. તેમ હે ભવ્ય, તમો પણ પ્રવૃત્તિ કરશો. અભિમાન, અનુપયોગદશાએ મારામાં અને તમારામાં આવે એમ જાણવાયોગ્ય છે તો પણ લઘુતાનું

સેવન કરવાથી આત્મા ઉચ્ચ કોટીમાં પ્રવેશ કરશે, પ્રથમતો આત્મજ્ઞાન થાય ત્યારે અભિમાન જાય છે. માટે આત્મજ્ઞાન પ્રાપ્તિ માટે સદ્દગુરૂના દાસના દાસ બનવું જોઇએ. સદ્દગુરૂના દાસનો દાસ ભક્તિયોગે હૃદયની શુદ્ધિ કરે છે અને હૃદયની શુદ્ધિ થતાં આત્મજ્ઞાનનો ઉપદેશ માષમાતુષ રૂષિની પેઠે ઘણી અસર કરે છે, આ પ્રમાણે શ્રી સદ્દગુરૂની વાણી સાંભળીને 'જીવનચંદ્ર' બોલ્યા કે હે સદ્દગુરૂ, આપની સદુપદેશ વાણી હું હૃદયમાં ધારણુ કરૂ છું. માનને ટાળવાને ક્ષણે ક્ષણે લઘુતાનું સેવન કરીશ, મારા આત્માથી ઉન્નતિ કરવાને માટે ઉત્સાહ ધરીશ, આપશ્રીનાં વચનોની અસર વીજળીની પેઠે મારા હૃદયમાં થઇ છે. સંસાર વ્યવહારમાં વર્તીને મારાથી બનશે તેમ અભિમાનને ટાળવા પ્રયત્ન કરીશ. આપનો અપૂર્વ ઉપદેશ સદાકાળ આરાધ્ય છે, મને એમ લાગે છે કે અભિમાન હવેથી મારા હૃદયમાં લાંબા સમય પર્યંત રહેશે નહીં, આપ મારા સદ્દગુરૂ છો, આપના બોધથી અભિમાનરૂપ દોષ ટાળીશ, અને અન્તર પ્રદેશમાં ઉતરીશ, એમ કહી વંદન કરી જીવનચંદ્ર સ્વસ્થાનકે ગયો, ગુરૂવર્ય ધ્યાન કરે છે એવામાં વાડીલાલ નામના એક ભક્ત આવી બેહસ્તથી વંદન કરી શાંત રીતે બેસી રહ્યા, સદ્દગુરૂ ધ્યાન કરતા હતા તેથી સ્થિર રહ્યા, સુભકતો સદ્દગુરૂને યોગ્ય સમયે વિધિપૂર્વક વંદન કરે છે. ગુરૂ આહાર પાણી વાપરે ત્યારે ગુરૂને વંદન કરવું નહીં. ગુરૂ કોઈ શિષ્યને તાડનાદિ શિક્ષા કરતા હોય ત્યારે અબ્ભુઠિયાના પાઠપૂર્વક વંદન કરવું યોગ્ય નથી. તેમજ સ્વાધ્યાય કરતા હોય. નિદ્રા લેતા હોય. સ્થંડિલ બેઠા હોય ઇત્યાદિ કાર્ય સમયે વંદન કરવું નહિ. બે હાથ જોડી 'મસ્તકેન વન્દે (મથ્થએણ વંદામિ)' એ પાઠ ધીમા સ્વરથી કહીને યોગ્યસ્થાને શાંત બેસવું, ગુરૂ મહારાજ ધ્યાન કરી રહ્યા કે, વાડીલાલે વિધિપૂર્વક ખમાસમણુ દેઇ અબ્ભુઠિયોના પાઠથી વંદન કર્યું. શ્રીસદ્દગુરૂએ કહ્યું કે, હે ભવ્ય, જે કંઈ ધર્મ સંબંધી પુછવું હોય તો સુખેથી પુછવું. વાડીલાલે

વંદન કરી કહ્યું કે હે સદ્ગુરો વૈદ્યની આગળ રોગી જેમ સ્પષ્ટ વાત કહે છે. માતાની આગળ પુત્ર જેમ વિગત વાર્તા કહે છે તેમ આપની આગળ પણ સત્ય વાત કહું છું, તે કૃપા કરી સાંભળશો હે સદ્ગુરૂ, મારા હૃદયમાં સદાકાળ કપટની વાસના રહે છે. મિત્રોના સંબંધમાં પણ કપટથી વર્તું છું, વ્યાપારના સ્વાર્થમાં પણ કપટ કરૂ છું, પૈસાની લાલચે ધર્મ કૃત્યમાં કપટ રાખું છું. ભોજન વ્યવહારમાં પણ કપટબુદ્ધિ ઉત્પન્ન થાય છે. અન્ય જનોને છેતરીને હું મલકાઉછું, પરભવના અભ્યાસના યોગે આ ભવમાં પણ કપટબુદ્ધિ અનાયાસે ઉત્પન્ન થાય છે. માટે કૃપા કરીને કપટરૂપ અપાયથી દૂર રહી સચ્ચિદાનંદ સ્વરૂપમાં સદાકાળ રહું એવો ઉપદેશ દેશો, શ્રીસદ્ગુરૂ પણ જ્ઞાનવડે પ્રથમતો કપટનું સ્વરૂપ દર્શાવવા લાગ્યા. હે વાડીલાલ, ભવ્ય, ત્હારા આત્માના હિત માટે જે કંઇ કહું છું તે બરાબર સાંભળજે, માયા નરકનું બારણું છે. 'માયા મિત્તાણિ નાસેઇ (માયા મિત્રાણિ નાશયતિ)' માયા (કપટ) મિત્રોનો નાશ કરે છે. કપટીનો કોઇ મિત્ર થતો નથી. કપટ કરનાર પોતે ખાડામાં પડે છે. કપટ કરનારની બુદ્ધિ સારી રહેતી નથી. કપટી નીચમાં નીચ કૃત્ય કરે છે. કપટીના હૃદયમાં પાપનો વાસ હોય છે. કપટ કરનાર એમ સમજે છે કે હું અન્યને છેતરૂ છું. પણ વસ્તુગત્યા વિચારીએ તો પોતે છેતરાય છે, કપટી મનુષ્ય એમ મનમાં ધારે છે કે હું બીજાને છેતરૂં છું તે કોઇ જાણતું નથી પણ વિચારતો નથી કે, કેવલજ્ઞાનીઓ જાણી રહ્યા છે. કપટી ધવળ શેઠની પેઠે બીજાનો નાશ કરવા પ્રવૃત્તિ કરે છે પણ તેથી પોતાનો નાશ કરે છે. ખોદે ઉંદર અને ભોગવે ભુજંગની પેઠે કપટી દુઃખનો પાત્ર બને છે, કપટી એમ જાણે છે કે હું કપટથી અન્યને છેતરી સુખી થઇશ પણ જાણતો નથી કે, 'મીયાં ચોરે મુંઠે અને અલ્લા ચોરે ઉંટે' ની પેઠે મારી ગતિ થશે. કપટી મનુષ્ય અનેક જાતના વિકલ્પ સંકલ્પ કર્યા કરે છે, કપટી મનુષ્યની

અન્તરની બાહ્યની ક્રિયા જુદી હોય છે. કપટી મનુષ્ય કૃષ્ણસર્પ કરતાં પણ ભૂંડો જાણવો. કપટથી મનુષ્ય અનેક પ્રકારનાં દુઃખ પામે છે, કપટથી ઘણા ભવ પરિભ્રમણ કરવું પડે છે. કપટી મનુષ્યનો કોઈ વિશ્વાસ રાખતું નથી. કપટની ફાંસી કપટ કરનારનેજ તેમાં ફસાવી દે છે કપટથી મન વચન અને કાયાનાયોગ સુધરતા નથી. ઉટ્રનાં અઢારે વાંકાંની પેઠે કપટી મનુષ્યની દરેક ક્રિયા વાંકી હોય છે. આ જગત્‌માં અલ્પ અધિક સર્વત્ર કપટ વ્યાપી રહ્યું છે. 'કપટના ફંદ છે કાળા, કપટના ચિત્ર છે ચાળા.' આ ગઝલથી કપટની સ્થિતિનું આબેહુબ વર્ણન થાય છે. હે ભવ્ય વાડીલાલ! પડેલા દુર્ગુણોનો એકદમ કંઇ નાશ થતો નથી. પણ શનૈઃ શનૈઃ નાશ થાય છે. કપટ વૃત્તિનો નાશ થાય તે માટે ક્ષણે ક્ષણે ઉપયોગ રાખવો જોઇએ. સ્વાર્થના લીધે કપટ થાય છે. માટે મનમાં વિચારવું કે, હે જીવ! તું સ્વાર્થમાં કેમ સપડાય છે. દુનિયાની કોઈપણ ક્ષણિક વસ્તુથી કોઇને સુખ થયું નથી. અને થનાર પણ નથી. ત્યારે કેમ સ્વાર્થ બુદ્ધિથી કપટ કરવું જોઇએ. દુનિયામાં કપટ કર્યા વિના પુણ્યયોગે ઈષ્ટ પદાર્થોની પ્રાપ્તિ થાય છે તેમ છતાં કપટ કરવાથી વિશેષ લાભ થઈ શકતો નથી. એક નગરમાં એક શેઠ રહેતો હતો તેની દુકાને એક ભરવાડની સ્ત્રી રૂ વેચવા આવી. શેઠે કપટ કરી એક રૂપૈયાનો માલ પડાવ્યો, શેઠે પોતાની સ્ત્રીને કહ્યુ કે, આજ હું એક રૂપૈયો કમાયો છું. તેથી તું ઘરમાં માલપુઆ કરજે. શેઠાણીએ માલપુઆ તૈયાર કર્યા શેઠ નદીમાં ન્હાવા ગયા પાછળથી તેજ દીવસે મિત્રસહ શેઠાણીનો જમાઈ આવ્યો તે ઉતાવળથી અન્યત્ર જવાનો હતો તેથી તેને માલપુઆ પીરસ્યા, જમાઈ મિત્રસહ સર્વ ભોજન સ્વાહા કરી ગયો. અને અન્યત્ર વિદાય થયો શેઠ સ્નાન કરી ઘેર આવ્યા. સ્ત્રીને કહ્યું લાવ ભોજન, સ્ત્રીએ રોટલા આપ્યા, શેઠે કહ્યું. માલપુઆ કેમ આપતી નથી. સ્ત્રીએ કહ્યું, સ્વામીનાથ! માલપુઆ તો જમાઇ મિત્રસહ આવ્યા હતા તે ખાઇને અન્ય

ગામે ગયા. શેઠે પશ્ચાતાપ કર્યો. રોટલા ખાધા પણ મનમાં વિચાર કરવા લાગ્યા કે, અહો કપટનું પાપ મેં કર્યું. અને માલપુઆ જમાઈ ખાઈ ગયો. મ્હારા ભાગ્યમાં હતું તેજ મળ્યું અહો મારી કેવી ભૂલ થઇ. અહો મ્હારૂં હવે શું થશે. મેં વ્યાપારમાં ઘણી વખત કપટ કર્યાં છે, કપટથી જૂઠું બોલવામાં બાકી રાખ્યું નથી અહો હવે મારી શી ગતિ થશે. મેં કપટનું પાપકર્મ કર્યું છે તે મારેજ ભોગવવું પડશે. કહ્યુ છે કે–

**શ્લોક.**

यथा गोषु सहश्रेषु, वत्सो विन्दति मातरम्
तथा पुराकृतं कर्म, कर्तारमनुगच्छति. ॥ १ ॥
कृतकर्म क्षयो नास्ति, कल्पकोटीशतैरपि
अवश्यमेव भोक्तव्यं, कृतं कर्म शुभाशुभं. ॥ २ ॥

જેમ હજારો ગાયોમાં વત્સ પોતાની માતા ગાયને ઓળખે છે. તે પ્રમાણે જન્મમાં કરેલાં કર્મ પણ કરનારની પાછળ જાય છે. કરેલાં કર્મનો ક્ષય થતો નથી. કરોડકલ્પે પણ ભોગવવાં પડે છે, પુણ્ય કર્મ કર્યું હોય તો પુણ્યનાં ફળ ભોગવવાં પડે છે અને પાપ કર્મ કર્યું હોય છે તો પાપનાં ફળ ભોગવવાં પડે છે. જેવો મનનો તીવ્ર વા મંદ અધ્યવસાય તેવા પ્રકારનાં કર્મ બંધાય છે. મનોયોગથી વિશેષતઃ કર્મ બંધાય છે. પ્રસન્નચંદ્રરાજર્ષિની પેઠે કર્મ બાંધી શકાય છે અને તેનો નાશ પણ કરી શકાય છે. સંવર તપથી કરેલ કર્મનો નાશ થાય છે. જીવરૂપ ઇશ્વર કર્મરૂપ સૃષ્ટિની લીલાને રાગદ્વેષ યોગે રચે છે અને તેનો ભોક્તા પણ બને છે. જીવરૂપ ઇશ્વર આત્મસન્મુખ ઉપયોગદશામાં રહી અન્તરમાં ઉતરે છે ત્યારે શુદ્ધ ઉપયોગયોગે અન્તર અનન્તગુણસૃષ્ટિ જે સત્તાએ રહી હોય છે તેને પ્રગટ કરે છે અને બાહ્ય કર્મરૂપ સૃષ્ટિની નષ્ટતા કરે છે. શેઠ આ પ્રમાણે વિચારવા લાગ્યો કે, મારૂં ડાહપણું ધૂળમાં નાખ્યું. કોઈ સાધુ મળે તો સંસારની ઉપાધિ

પરિહરીને આત્મધ્યાન કર. એવામાં નગર બહાર એક સાધુનો સમાગમ થયો. તેમની પાસેથી સદુપદેશ સાંભળી શેઠ ગૃહાવાસનો ત્યાગ કરી શ્રમણ થયા, હે ભવ્ય વાડીલાલ આ દૃષ્ટાંતથી સમજ કે, સ્વાર્થની ખાતર કપટની બાજી રચવી યોગ્ય નથી. મિત્રોની સાથે પણ સરલપણાથી વર્તવું. સરલ ભાવથી પરભવમાં ઉચ્ચ સ્થિતિ થાય છે. કપટ કરનાર ગમે તેવી પોતાની મોટાઈ ધારે પણ મર્યા બાદ દુર્ગતિના ભોક્તા થાય છે. હે ભવ્ય સત્ય વિવેકથી સમજ કે, કપટથી કદી સુખ નથી, જે જે વખતે કપટ કરવાની બુદ્ધિ ત્હારા હૃદયમાં ઉત્પન્ન થાય તે સમયે સરલતાનો સ્વભાવ ધારણ કરજે, જે જે અંશે મન વચન અને કાયાના યોગથી સરલતા ધારણ કરીશ તે તે અંશે કપટ બુદ્ધિનો નાશ થશે, સરલતાનો અભ્યાસ ક્ષણે ક્ષણે વધારજે, બીજાને ઠગવા અન્તરનું જુદુ અને બહિરનું જુદું એમ કરીશ નહિ. સરલતાથી આત્મા મુક્તિ સન્મુખ ગમન કરે છે. સરલતાથી અનંત કર્મની નિર્જરા થાય છે. સરલતાથી અનેક ગુણોની પ્રાપ્તિ થાય છે. સરલતાથી આત્મા સરલ થાય છે. સરલપણું પોતાનું હિત કરે છે. અને પરનું પણ હિત કરે છે. સરલતાથી આત્મા ક્ષણે ક્ષણે ઉચ્ચ ભાવનાનો અધિકારી થાય છે. આત્મોન્નતિમાં સરલતા મુખ્ય ગુણ છે. જગત્‌માં કપટના લીધે લોકો અશાંતિના સ્થાનભૂત થઈ પડયા છે. અશાંતિરૂપ વ્યાધિના નાશ માટે સરલતા ઔષધી અમૃત સમાન છે. કપટના અનેક ભેદો છે. તે સર્વથી આત્માના ગુણોનું આચ્છાદન થાય છે. હે ભવ્ય ટીલાં ટપકાંથી કેટલાક લોકો બાહ્યથી ધર્મિપણાનો દમામ રાખે છે પણ જો હૃદયમાં કપટ ભાવ ન વર્તતો હોય તો સર્વ ધર્મ ક્રિયા લેખે થાય છે, હે ભવ્ય વાડીલાલ આજથી ખરા અંતઃકરણ ઉપદેશેલી હિત શિક્ષા ધ્યાનમાં રાખજે. પ્રમાદયોગે કદાપિ કપટ વૃત્તિનો દોષ લાગી જાય તો પણ પ્રતિક્રમણ સમયે કપટ કર્યાની ક્ષમાપના કરજે, પ્રતિદિન સરલતાથી આત્માની ઉન્નતિ કરજે, દુનિયાથી ડરીશ નહિ, પોતાના

સરલભાવથી ચુકીશ નહિ. ઉત્સર્ગ અને અપવાદ માર્ગથી સદા-કાળ આચરણા માર્ગમાં પ્રવૃત્તિ કરજે, કપટ ત્યાગ કરતાં અનેક પ્રકારના ઉપસર્ગો આવી પડે છે તેથી ડરી જઈ પાછો કપટ વૃત્તિ ધારણ કરીશ નહિ. કપટની વૃત્તિથી ધર્મ ક્રિયાઓની સાફ-લ્યતા થતી નથી. કપટમાં ચપટ છે. હે ભવ્ય અનેક પ્રકારની કપટ વૃત્તિ ત્યાગ કરી સરલતા ભાવથી ધર્મ ક્રિયાઓનું યથા-શક્તિ આરાધન કરજે, વિનયરત્ને કપટથી ચારિત્ર ધારણ કર્યું. ઉદાયિ નૃપતિનો નાશ કર્યો. અન્તરની સરલતા વિના વિનયરત્નની બાહ્યની ધર્મ ક્રિયા ફલ આપનારી થઇ નહીં. કેટલાક લોકો દંભથી બાહ્યક્રિયામાં મશ્ગુલ થઇને અન્યની નિંદા કરે છે તે સ્વપરનું હિત કરી શકતા નથી. અધ્યાત્મમાર્ગમાં પ્રવેશ કરવા માટે સરલતા મોટામાં મોટો ઉપાય છે. જ્ઞાનાચાર, દર્શનાચાર, ચરિત્રાચાર, તપઆચાર, વીર્યાચાર, પાલવામાં સરલતાની મુખ્યતા છે. સરલતા વિના સ્વસ્વભાવમાં રમણતા થતી નથી. જે ભવ્ય જીવ સરલતા ધારણ કરે છે. તે ઉચ્ચ ભાવનાનો અધિકારી બને છે. હે ભવ્ય સંક્ષિપ્તપણે કહેલો ઉપદેશ ધ્યાનમાં રાખજે. શ્રી સદ્ગુરૂનો ઉપદેશ શ્રવણ કરી વાડીલાલે સદ્ગુરૂને વંદન કર્યું. બે હસ્ત જોડી વંદન કરી કહ્યું કે, હે સદ્ગુરૂ ભગવન્ હું તમારી આજ્ઞા મસ્તકે ચઢાવું છું. અને આજથી આત્મજીવન ઉચ્ચ કરવા સરલતાનો અભ્યાસ કરીશ, આશા છે કે આપની કૃપાથી સરલ-તાના ઉચ્ચ માર્ગમાં પ્રવેશ કરીશ. આ પ્રમાણે કહી વાડીલાલ વંદન કરી પોતાને ઘેર ગયો. શ્રી સદ્ગુરૂ આપ સ્વભાવમાં રમ-ણતા કરવા લાગ્યા.

એવામાં ' વીરચંદ્ર ' નામના શ્રાવકે આવી વંદન કર્યું, અ-વસર પામી શ્રી સદ્ગુરૂને વંદન કરી કહ્યું કે, હે શ્રી સદ્ગુરૂ ભગવાન્ મને લોભ બહુ પીડે છે. લોભના લીધે હું મારૂં શુદ્ધ સ્વરૂપ ભૂલી જાઉ છું. હું હવે આવી લોભની વૃત્તિથી કેવા અ-વતાર ધારણ કરીશ. આપશ્રી જેવા સદ્ગુરૂ છતાં લોભ મારા

હૃદયમાં કેમ વાસ કરે છે. હે ભગવન્, લોભની લાલચથી મારી શુદ્ધતા બુદ્ધતા હારી જાઉ છું, આપ જ્ઞાની છો તેથી લોભની સ્થિતિનો નાશ થાય તેવો ઉપદેશ દેશોજી, શ્રી સદ્‌ગુરૂ કહે છે કે, હે ભવ્ય, ' વીરચંદ્ર ' લોભનો નાશ કરવો દુર્લભ છે, પંચમ કાળમાં લોભના યોગે સાધુ સાધ્વીયો પણ પ્રમત્ત બની જાય છે. અને આત્માર્થી સાધુ સાધ્વીઓ લોભના દોષની પ્રતિક્રમણમાં આલોચના કરે છે. ચઉદરાજ લોકમાં લોભ વ્યાપી રહ્યો છે, લોભના ટંટા જ્યાં ત્યાં દેખવામાં આવે છે. લોભના માર્યા જીવો સમુદ્રગમન કરે છે. લોભના લીધે છતા પૈસે પણ લોભી પુરૂષો લુખુ ખાય છે, લોભથી શંભુદત્ત ચક્રવર્તિ સમુદ્રમાં પડી મરણ પામ્યો, લોભથી સાગરદત્ત શેઠ સમુદ્રમાં પડી મરણ પામ્યો. લોભથી રૂશીયા અને જાપાનની લડાઈમાં અનેક પુરૂષો મૃત્યુ પામ્યા. લોભથી મનુષ્ય અનેક પ્રકારના વિકલ્પ સંકલ્પ કરે છે. લોભથી ગુરૂને પણ છેતરવામાં આવે છે. કેટલાક અધમ પુરૂષો લોભથી દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્યનું પણ ભક્ષણ કરે છે, લોભના લીધે સિકંદર પાદશાહે હિંદુસ્તાન ઉપર ચઢાઇ કરી અનેક મનુષ્યોનો નાશ કર્યો. લોભથી નવનંદ રાજાએ સોનાની નવ ડુંગરીયો સમુદ્રમાં કરી પણ અંતે તેમની થઇ નહિ. લોભથી મનુષ્ય પોતાના પિતાનો ભાઇનો અને પુત્રનો પણ નાશ કરે છે. લોભથી મનુષ્ય અનેક પ્રકારનાં કુકર્મો કરે છે. લોભથી મનુષ્ય કંજુસપણું ધારણ કરી કોઈ સત્પાત્રમાં દાન આપી શકતો નથી લોભથી મનુષ્ય અનેક જીવોની હિંસા કરે છે. અનેક પ્રકારનું જૂઠું બોલે છે. લોભથી મનુષ્ય ચોરી કરે છે. લોભથી મૈથુન સેવે છે. લોભના લીધે પરિગ્રહને ધારણ કરે છે. લોભથી વિશ્વાસઘાત કરે છે. લોભથી જૂઠા લેખો લખે છે. લોભથી હજારો જીવોનો નાશ થાય તેવાં યંત્રો તૈયાર કરે છે, હે ભવ્ય વીરચંદ્ર, આ જગત્માં દેવ અને દેવીઓમાં પણ લોભના લીધે શાંતિ નથી. પશુ અને પંખીઓમાં પણ લોભના લીધે લડાઇ થયા કરે છે. દુનિયામાં

અનેક પ્રકારે લડાઇયો રાજાઓ કરે છે તેમાં પણ પ્રાય: લોભની મુખ્યતા સંભવે છે. લોભી પુરૂષ મૂર્ખ, દુર્જનના, પણ ગુણ ગાય છે. લોભના લીધે પ્રધાનો સરખા પણ લાંચ લેઈ ન્યાય માર્ગને તિલાંજલિ આપે છે. લોભના ઉદયથી મનુષ્ય દેશોદેશ ભટકે છે. રાત્રી અને દીવસ લોભના ઉદયથી હાયવરાળ કરે છે. હે ભવ્ય, 'વીરચંદ્ર' લોભી મનુષ્ય સાર અને અસાર વસ્તુનો નિર્ણય કરી શકતો નથી, ધૂળ જેવી વસ્તુ માટે પણ લોભી લડી પડે છે. શ્રાવીકાઓ સોય જેવી અસાર વસ્તુ માટે પણ લોભવૃત્તિથી ક્લેશ કરે છે, લોભના ઉદયથી કેટલાક અજ્ઞ સાધુઓ પુસ્તકના સંગ્રહમાં અન્ય સાથે ક્લેશ કરે છે. લોભના લીધે મનુષ્ય પોતાની મર્યાદાનો ત્યાગ કરે છે, વિશેષ શું કહું. લોભરૂપ અંધારામાં સત્ય આત્મ સ્વરૂપનું ભાન રહેતું નથી. અપ્રશસ્ય લોભ કરતાં પ્રશસ્ય લોભ સારો છે. અપ્રશસ્ય લોભમાંથી પ્રથમ પ્રશસ્ય લોભમાં આવવું જોઇએ, અંતે પ્રશસ્ય લોભનો પણ નાશ થવો જોઇએ, ક્રમે કરી ચઢાય છે. હે ભવ્ય, આત્મજ્ઞાનદશાથી જોતાં બાહ્ય વસ્તુનો લોભ કરવો યોગ્ય લાગતો નથી. શ્રી ઉપાધ્યાય યશોવિજયજી લોભનું વર્ણન નીચે પ્રમાણે કરે છે.

जीरे मारे लोभ ते दोष अथोभ, पापस्थानक नवमुं कह्युं; जीरेजी.
जीरे मारे सर्व विनाशनुं मूळ, एहथी केणे न सुख लह्युं. जीरेजी १
जीरे मारे निर्धनने शत चाह, शत लहे सहस जोडीए; जीरेजी.
जीरे मारे सहस लहे लख लोभ लख लाभे मन कोडीए. जीरेजी. २
जीरे मारे कोटीश्वर नृप रुधि, नृप चाहे चक्रीपणुं. जीरेजी.
जीरे मारे चक्री चाहे सुरभोग, सुर चाहे सुरपति सुख घणुं. जीरेजी. ३
जीरे मारे मूल लघुपणे लोभ, वाधे सरावपरे सहि; जीरेजी.
जीरे मारे उत्तराध्ययन मजार, इच्छा आकाश समी कही. जीरेजी. ४
जीरे मारे स्वयंभुरमण समुद्र, कोइक अवगाही शके; जीरेजी.
जीरे मारे ते पण लोभ समुद्र, पार न पामे मन थके. जीरेजी. ५

जीरे मारे कोइक लोभने हेत, तपश्रुत हारे जे जडा; जीरेजी.
जीरे मारे काग उडावण हेत, सुरमणि नाखे ते खडा. जीरेजी.६
जीरे मारे लोभ तजे जे धीर, तस सवी संपति किंकरी; जीरेजी.
जीरे मारे सुजश विलास सुशील, तससवि संपति किंकरी.जीरेजी.७

ભાવાર્થ—લોભનો અથોભ દોષ છે, લોભની હદ નથી. પાપનું સ્થાનક લોભ છે. સર્વ ધર્મનો નાશ કરનાર લોભ છે. લોભથી કોઇએ સાચું સુખ લહ્યું નથી. 'ગોધન, કુચિકર્ણ, તિલક શેઠ' વિગેરે લોભના દોષથી દુઃખી થયા છે. લોભથી એક પુત્રે પોતાના પિતાનો નાશ કર્યો હતો લોભથી અલ્લાઉદ્દીન બાદશાહે અઘોર કૃત્ય કર્યું હતું. લોભથી એક શેઠે પોતાના ભાઈનો નાશ કર્યો હતો. લોભથી જીવ ભવિષ્યકાળમાં ઉચ્ચ થઈ શકતો નથી. લોભથી નીચને પણ ઉચ્ચ પગે લાગે છે. લોભાંધ પુરૂષો સારાં અને નઠારાં કૃત્યોને પારખી શકતા નથી.

નિર્ધન જીવ શતની ઈચ્છા કરે છે, અને સો રૂપૈયાની પ્રાપ્તિ થતાં એક હજારની આશા ઉત્પન્ન થાય છે. અને હજાર મળતાં લાખનો લોભ વધે છે. અને લાખ થતાં કોટીશ્વર થવાનો લોભ હૃદયમાં ઉત્પન્ન થાય છે. અને કોટીશ્વર થતાં રાજ્ય રૂદ્ધિ મેળવવાનો લોભ ઉત્પન્ન થાય છે. અને રાજાને ચક્રવર્તિપણું મેળવવાનો લોભ વધે છે. અને ચક્રવર્તિ દેવતાના સુખની ઇચ્છા કરે છે. સુરઈન્દ્ર પદનો લોભ કરે છે. મૂળમાં તો લોભ અલ્પ હોય છે પણ તે શરાવની પેઠે વૃદ્ધિ પામતો જાય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં ઇચ્છાને આકાશની ઉપમા આપી છે. જેમ આકાશનો અંત નથી તેમ ઈચ્છાનો પણ અંત નથી. જેમ લાકડાંથી અગ્નિ શાંત થતો નથી તેમ ઇચ્છા પણ કદી શાંત થતી નથી. ઈચ્છાના ઉંડા ઘરા કદી પૂરાયા નથી. અને પુરાશે પણ નહિ. શરીર વૃદ્ધ થાય છે પણ ઇચ્છા વૃદ્ધ થતી નથી. ઈચ્છાના વેગમાં અઘોર પાપ જીવ કરે છે. ભૈરવ અને શીકોતરી કોઇને વળગી હોય છે તો ઉતરે છે પણ ઈચ્છારૂપ ભૈરવ શીકોતરી તો વળગેલી ઉતરતી

નથી. સર્વ દુનિયા ઇચ્છાના આવેશમાં જ્યાં ત્યાં ફર્યા કરે છે. લોભથી મનની ચંચળતા વૃદ્ધિ પામે છે. લોભથી પ્રતિદિન મન નીચ વૃત્તિયોથી ઘસડાય છે, લોભથી મનુષ્ય દુર્ગતિનાં પ્રવેશ કરે છે. સ્વયંભુરમણ સમુદ્રનો કોઇ પાર પામી શકે તોપણ તે લોભરૂપસમુદ્રનો પાર પામી શકતો નથી.

કેટલાક જીવો લોભના કારણથી તપશ્ચર્યા હારી જાય છે. કેટલાક જીવો લોભના કારણથી શ્રુતજ્ઞાન પામી શકતા નથી. કેટલાક જીવો લોભના કારણથી સદ્ગુરૂની પાસે જઇ શકતા નથી. કેટલાક જીવો લોભના લીધે ધર્મ ક્રિયાઓ પ્રતિ લક્ષ આપી શકતા નથી. કેટલાક જીવો, લોભના પાસમાં ફસાઇ મૃગલાથી પેઠે મહા દુઃખ પામે છે. કેટલાક જીવો લોભના લીધે જિન પૂજા વિગેરે ધર્મ કૃત્યમાં પ્રવૃત્તિ કરી શકતા નથી. કેટલાક જીવો લોભના લીધે 'પૈસો મારો પરમેશ્વર' એમ માને છે. કેટલાક જીવો લોભના લીધે ઔદયિક ભાવમાં તલ્લીન રહે છે. કેટલાક જીવો લોભના લીધે ધર્મથી આજીવિકા ચલવે છે. કેટલાક જીવો લોભના લીધે અન્તરમાં લક્ષ રાખતા નથી. હે ભવ્ય કોઇ કાગડો ઉડાડવા નિમિત્તે ચિંતામણિ રત્નને ફેંકી દે તે જેમ અધમ જડ પુરૂષ ગણાય છે તેમ જે જીવ લોભથી તપશ્રુતને હારે છે. તે પણ જડ જાણવો.

### चिंतामणिरत्न फेंकी देनार मूढ.

હે ભવ્ય વીરચંદ્ર. એકાગ્ર ચિત્તથી શ્રવણ કર, 'માન-સપુર' નામના નગરની અંદર પહેલાં એક 'મૂઢ' કઠિયારો રહેતો હતો. તેને એક 'પ્રવૃત્તિ' નામની સ્ત્રી હતી. 'અભાગ્ય-અસંતોષ' નામના બે નાના પુત્રો હતા. મૂઢ કઠિયારો લાકડાં વગડામાંથી લાવીને વેચી તેથી આજીવિકા ચલાવતો હતો, એક દીવસ વૈશાખ માસમાં ત્રણચાર ગાઉના છેટે સાભ્રમતી નદીના કાંઠે વગડામાં લાકડાં લેવા ગયો, તે વખત મધ્યાન્હકાળ હતો. સૂર્ય બહુ તપતો હતો, શરીરમાંથી પરસેવો પુષ્કળ નીકળતો હતો.

ક્ષુધા કરતાં તૃષાથી બહુ પીડાતો હતો. તાપના યોગે પશુ પં-
ખીઓ પણ શાંત થઇ શીત વૃક્ષોનો આશ્રય કરી રહ્યાં હતાં,
તાપથી લૂ એવી વાતી હતી કે ગમે તેવો મનુષ્ય માંદો પડી
જાય, મૂઢ કઠીયારો લાકડાની ભારી લેઇ એક નાળા પાસે આવી
ઝાડ તળે બેઠો, ત્યાં શીતળતા હતી, તે સમયે કઠિયારો મનમાં
વિચાર કરે છે કે અહો કેવી કર્મની ગતિ છે. મેં પૂર્વભવમાં
કેવાં કર્મ કર્યાં હશે કે જેથી મારૂ મનુષ્ય જીવન આવા સંકટોથી
પસાર થાય છે. રાજાઓ, શેઠો આવા પ્રસંગે કેવી સ્થિતિમાં
સુખ ભોગવે છે. મ્હારૂ કર્મ એવું છે કે વગડામાં ભટકયા વિના
ગુજરાન પણ ચાલી શકે નહીં. મેં પૂર્વભવમાં તપશ્ચર્યા નહિ
કરી હોય. સાધુને દાન દીધાં ન હોય. તેથી મારી આવી સ્થિતિ
થઈ હશે. એમ વિચાર કરે છે એવામાં તેની નજરે એક ગોળ
મોળ પત્થર દેખાયો. તેનો રંગ મનોહર હતો. તેણે તે ગોળ
પત્થરાને હસ્તમાં લીધો. અને વિચાર કરે છે અહો અત્ર જલની
વાવડી હોય તો કેવું સારૂ, આટલું ચિંતવતાં તુર્ત ત્યાં એક
નિર્મલ જલથી ભરેલી વાવ બની ગઇ. તેમાંથી તેણે જલનું પાન
કરી તૃષાની નિવૃત્તિ કરી. મૂઢ કઠિયારો પુનઃ વિચાર કરે છે કે,
અહો તૃષાતો શાંત પામી પણ ક્ષુધાતો શાંત થઇ નથી. અહો
બત્રીશાં ભોજન તૈયાર ખાવાનાં અત્ર મળે તો કેવી પુણ્યની
વાત એમ વિચાર કરે છે એટલામાં તો મિષ્ટાન્ન ભોજનના થાળ
તેની આગળ દેખાયા, કઠિયારે પેટ ભરીને ભોજન કર્યું. વળી
કઠિયારે મનમાં ચિંતવ્યું કે અહો અત્ર એક સુંદર બાગ હોય
તો કેવા આનંદની વાત એમ સંકલ્પ કરે છે એટલામાં તો બાગ
તૈયાર થઈ ગયો, સુંદર હવા આવવા લાગી. કઠિયારો ખૂબ આ-
નંદ પામ્યો. વળી મનમાં સંકલ્પ કર્યો કે, અહો અત્ર દેવતાની
અપ્સરાઓ મારી પાસે આવી નાટક કરે તો કેવા આનંદની વાત એમ
ચિંતવતાં અપ્સરાઓ આવી અને નાટક કરવા લાગી. મૂઢ કઠિ-
યારો અપ્સરાઓ સાથે સોગટાબાજી રમવા લાગ્યો. આ સર્વ

શાથી થાય છે તેની કઠિયારાને ગમ પડી નહીં.

## कागडानो काका शब्द अने चिन्तामणिनुं फेंकवुं.

મૂઢ કઠિયારો આનંદમાં સોગટાંબાજી રમે છે. દેવતા સરખું સુખ ભોગવે છે. ચિંતામણિ રત્નના અધિષ્ઠાયક દેવતાએ જાણ્યું કે, આ મૂર્ખ મનુષ્ય છે, રત્નનો ઉપયોગ કેવી રીતે કરવો તે જાણતો નથી. તેથી રત્ન તેની પાસે રહે નહિ એમ કરવું જોઈએ. એમ વિચારી દેવતાએ કાગડાનું રૂપ ધારણ કર્યું. કઠિયારા પાસે આવી મહેલની બારીએ બેસી એવી રીતે કાકા શબ્દ ઉચ્ચ સ્વરથી કરવા લાગ્યો કે બાજીમાં ભંગાણ પડે. કઠિયારાને કાગડાના ઉપર ક્રોધ ઉત્પન્ન થયો. અને વસ્ત્રના છેડે બાંધેલા ગોળમેળ પત્થરાને હાથમાં લેઇ કાગડો ઉડાડવા ફેંકયો, ગોળમેળ પત્થર ફેંકયો કે તુર્ત કાગડાએ મુખમાં ઘાલ્યો અને ઉડી ગયો.

## आ शुं स्वप्न के खरी वात.

કઠિયારો જુવે છે તો એટલામાં કંઇ મળે નહિ, પોતાની પાસે કાઠીનો ભારો પડેલો દીઠો. કઠિયારો વિચાર કરે છે કે અરે આ સર્વ કયાં ગયું. શું આતે સ્વપ્ન કે ખરી વાત છે, જો સ્વપ્ન કહું તો સ્વપ્ન પણ લાગતું નથી. કારણ કે તૃષા અને ભૂખ ભાગી છે. સાક્ષાત્ મારી આંખે સર્વ બનાવ દેખ્યો છે. હવે એ સર્વ કયાં ગયું, ખરેખર હું જાગતો છું આ સર્વ બાજીગરની બાજી પ્રમાન થઇ ગયું. શાથી આ થયું હતું. એમ વિચાર કરે છે કે એટલામાં સુઝી આવ્યું કે અહો પેલો ગોળમોળ પત્થર જ્યારથી મેં ગ્રહણ કર્યો હતો ત્યારથી જેટલું ચિંતવ્યું તેટલું થયું પત્થરને ફેંકી દીધા બાદ સર્વ બાજી જતી રહી. અહો ખરેખર 'ચિંતામણિ રત્ન' તો તે નહોય, અહો હું એને શોધી કાઢું એમ વિચાર કરી ઘણા પત્થર જોયા, લીધા, વિચાર કર્યા. પણ 'ચિંતામણિ રત્ન' હાથ આવ્યું નહિ. ગયું તે ગયું પોતાની મૂર્ખાઇ માટે ઘણો પશ્ચાતાપ થયો. તેમ

જે જીવ લોભના અર્થે તપજપ શ્રુત્ત આત્મધર્મને હારી જાય છે તેને પાછળથી ઘણો પશ્ચાતાપ થાય છે. પણ પશ્ચાતાપથી કંઇ વળતું નથી. ક્ષણિક પદાર્થો કોઇના જગતમાં થયા નથી અને કદી થવાના નથી. ત્યારે તે સંબંધી કેમ લોભ કરવો જોઇએ. એશીઆ, યુરોપ, આફ્રિકા, અમેરિકા, આસ્ટ્રેલિયા વગેરે દેશોમાં અનેક સ્ત્રી પુરૂષો છે. હિંસાના આરંભ આદિ પાપનાં સ્થાનકોને અનેક સ્ત્રી પુરૂષો લોભના લીધે સેવે છે. લોભના લીધે પરભવ સંબંધી કંઈ પણ વિચાર કરતો નથી. લોભવૃત્તિ રાખવી તેજ વ્યર્થ ઠરે છે. હે ભવ્ય! 'વીરચંદ્ર' લોભ દોષનો નાશ કરવા માટે સતોષ મંત્રનો જાપ કરજે. જ્યારે જ્યારે મનનાં લોભના વિચારો થાય ત્યારે વિચાર જે કે મારી કંઈ વસ્તુ છે કે જે માટે હું લોભ કરૂં, બાહ્યની વસ્તુઓથી કદી શાંતિ થઈ નથી અને થનાર નથી એમ વેગથી ભાવના કરજે. ક્ષણિક પદાર્થોમાં મારાપણું કઇ નથી એમ વેગથી વિચારજે. લોભનો જેટલા પ્રમાણમાં ઉદય થાય તેનાથી ત્રણ ચાર ગણો સંતોષની ભાવનાનો વિચાર કરજે. સિકંદર બાદશાહે પરદેશ લૂંટી ઘણું ધન ભેગું કર્યું પણ કંઇ સાથે ગયું નહિ તો હે ચેતન! તારી સાથે શું તે જનાર છે સર્વ વસ્તુનો ત્યાગ કરી બેઠેલા મુનિવર્યો કેવું સુખ ભોગવે છે. માટે શાંત થા. શાંત થા. એમ પુનઃ પુનઃ મનમાં ભાવના કરજે. પુદ્‌ગલ વસ્તુમાંથી મારાપણાની બુદ્ધિ છૂટી જતાં પરવસ્તુનો લોભ થતો નથી. અને કદાપિ પ્રમત્તયોગે તેમ બને છે તો પણ લાંબા કાળ પર્યંત લોભનો વિચાર રહેતો નથી. કપિલ મુનિએ પણ જ્યારે લોભનો નાશ કર્યો ત્યારે આત્મિક સુખના ભોકતા બન્યા. હે ભવ્ય! કપિલમુનિનું ચરિત્ર ઉપયોગી હોવાથી સંક્ષિપ્તપણે જણાવું છું.

## કપિલમુનિ.

કોશાંબી નગરીમાં જિતશત્રુ રાજા રાજ્ય કરે છે. ત્યાં ચતુર્દશ વિદ્યામાં પારંગામી કાશ્યપ બ્રાહ્મણ છે તે રાજાને પ્રિય છે.

રાજાએ સારી આજીવિકા કરી આપી. કાશ્યપની યશા નામની બ્રાહ્મણી છે તેનો 'કપિલ પુત્ર' છે. કપિલ બાલ છતાં કાશ્યપ મરી ગયો. કાશ્યપનો અધિકાર રાજાએ અન્યને આપ્યો. તે મસ્તકે છત્ર ધરાવીને ઘોડા ઉપર બેસી નગરમાંથી નિકળ્યો. તેને દેખી 'યશા' અત્યંત રોવા લાગી. કપિલે માતાને રૂદનનું કારણ પુછ્યું. યશાએ કહ્યું, હે વત્સ કપિલ તારો પિતા આવી રીતે ઘોડાપર બેસી નીકળતો હતો. કપિલે કહ્યું હું પણ ભણું તો તે સ્થિતિ મેળવી શકું, યશાએ કહ્યું, તેના ભયથી કોઇ તને ભણાવી શકશે નહિ. માટે અત્રથી 'શ્રાવસ્તી' નગરીમાં જા. ત્યાં તારા પિતાનો મિત્ર ઇન્દ્રદત્ત તને ભણાવશે. કપિલ 'શ્રાવસ્તી' માં ગયો, ઇન્દ્રદત્તે પુછવાથી કપિલે સર્વ વૃત્તાંત કહ્યું. પોતાના મિત્રનો પુત્ર હોવાથી ઇન્દ્રદત્ત સારી રીતે અભ્યાસ કરાવે છે પણ પોતાના ત્યાં જમાડી શકતો નથી. તેથી તેણે શાલિભદ્ર શેઠને પ્રાર્થના કરી કે આ વિદ્યાર્થિને ભોજન દેવું. તેની કૃપાથી કપિલ ચિંતા રહિત અભ્યાસ કરે છે, દૈવયોગે શાલિભદ્ર શેઠની દાસી સાથે રાગ થયો. દાસીને ગર્ભ રહ્યો. દાસીએ કહ્યું કે તારાથી મારા પેટમાં ગર્ભ રહ્યો છે તેથી તું મારો સ્વામી થયો તેથી તું મારૂ પોષણ કર. કપિલને પોષણ કરવાની સુઝ પડી નહિ. દાસીએ કહ્યું કે, હે સ્વામી! અત્ર ધન શેઠ વસે છે. તેને સવારમાં જે પ્રથમ આશીઃ આપે છે તેને તે બે સોનૈયા આપે છે. માટે પ્રભાતમાં વહેલા જઇ વધામણી દ્યો. તેણીનું વચન સાંભળી અર્ધ રાત્રીએ ઉઠયો. રસ્તામાં કોટવાળે પકડયો, રાજા આગળ લેઇ ગયા. રાજાના પુછવાથી કપિલે સર્વ સત્ય વાત કહી. તેથી રાજા ખુશ થયો. અને કપિલને કહ્યું કે તારી ઇચ્છામાં આવે તે માગી લે. કપિલે કહ્યું, વિચાર કરીને માગું. રાજાએ કહ્યું અશોક વાડીમાં જઇ વિચાર કર.

**કપિલની ઇચ્છા.**

કપિલે વિચાર્યું કે, જો બે સોનૈયા માગીશ તો તેથી કંઇ પુરૂ થવાનું નથી. શત સુવર્ણ માગું તો તે પણ પૂર્ણ થઇ જાય

ત્યારે પશ્ચાત્ શું કરવું. શું ત્યારે હજાર સુવર્ણ માગું તેટલા પણ ખરેખર ખુટી જાય. શું ત્યારે એક લક્ષ સુવર્ણ ટંક માગું. ભલે તેટલાથી આજીવિકા ચાલે પણ પુત્ર થાય તો પરણાવવો પડે. ગાડી, ઘોડા, બાગ, વિગેરેના ખર્ચમાં લાખ સોનૈયા પણ પૂર્ણ થઈ જાય. શું ત્યારે કરોડ સોનૈયા માગું. કરોડ સોનૈયાથી પણ જોઇતી સાહિબી ભોગવી શકાય નહીં. શું ત્યારે રાજ્ય માગું. અરે શું મારી રાજ્યથી પણ ઇચ્છા પૂર્ણ થતી નથી! હું કેટલા ધનને માટે આવ્યો હતો. ' જહાલાહો તહાલોહો લાહાલોહો પવઢ્ઢઇ, દોમાસકં કયંકજ્જં, કોડિએવિન નિટ્ઠિઈ.' અરે હું શું માગવા તૈયાર થયો છું. અરે તૃષ્ણાનો કંઇ છેડો છે? ધિક્કાર પડો તૃષ્ણાને એમ વિચારી સ્વહસ્તે મસ્તકનો લોચ કરી સાધુ થયો.

## કપિલ સાધુ.

દેવતાએ રજોહરણ વિગેરે સાધુનો વેષ કપિલને આપ્યો. કપિલ દ્રવ્યથી અને ભાવથી યતિ થઈ રાજાની આગળ આવી ઉભો રહ્યો. રાજાએ કહ્યું, કપિલ વિચાર્યું. ત્યારે કપિલમુનિએ કહ્યું કે, જેમ લાભ તેમ લોભ છે લાભથી લોભ વૃદ્ધિ પામે છે. બે સોનૈયા માટે કરેલું કાર્ય કોટીથી પણ પણ સરતું નથી. માટે હું તૃષ્ણાનો ત્યાગ કરી સાધુ થયો છું. રાજાએ કહ્યું તે સર્વ હું આપું, કપિલે કહ્યું તૃષ્ણાનો ત્યાગ કર્યો છે.! કપિલે ત્યાંથી વિહાર કર્યો. છ માસ બાદ કપિલને કેવલજ્ઞાન ઉત્પન્ન થયું. રાજગૃહી નગરીમાં જતાં વચ્ચે બલભદ્ર વગેરે ચોરો છે. તેમને બોધ મારાથી થશે એમ જાણી કપિલ ત્યાં ગયા. તે ચોરોએ મુનિને દેખ્યા. અને કહ્યું કે હે મુનિ. તું નાચ કર. કપિલ કેવલીએ કહ્યું. કોઈ વગાડનાર નથી. ત્યારે તે પાંચશે ચોર તાલ કુટવા લાગ્યા. કપિલ ગાવા લાગ્યા.

## કપિલ કેવલી અને ચોરોની આગળ તેમનું ગાન.

અસ્થિર આ સંસાર છે. કર્મના યોગે જીવ અનેક પ્રકારનાં

દુઃખ ભોગવે છે. અનાદિકાળથી જીવ અશુદ્ધ પરિણતિયોગે પોતાનું સ્વરૂપ ભૂલી ગયો છે. પરવસ્તુને પોતાની માની બેઠો છે. દુનિયામાં સ્નેહના પાશથી જીવ બંધાયો છે. માટે વિવેકી જીવ સ્નેહ કરનારાઓ ઉપર પણ સ્નેહ ન કરે. એમ કરતાં જીવ આ લોકથી અને પરલોકના બંધનથી છૂટે છે. સંસારનો ક્ષણિક સંબંધ ત્યાગ કરવો જોઈએ. આત્મા જ પોતાના સ્વરૂપના અજ્ઞાનથી ચોરાશી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરે છે. આત્મા પોતે કર્મ કરીને શુભ વા અશુભ અવતાર ધારણ કરે છે, આત્મા માયાના વશમાં અંધ બની ચોરી હિંસા વિગેરે અઘોર પાપ કર્મ કરે છે પણ તેનાં ફળ તેને ભોગવવાં પડશે. કરેલાં કર્મ ભોગવ્યા વિના છૂટકો થવાનો નથી. આત્માર્થી જીવ પાપનાં કૃત્યો ત્યાગ કરીને શ્રમણ બની પંચ મહાવ્રત પાળે છે અને જ્ઞાનદર્શન ચારિત્રની આરાધના કરી મુક્તિપદ પામે છે. જ્યારથી સમજવામાં આવે ત્યારથી પાપ હેતુઓનો ત્યાગ કરવો જોઈએ. પાપની આજીવિકાથી પેટ ભરીને અંતે પાપથી દુઃખી થવું પડે છે. મનુષ્ય ભવમાં મુક્તિ મળી શકે છે પુનઃ પુનઃ મનુષ્ય જન્મ મળનાર નથી. તેમજ ગયો સમય પાછો આવનાર નથી, માટે અસાર સંસારમાં સંયમ માર્ગ સાર જાણી આત્મ શક્તિયોનો વિકાશ કરવો જોઈએ. વિષ્ઠાના કીડાની પેઠે અજ્ઞજીવન ગાળવાથી આત્મહિત થઈ શકતું નથી. જીવો ચેતો, ચેતો, કાયા વાણી અને મનથી તમારૂં સ્વરૂપ ન્યારૂં છે. તમે આત્માઓ છો. જડ વસ્તુથી ન્યારા છો, શા માટે જડ વસ્તુને પોતાની માની મકલાઓ છો. આ જગત્માં આશા તૃષ્ણાના યોગે જીવ અનેક જીવોનો પ્રાણ વિનાશે છે. અહો સંસારમાં પરિભ્રમણનું કારણ આશાતૃષ્ણા છે. જીવો તમે નિશ્ચય જાણશો કે, જડ વસ્તુઓમાં સુખ નથી. જડ વસ્તુઓમાં સુખ માની ઠગાઓ છો. પોતાની ભૂલથી દુઃખી થાઓ છો. જડ વસ્તુનો ધર્મ તે કદી આત્માનો થવાનો નથી. માટે પરવસ્તુમાં શા માટે લલચાઓ છો. બાજીગરની બાજી સમાન સંસારના પદાર્થો છે.

તેની ઇચ્છા તૃષ્ણાથી જરા માત્ર સુખ થવાનું નથી. ભવ્યો ! તમે સમજી શકો. જેટલી ઉપાધિ તેટલું દુઃખ છે. ઇચ્છા તૃષ્ણાના યોગે ઉપાધિરૂપવિષ્ઠામાં જીવ કીડા સમાન થઈ રાચે છે માચે છે. પણ જરા માત્ર સુખ પામી શકતો નથી. પર વસ્તુમાં સુખની લાલચથી જીવ કૂટાય છે. આત્મા સ્વસ્વરૂપ સમજે છે ત્યારે સંતોષ પામે છે. હે ભવ્ય જીવો ! આત્મા જ્ઞાનદર્શન ચારિત્ર આનંદ રૂદ્ધિ વાળો છે. તેની શોધ કરો. આત્મામાં ખરેખર સુખ છે. ઈત્યાદિ કપિલનો ઉપદેશ સાંભળી પાંચસો ચોર જ્ઞાન પામ્યા અને વૈરાગ્યવંત થઈ કપિલ કેવલીની પાસે દીક્ષા અંગીકાર કરી. હે ભવ્ય વીરચંદ્ર ! આ કપિલ કેવલિનું ચરિત્ર સાંભળી સર્વ પદાર્થોની ઇચ્છાથી વિરામ થવું ઘટે છે. હે ભવ્ય ! જે જીવ લોભનો ત્યાગ કરે છે તેના આગળ અષ્ટ સિદ્ધિ અને નવ નિધિ હાથ જોડી ઉભી રહે છે. લોભનો ત્યાગ કરે છે તેના અપ્સરાઓ ગુણ ગાવે છે. દેવતાઓ નમસ્કાર કરે છે. લોભના નાશથી મોહનીય કર્મનો નાશ થાય છે. લોભના ક્ષાયિક ભાવે નાશથી કપિલ કેવલિની પેઠે કેવલજ્ઞાન ઉત્પન્ન થાય છે. વિશેષ શું કહું હે ભવ્ય વીરચંદ્ર ! લોભના ઉદય જીવથી સ્વ અને પરનો ઘાત કરે છે જેમ જેમ લોભના વિચારો થાય છે તેમ તેમ આત્માની જ્ઞાનાદિશક્તિયોનું આચ્છાદન થાય છે. લોભથી સર્વ પાપસ્થાનક સન્મુખ જીવ થઈ શકે છે. પુત્ર લોભ, ધન લોભ, વ્યાપાર લોભ, કીર્તિ લોભ, રાજ્ય લોભ આદિ લોભના અનેક ભેદ થાય છે. લોભરૂપી બળતા અગ્નિને શમાવવા સંતોષરૂપ પુષ્કરાવર્તમેઘને ધારણ કરજે. હે ભવ્ય ! લોભની વૃત્તિ નાશ પામતાં મનના વિકલ્પ સંકલ્પોનો નાશ થશે. લોભના અધ્યવસાયોને જીતવા સદાકાળ પ્રયત્ન કરવો જોઇએ, ક્ષણે ક્ષણે સંતોષના વિચારો પ્રગટાવવાથી લોભના વિચારો નાશ પામે છે. લોભનો વેગ બળવાન્ હોય અને સંતોષનો વિચાર મંદ હોય તો લોભની વૃત્તિ વિજય પામે છે. માટે સંતોષના વિચારો વિશેષતઃ હૃદયમાં પ્રગટાવવા, સંતોષી કરતાં લોભી મનુષ્ય કંઈ

વિશેષ લાભ મેળવી શકતો નથી, આત્માના સદ્ગુણો તરફ જેટલો પ્રેમ થાય છે તેટલો રાગ પુદ્ગલ વસ્તુપરથી છૂટે છે. આત્માના જ્ઞાનાદિ ગુણો પ્રાપ્ત કરવા જેટલો લોભ થાય છે તેટલો લોભ પુદ્ગલ વસ્તુપરથી ઘટે છે. પુદ્ગલ વસ્તુઓમાં વિવેકથી વિચારીએ તો અહંકાર કરવાનો પ્રસંગ ઘટતો નથી, હે ભવ્ય વીરચંદ્ર! ઉપદેશનો સાર હૃદયમાં ધારણ કરજે, શ્રી તીર્થંકરોએ તથા ચક્રવર્તિયોએ જડ ઋદ્ધિને નાકના મેલની પેઠે પરિહરી છે. માટે હે ભવ્ય! બાહ્ય ઋદ્ધિમાં લોભથી લેપાઇશ નહિ, અનંત જીવો લોભની વૃત્તિનો નાશ કરી મુક્તિ પામ્યા છે, પામે છે અને પામશે. હે ભવ્ય, જ્ઞાન વૈરાગ્યની ભાવનાથી લોભનો નાશ કરી શકાય છે. કાળા માથાનો માનવી શું કરી શકતો નથી. લોભ કરીએ છીએ તો થાય છે. જો લોભ ન કરવો હોય તો થઈ શકતો નથી. આત્મવીર્ય બળથી લોભનો નાશ થઇ શકે છે અને લોભ વિના અન્તરથી પ્રવૃત્તિ કરી શકાય છે. હે ભવ્ય! લોભરૂપ રાક્ષસ લાગ જોઇ હૃદયમાં ન પેસે તે માટે ક્ષણે ક્ષણે ઉપયોગ રાખજે, કારણ કે જ્ઞાની ધ્યાની પણ લોભથી મુક્તિના પગથીયાંથી લપસી પડયા છે. જે જે અંશે લોભના વિચારોથી આત્મા છૂટે છે. તે તે અંશે તેનો મોક્ષ કહેવાય છે. એક આંગળીએ સુતરના સો આંટા દીધા હોય તેમાંથી જેટલા જેટલા આંટા છૂટે છે તેટલા તેટલા અંશે હાથ મુક્ત થયો કહેવાય છે. તેમ આત્મા પણ લોભરૂપ અપાયથી જેટલા અંશે છૂટયો તેટલા અંશે મુક્ત ગણાય છે, મમ્મણશેઠની લોભથી જેવી દુર્દશા થઇ તેવી લોભિ જીવોની થાય છે જેમ અગ્નિ સર્વનું ભક્ષણ કરી જાય છે તેમ લોભ પણ સર્વ સદ્ગુણોનું ભક્ષણ કરી જાય છે. લોભથી આકુળ વ્યાકુળ થએલ નર અને નારીઓની દુઃખ સ્થિતિનું વર્ણન થઇ શકતું નથી. જો લોભ ટળ્યો તો સર્વ ટળ્યાં, લોભિજનનું હૃદય અગ્નિથી ભરેલા અંજીનની પેઠે પાપથી ધગધગતું રહે છે. વગડામાં વા શૂન્યસ્થાનમાં સંતોષને ધારણ કરી રહેલા

મુનિવરોના સુખનો, લોભી જરા પણ અનુભવ કરી શકતો નથી. લોભી ધનાદિક વ્યયના ભયથી દેવગુરૂની ભક્તિ કરી શકતો નથી. ચમડી છૂટે પણ દમડી ન છૂટે એવી લોભિજનના મનની વૃત્તિ હોય છે. આત્મસન્મુખ દૃષ્ટિ દેનારા એવા હે ભવ્ય, વીરચંદ્ર! શું વિશેષ કહું. બ્રહ્મા, વિષ્ણુ, મહેશ્વર, જેવા પણ લોભના વશમાં પડયા છે. માટે સદાકાળ પુદ્ગલ વસ્તુ કે જે સિદ્ધ ભગવંતોએ વમી માટે એંઠભૂત છે તેના લોભમાં ફસાઇશ નહીં, સંતોષરૂપ અમૂલ્ય મંત્ર પ્રભાવે લોભનો પ્રસંગે નાશ કરજે, દુનિયાના બોલવા ઉપર વિચાર કરીશ નહીં. ખરા અંતઃકરણથી એક ગુરૂ મહારાજની ભક્તિથી કૃપા મેળવી સંતોષવૃત્તિનું આત્મજ્ઞાનથી સેવન કરજે, આ પ્રમાણે સદ્ગુરૂ ઉપદેશ દેઇ મૌન રહ્યા, ત્યારે વીરચંદ્ર ભક્તે તથાસ્તુ તથાસ્તુ એમ કહી ઉપદેશ વધાવી લીધો શ્રી સદ્ગુરૂને વિધિપૂર્વક વંદન કહેવા લાગ્યો કે, હે શ્રી સદ્ગુરૂ આજથી હું લોભ વૃત્તિનો સંતોષવડે નાશ કરવા પ્રયત્ન કરીશ, આપશ્રીનો સદુપદેશ શિરપર ચઢાવું છું આપની કૃપાથી મારામાં સંતોષ ગુણ ખીલી નીકળશે, 'ગુરૂદીવો ગુરૂદેવતા, ગુણવણ ઘોર અંધકાર,' ગુરૂદીપક સમાન છે, અને ગુરૂ દેવતા છે, શ્રી સદ્ગુરૂની કૃપાથી આત્મ સ્વરૂપ રમણતામાં લોભરૂપ અપાય છે તેનો ઉપયોગ બળે નાશ કરીશ એમ કહી વંદી વીરચંદ્ર પોતાના વ્યવહારથી મનાયલા સ્વસ્થાનકે ગયા,

શ્રી સદ્ગુરૂને વંદન કરવા 'જાગૃતિચંદ્ર' નામના ભવ્ય આવ્યા, શ્રી સદ્ગુરૂને વિધિપૂર્વક વંદન કરી સન્મુખ યથાયોગ્ય બેસીને વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે, હે સદ્ગુરૂ, મારા મનમાં અનેક પ્રકારના વિકલ્પ સંકલ્પ થાય છે. દુનિયાદારીના વ્યવહારમાં હું મોટો કહેવાઉ છું. પણ હૃદયથી હું તેમ નથી. કારણ કે, હૃદયમાં અનેક પ્રકારના પાપના વિચારો જોશભેર થયા કરે છે, એક ઘડીમાં તો મનમાં હજારો વિચારો ઉપજે છે અને વિનાશ પામે છે. સંસારની ઉપાધિથી હું કંટાળી ગયો છું. મારા હૃદયમાં અશુભ

વિચારો વિના કારણે ઉત્પન્ન થાય છે. તેને રોકવા ઘણી મહેનત કરૂ છું. પણ ભૂત વૈતાલની પેઠે રોકાતા નથી. મારા મનની શુભ વિચાર શક્તિ ક્ષીણ થતી જાય છે, અનેક મનુષ્યોની દવા કરી તો પણ કંઇ સારૂ થતું નથી. આત્મોન્નતિ કરવામાં મોટો મને આ અપાય છે માટે કૃપા કરીને સદુપાય બતાવશો કે જેથી અપાયનો નાશ કરી ઉચ્ચ ભાવનામાં પ્રવેશ કરૂ, જ્ઞાન ધ્યાનયોગમાં આપ શૂરાપૂરા છો. અને નિસ્પૃહ છો તેથી કરૂણા લાવી સત્ય ઉપાય બતાવશો. 'જાગૃતિચંદ્ર ભક્ત' ની વિજ્ઞપ્તિ શ્રવણ કરી શ્રી સદ્‌ગુરૂ બોલ્યા કે, હે ભવ્ય ! તમારૂ કહેવું શ્રવણ કર્યું. મનના અશુભવિચારોનો નાશ કરવા માટે અનેક ઉપાયો છે. હે ભવ્ય ! નીચે પ્રમાણે ઉપાયો કહું છું. પ્રથમતો મનમાં જે જે વિચારો કરવા તે તે વિવેકથી વિચારીને કરવા. મનમાં નકામા વિચારો કરવા નહિ. જરામાત્ર પણ સાર વિનાનો વિચાર મનમાં કરવો નહિ. મનમાં કામ વિનાના હજારો વિચારો કરવા નહિ. સારા વિચારોથી નઠારા વિચારોનો ક્ષય થાય છે. જેટલું સારા વિચારોનું જોર તે પ્રમાણમાં નઠારા વિચારો મનમાં આવતા અટકે છે. જે જે કાલે નઠારા વિચારો મનમાં આવે કે તે તે ક્ષણે શુભ વિચારો પૂર જોસથી કરવા, હે ભવ્ય ! નઠારા વિચારોનો નાશ કરી શકાય છે અને તે મારાથી થશે જ એમ નક્કી વિશ્વાસ રાખવો. જે મનુષ્ય મનમાં આવે તેમ ગમે તે વિચાર હદ્દ બ્હાર કરે છે તે વાતુલની પેઠે પોતાના વિચાર ઉપર કાબુ ધરાવી શકતો નથી ગમે તેવા પ્રસંગે પણ મનની સમાનતા જાળવવાનો મહાવરો પાડવાથી નકામા વિચારો મનમાં પ્રવેશ કરી શકતા નથી. અશુભ વિચારોથી પાપ કર્મની વર્ગણાઓ આત્મા ગ્રહણ કરે છે. અને શુભ વિચારોથી પુણ્ય કર્મની વર્ગણાઓ આત્મા ગ્રહણ કરે છે. શુદ્ધ વિચારોથી સર્વ શકિતયોનો પ્રકાશ થાય છે. આત્મબળથી અશુભ વિચારોનો નાશ થાય છે. કેટલીક વખત અશુભ વિચારોનું એટલું બધું જોર વર્તે છે કે તેથી મનુષ્ય વિકલ બની જાય છે આવા પ્રસંગે સદ્‌ગુરૂ સમાગમ બોધની જરૂર પડે છે.

અને તે પ્રસંગે આત્મમુખતા સેવવી જોઇએ. આત્મસ્વરૂપમાં તીક્ષ્ણ ઉપયોગ રાખવામાં આવે તો અશુભ વિચારો તુર્ત નાશ પામે છે, અશુભ વિચાર પણ કરનાર આત્મા છે. અને શુભ વિચાર પણ કરનાર આત્મા છે. આત્મસ્વરૂપનો વિવેક ભૂલે છે તો અશુભ વિચારમય બની જાય છે. અને આત્મા સાધ્યદૃષ્ટિ સન્મુખ વર્તે છે તો સારા વિચારોનું જોર વૃદ્ધિ પામે છે. પ્રસન્નચંદ્ર રાજર્ષિએ અશુભ વિચારોથી અશુભ કર્મ બાંધ્યું. અને સંવરધ્યાનના વિચારો લાગ્યા કે તુરત કર્મનો ક્ષય કરી કેવલજ્ઞાન પામ્યા. ' પરિણામે બંધ છે. ' ' શુભ પરિણામે શુભકર્મનો બંધ અને અશુભ પરિણામે અશુભકર્મનો ' બંધ થાય છે. આત્માની શક્તિ જેમાં ભળે છે તેમાં તેવા રૂપે પરિણમે છે, જે મનુષ્યો ' યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ ' એ યોગના આઠ અંગનો અભ્યાસ કરે છે તેઓ આત્મશક્તિયોને પ્રગટ કરી શકે છે. અશુભ વિચારો ગમે તેવા બળવાન્ હોય છે તો પણ તે ક્રમે ક્રમે યોગાભ્યાસથી નબળા પડી વિનાશ પામે છે. અશુભ કેવલ કુંભક પ્રાણાયામ ત્રણ વખત ગુરૂગમથી કુંચી મેળવી વીશવીશ વાર કરવામાં આવે છે તો મનનો વિચારવેગ ધીમો પડે છે. વ્યંતરઆદિના પ્રવેશથી પણ વિચાર બગડયા હોય છે તો તે સુધરે છે. મનના વિકલ્પ સંકલ્પ જે જે વખતે થાય તે તે વખતે ઉપયોગપૂર્વક આત્મ બળથી તત્ત્વનો વિચાર કરવો. અથવા કેવલકુંભક પ્રાણાયામ સમંત્ર કરવા. એમ કરવાથી મનના વિકલ્પ સંકલ્પ ઉપર વિજય મેળવી શકાય છે. હે ભવ્ય ! ગુરૂ શ્રદ્ધા ભક્તિના બળે પણ મનના વિકલ્પ સંકલ્પ નાશ પામે છે. જે માર્ગ આદરે તે માર્ગથી મનના વિકલ્પ સંકલ્પનો નાશ કરી શકાય છે. હે ભવ્ય ! મનના વિકલ્પ સંકલ્પ નાશ કરવાથી અનંત સુખની લીલા પ્રગટ થાય છે. હે ભવ્ય ! મનના વિકલ્પ સંકલ્પથી આત્માનું સુખ અનુભવાતું નથી. મનના ઉપર વિજય

મેળવ્યા વિના મોટાઈ પ્રાપ્ત થતી નથી. હૃદયમાં નવકમલની સ્થાપના પૂર્વક નવકાર મંત્રનો જાપ કરવાથી મનના વિકલ્પ સંકલ્પનો નાશ થાય છે. મનના વિકલ્પ સંકલ્પ વિજળીની પેઠે વેગવાળા હોય છે તો પણ આત્મસંયમથી અશુભ વિચારોનો વેગ નાશ પામે છે. દરરોજ હૃદમાં રહીને શુભ વિચાર કરવા જોઇએ. મન બાહ્ય વસ્તુના વિચારમાં દોડે છે તો મર્કટની પેઠે કૂદાકૂદ કરી મૂકે છે. મનને વશ કરવાથી મુક્તિ સહેજમાં મળે છે. ક્ષણે ક્ષણે મન અશુભ વિચારો કરે નહીં તે માટે લક્ષ રાખવું. શ્રી સદ્ગુરૂની શ્રદ્ધાપૂર્વક આત્મ સંયમથી મનના વિ-કલ્પ સંકલ્પો પ્રતિદિન નાશ પામે છે. વિકલ્પ જાતિથી એક પ્રકારનો છે તો પણ વિષયના ભેદના અનેક પ્રકારનો થાય છે. તેથી 'એકોહં બહુસ્યામ્' વિકલ્પ કહે છે કે હું એક છું તો પણ અનેક વિષયોથી અનેક પ્રકારનો થાઉં છું. વિકલ્પ સંકલ્પનો નાશ કરવાથી ચતુર્ગતિમાં પરિભ્રમણ થતું નથી. આત્મશક્તિથી પ્રયત્ન કરવો જોઇએ. આત્મશક્તિ પોતાની પાસે છે. અન્યત્ર લેવા જવી પડે તેમ નથી. ત્યારે શા માટે તેનો સદુપયોગ ન કરવો જોઇએ. આત્મશક્તિની આગળ વિકલ્પ સંકલ્પનું કશું ચાલતું નથી. આત્માની જ્ઞાનશક્તિ પરભવમાં પેસવાથી વિકલ્પ સંકલ્પરૂપે પરિણમે છે અને જ્યારે આત્માની જ્ઞાનશક્તિ સ્વ-સ્વભાવમાં પરિણમે છે ત્યારે વિકલ્પ સંકલ્પનો નાશ થાય છે. હે ભવ્ય ! આ કહેલા ઉપાયોનો અમલ કરશો તો થોડા દીવસમાં મન ઉપર વિજય મેળવી શકશો. અનેક ભવ્ય જીવો, વિકલ્પ સંકલ્પનો નાશ કરી શકયા છે. આત્મોન્નતિનો આધાર મનના વિજય ઉપર રહેલો છે. બાહ્ય ઉપાધિયોગે મનમાં વિકલ્પ, સંકલ્પ થાય છે. બાહ્યઉપાધિયોનો ત્યાગ કરી મુનિવર્ય વિકલ્પ સંકલ્પનો નાશ કરે છે. ગૃહસ્થ પણ કહેલા ઉપાયો પ્રમાણે વર્તે તો અંશે અંશે વિકલ્પ સંકલ્પનો નાશ કરી શકે. હે ભવ્ય ! અધ્યાત્મ-જ્ઞાન કરવાથી બાહ્ય વસ્તુપર અહં મમત્વભાવ રહેતો નથી. અને

તેથી બાહ્ય વસ્તુ સંબંધી વિકલ્પ સંકલ્પ થતા નથી. આત્મજ્ઞાને સહજમાં વિકલ્પ સંકલ્પ ટળે છે. આત્મજ્ઞાની અનેક પદાર્થોના સંબંધમાં આવે છે તો પણ જલપંકજની પેઠે અન્તરથી ન્યારો વર્તે છે. મનના વિકલ્પ સંકલ્પનો નાશ કરવા માટે આત્મજ્ઞાન અવંધ્ય મોટામાં મોટો ઉપાય છે. મિથ્યાત્વ રાગદ્વેષ આદિ દોષોનો ક્ષય કરનાર આત્મજ્ઞાન છે. હે ભવ્ય ! વારંવાર મનુષ્ય જન્મ મળનાર નથી. અન્તરમાં પ્રેમ ધરીને વિકલ્પ સંકલ્પ નાશના ઉપાયો આચારમાં મૂકશો. આ પ્રમાણે સદુપદેશ આપી ગુરૂ મહારાજ મૌન રહ્યા. 'જાગૃતિચંદ્રે' સદ્ગુરૂને વંદન કર્યું અને કહ્યું કે, હે ગુરૂ મહારાજ આપના કહ્યા પ્રમાણે હું વર્તીશ આપની કૃપાથી મનના વિકલ્પ સંકલ્પનો નાશ કરીશ. એમ કહી વંદન કરી સ્વસ્થાનકે ગયા. શ્રી સદ્ગુરૂને વંદન કરીને 'મોહનલાલ નામના એક શ્રાવક યથાયોગ્ય સ્થાનકે બેઠા. સમયાનુસારે સદ્ગુરૂને વંદી કહેવા લાગ્યા કે હે સદ્ગુરૂજી. મને કામના વિકારો પીડે છે. કામ મારી મનની સ્થિતિ બગાડી દે છે કામના વિચારોપર બરાબર અંકુશ રહેતો નથી. કામના વિકારો ઉપર જય મેળવી શકું એવી મને યુક્તિ બતાવશો. આપ સર્વજ્ઞ સમયના જાણ છો. કામને વશ કરવાની અનેક યુક્તિયો આપની પાસે છે. આપ બાલ બ્રહ્મચારી છો. આપના ઉપદેશથી વિશ્વાસપૂર્વક કહું છું કે મને અસર થશે. માટે કૃપા કરીને ઉપદેશ દેશોજી.

શ્રી સદ્ગુરૂજી કહે છે કે, હે મોહનલાલ ! કામને જીતવો મુશ્કેલ છે તો પણ આત્મજ્ઞાન તથા વૈરાગ્યના બળથી કામને જીતી શકાય છે. હે ભવ્ય ! જે જે પ્રસંગે કામના વિચારો થાય તે તે પ્રસંગે વૈરાગ્યથી કામની અસારતા ચિંતવવી. તેમજ વૈરાગ્યના વિચારો કરવા, કામનો પ્રસગે વૈરાગ્યના વિચારો પૂર્ણ જોસથી કરવા. કામના વિચારોનો નાશ કરવા માટે જ્ઞાન અને વૈરાગ્યની જરૂર છે. કામના વિચારોનો વેગ મનમાં ઉત્પન્ન થાય

ત્યારે શરીરની અસારતા પૂર્ણ જોસથી ચિંતવવી. આ જગત્માં કામથી અનેક જીવો દુર્ગતિને પામ્યા છે અને પામશે. કામથી મનુષ્ય આત્માનું સ્વરૂપ ભૂલે છે. કામથી અંધ બનેલો મનુષ્ય સત્ય અસત્યનો વિચાર કરી શકતો નથી. કામથી હિંસા, જૂઠ, ચોરી, વ્યભિચાર, વિશ્વાસઘાત વિગેરે અનેક પાપો થાય છે. કામના દોષથી રાજા રાવણનું રાજ્ય ગયું. કામની વૃત્તિ રાક્ષસ કરતાં પણ બુરામાં બુરી છે. અગ્નિનો નાશ જેમ જળથી થાય છે તેમ કામના વિચારોનો નાશ વૈરાગ્યથી થાય છે. કામના વિચારોનો નાશ આત્મજ્ઞાનથી થાય છે. આત્મજ્ઞાનરૂપ અગ્નિ સર્વ કર્મનો નાશ કરે છે. આત્મજ્ઞાનથી કામના વિચારો સહેજ મંદ પડે છે. માટે હે ભવ્ય ! આત્મજ્ઞાન વૈરાગ્યબળથી કામના વિચારોનો નાશ કરવા સતત પ્રયત્ન કરવો. જ્ઞાન, દર્શન, ચારિત્ર, તપ, વિર્યાચારના આરાધનથી કામનું જોર હઠે છે. આત્મબળથી શું બની શકતું નથી. હે ભવ્ય ! કામના ઉદયને રોકતાં કદાપિ પાછા પડી શકાય તો પણ હિંમત હારી જવી નહીં. કામના જયનો અભ્યાસ કરતાં પાછા પડી શકાય તો પણ અભ્યાસથી કામનો નાશ થાય છે. યુવાવસ્થામાં કામનું વિશેષ જોર હોય છે. કામોદયથી શરીર, સત્તા, લક્ષ્મી અને ધર્મનો નાશ થાયછે. કામના દાસ બનીને મોટા મોટા નૃપતિયો પણ ફરે છે. જે યોધાઓ મોટા મોટા શત્રુઓનો પણ સંહાર કરે છે. રાધાવેધ સાધે છે તે પણ કામના ઉદયથી હારી જાય છે. શ્રી તીર્થંકરોએ કામના વિચારોનો સર્વથા નાશ કર્યો. સૂર્ય પ્રકાશથી જેમ અંધકારનો નાશ થાય છે તેમ જ્ઞાનના પ્રકાશથી કામનો નાશ થાય છે. ક્ષણે ક્ષણે બ્રહ્મચર્યના વિચારો મનમાં પ્રગટાવ્યાથી કામના વિચારો નાશ પામે છે. તીવ્રકર્મના ઉદયે નંદિષેણની પેઠે કદાપિ પાછા પડી શકાય છે. તો પણ મનમાં બ્રહ્મચર્યની ઉત્તમ ભાવના ધારણ કરવાથી કામ વિચારો નાશ પામે છે. જડ વસ્તુમાં સુખ બુદ્ધિના વિશ્વાસથી વિષયના વિચારો પ્રગટયા કરે છે. પણ જ્યારે જડ

વસ્તુમાં સુખની બુદ્ધિ રહેતી નથી ત્યારે વિષયના વિચારો ટળી જાય છે. જેમ બાલ્યાવસ્થામાં ઢબુડીઆદિમાં જે પ્રેમભાવના વર્તે છે તે મોટી ઉમરમાં જ્ઞાન થતાં રહેતી નથી તેવી રીતે અજ્ઞાનાવસ્થામાં જડમાં સુખની બુદ્ધિ વર્તતી હતી તે જ્ઞાનાવસ્થામાં રહેતી નથી. જ્ઞાનાવસ્થામાં કામના વેગો પીડા કરે છે તો પણ જ્ઞાન વૈરાગ્યના બળથી તે જીતી શકાય છે. અનંત જીવો કામને જીતી મુક્તિપદ પામ્યા છે, પામે છે અને પામશે. આ પ્રમાણે સદુપદેશ આપી શ્રી સદ્‌ગુરૂજી મૌન રહ્યા. મોહનલાલ પશ્ચાત્ ગુરૂને વંદન કરી સ્વસ્થાનકે ગયા.

શ્રી સદ્‌ગુરૂની પાસે 'પન્નાલાલ' નામનો ભક્ત આવ્યો. તેણે શ્રી સદ્‌ગુરૂને વંદન કરી કહ્યું કે, હે 'સદ્‌ગુરૂજી જગત્‌માં મને શાંતિ ભાસતી નથી માટે ખરી શાંતિનું સ્વરૂપ દેખાડશો. સત્યશાન્તિના દર્શાવનારા શ્રી સદ્‌ગુરૂમહારાજ છે. આપની કૃપાથી ભક્ત સત્યશાંતિનો ભોક્તા થઈ શકે છે.

શ્રી સદ્‌ગુરૂ યોગિરાજ કહે છે કે, હે શિષ્ય જગત્‌માં ક્ષણિક પદાર્થોની પ્રાપ્તિ માટે અનેક જન પ્રયત્ન કરે છે. પણ તેથી તેઓ સત્યશાંતિ પામી શકતા નથી. બાહ્ય પૌદ્‌ગલિક પદાર્થોથી ખરેખરી શાંતિ મળતી નથી. જે જડ પદાર્થો છે. તેમાં ત્રણ કાલમાં શાંતિ રહેતી નથી. શાંતિ આત્મામાં રહે છે. બાહ્ય ઉપાધિમાં મનની પ્રવૃત્તિ થવાથી અશાંતિ થાય છે. અને જ્યારે બાહ્ય ઉપાધિયોગે વિકલ્પ સંકલ્પ થાય છે તેનો નાશ થાય છે ત્યારે આત્મામાં રહેલી સત્યશાંતિનો પ્રાદુર્ભાવ થાય છે. તે સંબંધી શ્રી આનંદઘનજી મહારાજ નીચે મુજબ કહે છે.

## शांतिनाथ स्तवन.

शान्तिजिन एकमुज विनति, सुणो त्रिभुवनरायरे।
शान्ति स्वरूप केम जाणीए,कहो मन केम परखायरेशान्ति.१

ભાવાર્થ—હે ત્રણ ભુવનના સ્વામી શાંતિનાથ ભગવાન્ મારી

એક વિનતિ છે. અને તે એ છે કે, શાંતિસ્વરૂપ શી રીતે પામીએ, મારા મનમાં શાંતિસ્વરૂપ શી રીતે પારખી શકાય.

આનંદઘનજીનો પ્રશ્નનો ઉત્તર જાણે શાંતિનાથ ભગવાન્ કહેતા જ હોય તેમ ઉત્તર મળે છે.

**धन्य तुं आतम जेहने, एहवो प्रश्न अवकाशरे;**
**धीरज मन धरी सांभळो, कहु शान्ति प्रतिभासरे. शान्ति. २**

ઉત્તર—હે આત્મા તને ધન્ય છે કે આવા પ્રશ્નનો અવકાશ મનમાં થયો, આસન્ન ભવ્યને સત્યશાંતિ પામવાના મનોરથો ઉત્પન્ન થાય છે. સત્યશાંતિ ક્યાં છે. ક્યાંથી મળે એમ પ્રશ્નો જેના મનમાં થાય તે જીવ અધિકારી છે એમ જાણી ભગવાન્ કહે છે કે હે ભવ્ય આનંદઘન સ્વસ્થચિત્ત કરીને ધૈર્ય ધારણ કરી શાંતિસ્વરૂપ કહું છું તે તમો સાંભળો, હું જે જે ઉપાયોદ્વારા શાંતિનો પ્રકાશ કહીશ તે તે ઉપાયો પ્રમાણે વર્તવાથી શાંતિ મળી શકશે. પ્રથમ તો સર્વ જ્ઞાનના વચનની શ્રદ્ધા થવી જોઇએ. તે સંબંધી કહે છે—

**भाव अविशुद्ध सुविशुद्धजे, कह्या जिनवरदेवरे,**
**ते तेम अवितथ्थ सद्दहे, प्रथम एशान्तिपद सेवरे. शान्ति. ३**

ભાવાર્થ—જિનેન્દ્ર ભગવાને અશુદ્ધભાવોનું અને શુદ્ધભાવોનું જેવું સ્વરૂપ કહ્યું છે તે તેજ પ્રમાણે સત્ય છે. જિનેન્દ્ર સર્વજ્ઞ ભગવાને કહેલું સર્વ સત્ય છે. નવતત્ત્વ ષડ્દ્રવ્ય, સાત નય સપ્તભંગી, ચાર અનુયોગ આદિ જે જે કહ્યું છે તે યથાર્થ છે. એમ સત્યશ્રદ્ધા કરે ત્યારે શાંતિપદની સેવાનો અધિકારી થાય છે. જગત્માં અનેક દેવો છે તેઓના અનેક ભક્તો છે પણ તેઓના પ્રરૂપેલા પદાર્થો યથાયોગ્ય નથી, કારણકે તેઓ સર્વજ્ઞ નહોતા. શ્રી શાંતિનાથ કેવલજ્ઞાની પરમાત્મા છે માટે તેમના કહેલા પદાર્થો યથાર્થ સત્ય છે, એમ ચોલમજીઠના રંગની પેઠે પૂર્ણ શ્રદ્ધા થાય ત્યારે શાંતિનાથ પદની સેવા થઈ શકે છે. શાંતિસ્વરૂપનું આરા-

ધન થઇ શકે છે, જ્યારે શ્રદ્ધાયોગે સમકિત પ્રગટે છે ત્યારે આત્મા બીજના ચંદ્રમાની પેઠે ચોથા ગુણસ્થાનકે આવી પોતાનો પ્રકાશ કરે છે. સમકિત વિના શાંતિ મળતી નથી. સમકિતનું કારણ જિનેન્દ્ર વચનની શ્રદ્ધા છે જિનેન્દ્ર બોધની શ્રદ્ધા થાય ત્યારે સત્યશાંતિ આત્મા શોધી શકે માટે પ્રથમ શાંતિમાં પ્રવેશ કરવા શ્રદ્ધા સમકિતની જરૂર છે.

સત્યશાંતિના પ્રરૂપક શ્રી જિનેન્દ્ર ભગવાન્ છે, એવી શ્રદ્ધા થાય તો તે જીવ સત્ય શાંતિસન્મુખ ગમન કરી શકે માટે શ્રદ્ધાની ખાસ જરૂર છે. શ્રી જિનેશ્વરનાં સૂત્રો જાણે છે. તેવા ગુરૂની સેવા પણ શાંતિમાં ઉપયોગી છે. માટે સત્ય દેવની શ્રદ્ધા થયા બાદ શુદ્ધ સુગુરૂની ઉપાસના કરવી જોઇએ. સુગુરૂ કોણ કહેવાય તે શાંતિ માટે જણાવે છે.

**आगम धर गुरु समकिती, किरिया संवर साररे.**
**संप्रदायि अवंचक सदा, शुचि अनुभवाधाररे. शांति. ।४।**

સુગુરૂનાં લક્ષણ કહે છે ' આગમધર ' દ્રવ્ય, ક્ષેત્ર, કાલભાવ પ્રમાણે આગમના ધારણ કરનાર હોય. પિસ્તાલીશ આગમ ગ્રંથો વિગેરેના જાણકાર હોય તેને ગુરૂ કહેવા ત્યારે શંકા થઇ કે કોઇ ગ્રહસ્થ બ્રાહ્મણ વિગેરે પણ કદાપિ આગમને જાણતા હોય પણ આજીવિકા માટે અભ્યાસ હોય માટે કહ્યું કે ' સમકિતી ' આગમને જાણતા હોય હૃદયમાં ધારણ કરનાર હોય તેમ તેની શ્રદ્ધા હોય અત્રસ્થાને વ્યવહાર સમકિતની મુખ્યતા સંભવે છે. કારણકે નિશ્ચય સમકિત અરૂપી છે તેથી તે પરખી શકાતું નથી માટે શ્રદ્ધાના પરિણામની મુખ્યતા વ્યવહારથી લેવી. ' સમકિતી ' અને ' આગમધર ' કોઈ પાસથ્થા હોય કોઈ ગૃહસ્થ પણ સમકિતી હોય તેમ શ્રુત સાંભળીને ' જ્ઞ ' બન્યો હોય તો તેમાં પણ આ બે વિશેષણ ઘટી શકે છે અને તે સુગુરૂ કહેવાય તેનો પરિહાર શ્રી આનંદઘનજી કરે છે. ' કિરિયા સંવર સારરે ' અર્થાત્ આગમધર હોય. સમકિતી હોય અને ' સંવર ' ની ક્રિયા પણ કર્તા હોય

અર્થાત્ પંચમહાવ્રતરૂપ સંવરની ક્રિયા કર્તા હોય પંચઆશ્રવનો નાશ કરનાર પંચમહાવ્રત સંવર છે. તેમ પંચ સિમિતિ અને ત્રણ ગુપ્તિને ધારણ કરનાર હોય ત્યારે 'સુગુરૂ' કહેવાય કંચન કામિની ઘરબાર ત્યાગ કરી સાધુની સંયમરૂપ સંવર ક્રિયા કરે તે 'સુગુરૂ' કહેવાય ત્યારે વળી પ્રશ્ન થયો કે પંચમહાવ્રત ધારણ કરે તે 'સુગુરૂ' કહેવાય ત્યારે કહે છે કે—માથે ગુરૂ કરવા જોઇએ. સંપ્રદાયી હોય, ભગવાનના સુવિહિત ગચ્છનો સંપ્રદાય હોય તેને અનુસરનારો હોય, ગુરૂકુળ વાસમાં વસનાર હોય, ગુરૂપરંપરા માનનાર હોય. તેમજ અવંચક હોય, બીજાને છેતરનાર ન હોય, પવિત્ર હૃદયવાળો હોય બાહ્ય વિષયના સ્વાર્થ રહિત હોય, તેમજ જ્ઞાનક્રિયાના અભ્યાસથી (શુચિ અનુભવાધારરે) પવિત્ર અનુભવનો આધારભૂત હોય, પવિત્ર અનુભવથી આત્માની ઉન્નતિ થાય છે. માટે જે અનુભવી ગુરૂ હોય તે અન્યને અનુભવ આપી શકે છે. સિદ્ધાંતોના પરસ્પર સંબંધ બેસાડીને ભવ્યજનોની શંકાઓ દૂર કરે, તેમ આત્માના શુદ્ધસ્વરૂપના અનુભવને પણ જે ધારણ કરનારા હોય, ગુરૂપરંપરા જ્ઞાનના અનુભવી હોય એવા 'સુગુરૂ' હોય છે. એવા મુનિરાજ 'સુગુરૂ' સમકિત દાતાની ઉપાસના કરે, તેમની આજ્ઞા પ્રમાણે વર્તે. સુગુરૂની શ્રદ્ધા રાખે ભકિત કરે તે જીવ સત્યશાંતિ પામી શકે છે. 'સુદેવ' અને 'સુગુરૂ' ઓળખાવ્યા.

હવે ધર્મનું સ્વરૂપ કહે છે સુધર્મની શ્રદ્ધા થવી જોઇએ, કહ્યું છે કે:—

**अरिहंतो महदेवो, जावज्जीवं सुसाहुणो गुरुणो;**
**जिण पन्नत्तं तत्तं, इय सम्मत्तं मए गहियं. ॥ १ ॥**

અરિહંત મોટા દેવ છે, સુસાધુઓ તે જે 'યાવજજીવ ગુરૂ' ઓ છે જિનેન્દ્રે કહેલું જે તત્ત્વ તેજ 'ધર્મતત્ત્વ' છે આ ત્રણ તત્ત્વની શ્રદ્ધા થવી જોઇએ 'સુધર્મ' સંબંધી આનંદઘનજી નીચે મુજબ કહે છે.

शुद्ध आलम्बन आदरे, तजी अवर जंजाळरे;
तामसी वृत्ति सवि परिहरी, भजे सात्विकी शालरे. शान्ति. ५
फल विसंवाद जेमां नहि, शब्द ते अर्थ संबंधीरे
सकल नयवाद व्यापी रह्यो, ते शिवसाधन संधिरे. शान्ति ६

જેનાથી ઉપશમ. ક્ષયોપશમ અને ક્ષાયિક ભાવ પ્રગટ થાય એવા શુદ્ધ નિમિત્ત હેતુઓને આદરવા અર્થાત્ આશ્રવનો રોધ કરનાર સંવર તથા નિર્જરાના હેતુઓને આદરવા તે 'સુધર્મ' છે. આશ્રવની જંજાળ પરિહરીને શુદ્ધ આલંબન આદરે કે જેથી આત્મા પરમપવિત્ર થાય. ધર્મના બે ભેદ છે, 'વ્યવહાર ધર્મ' અને 'નિશ્ચયધર્મ તેમજ ધર્મના બે ભેદ છે. 'દ્રવ્યધર્મ' અને 'ભાવધર્મ ક્ષમાદિ દશ પ્રકારની સાત્વિકવૃત્તિ અંગીકાર કરીને અહંકાર ક્રોધાદિક તામસીવૃત્તિને પરિહરવી. ક્ષમાદિક સાત્વિકી વૃત્તિરૂપ ધર્મથી આત્માની જ્ઞાનાદિ શકિતયો ખીલે છે. અને અષ્ટકર્મ દૂર થાય છે. માટે જિનોક્ત સુધર્મનું સેવન કરવું કે જેથી 'સહજ શાંતિ' પ્રાપ્ત કરી શકાય.

સુધર્મમાં ફળનો વિસંવાદ નથી. સાતનયોથી ધર્મનું જ્ઞાન થાય છે. સાતનયોથી માનેલો 'સુધર્મ' શિવસાધન સંધિભૂત છે. શબ્દ અને 'અર્થનયથી સુધર્મ' હિતકારી છે. ચાર નિક્ષેપ અને ચાર પ્રમાણથી પણ 'સુધર્મ' વ્યાપી રહ્યો છે. સુધર્મનું બાહ્ય અને અંતરંગ સ્વરૂપ નિમિત્ત અને ઉપાદાનથી, પરિપૂર્ણ છે. એવા સુધર્મની શ્રદ્ધાપૂર્વક ઉપાસના કરવાથી સત્યશાંતિ મળે છે. 'સુધર્મ' સંબંધી વિસ્તારથી કહે છે.

विधि प्रतिषेध करी आतमा, पदारथ अविरोधरे.
ग्रहणविधि महाजने परिग्रह्यो. इस्यो आगमे बोधरे. शांति. ७

જે વિધિ પ્રતિષેધથી આત્મપદાર્થનો વિરોધ ન આવે. ઉત્સર્ગ અને અપવાદથી આત્મધર્મનું સાધન થઇ શકે. મોટા પુરૂષોએ જે વિધિનું ગ્રહણ કર્યું છે અને તેનો આગમમાં

બોધ છે. તેને અનુસરી ધર્મનું આરાધન કરવું. ઉત્સર્ગ અપવાદ પૂર્વક વ્રતાદિપાલન પુરસ્સર આત્મધર્મનું આરાધન કરવું. (મહાજનો યેન ગતઃ સપન્થાઃ) મોટા પુરૂષોએ જે આદર્યો તે પન્થ છે. મોક્ષ પન્થ ધર્મ છે. 'સુધર્મ' આદરવાથી આત્માની ઉન્નતિ થાય છે. શ્રી સદ્ગુરૂએ બતાવેલો જ્ઞાન ધ્યાન સદાચારનો માર્ગ તે વિધિ જાણવો. રાગ દ્વેષાદિ પરભાવરૂપ ક્રિયાઓથી આત્માની દુર્દશા થાય છે. માટે તે આત્મ પ્રાપ્તિમાં પ્રતિષેધરૂપ જાણવી. રાગ દ્વેષાદિદોષોથી દૂર રહેવું જોઇએ. ધર્મવિધિની ક્રિયા કરવી. અને પ્રતિષેધનો પરિહાર કરવો. આત્મધર્મમાં સ્થિર રહેવું. આત્માના અનંત ધર્મોનો આવિર્ભાવ કરવો. આમ. સુદેવ, સુગુરૂ અને સુધર્મરૂપ ત્રણ તત્ત્વનું અવલંબન કરવું. વ્યવહારનયથી સુદેવ. સુગુરૂ, અને સુધર્મ આત્માથી ભિન્ન છે અને નિશ્ચયનયથી સુદેવ પણ આત્મા છે. સુગુરૂ પણ આત્મા છે. સુધર્મ પણ આત્મા છે. નિમિત્તની અપેક્ષાએ ત્રણ તત્ત્વ આત્માથી ભિન્ન છે. અને ઉપાદાનની અપેક્ષાએ ત્રણ તત્ત્વ આત્માથી અભિન્ન છે. શ્રી જિનાગમમાં કહેલા વિધિ અને પ્રતિષેધ જાણીને શુદ્ધાત્મધર્મ વિધિને અંગીકાર કરવો. કેટલાક આ ત્રણ ગાથાનો અર્થ ગુરૂપર લગાડે છે. અપેક્ષાએ અર્થ કરવામાં વાંધો નથી. મહત્ પુરૂષોના પન્થે ચાલવાથી સત્યશાંતિ મળે છે માટે મહત્પુરૂષોએ જે વિધિ ગ્રહણ કર્યો છે તેનું ભવ્યજીવ સદાકાળ અવલંબન કરે. અને વિશેષતઃ સુગુરૂ સંતતિનું સેવન કરે તે બતાવે છે.

**दुष्टजन संगति परिहरी, भजे सुगुरु संतानरे.**
**जोग सामर्थ्य चित्त भावजे, धरे मुक्ति निदानरे. शान्ति.॥८॥**

શાંતિનો ઈચ્છનાર ભવ્ય. દુષ્ટજન સંગતિ પરિહરીને ગુરૂ કુળનું સેવન કરે. યોગ સામર્થ્યથી ચિત્તમાં પ્રણિધાન આદરે અને તેથી મુક્તિના હેતુઓને આદરે કે જેથી શાંતિ પ્રાપ્ત કરે.

દુષ્ટજનોના સમાગમથી મનની ચંચળતા વધે છે અને મિથ્યાત્વભાવની વૃદ્ધિ થાય છે. પરસ્વભાવમાં રમણતા થાય છે

માટે. મિથ્યાત્વાદિવાસિત ચિત્તવાળા દુષ્ટજનોની સંગતિનો ભવ્ય-જીવ ત્યાગ કરે. અસત્ સંગતિથી આત્માના નિર્મલ પરિણામની પ્રાપ્તિ થતી નથી. અસત્ સંગતિ હાલાહલ વિષ સમાન છે. ના-સ્તિકજનોની સંગતિથી જીવ મિથ્યાત્વ બુદ્ધિ ધારણ કરે છે. માટે જિનાગમ શ્રદ્ધાવાળા આસ્તિકજનોની મોક્ષાભિલાષી સંગતિ કરે. સુગુરૂકુળવાસ સેવનારા ગીતાર્થ મુનિવરોની સંગતિ દેવતાની સંગતિ કરતાં પણ મોટી છે માટે સુગુરૂની સંગતિ કરવી અને યથાશક્તિયોગ સામર્થ્ય પ્રમાણે મુક્તિના હેતુઓને અંગીકાર કરવા. આત્મવીર્ય પ્રમાણે આત્મધર્મમાં સંયમથી પ્રવૃત્તિ કરવાથી કર્મનો નાશ થાય છે. વિકલ્પ સંકલ્પ ટળે છે અને તેથી સત્યશાંતિનો અલખ પ્રદેશ અનુભવાય છે. વાણીનો સંયમ કરે, કાયાને સ્થિર કરે, મનને આત્મસન્મુખવાળે એમ અવિચ્છિન્ન પુરૂષાર્થ કરવાથી સત્યશાંતિનું સ્વરૂપ પ્રકાશી નીકળે છે. તે સંબંધી વિશેષ ઉપાયો દર્શાવે છે.

**मान अपमान चित्त समगणे, समगणे कनक पाषाणरे;**
**वन्दक निन्दक समगणे, इसो होय तुंज जाणरे. शांति. ९**
**सर्व जग जंतुने समगणे, समगणे तृणमणि भावरे;**
**मुक्तिसंसार बेहु समगणे, मुणे भवजलनिधि नावरे. शांति. १०**

શાંતિસ્વરૂપ પામનારની આત્મનિષ્ઠા જણાવે છે. સત્યશાંતિ-શોધક માન અને અપમાનને સમગણે. માન અને અપમાન કંઈ આત્માનો ધર્મ નથી. માનથી આત્મામાં કંઈ આવતું નથી. અને અપમાનથી આત્માનું કંઇ જતું નથી. માટે શા માટે માન અ-પમાનમાં ભેદ ભાવ રાખું એમ વિચારી જ્ઞાની માન અપમાનમાં સામ્યપણું ધારણ કરે છે. કનક અને પાષાણ પણ પૃથ્વી કાયનાં દળીયાં છે. અને તે જડ છે. તે સત્યરૂદ્ધિ નથી તો તેમાં ઈષ્ટા-નિષ્ટપણું હું કેમ કલ્પું એમ વિચારી ભવ્યજીવ બેમાં સમભાવ ધારણ કરે. કોઇ ઉત્તમ જાણી વાંદે તો આત્માને શું અને કોઇ

ન વાંદે તો પણ શું ગયું. જેને જેવી બુદ્ધિ તેને તેવું ફળ પ્રાપ્ત થશે એમાં મારે શું એમ જાણી સત્યશાંતિશોધક સમભાવ ધારણ કરે છે, જ્ઞાની કહે છે કે આવી સામ્યાવસ્થા તું ધારણ કરીશ તો તું આત્માનો અને આત્માની સત્યશાંતિનો જ્ઞાતા થઇશ. અને ભગવાન્નું સ્વરૂપ જાણીશ. વળી કહે છે કે, જગત્માં રહેલા ત્રસ અને સ્થાવર જીવોને સમગણે. તૃણ અને મણિમાં પણ સમાનતા જાણે, અર્થાત્ તેમાં રહેલી ઇષ્ટાનિષ્ટ બુદ્ધિ પરિહરે તથા મૂલ્યવાન્ અને અમૂલ્યવાન્પણાની બુદ્ધિ જડમાંથી નીકળી જાય. ત્યારે આત્મા સત્યશાંતિ પામે છે. તેમજ મુક્તિ અને સંસારમાં પણ ઉત્તમ જ્ઞાનથી સમાનતા ભાસે. મુક્તિ ઉપર રાગ ન થાય અને સંસારમાં અરૂચિ અર્થાત્ દ્વેષ ન થાય. સારાંશ કે, રાગ અને દ્વેષપણું મુક્તિમાં અને સંસારમાં હોય નહીં. રાગદ્વેષનો નાશ થાય. એવી દશામાં આત્મા સત્યશાંતિનો અનંતાનંદ ભોગવી શકે છે. આવી દશાવાળા મહાત્માઓ શાંતિરૂપ હોડીથી સંસારરૂપ સમુદ્રને તરી જાય છે. શ્રી ઉત્તરાધ્યયન સૂત્રમાં કહ્યું છે કે.

लाभालाभे सुखे दुःखे, जीविते मरणे तथा;
स्तुति निन्दा विधानेच, साधवः समचेतसः ( १ )

લાભમાં, અલાભમાં, સુખમાં, દુઃખમાં, જીવવામાં, મરણમાં, સ્તુતિમાં, નિન્દામાં સાધુવર્યો સમભાવ ધારણ કરનારા હોય છે. શ્રી ગુરૂવર્ય ઉપાધ્યાય શ્રી યશોવિજયજી સમભાવનું માહાત્મ્ય નીચે મુજબ કહે છે.

श्लोक.

आत्मप्रवृत्तावतिजागरूकः, परप्रवृत्तौ बधिरांधमूकः
सदाचिदानन्दपदोपयोगी, लोकोत्तरं साम्यमुपैति योगी. १

આત્મ પ્રવૃત્તિમાં જાગનાર અને પરસ્વભાવની પ્રવૃત્તિમાં બધિર અંધ અને મૂક એવો અને હમેશ ચિદાનન્દપદનો ઉપયોગી એવો પુરૂષ સમતા ભાવને પામે છે.

અધ્યાત્મ ઉપનિષદ્‌માં ઉપાધ્યાયજી કહે છે કે.

**શ્લોક.**

अन्तर्निमग्नः समता सुखाब्धौ, बाह्ये सुखेनो रतिमेतियोगी;
अटत्यटव्यां क इवार्थलुब्धो, गृहे समुत्सर्पति कल्पवृक्षे. ॥ १ ॥

સમતા સુખરૂપ સાગરમાં નિમગ્ન થએલ યોગી બાહ્ય વસ્તુના સુખમાં રતિ ધારણ કરતો નથી. પોતાના ઘરમાં કલ્પવૃક્ષ ઉત્પન્ન થતાં કોણ બાહ્ય અટવી વિગેરેમાં પરિભ્રમણ કરે; સમતા ભાવ ઉત્પન્ન થતાં સર્વ ઋદ્ધિ ઘટમાં ભાસે છે. માટે સમતા યોગનું વિશેષતઃ સેવન કરવું તે સંબંધી વર્ણન કરે છે.

**શ્લોક.**

विना समत्वं प्रसरन् ममत्वं, सामायिकं मायिक मेव मन्ये;
आये समानां सति सद्गुणानां, शुद्धं हि तत् शुद्धनया विदन्ति.१
साम्यं विना यस्य तपः क्रियादे, र्निष्ठा प्रतिष्ठार्जन मात्र एव;
स्वर्धेनु चिंतामणि कामकुंभान्, करोत्यसौ काणकपर्दमूल्यान्॥२॥

સમભાવ વિનાનું મમત્વ જેમાં પ્રસરે છે એવું સામાયિક પણ માયિક જાણવું. સમતાની પ્રાપ્તિ થતાં સદ્‌ગુણોની શુદ્ધિ થાય છે. શુદ્ધનયો એમ જાણે છે. શબ્દનય. સમભિરૂઢ અને એવંભૂતનયને શુદ્ધનય કહે છે. તે નયોથી સમતાયુક્ત સામાયિક ગણાય છે અને તેથી 'પરમાનન્દ' મળે છે. સમતાભાવ વિના તપશ્ચર્ય ક્રિયાની નિષ્ઠા છે તે પ્રતિષ્ઠામાત્ર ઉત્પન્ન કરનારી છે. અને સ્વર્ધેનુ ચિંતામણિ રત્ન. કામ કુંભોને પણ કાણીકોડીના સમાન સમતા વિનાનો પુરૂષ કરે છે, (લેખે છે.)

**શ્લોક.**

ज्ञानी क्रियावान् विरतस्तपस्वी, ध्यानी च मौनी स्थिरदर्शनश्च;
साधु र्गुणं तंलभते न जातु, प्राप्नोतियं साम्यसमाधिनिष्ठः ॥१॥

दुर्योधनेनाभिहत श्चुकोप, न पांडवै र्यो न नुतो जहर्ष;
स्तुमो भदंतं दमदंतसन्तः, समत्ववन्तं मुनिसत्तमं तम्. ॥ १ ॥

જ્ઞાની હોય ક્રિયાવંત હોય. ધ્યાની હોય, મૌની હોય. સ્થિયર દર્શની હોય એવા ગુણવાળો સાધુ પણ જે સમતા ભાવ રૂપ સમાધિમાં સ્થિર થએલો જે ગુણને પામે છે તેને તે પામી શકે નહીં. દમદંત રૂષિની દુર્યોધન વિગેરે એ અવગણના કરી તો પણ દમદંત કોપાયમાન થયા નહીં. અને પાંડવોએ નમસ્કાર કરી સ્તવ્યા તો પણ હર્ષાયમાન થયા નહીં. એવા સમતા ભાવવાળા દમદંત રૂષિની સ્તવના કરીએ છીએ. વળી કહ્યું છે કે—

योदह्यमानां मिथिलां निरीक्ष्य,शक्रेण नुन्नोऽपि नमिः पुरीं स्वाम्
न मेऽत्र किंचिज्ज्वलतीति मेने, साम्येन तेनोरुयशो वितेने. ॥१॥
साम्यप्रसादास्तवपुर्ममत्वाः सत्त्वाधिकाः स्वं ध्रुवमेव मत्वा;
न सेहिरेऽर्त्ति किमुतीव्रयंत्र, निष्पीडिताः स्कंधकसूरिशिष्याः ॥१॥
लोकोत्तरं चारु चरित्रमेतन्, मेतार्यसाधोः समता समाधेः
हृदाप्य कुप्यन्न यदार्द्रचर्म, बद्धेऽपि मूर्धन्ययमाप तापम्. ॥ १ ॥
जज्वाल नांतश्च सुराधमेन, प्रोज्ज्वालितेऽपि ज्वलनेन मौलौ;
मौलि र्मुनीनां स न कैर्निषेव्यः कृष्णानुजन्मा समतामृताब्धिः॥१॥
गंगाजले यो न जहौ सुरेण, विद्धोऽपि शूले समतानुवेधम्;
प्रयागतीर्थोदयकृन् मुनीनां, मान्यःससूरिस्तनुजोऽन्निकायाः ॥१॥
स्त्रीभ्रूणगोब्राह्मण घातजात, पापादधः पातकताभिमुख्याः
दृढप्रहारि प्रमुखाः क्षणेन, साम्यावलंबात् पदमुच्चमापुः ॥१॥
अप्राप्तधर्माऽपि पुरादिमार्हन्, माता शिवं यद्भगवत्यवाप;
नाप्नोति पारं वचसोऽनुपाधिः समाधि साम्यस्य विजृंभितं तत्॥१॥

જે મહર્ષિ બળતી મિથિલાને દેખીને ઇન્દ્રે પ્રેરણા કરી તો પણ મારૂં કંઇ પણ બળતું નથી. હું તો ચિદાનંદ નિરાકાર

છું. બાહ્યમાં હું નથી. એમ કહ્યું. એમ સમભાવ ધારણ કર્યો. એવા નમિરાજર્ષિ સદાકાળ જયવંત વર્તો. જેણે જગત્‌માં યશનો વિસ્તાર કર્યો. શરીરના મમત્વ ભાવનો ત્યાગ કરી સ્કંધકસૂરિના શિષ્યોએ ઘાણીમાં પીલાતાં સમભાવ ધારણ કર્યો. સામ્યના પ્રતાપથી પીલાવાનું દુઃખ તેમણે શું ન સહન કર્યું. અર્થાત્ કર્યું. સમતાના સાગર એવા મેતાર્ય સાધુનું સુંદર ચરિત્ર છે કે જેને સોનીએ ચામડાના વાધરથી બાંધી તડકામાં મહા દુઃખ દીધું તો પણ શરીર ઉપર મમત્વ વૃત્તિ થઈ નહીં. અને તેથી આત્મોન્નતિ કરી. શ્રીકૃષ્ણના ભાઇ ગજસુકુમાલની જેટલી સ્તુતિ કરીએ તેટલી ઓછી છે. કારણકે તે સ્મશાનમાં કાયોત્સર્ગમાં રહ્યા હતા. તે વખતે તેમનો શ્વસુર સોમિલ બ્રાહ્મણ ત્યાં આવ્યો પોતાની પુત્રીને છોડી શ્રમણ થયો તેથી સોમિલને જમાઈ ઉપર ક્રોધ થયો. ગજસુકુમાલના મસ્તકપર માટીની પાળ બાંધી. અને તેમાં ખેરના અંગારા ભર્યા તો પણ ગજસુકુમાલે સમભાવનો ત્યાગ કર્યો નહીં. વિચારવા લાગ્યા કે હે ચેતન અંગારાથી શરીર નાશ પામશે પણ તુંતો અરૂપી છે નિત્ય છે તેથી તારો નાશ થવાનો નથી, શરીરનો ધર્મ છે કે તે અગ્નિથી નાશ પામે પણ તુંતો આત્મા છે તેથી અગ્નિથી નાશ પામવાનો નથી માટે શરીરનો નાશ થતાં જરામાત્ર વિકલ્પ સંકલ્પ કરીશ નહીં. સોમિલ બ્રાહ્મણપર જરામાત્ર ખેદ ધારણ કરીશ નહીં. સાત ધાતુથી બનેલું શરીર જડ છે, જડથી ભિન્ન તું છે, તુંતો અવિનાશી છે, ત્યારે પુદ્‌ગલમાં કેમ અહંત્વ ભાવ કલ્પવો જોઇએ? પુદ્‌ગલથી ભિન્ન તું છે. માટે હે ચેતન તું તારા સ્વભાવમાં સ્થિર રહે એમ ભાવના ભાવી શરીર છોડી પરમગતિ પામ્યા. શ્રી ગજસુકુમાલના જ્ઞાન ધ્યાનને ધન્ય છે કે જેનાથી સમતાભાવ પ્રગટયો. અન્નિકાના પુત્ર અરણિકાચાર્ય ગંગા નદી ઉતરતા હતા. દેવતાએ ગંગા નદીમાં ત્રિશૂલથી વિંધીને નાખ્યા. તો પણ 'અરણિકાચાર્યે' સમતાભાવનો ત્યાગ કર્યો નહીં. સામ્ય મહિમાથી ક્ષપક શ્રેણિ

ચઢી કેવલજ્ઞાન પામ્યા. તેમના મહિમાથી ત્યાં પ્રયાગ તીર્થ થયું એવા અરણિકાચાર્ય સર્વ મુનિયોને માન્ય છે. બાહ્યથી જલ વિગેરે જીવોનો. અરણિકાચાર્યના શરીરથી નાશ થતો હતો. અર્થાત્ બાહ્યજીવો હણાતા હતા. પણ અંતરંગ ભાવદયા હતી. સમતાભાવ ધારણ કર્યો હતો તેથી બાહ્યહિંસાથી કેવલજ્ઞાન પ્રગટવામાં અટકાવ થયો નહીં. માટે આ દૃષ્ટાંતનું અનુકરણ કરી ભાવદયામાં વિશેષત: પ્રવૃત્તિ કરવી. અંતરંગ શુદ્ધ સમતાભાવ પ્રગટ થતાં કાયાદિ હિંસાથી કેવલજ્ઞાન વિગેરે ગુણો પ્રગટ થવામાં બાધ આવતો નથી. માટે આવી ભાવદયા પ્રાપ્ત કરવી જોઇએ. સ્ત્રીહત્યા, ગર્ભહત્યા, ગોહત્યા, બ્રાહ્મણહત્યા આ ચાર હત્યાના કરનારા મહા પાપી દૃઢ પ્રહારિ જેવા પણ સમતાભાવ ધારણ કરી પરમાત્મપદ પામ્યા. શ્રી મરૂદેવા માતા પણ સામ્યદશાથી મુક્તિ પામ્યાં. અહો મહિમા ! સામ્યપણું પ્રગટ થતાં સમકિત આદિ ગુણો પણ પ્રગટી નીકળે છે અને ક્ષપકશ્રેણિપર આત્મા ચઢીને પરમાત્મપદ પ્રાપ્ત કરે કરે છે. સામ્યાવસ્થાથી સહજશાંતિ મળે છે.

કહ્યું છે કે:-

**सेयंवरोवा आसंवरोवा, बुद्धोवा अहव अन्नोवा;**
**समभावभावि अप्पा, लहइ मुक्खं न संदेहो. ( १ )**

ગમે તો શ્વેતાંબર હોય વા દિગંબર હોય. બૌધ ધર્માનુયાયી હોય. અથવા વેદાંત ધર્માનુયાયી હોય. પણ સમભાવથી આત્મા ભાવતાં મોક્ષ મળે છે એમાં શંકા નથી. નિશ્ચય સમકિત આવ્યાથી સમભાવ પ્રગટે છે. અને સમભાવથી આત્મા અનંત કર્મની વર્ગણાએ ખેરવી નિર્મલ થાય છે. જ્ઞાનાવરણીયાદિ કર્મ જતાં અનંતજ્ઞાન દર્શન વિગેરે ગુણો આત્મામાં પ્રકાશે છે. સામ્યાવસ્થાથી સદાકાળ સહજ શાંતિમય આત્મા બને છે. શાંત અથવા પ્રગટ થતાં સર્વ ગુણો પ્રકાશે છે. માટે શાંત ભાવનું સેવન કરવું. તે સંબંધી વિશેષ વર્ણન કહે છે.

**आपणो आतम भावजे. एक चेतना धाररे.**
**अवर सवि साथ संयोगथी, एह निज परिकर साररे. शांति. ११**

હે ભવ્ય ! આનંદઘન જો તું શાંતિ સ્વરૂપની ઇચ્છા કરતો હોય તો તું પોતાનું શુદ્ધ બ્રહ્મ સ્વરૂપ આ પ્રમાણે વિચાર. ચૈતન્ય શક્તિમય આત્મા છે. તે વિના શરીરાદિ સર્વ સંબંધ વાળી જડ વસ્તુઓ કર્મનાયોગે જાણ. અને કર્મ પણ આત્માથી ભિન્ન જાણ. જગત્માં વર્ણગંધરસ સ્પર્શ વાળા દૃશ્ય વા અદૃશ્ય પદાર્થો જડ છે. અને તું તેનાથી ભિન્ન છે. માટે તું પરમાંથી અહંમમત્વ ભાવ ઉઠાવી લે, રાગદ્વેષાદિપરભાવમાં આત્માનું કંઈ નથી. આત્મા, જ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, ઉપયોગમયો છે. એમ હે ભવ્ય! વિચાર, શુદ્ધ ચેતનાનું સ્વરૂપ વિચાર. પોતાના સ્વરૂપમાં વિચાર રાખ. એટલે તું પણ શાંતિનાથ સમાન થઇશ. એમ જાણે શાંતિનાથજી આનંદઘનને કહેતા હોય એવી ઉત્પ્રેક્ષા જાણવી. આત્માપ્રતિ ઉપદેશ સાંભળી હર્ષોદ્‌ગાર પ્રકટે છે તે બતાવે છે.

**प्रभु मुखथी एम सांभळी, कहे आतमरामरे;**
**ताहरे दरिसणे निस्तर्यो, मुज सिध्यां सवि कामरे शांति. १२**
**अहो अहो हुं मुजने कहुं, नमो मुज नमो मुजरे;**
**अमित फळदान दातारनी, जेहने भेट थइ तुजरे. शांति. १३**

પૂર્વોક્ત સુંદર વ્યવહાર નિશ્ચયનય ગર્ભિત અમૃતરૂપ પ્રભુનો ઉપદેશ સાંભળી અન્તરાત્મા ખુશ થયો અને કહે છે કે હે પ્રભુ આત્મદર્શનરૂપ જિન દર્શન તમારૂ પામીને હું સંસારનો પાર પામ્યો. મારાં સર્વ કાર્ય સિદ્ધ થયાં, આત્મજ્ઞાન આત્મ દર્શનનો સમાવેશ જિન દર્શનમાં થાય છે. અને જિન દર્શન તે આત્મજ્ઞાનમાં સમાય છે. સત્યશાંતિનું સ્વરૂપ જાણવાથી હવે હું આત્મામાં રંગાઇશ. આત્મામાં સત્ય શાંતિ છે. એમ આપશ્રીના ઉપદેશથી નિર્ધાર થયો. માટે હું કૃતકૃત્ય થયો. જે કરવાનું હતું લેવાનું હતું જેનાથી સદાકાળ સુખ મળે છે. તે જિન દર્શન મેં જાણ્યું, અને તેથી હું હવે આત્મામાં સ્થિર ઉપયોગ સમભાવ ધારણ કરી સત્યશાંતિ મેળવીશ. પ્રભુની કૃપા થવાથી

આત્મ શાંતિસ્વરૂપ પરખાયું. તેથી આત્મા પોતાના આત્માને પણ ધન્ય ધન્ય માનવા લાગ્યો. અને પોતાનું સ્વરૂપ પણ પ્રભુ સ્વરૂપ સમાન છે. પોતાને નમસ્કાર થાઓ. પોતાનાજ આત્માને પોતે નમવા લાગ્યો. તેનું કારણકે પરમસુખામૃત ફળ, દાન, દાતા પ્રભુની ભેટ તને થઈ. માટે તને પણ નમસ્કાર કરૂ છું. આત્મા અને પરમાત્માની જ્ઞાનથી ઐકયતા થતાં આત્માને નમસ્કાર કર્યો. તે પણ સહજ શાંતિ માટે છે. સત્તાએ આત્મા પણ પરમાત્મા છે. આત્માએ જ્ઞાનથી પરમાત્મસ્વરૂપ પોતાનું જાણ્યું માટે આત્મા પણ પૂજ્ય થયો. તેથી સાપેક્ષાએ નયથી હર્ષાવેશમાં નમસ્કાર કરવો ઘટે છે. પરમાત્મ નમસ્કાર તે પણ આત્મ પ્રતિ લાભપ્રદ છે. અને આત્માને ઉપયોગવડે નમસ્કાર કરવો તે પણ પરમાત્મસત્તાની વ્યક્તિના લાભ માટે છે. આત્મા પોતે પરમાત્મા છે. અનંતશાંતિ સાગર છે. માટે શુદ્ધ પોતાનું સ્વરૂપ જાણતાં અપાર આનંદ થાય એમાં જરામાત્ર આશ્ચર્ય નથી. પોતાનામાં પરમાત્મસ્વરૂપ જાણવાથી પરમશાંતિ થાય છે. આવું શાંતિનું સ્વરૂપ પરના અને પોતાના હિત માટે છે તે કહે છે.

**शांति स्वरूप संक्षेपथी, कह्यो निजपर रूपरे;**
**आगम मांहे विस्तर घणो, कह्यो शान्ति जिन भूपरे. शांति. १४**
**शांति स्वरूप एम भावशे, धरी शुद्ध प्रणिधानरे;**
**आनन्दघन पद पामशे, ते लहेशे बहुमानरे. शांति. १५**

શાંતિનું સ્વરૂપ એમ સ્વપરના સંક્ષેપથી કહ્યું. જિનાગમમાં તેનો ઘણો વિસ્તાર છે. માટે આગમ સાંભળવાં તથા વાંચવાં, શાંતિનાથ ભગવાને આગમમાં શાંતિનું સ્વરૂપ કહ્યું છે. જે ભવ્ય શુદ્ધ પ્રણિધાન ધારણ કરી સ્થિરોપયોગે શાંતિ સ્વરૂપ ભાવશે. વિચારશે. શાંતિમાં લીન થશે. તે આનંદનો ઘન જેમાં છે એવું સિદ્ધ પદ પામશે એમ શ્રી આનંદઘનજી કહે છે અને તે જીવ જગતમાં બહુ માન પામશે. ત્રણ ભુવનમાં પૂજ્ય થશે.

હે ભવ્ય ! પન્નાલાલ શ્રી શાંતિનાથના સ્તવનથી શાંતિસ્વરૂપ યથાર્થ સમજશો. શુદ્ધ પોતાનું સ્વરૂપ જાણતાં આત્માની ખરેખરી સહજશાંતિ મળે છે. સહજશાંતિ પ્રગટે છે તેનો કદી નાશ થતો નથી. સહજશાંતિમાં સદાકાળ મગ્ન રહો. એમ કહી શ્રી સદ્‌ગુરૂ મૌન રહ્યા. પન્નાલાલ શ્રી સદ્‌ગુરૂનો ઉપકાર માની વંદન કરી પોતાને ઘેર ગયા.

શ્રી સદ્‌ગુરૂને વંદન કરવા અમૃતલાલ નામના એક શિષ્ય આવ્યા. શ્રીગુરૂને વંદન કરી આજ્ઞા માગી કહેવા લાગ્યા કે હે ગુરો ! મને આત્મસ્વરૂપનું જ્ઞાન નથી. આત્મા નિત્ય છે કે અનિત્ય, કોઇ આત્માને નિત્ય માને છે. ત્યારે કોઇ આત્માને અનિત્ય માને છે. કોઇ આત્માને સક્રિય માને છે અને કોઇ આત્માને અક્રિય માને છે. ઈત્યાદિ આત્મતત્ત્વને મતવાદીયો ભિન્ન ભિન્ન માને છે. માટે આત્મતત્ત્વનું યથાર્થ સ્વરૂપ સમજાવશો. આત્મતત્ત્વના જ્ઞાન વિના સત્ય સમાધિ થતી નથી. મનના વિકલ્પ સંકલ્પ ટળતા નથી. માટે કૃપા કરીને સમ્યક્ આત્મતત્ત્વ સમજાવશો, કારણકે મિથ્યાત્વરૂપ અપાય જ્યાં સુધી હોય છે. ત્યાં સુધી જન્મજરાનાં દુઃખ ટળતાં નથી. મિથ્યાત્વ ટળવાથી સમ્યક્ત્વ પ્રાપ્ત થાય છે, મિથ્યાતત્વનો નાશ થવાથી ભેદ જ્ઞાન પ્રાપ્ત થાય છે. માટે મોક્ષ થવામાં અપાયરૂપ મિથ્યાજ્ઞાનરૂપ તેમનો નાશ કરવા સૂર્ય સમાન આપની વાણીનો પ્રકાશ કરશો. શ્રી જ્ઞાનનાસાગર એવા સ્યાદ્વાદજ્ઞાની સદ્‌ગુરૂ કહે છે કે હે ભવ્ય ! સર્વજ્ઞાનમાં આત્મજ્ઞાન મોટામાં મોટું છે, આત્મજ્ઞાનથી મિથ્યાબુદ્ધિ ટળે છે. આત્મજ્ઞાનથી સહજ શાંતિ પ્રાપ્ત થાય છે. આત્માનો પૂર્ણ પ્રકાશ તે પરમાત્મા કહેવાય છે. આત્મા નિત્ય છે કે અનિત્ય છે ? તેનું જ્ઞાન થવું જોઇએ. શ્રી આનંદઘનજી મહારાજ કે જે યોગિરાજ પૂજ્ય કહેવાય છે. તેમણે પણ શ્રીમુનિસુવ્રતના સ્તવનમાં આ સંબંધી ઉદ્‌ગાર કાઢયા છે તે કેટલાક પ્રસ્તુત વિષયમાં ઉપયોગી જાણી તેનો ઉલ્લેખ કરવામાં આવે છે.

## श्री मुनि सुव्रतजिन स्तवनम् ॥

मुनि सुव्रत जिनराय एक मुज विनति निसुणो,
आतम तत्त्व क्युं जाण्युं जगतगुरु एह विचार मुज कहियो;
आतम तत्त्व जाण्या विण चेतन,
चित्त समाधि नवि लहियो. मुनि सुव्रत (१)
कोइ अबंध आतमतत्त्व माने, किरिया करतो दीसे;
किरियातणुं फल कहो कुण भोगवे, एम पुच्छयुं चित्तरीसे. मु० २
जड चेतन ए आतम एकज, स्थावर जंगम सरिखो;
सुख दुःख संकर दूषण आवे, चित्त विचारी जो परखो. मु० ३
एक कहे नित्यज आतम तत्त्व, आतम दरिसन लीनो;
कृतनाश अकृतागम दूषण, नवि देखे मति हीणो मु० ४
सौगत मत रागी कहे वादी, क्षणिक ए आतम जाणो;
बंध मोक्ष सुख दुःख नवि घटे, एह विचार मन आणो. मु० ५
भूत चतुष्कवर्जित आतमतत्त्व, सत्ता अलगी न घटे;
अंध शकट जो नजरे न देखे, तो श्युं कीजे शकटे. मु० ६
एम अनेकवादी मत विभ्रम, संकट पडियो न लहे;
चित्त समाधि ते माटे पूछुं, तुम विण तत कोई न कहे. मु० ७
वलतुं जगत गुरु एणिपेरे भाखे, पक्षपात सब छंडी;
राग द्वेष मोह पख वर्जित, आतमशुं रढ मंडी. मु० ८
आतम ध्यान करे जो कोउ, सो फिर इणमे नावे;
वागजाल बीजु सहु जाणो, एहं तत्त्व चित्त चावे. मु० ९
जेणे विवेक धरी ए पख ग्रहियो, सो तत ज्ञानी कहीए;
श्री मुनिसुव्रत कृपा करो तो, आनन्दघन पद लहिए. मु० १०

१ ભાવાર્થ—આનંદઘનજી માહારાજ કહેછે કે હે મુનિસુવ્રતસ્વામી, વંદન કરી કહું છું કે એક તમે મારી વિનતિ સાંભળો. હે ભગવાન્ હું આત્મતત્ત્વ શી રીતે પામું. આત્મતત્ત્વ જ્ઞાનવિના

અને તેની પ્રાપ્તિવિના સમાધિ થતી નથી. આત્મતત્ત્વ તેજ સારમાં સાર ભૂત છે. આત્મજ્ઞાનથી સર્વ કર્મનો નાશ થાય છે. આત્મજ્ઞાન થવાથી જડની બાજી ઇન્દ્રજાલવત્ ભાસે છે. શ્રીયશોવિજય ઉપાધ્યાય અધ્યાત્મોપનિષદ્‌માં કહે છે કેઃ—

श्लोक.

आत्मज्ञाने मुनिर्मग्नः सर्वं पुद्गलविभ्रमम् ।
महेन्द्रजालवत् वेत्ति, नैवतत्रानुरज्यते. ॥ १ ॥

આત્મજ્ઞાનમાં મગ્ન થએલ મુનિ બાહ્યપુદ્ગલના પદાર્થોમાં રંગાતો નથી. આવી આત્મજ્ઞાનની સ્થિતિ છે. માટે હે ભગવન્ કૃપા કરીને આત્મતત્ત્વ બતાવો. કારણકે દુનિયામાં ભિન્નભિન્ન દર્શનવાળા ભિન્નભિન્ન રીતે આત્મતત્ત્વ બતાવે છે. માધ્યસ્થદૃષ્ટિથી ન્યાયરીત્યા તપાસું છું તો મારા મનમાં રૂચતું નથી. સમ્યક્ જણાતું નથી. ભિન્નભિન્નરીત્યા આત્મતત્ત્વ કેટલાક બતાવે છે તેમાંથી કેટલાક આત્માને અબંધ માને છે તે સંબંધી વિચાર કરીએ છીએ.

૨. કેટલાક સાંખ્યમતવાળા અને વેદાંતીઓ આત્માને અબંધ માને છે. અને તેઓ પ્રકૃતિના ચોવીશ ભેદ માને છે. પુરૂષ પ્રકૃતિથી ભિન્ન છે. આત્મારૂપ પુરૂષ નિર્લેપ છે. 'પ્રકૃતિઃ કર્ત્રી પુરૂષસ્તુ પુષ્કરપલાશવત્ નિર્લેપઃ' પ્રકૃતિ કર્ત્રી છે પુરૂષ તો કમલપત્રની પેઠે નિર્લેપ રહે છે. આત્મા લેપાતો નથી. આત્મામાં પ્રકૃતિનું પ્રતિબિંબ પડે છે તેથી આત્મા હું કર્તા હું ભોક્તા એમ માને છે પણ આત્મા તો નિર્લેપ છે. વેદાંત પણ કહે છે કે બ્રહ્મમાં બંધનો સંભવ નથી. બંધ અને મોક્ષ કલ્પના માત્ર છે. સાંખ્ય અને વેદાંતાનુયાયીઓ આત્માને અબંધ માનતા છતા પણ ધર્મક્રિયાઓ કરતા દેખવામાં આવે છે. આત્મા અબંધ છે તો ધર્મક્રિયાઓ કરવાની શી જરૂર છેઃ અને વળી વિચારો કે આત્મા તો અબંધ છે ત્યારે ક્રિયાઓનું ફળ કોણ ભોગવશે. તમો કહેશો કે પ્રકૃતિ ભોગવશે ત્યારે એમ કહેતાં શશશૃંગવત્ ધર્મ-

ક્રિયાઓનું ફળ થશે. કારણકે પ્રકૃતિતો અનાદિકાળથી ક્રિયાઓ કર્યા કરે છે. ત્યારે તમે ધર્મક્રિયાઓનું ફળ પણ પ્રકૃતિને આપ્યું. અને એ તો પ્રકૃતિનો સ્વભાવ હતો. માટે એકાંત નિર્લેપ આત્મા માનતાં ધર્મક્રિયાઓ ઘટી શકતી નથી. પ્રકૃતિનું પ્રતિબિંબ આત્મામાં પડયું માનો છો અને નિર્લેપ આત્મા એકાંત સ્વીકારો છો. તે પણ યુકત નથી. આત્મા નિરાકાર છે નિરાકાર વસ્તુમાં પ્રકૃતિનું પ્રતિબિંબ પડતું નથી. માટે નિરાકારમાં પ્રતિબિંબ પડે છે એમ માનવું પણ વ્યર્થ ઠરે છે. કદી તમો વ્યવહારથી પ્રકૃતિથી આત્મા લેપાય છે એમ માનશો તો જિન મતમાં પ્રવેશ થયો. કહેવાશે તેથી આત્મા એકાંત અબંધ છે. એમ કહેવું ટળી જાય છે. ઈત્યાદિ વિચારીએ તો એકાંત અબંધ આત્મા માનતાં પુણ્ય અને પાપ કરવાથી આત્મા બંધાશે નહીં તો શા માટે પાપનાં કૃત્ય ત્યાગવાં, અને પુણ્યનાં આદરવાં ઇત્યાદિ હજારો દોષો જણાય છે. માટે એકાંત અબંધ આત્મા માનનારાઓનું બોલવું પણ અપેક્ષા વિના અસત્ય જણાય છે. માટે હે ભગવન્ તે પણ મારા હૃદયમાં રૂચતું નથી. જે વસ્તુ સ્વરૂપ માનતાં પરસ્પર વિરોધ આવે તે વસ્તુ શી રીતે મનાય. માટે હે ભગવન્ આત્મતત્ત્વનું સમ્યક્સ્વરૂપ સમજાવો. કેટલાક જુદી રીતે આત્મા સ્વીકારે છે તે આવી રીતે.

૩. જડ અને ચેતનરૂપ આત્મા એકજ છે. જડ પણ આત્મારૂપ છે અને ચૈતન્ય પણ 'આત્મારૂપ' છે. રૂપી અને અરૂપી વસ્તુમાં આત્મા એકરૂપ છે. સ્થાવરમાં અને જંગમમાં પણ આત્મા એકરૂપ છે. અદ્વૈત મતમાં 'એકં' બ્રહ્મ દ્વિતીય નાસ્તિ એમ કહેલું છે. એકઃ સર્વગતો નિત્યઃ' એક બ્રહ્મ સર્વ વ્યાપી અને નિત્ય છે. આશ્રુતિને અંગીકાર કરીને સ્થાવર અને જંગમનો એક સરખો આત્મા માને છે. પણ તે માધ્યસ્થ ન્યાય દૃષ્ટિથી વિચારતાં યુકિતયુક્ત લાગતો નથી. સ્થાવર અને જંગમનો એક આત્મા માનતાં ચૈતન્યનું સુખ દુઃખ તે જડમાં આવે અને જડનું જડત્વ તે ચૈતન્યમાં પ્રવેશતાં સંકર દૂષણ આવે છે

માટે ચિત્તમાં વિચાર પૂર્વક પરીક્ષા કરતાં અદ્વૈતવાદ પણ સાપેક્ષા વિના યોગ્ય લાગતો નથી.

૧ અદ્વૈતવાદી પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્મા માનતા નથી. વૈશેષિક મતવાદી પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્મા માને છે. 'આત્માનશ્ચ પ્રતિ શરીર ભિન્ના વિભવો નિત્યાશ્ચ' એમ વૈશેષિક સ્વીકારે છે. શંકરાચાર્ય પછી થએલા રામાનુજ આચાર્ય પણ પ્રતિ શરીર ભિન્ન અણુરૂપ આત્મા માને છે. બૌદ્ધો પણ પ્રતિ શરીર ભિન્ન ભિન્ન ક્ષણિક આત્મા માને છે મુસલમાન અને ખ્રીસ્તિયો પણ પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્મા માને છે. શંકરાચાર્ય વ્યાસસૂત્ર ઉપનિષદ્‌નાં પ્રમાણ આપી સર્વનો એક આત્મા વ્યાપક માને છે ત્યારે રામાનુજ આચાર્ય પણ વ્યાસ સૂત્ર અને તેજ ઉપનિષદો તથા ભગવદ્‌ગીતાથી અણુરૂપ આત્મા માને છે. એક જ વેદના અનુયાયીઓમાં આવો ફેરફાર થઇ પડયો છે. રામાનુજ આચાર્યે અદ્વૈતવાદ ઉપર શતદૂષણ બતાવ્યાં છે. અને તે ગ્રંથ હાલ મોજુદ છે. અદ્વૈતવાદી જગત્કર્ત્તા ઇશ્વર સ્વીકારતા નથી. ત્યારે તેજ વેદની ઉપનિષદો માનનાર રામાનુજ આચાર્ય ઇશ્વર કર્તૃત્વ સ્વીકારે છે. શંકરાચાર્ય સર્વ જીવનો એક આત્મા કહે છે ત્યારે સ્વામી દયાનંદના ભક્ત આર્ય સમાજીઓ વેદનાં સૂત્ર બતાવી શંકરાચાર્યનો મત વેદસૂત્ર વિરૂદ્ધ ઠરાવે છે નૈયાયિક વળી જુદી જ રીતે સોળ પદાર્થ માને છે. ત્યારે 'દ્રવ્યગુણ કર્મ સામાન્ય વિશેષ સમવાયાભાવાઃ' દ્રવ્ય ગુણ કર્મ સામાન્ય વિશેષ, સમવાય અને અભાવ આ સાત પદાર્થ વૈશેષિક માને છે. એમ વેદને માનનારાઓમાં જુદા જુદા ઘણા મત પડયા છે. ત્યારે તેમાં હાલ ઘણો ગુંચવાડો પડયો છે શંકરાચાર્યનું માનવું ખરૂ કે રામાનુજનું માનવું ખરૂ એમ દરેક વેદના સૂત્રને લેઇ મન માન્યું માને છે માટે અપેક્ષા વિનાનું તેમનું કહેવું યુક્તિયુક્ત લાગતું નથી. જ્યારે જિનેન્દ્ર ભગવાન્ કથિત સાતનયોનુ સ્વરૂપ સમજવામાં આવે છે ત્યારે યથાર્થ પદાર્થનુ જ્ઞાન થાય છે. હવે મૂળ વિષયપર આવીએ

છીએ. સર્વમાં એક આત્મા સંભવતો નથી. પ્રતિ શરીર ભિન્ન ભિન્ન આત્મા હોવાથી. સર્વનો એક આત્મા માનતાં એકનીમુક્તિ થતાં અન્યની મુક્તિ થવી જોઈએ. એકને આત્મજ્ઞાન થતાં અન્યને આત્મજ્ઞાન થવું જોઇએ. એક આત્મપણાથી, પણ તેમ છે નહીં તેથીએક આત્માની મુક્તિ થતાં અન્ય આત્માની મુક્તિ થતી. નથી. તેમજ એકને અત્મજ્ઞાન થતાં અન્યને આત્મજ્ઞાન થતું નથી. એક દુ:ખી થતાં અન્ય આત્મા દુ:ખી થતો નથી. તેથી ભિન્ન ભિન્ન આત્મા અને ભિન્ન ભિન્ન કર્મ જ છે. પરમાત્માના પ્રતિબિંબ તરીકે જીવાત્માઓને માનતાં પણ વિરોધો આવે છે, પરમાત્મા આકાશની પેઠે નિરાકાર છે તેથી તેમનું જલચંદ્રની પેઠે પ્રતિબિંબ પડી શકતું નથી સાકાર વસ્તુનું પ્રતિબિંબ પડે છે પણ નિરાકાર પરમાત્મામાં પ્રતિબિંબ પડી શકતું નથી, વેદાંતમાં કહ્યું છે કે 'એકોઽહં બહુસ્યામ:' હું એક છું અને બહુ થાઉ છું, આ વાક્યની સત્યતા પણ અદ્વૈતવાદમાં સિદ્ધ ઠરી શકતી નથી, કારણ કે બ્રહ્મ એક છે, નિત્ય છે, સર્વ વ્યાપક છે, તેનું બહુરૂપે થવું સંભવતું નથી, કારણ કે, નિત્ય પદાર્થરૂપ બ્રહ્મ એકપણું છોડીને બહુરૂપે થાય તો બ્રહ્મ વિકારી ઠરે, અને વિકાર પામેલું બ્રહ્મ નિત્ય ઠરી શકે નહીં, કારણ કે પોતાનું એક મૂલરૂપ છોડે તે કોઈ રીતે નિત્ય કહેવાય નહીં, અને જે બહુરૂપ થાય તે એકપણું છોડતો અને, માટે આશ્રુતિથી બ્રહ્મ એક છે તે પણ ઠરતું નથી, અને બ્રહ્મ અવિકારી છે તે પણ બહુરૂપ ઠરવાથી સિદ્ધ ઠરતું નથી, વળી દ્વૈતનો નિષેધ કરીને અદ્વૈત માનો છો, પ્રથમથી જો દુનિયામાં એક બ્રહ્મ વસ્તુ હોત તો એક વસ્તુ કહેવાથી 'એક વાદ' કહેવાય પણ જગત્માં જડ અને ચૈતન્ય બે વસ્તુ છે તેમાંથી જડનો નિષેધ કરો છો તેથી અદ્વૈતવાદ કહેવો પડે છે, 'જડ વસ્તુસત્' છે, નૈયાયિકો પૃથ્વી જલ વિગેરેને પરમાણુરૂપે 'નિત્યમા'ને છે, પૃથ્વી બે પ્રકારની માને છે, કાર્યરૂપ અને કારણરૂપ તેમાં કાર્યરૂપ પૃથ્વી અનિત્ય છે અને પર-

અણુઆરૂપ પૃથ્વી નિત્ય છે નિત્ય હોય છે તે 'સત્' કહેવાય છે માટે જડ અને 'ચૈતન્ય' એમ બે વસ્તુની સિદ્ધિ નૈયાયિક માને છે અને જિનદર્શન પણ જીવ અને અજીવ એમ બે વસ્તુની સિદ્ધિ માને છે. માટે વસ્તુતઃ વિચારતાં અદ્વૈતવાદ સિદ્ધ ઠરતો નથી. કોઇ એમ કહેશે કે, અદ્વૈતવાદને ઘણા મનુષ્યો માને છે તે માટે તે સત્ય છે જ્યારે એમ કહો છો તો દુનિયામાં બૌદ્ધધર્મ સત્ય ઠરશે. કારણ કે બૌદ્ધધર્મને માનનાર આશરે સાઠ કરોડ મનુષ્ય છે. તેથી ઉતરતા ખ્રીસ્તિ છે માટે તેમ પણ કહી શકાતું નથી. 'સત્ય અનુભવ' માં આવે તે વસ્તુ માન્ય થાય છે. કોઇ વેદને ઈશ્વર પ્રણીત માને છે ત્યારે કોઈ વેદને ઇશ્વર પ્રણીત મીમાંસક વિગેરે માનતા નથી. અદ્વૈતવાદ વિરૂદ્ધ ઘણા મનુષ્યો વેદને માનનારાઓ છે. માટે અદ્વૈતવાદ માની શકાતો નથી. તેમ આત્મા એકાંત અણુરૂપ છે તે વાદ પણ માની શકાતો નથી. માટે હે ભગવન્ અદ્વૈતવાદમાં માનેલું આત્મતત્ત્વ પણ મારા લક્ષ્યમાં આવતું નથી. કારણ કે માધ્યસ્થ ન્યાયદૃષ્ટિથી વિચારતાં સમ્યગ્ આત્મતત્ત્વ જણાય તે માનવું. તેમાં પક્ષપાત કરવો નહીં. હવે એકાંત આત્માને નિત્ય માનનાર સંબંધી કહેવાય છે.

૪. કેટલાક આત્માને નિત્ય માને છે. આત્મારૂપ નિત્ય દર્શનમાં લીન થાય છે. પણ કૃત નાશ અને અકૃતાગમદૂષણ દેખી શકતા નથી. આત્મા જો એકાંત નિત્ય હોય તો ચોરાશી લાખ જીવ યોનિમાં અનેક પ્રકારનાં દેહ ધારણ કરી શકે નહિ. તેમજ નિત્ય આત્મા કર્મ પણ ગ્રહણ કરે નહિ. ત્યારે તેમના મત પ્રમાણે પુણ્ય પાપ કર્મ આત્માને લાગી શકે નહિ. અને જ્યારે લાગે નહિ. ત્યારે કૃત નાશ દૂષણ આવે છે. અને શરીર વિગેરેની ઉપાધિતો આત્માને લાગી રહેલી પ્રત્યક્ષ જ્યાં ત્યાં દેખવામાં આવે છે. તેથી નિત્ય આત્મા કંઈ કર્મ કરે નહીં. છતાં શરીરાદિકના સદ્ભાવે અકૃતાગમ દૂષણ ? છે. માટે એકાંતનિત્ય આત્મા માની શકા

આત્મા માનતાં સુખ દુઃખ વિગેરેનો સદ્ભાવ માની શકાતો નથી એકાંતનિત્ય આત્મા કર્મ વિકારને ધારણ કરી શકે નહિ. માટે નિત્ય આત્મા માનતાં હજારો દોષો આવે છે. ત્રણ કાલમાં જેનું એક સ્વરૂપ હોય તે 'નિત્ય' કહેવાય છે. નિત્ય આત્માને કંથચિત્ અપેક્ષાએ વિકારી માનોતો જૈન મતમાં પ્રવેશ થશે. નિત્ય આત્મા માનનારાઓનું બૌદ્ધ ખંડન કરે છે. અને તે હજારો યુક્તિઓથી ક્ષણિકવાદ સિદ્ધ કરવા મથે છે. તે પણ યુક્ત નથી. ક્ષણિક અર્થાત્ અનિત્ય આત્મા માનતાં પણ અનેક દોષો ઉદ્ભવે છે.

પ. ગૌતમબુદ્ધના રાગી લોકો કહે છે કે આત્મા ક્ષણિક છે. પંચ સ્કંધથી પ્રાણી માત્રની પ્રવૃત્તિ થાય છે. તેમાં વિજ્ઞાન સ્કંધ વેદના સ્કંધાદિ ક્ષણે ક્ષણે બદલાતા માને છે. જ્ઞાનનો આધાર વિજ્ઞાન સ્કંધ ક્ષણે ક્ષણે બદલાય છે. જ્ઞાનમાં ક્ષણે ક્ષણે ફેરફાર થાય છે. જ્ઞાન ફરે છે માટે આત્મા અનિત્ય છે. (ક્ષણિક છે.) એમ બુદ્ધ ધર્મના અનુયાયીઓ માને છે. પણ આત્માને એકાંત અનિત્ય માનતાં બંધ, મોક્ષ, સુખ, દુઃખ ઘટી શકતાં નથી. આત્મા ક્ષણે ક્ષણે બદલાતો હોય તો સુખ દુઃખની સિદ્ધિ ઠરતી નથી. પાપથી દુઃખ થાય છે. અને પુણ્યથી સુખ થાય છે. એક આત્માએ કોઇને મારી નાંખ્યો અને પાપ કર્યું, ક્ષણવારમાં તે આત્મા મરી ગયો. ત્યારે બીજા ક્ષણમાં અન્ય આત્મા ઉત્પન્ન થયો. તે આત્માને પાપનું ફળ દુઃખ મળવું માનવું તે પ્રત્યક્ષ વિરોધ સંભવે છે. એક આત્માએ પાપ કર્યું. અને મરી ગયો. અને ક્ષણમાં બીજો આત્મા ઉત્પન્ન થયો તેને ફાંસી ચઢાવવામાં આવે તે લોક વિરૂદ્ધ તથા ન્યાય વિરૂદ્ધ ગણાય. પાપ કરે પૂર્વનો આત્મા અને દુઃખ ભોગવે પશ્ચાત્ અન્ય ઉત્પન્ન થનાર આત્મા તે શી રીતે ઘટે. પુણ્ય કરે પૂર્વનો આત્મા અને તેનું સુખ અન્ય આત્મા ભોગવે એ પ્રત્યક્ષ વિરોધ ઘટે છે. કર્મથી બંધાય પૂર્વનો આત્મા અને પછી ક્ષણવારમાં ઉત્પન્ન થ-

નાર અન્ય આત્માનો મોક્ષ થાય, એમ માનવું. ચાર પ્રમાણથી વિરૂદ્ધ લાગે છે. ક્ષણિકવાદમાં કારણ કાર્ય ભાવ ઘટતો નથી. તેમજ ક્ષણવાદમાં એકજ આત્માનો બંધ અને એકજ આત્માનો મોક્ષ ઘટતો નથી. સારાંશકે બંધ મોક્ષ સુખદુ:ખની સિદ્ધિ ક્ષણિકવાદમાં થતી નથી. માટે એકાંત અનિત્ય આત્મા માનતાં પણ અનેક દોષો આવે છે. માટે હે ભગવન્ કૃપા કરી સમ્યક્ આત્મતત્ત્વનું સ્વરૂપ સમજાવશો.

૬. જડવાદ, ચાર્વાકમત, પૃથ્વી, પાણી, અગ્નિ અને વાયુ આ ચાર ભૂત કહેવાય છે. આચાર ભૂતના સંયોગે આત્મા ઉત્પન્ન થાય છે અને તેમાં પશ્ચાત્ લય પામે છે. ચાર ભૂતથી ભિન્ન આત્મતત્ત્વનું 'અસ્તિત્વ' ઘટતું નથી એમ ચાર્વાક અર્થાત્ જડવાદી માને છે કોઈ પંચતત્ત્વથી ચૈતન્યનો ઉત્પાદ માને છે. તેનો શ્રી આનંદઘનજી મહારાજ ઉત્તર આપે છે કે, અંધ મનુષ્ય આંખથી ગાડાને દેખી શકે નહિ તેથી શું ગાડું નથી હોતું. તેમ જડવાદી આત્માને દેખી શકતા નથી. તેમાં તેમના અજ્ઞાનનો દોષ છે. 'અસ્મદીય આત્મસ્વરૂપ ગ્રંથમાં' તથા 'અસ્મદીયકૃત' પરમાત્મદર્શન નામના ગ્રંથમાં જડવાદનો પરિહાર કર્યો છે. યુરોપ આદિ દેશોમાં પહેલાં ઘણો જડવાદ પ્રસર્યો હતો પણ હવે ઘણો ભાગ ચૈતન્યવાદ પણ સ્વીકારવા લાગ્યો છે. નાસ્તિકવાદી એમ માને છે કે ચાર ભૂતો મળવાથી ચૈતન્યશક્તિ ઉત્પન્ન થાય છે. પણ તે વિચારતો નથી કે મૃતક શરીરમાં ચાર ભૂતનું અસ્તિત્વ છે ત્યાં ચૈતન્યશક્તિ દેખાતી નથી. જો ચાર ભૂતનું કાર્ય ચૈતન્યશક્તિ હોય તો ચાર ભૂતના સદ્‌ભાવે ચૈતન્ય શક્તિનો સદ્‌ભાવ મૃતક શરીરમાં હોવો જોઇએ પણ તેમ નથી. ચાર ભૂતમાંથી પ્રત્યેક ભૂતમાં પણ ચૈતન્યશક્તિની અસ્તિતા નથી. તો ચાર ભૂત મળતાં તેમાંથી ચૈતન્યશકિત પ્રગટે છે એમ કહેવું એ અસત્ય છે. જ્ઞાતૃત્વશક્તિ ચાર ભૂતમાંથી કોઇ પણ ભૂતમાં રહેતી નથી. માટે જ્ઞાતૃત્વશક્તિ ચાર ભૂતનો ધર્મ નથી. જ્ઞાતૃ-

ત્વશક્તિનો આધાર તેજ આત્મા છે અને તે જડથી ભિન્ન છે. પ્રતિશરીરોમાં જ્ઞાતૃત્વશક્તિ દેખાય છે માટે પ્રતિશરીરોમાં ભિન્ન ભિન્ન આત્માઓ રહ્યા છે. યુરોપ દેશમાં ચૈતન્યવાદ વિદ્યુત્‌ની પેઠે પ્રસરવા લાગ્યો છે. જડવસ્તુથકી ચૈતન્ય ભિન્ન છે એમ નાસ્તિક લોકો પણ સ્વીકારવા લાગ્યા છે. આત્માનું અસ્તિત્વ તો ચાર પ્રમાણથી સિદ્ધ ઠરે છે. આત્માનું સ્વરૂપ દરેક દર્શનવાળા ભિન્નભિન્ન સ્વીકારે છે. તે ઉપર જણાવ્યું છે.

પણ આ પ્રમાણે ભિન્નભિન્ન ગ્રંથોમાં અનેક વાદીઓએ અનેકધા આત્મતત્ત્વ સ્વીકાર્યું છે. તેમાંથી કયા વાદીનું કથિતતત્ત્વ સત્ય અને કોનું અસત્ય તેનો નિર્ણય સામાન્ય બુદ્ધિવાળાથી થતો નથી, અને તે ભિન્નભિન્ન વાદીઓના મતરૂપ ચક્રમાં આડો અવળો ગ્રહાય છે. પણ તેનો નિર્ણય કરી શકતો નથી. માટે હે ભગવન્ આપ સર્વજ્ઞ છો. સર્વજ્ઞ વિના કોઈ સત્ય વાત સમજાવે નહીં. માટે કૃપા કરીને આપ સત્ય આત્મતત્ત્વ સમજાવશો.

શ્રી આનંદઘનજીનો આ પ્રમાણે ઉત્તર સાંભળી જગદ્‌ગુરૂ પરમાત્મા સર્વજ્ઞ રાગદ્વેષ મોહ વિગેરે રહિત ક્ષાયિક કેવલજ્ઞાનથી કહે છે કે, હે આનંદઘન. જિનાગમ મેં પ્રરૂપ્યાં છે. અને તે પ્રમાણે આત્મતત્ત્વનો વિચાર કર, આત્મતત્ત્વનું સ્વરૂપ નયોની અપેક્ષાએ વિચારવું જોઇએ. નયોની અપેક્ષાએ આત્મતત્ત્વનો વિચાર કરતાં હઠ કદાગ્રહ રહેતો નથી.

સાંખ્યમતવાળાઓ આત્મા અબંધ માને છે, શુદ્ધ નિશ્ચય નયથી આત્મા અબંધ છે પણ વ્યવહારનયથી આત્મા બંધ પામે છે. બે નયથી આત્મસ્વરૂપ યથાર્થ ઘટે છે, શંકરાચાર્ય આત્મા એક સર્વવ્યાપક માને છે અને 'રામાનુજ આત્મા' અણુ અનેક અને નિત્ય માને છે. અને એકજ વેદ ધર્મવાળાઓ પરસ્પર લડે છે અને અશાંતિ ફેલાવે છે. ત્યારે તે બન્નેનો નીકાલ જિનદર્શન સાપેક્ષપણે સારી રીતે કરી શકે છે. સંગ્રહનય સત્તાગ્રાહી છે. અનંત આત્માઓ સત્ છે. માટે સત્‌ની અપેક્ષાએ સંગ્રહનય

એકપણું માને છે. કેવલી સમુદ્દઘાત કરે છે તેની અપેક્ષાએ આત્મા લોક વ્યાપક ચોથા સમયમાં કહેવાય છે માટે આત્મા નય સાપેક્ષતઃ સર્વ વ્યાપક અને એક પણ કહેવાય છે. તેમજ વ્યક્તિની અપેક્ષાએ આત્મા અનન્ત પણ કહેવાય છે. જિન દર્શનનો એક એક અંશ લેઇને જગત્‌માં મત ચાલ્યા છે. પણ તે સર્વનયોથી વિચારીએ તો જિનદર્શનમાં સમાય છે. રામાનુજાચાર્ય નિત્ય આત્મા માને છે. ત્યારે જિનદર્શનમાં દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ નિત્ય આત્મા સ્વીકાર્યો છે, અદ્વૈતવાદી પણ બ્રહ્મ નિત્ય માને છે. દ્રવ્યાર્થિકનયની અપેક્ષાએ બ્રહ્મ નિત્ય છે માટે એક દ્રવ્યાર્થિકનય અંગીકરી અદ્વૈતવાદી જિનદર્શનથી જુદા પડે છે. બૌદ્ધો આત્માને ક્ષણે ક્ષણે ઉત્પન્ન થનાર માને છે. તે પણ પર્યાયાર્થિકનયની અપેક્ષાએ સત્ય છે. આત્મામાં ઉત્પાદ વ્યય સમયે સમયે પર્યાયાર્થિકનયની અપેક્ષાએ થયા કરે છે, માટે નિત્યવાદી સાંખ્ય, વેદાંત અને અનિત્યવાદી બૌદ્ધદર્શનનો સમાવેશ પણ જિનદર્શનમાં થાય છે. આત્માને અક્રિય માનનાર અને સક્રિય માનનારનો પણ સમાવેશ જિનદર્શનમાં થાય છે. કારણ કે આત્મા કથંચિત્ સક્રિય છે અને આત્મા કથંચિત્ અક્રિય છે. આત્માની અસ્તિતાનો અપલાપ કરનાર નાસ્તિકવાદી પણ આત્માની અસ્તિતા જાણીને તેનો નિષેધ કરે છે. જે વસ્તુ દ્રવ્ય ક્ષેત્રકાલભાવથી કોઈ પણ હોય તો તેને બીજી રીતે નથી એમ કહેવામાં આવે છે. નાસ્તિકવાદ અજ્ઞાનથી ઉત્પન્ન થયો છે. અને અજ્ઞાનએ સમ્યગ્ મતિજ્ઞાન અને સમ્યક્ શ્રુતનો વિપર્યય છે તેથી તે પણ મિથ્યારૂપ બનેલો આત્માનો જ્ઞાન ગુણ છે. તેથી તેનું પણ અશુદ્ધ નૈગમનયની અપેક્ષાએ ગ્રહણ થાય છે. માટે સાત્નયોની બહિર્ અપેક્ષાએ જોતાં તે પણ જતું નથી, મિથ્યાત્વ તે પણ અપેક્ષાએ ગુણસ્થાનક કહેવાય છે, સર્વ જીવો મિથ્યાત્વ ગુણસ્થાનકથી ચોથા ગુણઠાણે જાય છે. માટે તેનો પણ સાતનયોની અંદર સમાવેશ થાય છે. નયતે જ્ઞાનનો એક અંશ છે તે અંશ સમકિત જીવને સમ્યક્ પરિણમે છે અને મિથ્યાત્વીને મિથ્યાત્વરૂપે પરિણમે છે,

કોઇ ઇશ્વરને કર્તા માને છે. અદ્વૈતવાદી જગત્‌નો કર્તા કોઈ માનતા નથી. ત્યારે કેટલાક માને છે. ભગવદ્દગીતાના તેરમા અધ્યાયમાં પ્રકૃતિ અને પુરૂષ બે અનાદિકાળથી છે એમ જણાવ્યું છે. ત્યારે સુજ્ઞ વિચાર કરોકે અનાદિ વસ્તુનો કોઇ બનાવનાર હોય ! ના કદી કોઈ હોતો નથી. જે વસ્તુ અનાદિ છે તેનો બનાવનાર કોઈ હતો નથી. અનાદિ વસ્તુનો કોઈ પેદા કરનાર હોય તો તે નિત્ય કહેવાય નહિ. જુઓ ભગવદ્‌ગીતા તેરમો અધ્યાય. જડ અને ચેતન પદાર્થ અનાદિ અનંત છે. એમ નયોની પરસ્પર અપેક્ષાથી વિચારતાં જીવતે પણ ઇશ્વર છે અને તે કર્મરૂપ સૃષ્ટિનો કર્તા તથા હર્તા બને છે તેમજ દેહરૂપ સૃષ્ટિનો કર્તા હર્તા બને છે. માટે નયની અપેક્ષાએ જીવરૂપ ઇશ્વર દેહરૂપ સૃષ્ટિનો કર્તા હર્તા છે. પણ જે અષ્ટકર્મથી રહિત થયા તે કદાપિ કર્મદેહ સૃષ્ટિના કર્તા બનતા નથી. ' જિનદર્શન ' નયોની અપેક્ષાએ કતૃત્વ અને અકર્તૃત્વ એમ બે વાદ પણ સ્વીકારે છે તેથી ' ઇશ્વરકતૃત્વ ' અને ' અકતૃત્વ ' નો પણ જિનદર્શનમાં સમાવેશ થાય છે. ભિન્નભિન્ન ધર્મો પણ નયોની અપેક્ષાએ જોતાં જિનદર્શનના જુદા પડેલા અંશો છે. જિનદર્શનના સાત નયોની અપેક્ષાઓ જાણતાં ધર્મ પન્થો ઉપર થતા રાગદ્વેષ નાશ થાય છે અને તેથી ' સમ્યકૂત્વ ' પ્રગટે છે જિનદર્શનમાં રામને પણ માનેલા છે. તેમજ શ્રી કૃષ્ણને પણ માનેલા છે. તેથી જિનદર્શનમાં ' રામચંદ્રજી ' તથા શ્રી કૃષ્ણનો સમાવેશ પણ થાય છે. તેમજ કેટલાક પન્થવાળાઓ ' જીવ, ઇશ્વર, કર્મ, ' અને ' જગત્ ' આ ચાર વસ્તુઓ અનાદિ સ્વીકારે છે. અર્થાત્ એ ચાર વસ્તુઓ કોઇની બનાવેલી નથી જિનભગવાન પણ આચાર વસ્તુઓને જિનાગમમાં અનાદિ કહે છે તેથી તેઓનો પણ ચાર વસ્તુ અનાદિ છે તેની અપેક્ષાએ જિનદર્શનમાં સમાવેશ થાય છે. બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરરૂપ જિનેશ્વર કહેવાય છે. માટે સમ્યક્ અર્થની અપેક્ષાએ બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરનો પણ જિનદર્શનમાં સમાવેશ

થાય છે. આત્મા પોતે બ્રહ્મા વિષ્ણુ અને મહેશ્વરરૂપ કહેવાય છે. સર્વ જગત્‌માં શાંતિ ફેલાવનાર અને માધ્યસ્થદૃષ્ટિ ફેલાવનાર ' જિનદર્શન ' છે. જિનદર્શનમાં કહેલા સાત નયોનું ગુરૂગમથી સ્વરૂપ સમજવું જોઇએ. જિનદર્શન અનાદિથી છે તેમજ મિથ્યાત્વ પણ અનાદિકાળનું છે. જિનદર્શનનું જ્ઞાન અલૌકિક છે. જિનદર્શનથી મનુષ્ય મોહાદિક દોષોને જીતે છે. શ્રી ચોવીસમા તીર્થંકર શ્રી મહાવીર સ્વામીની પૂર્વે પાર્શ્વનાથ અને શ્રી પાર્શ્વનાથની પૂર્વે શ્રી નેમિનાથ એમ રૂષભદેવ ભગવાન્ સુધી સમજવું. ઉત્સર્પિણીઆરામાં અને અવસર્પિણીઆરામાં ચોવીશ તીર્થંકર થાય છે. તેઓ ષડ્દ્રવ્ય અને નવ તત્ત્વનું સ્વરૂપ કેવલજ્ઞાનથી કહે છે ધર્માસ્તિકાય આદિષડ્દ્રવ્ય જાણી આત્મતત્ત્વનો આદર કરવો. તેથી રાગદ્વેષનો નાશ થાય છે. આત્માના સ્વરૂપમાં જ્ઞાન ધ્યાનથી રમણતા કરવી તે અન્તર્ ક્રિયા છે. અને પંચમહાવ્રત પાળવાં તે બાહ્યક્રિયા છે. બાહ્યક્રિયાઓમાં ગચ્છગચ્છના ભેદથી મતમતાંતર છે. પણ સાધ્યને લક્ષી બાહ્યક્રિયાઓના ખંડનમંડનમાં કલેશની ઉદીરણા થાય તેમ પડવું નહિં, બાહ્યની ક્રિયાઓ અન્તરમાં ઉતરવા માટે છે. અને અન્તર્ ક્રિયાની શુદ્ધિ થતાં બાહ્યક્રિયાની સાર્થકતા છે. કેટલાક અન્તર્ ક્રિયાના અજ્ઞાન બાહ્યની ધર્મ ક્રિયાઓના ઝઘડાઓમાં આયુષ્ય વ્યતીત કરે છે તે ક્રિયાજડ જાણવા. તેમજ કેટલાક જાણતાં છતાં પણ રાગદ્વેષમાં લયલીન રહે તો શુષ્કજ્ઞાની સમજવા. આત્મજ્ઞાન થતાં સ્વયમેવ ગચ્છ ભેદના ખેદ ટળી જાય છે. આત્મજ્ઞાનથી વિશાલદૃષ્ટિ થાય છે. આત્મજ્ઞાનથી આત્મ ધ્યાન કરવું જોઇએ. કારણકે જ્ઞાનનું ફળ ધ્યાન છે, આત્મા જાણ્યો, કિંતુ ધ્યાન વિના તેનો સાક્ષાત્ અનુભવ થતો નથી, માટે આત્મધ્યાનમાં લયલીન થવું.

જે ભવ્યોએ આત્મજ્ઞાનનો વિવેક ધારણ કર્યો છે, અષ્ટપદથી આત્મસ્વરૂપ જાણ્યું છે. તે તત્ત્વજ્ઞાની જાણવો, તે વિના એકાંત પક્ષમાં અપેક્ષા વિના જે જે કહેલું કહેવાય છે, અને

કહેવાશે તે વાગ્જાળ છે, જ્ઞાનિજનનું આત્મધ્યાનમાં ચિત્ત હોય છે, ગચ્છ ભેદો અને ક્રિયાભેદોમાં તેને રૂચિ થતી નથી. આત્મજ્ઞાન છે તેજ વસ્તુતઃ તત્ત્વજ્ઞાન છે, એક આત્મા જાણવાથી સર્વ પદાર્થ જાણ્યા સમજવા. કહ્યું છે કે.

श्लोक.

एकोभावः सर्वथा येन दृष्टः सर्वे भावाः सर्वथा तेन दृष्टाः
सर्वे भावाः सर्वथा येन दृष्टाः एकोभावः सर्वथातेन दृष्टः ॥१॥

આત્મજ્ઞાની તેજ ખરેખરો જ્ઞાની કહેવાય છે. ઉપાધ્યાયજી કહે છે કે—

ज्ञानी क्रियापरः शान्तो, भावितात्मा जितेन्द्रियः
स्वयंतीर्णोभवाम्भोधेः परंतारयितुं क्षमः ॥१॥

શ્રી જ્ઞાનાર્ણવમાં શુભચંદ્ર આચાર્ય પણ જણાવે છે,

श्लोक.

यज्जन्मकोटिभिः पापं, जयत्यज्ञस्तपोबलात् ः
तद्विज्ञानी क्षणार्धेन, दहत्यतुलविक्रमः ॥ २२ ॥
वेष्टयत्यात्मनात्मान, मज्ञानी कर्मबन्धनैः
विज्ञानी मोचयत्येव, प्रबुद्धः समयान्तरे ॥ २३ ॥
निरालोकं जगत् सर्वं, मज्ञानतिमिराहतम्,
तावदास्ते उदेत्युच्चे, र्नयावज्ज्ञान भास्करः ॥ २४ ॥

ભાવાર્થ—કરોડો જન્મ ધારણ કરી અજ્ઞાની તપોબળથી જે પાપ કર્મને જીતે છે તેને અતુલ વિક્રમવાળો જ્ઞાની અર્ધી ક્ષણમાં ભસ્મ કરે છે. અજ્ઞાની પોતે પોતાને કર્મ બંધનથી વીંટે છે. અને વિજ્ઞાની ક્ષણવારમાં સર્વ કર્મનો નાશ કરે છે. જ્યાં સુધી જ્ઞાનરૂપ સૂર્યનો ઉદય થયો નથી ત્યાં સુધી સર્વ જગત્ અજ્ઞાનરૂપ અંધકારથી હણાયલું છે. આત્મજ્ઞાનથી મનુષ્ય ક્ષણમાં સંસાર સમુદ્રને તરી જાય છે. આત્મજ્ઞાન અલૌકિક સૂર્ય છે. આત્મજ્ઞાન

થવાથી હુંને મારૂં છૂટે છે. આત્મજ્ઞાની સત્ય વિવેકી છે, સર્વ જ્ઞાનમાં આત્મજ્ઞાન શિરોમણિ છે. માટે આત્મજ્ઞાનથી આત્મધ્યાન કરવું. જે ભવ્યો આત્મધ્યાન ધરે છે તે ચતુર્ગતિરૂપ સંસારમાં જન્મતા નથી તે વિના સર્વ વાગ્જાળ છે. જ્ઞાની ધ્યાનમાં લીન રહે છે. શ્રી મુનિસુવ્રત સ્વામીનો આવો ઉપદેશ સાંભળી શ્રી આનંદઘનજી કહે છે કે, હે પ્રભુ જો આપની કૃપા થાય તો આનંદનો સમૂહ જેમાં છે એવું પરમાત્મપદ અમો લહીએ.

હે ભવ્ય અમૃતલાલ! આત્માનું સ્વરૂપ નિત્યાનિત્ય દર્શાવ્યું. તે ધ્યાનમાં રાખવું, આત્મજ્ઞાનથી સંસારમાં પણ સદ્વર્તનના અધિકારી થશો. આત્મજ્ઞાન વિના પુનર્જન્મની શ્રદ્ધા થતી નથી. આત્મજ્ઞાનથી પુનર્જન્મની શ્રદ્ધા થતાં સદાચાર અને સદ્વિચારની વૃદ્ધિ થાય છે, આત્મા શુદ્ધ સ્વરૂપ સન્મુખ ગમન કરે છે, અને અન્તે આત્મા પરિપૂર્ણાનન્દનો ભોકતા બને છે, આ પ્રમાણે સદુપદેશ આપી સદ્ગુરૂ મૌન રહ્યા, અમૃતલાલે પણ ગુરૂને વંદન કરી કહ્યું કે, હે સદ્ગુરૂ ભગવાન્ આપનો ઉપદેશ મને અમૃત તુલ્ય પરિણમ્યો છે. આત્માનું સ્વરૂપ હવે મને સમજાયું, આપે મારા ઉપર અત્યંત ઉપકાર કર્યો. આપ ધર્માચાર્યની આજ્ઞાને મસ્તકે ચઢાવું છું. એમ કહી વંદી અમૃતલાલ ગુરૂગુણ વિચારતા પોતાને ઘેર ગયા.

શ્રી સદ્ગુરૂને વંદન કરવા લાલભાઇ નામના એક ભક્ત આવ્યા. શ્રી સદ્ગુરૂને વંદન કરી પુછવા લાગ્યા કે, હે સદ્ગુરો. ધર્મનાં કૃત્ય કરતાં વિઘ્ન આવે છે તેથી હું કંટાળી જાઉંછું અને ધર્મની પ્રતિજ્ઞાઓ કરેલી પણ તોડી નાખુછું. પાછળથી પશ્ચાતાપ થાય છે પણ અનેકશઃ વિઘ્નો આવતાં તે સામો ટકી શકતો નથી, પ્રથમ તો સિંહ જેવો બની ધર્મકૃત્યમાં પ્રવૃત્તિ કરૂંછું પણ પાછળથી વિઘ્નો આવતાં ધર્મકૃત્ય છોડી દઉંછું ધર્મના નિયમો લેઈ મેં ઘણા છોડી દીધા છે. માટે હે કૃપાનિધિ કૃપા કરી મને સમ્યક્ ઉપાયો બતાવો કે જેથી વિઘ્નોનો નાશ કરૂં, લાલભાઈની

વિજ્ઞપ્તિ શ્રવણ કરી યોગજ્ઞસદ્ગુરૂ વિઘ્નોના જય માટે ઉપાયો દર્શાવે છે.

હે ભવ્ય લાલભાઈ! ધર્મકૃત્ય કરતાં અંતરાય કર્મના ઉદયથી અનેક સંકટો નડે છે, પણ આત્મબળ ફોરવી સંકટોની સામા યુદ્ધ કરવું જોઇએ; આત્મબળ વિશેષ થશે તો વિઘ્નોનો નાશ થશે. સામો શત્રુ મારવા આવ્યો એટલે હિંમત હારી ઢીલાઢપ થવું જોઇએ નહિ, યુક્તિપ્રયુક્તિથી શત્રુની સામે લઢવું જોઇએ. આત્મબળ વિશેષ થાય તો શત્રુ હારી જાય છે કસરત કરનારાઓ એકમણનો પત્થર ઉપાડે છે, પશ્ચાત્ બેમણનો પત્થર ઉપાડવા પ્રયત્ન કરે છે અનુક્રમે ચઢતા જાય છે, તેમ પ્રથમ નાના વિઘ્નોનો જય કરવો જોઇએ, અન્તે મોટા વિઘ્નોનો પણ નાશ થઈ શકે છે. જ્યારે ત્યારે પણ ધર્મમાં પ્રવૃત્તિ કરતાં વિઘ્નો તો સામાં આવવાનાં પણ તેના સામું થવું જોઇએ, હાલ અગર પશ્ચાત્ પણ ધર્મમાં પ્રવૃત્તિ કરતાં વિઘ્નો તો આવવાનાં જ, ત્યારે શા માટે પાછા હઠવું જોઇએ. દુઃખ પછી સુખ છે, એમ મનમાં નિશ્ચય કરી ધર્મ પ્રતિજ્ઞાઓ છોડવી નહિ, ધર્મપ્રવૃત્તિમાં દૃઢ રહેવું જોઇએ, મનને ડગાવાથી ડગે છે, અને મનને દૃઢ રાખવાથી દૃઢ રહે છે, મનની દૃઢતાનો આધાર જ્ઞાન ઉપર છે. જે મનુષ્યો મોહના વિચારોમાં સુખની બુદ્ધિ રાખે છે તેઓ વિઘ્ન આવતાં આત્મધર્મ સન્મુખ રહી શકતા નથી, સુવર્ણને અગ્નિમાં નાંખવામાં આવે છે તોપણ તે પોતાનો મૂલ સ્વભાવ છોડતું નથી, તેમ મનુષ્યોએ પણ વિઘ્નો આવતાં આત્માના સમભાવનો ત્યાગ નહિ કરવો જોઇએ, નાના નાના વિઘ્નો જીતવાની પ્રવૃત્તિ પાડતાં મોટાં વિઘ્નો પણ જીતી શકાય છે, પ્રથમ ઘોડાઓ તથા બળદો, ટેટા, ભરાકીયાનો અવાજ સાંભળી ભડકે છે, ભાગી જાય છે. પણ હળવે હળવે એમ દરરોજ તેમને કેળવતાં તોપના ગોળા ફોડતાં પણ ભડકતા નથી, તેવીજ રીતે વિઘ્નોની બાબતમાં સમજવું, નાના વિઘ્નોથી ગભરાવું જોઇએ

નહિ, વ્યાપાર કરો, લડાઈ કરો વા અન્ય સાંસારિક કાર્ય કરોછો તોપણ વિઘ્ન તો આવે છે, પણ આત્મબળથી વિઘ્નોના સામું થતાં કેટલાંક વિઘ્નો નાશ પામે છે, તેમ ધર્મમાર્ગમાં પણ વિઘ્નો આવે તેને હઠાવીને આગળ જવું જોઇએ. 'શ્રેયાંસિ બહુ વિઘ્નાનિ ભવંતિ મહતામપિ' આ વાકય સ્મરણમાં રાખવું જોઇએ, શ્રીતીર્થંકરોને પણ અનેક વિઘ્નો નડયાં છે. પણ તે તેઓએ ધૈર્ય ધારણ કરી તેનો નાશ કર્યો હતો. રાજ્ય મેળવવામાં તથા વિદ્યાભ્યાસ કરવામાં પણ દુ:ખ પડે છે. પણ સુખની બુદ્ધિથી દુ:ખને ગણવામાં આવતું નથી. તેમ શાશ્વત સુખ માટે પ્રયત્ન કરતાં અનેક દુ:ખો આવી પડે તોપણ તેથી હારવું નહિ. જેટલાં જેટલાં વિઘ્નોનો ક્ષય કર્યો તેટલાં તેટલાં સુખનાં સાધનો આત્મા રચતો જાય છે, વિઘ્ન જરા માત્ર દેખાયું કે તુરત ઢીલાઢપ થવું યોગ્ય નથી, સિંહની પેઠે પ્રતિજ્ઞાઓ લેવી અને સિંહની પેઠે પાળવી જોઇએ, કર્મનો નિકાચિત ઉદય આદ્રકુમાર, નંદિષેણ વિગેરેની પેઠે હોય તો તે ભોગવવો પડે છે પણ તે કર્મનો ઉદય ભોગવાઇને શાંત થતાં પાછા વીરપુરૂષો ધર્મમાં પૂર્ણોત્સાહથી પ્રવૃત્તિ કરે છે. પોતાને માટે દુનિયા શું કહે છે તે તરફ લક્ષ આપવું જોઇએ નહિ, પણ સુખ શી રીતે પામી શકાય તે તરફ લક્ષ આપવું જોઇએ; દુનિયામાં અમુક અમુક કહેશે, મારૂ ખોટું કહેવાશે ઇત્યાદિ વાકયોથી પાછા હઠવું યોગ્ય નથી, આત્મસુખ સત્ય છે, અને તે સત્ય ઉપાયોથી પામી શકાય છે તો ગમે તે રીતે દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવાનુસાર પુરૂષાર્થ કરવો જોઇએ. મૃત્યુનો ભય ગણે નહિ તે રાજ્ય લે. એ કહેવતને અનુસરી વિઘ્નોના સામું લઢવું જોઇએ. પ્રતિજ્ઞાનો ભંગ થાય એવા જેજે અશુભ વિચારો મનમાં આવે તેને વારવા જોઇએ, અને શુદ્ધ વિચારોનું મનન કરવું જોઇએ. આમ કરવાથી વિઘ્નોનો નાશ થશે. ડાકિણી, શાકિણી, રાક્ષસ વગેરે પણ આત્મબળથી દૂર થાય છે તો વિઘ્નોનો નાશ થાય એમાં શું આશ્ચર્ય, વિઘ્નોનો નાશ કરી અંત

જીવો પરમાત્મા થયા, થાય છે અને થશે. આત્મા અનંત શક્તિનો સ્વામી છે તે વિઘ્નોનો નાશ કરી શકે છે. સૂર્યની આસપાસ વાદળાં આવ્યાં હોય છે, પણ વાયુના વેગથી તે જેમ ખસી જાય છે, તેમ આત્મારૂપ સૂર્યની આસપાસ વિઘ્નરૂપ વાદળાં છવાય છે તોપણ તે ધ્યાનરૂપ વાયુના વેગથી નાશ પામે છે, અનન્ત શક્તિનો ધણી આત્મા છે. તે સર્વ કરી શકે છે, એમ નિશ્ચય કરી ધર્મમાં પ્રવૃત્તિ કરવી. જેમ જેમ આત્મવીર્યશક્તિ વૃદ્ધિ પામે છે તેમ તેમ આવરણો નાશ પામતાં જાય છે, અને તેમ તેમ મનુષ્ય ગુણસ્થાનક ઉપરનાં પામતો જાય છે, જ્ઞાન, દર્શન ચારિત્રાદિ શક્તિયોનો પ્રકાશ શનૈઃ શનૈઃ થઇ શકે છે. ધર્મકાર્ય કરતાં તેના હેતુઓનું પ્રથમ પૂર્ણ જ્ઞાન મેળવવું. તેથી તત્કાર્યમાં પ્રવૃત્તિ કરતાં સંકટવૃન્દ સામે આત્મા લડી શકશે, અનેક પ્રકારના મનુષ્યોનાં અનેક પ્રકારનાં સ્વનિર્ણિત ધર્મવિરૂદ્ધ વચન સાંભળી સ્વપ્રતિજ્ઞાચ્યુત થવું નહિ. સદ્ગુણોની પ્રતિજ્ઞાથી આન્તે શુભ ફળ મળી શકે છે, આત્મવીર્યને ખીલવવાથી વિઘ્નો આવતાં દૂર થાય છે, અતીન્દ્રિયસુખનો જ્ઞાનિના વચનથી વિશ્વાસ રાખવો. સર્વજ્ઞ પ્રભુનાં વચન મિથ્યા નથી. શ્રી સર્વજ્ઞે વિઘ્નજયાર્થમ્ જે જે ઉપાયો બતાવ્યા છે તે તે પ્રમાણે અડગ ધૈર્યથી વર્તવું જોઇએ. પુસ્તક વા સૂત્ર માત્ર વાંચવાથી કંઇ વિઘ્નોનો નાશ થતો નથી. પણ બહાદૂરીથી વિઘ્નોની સામે લડવાથી વિઘ્નો નાશ પામે છે. મહાવીરસ્વામિના શ્રાવકોને વિઘ્ન નડ્યાં છે છતાં તેમણે આત્મવિશ્વાસ ધારી વિઘ્નોનો પરાજય કર્યો છે, પુનર્જન્માદિ ધર્મશ્રદ્ધાનો પાયો મજબુત હોય છે તે મનુષ્ય ગમે તેવાં વિઘ્નોને જીતે છે, નિકાચિત કર્મના ઉદયે કદાપિ વિઘ્નથી હારી જવાય તો પણ કર્મનો ઉદય જરા શાંત પડે કે આત્મબળ ફોરવવું. લોકો તે વખતે કહે કે અરે આ પડી ગયો ઈત્યાદિ વચનો ભલે કહે કિંતુ લોકનાં વચન ગણકારવાં નહીં. લોક ગમે તેમ કહે તેથી શું ! આપણે પોતાની શુદ્ધ પ્રવૃત્તિ કરવી જોઇએ,

આત્મશ્રદ્ધાથી મનુષ્ય પ્રતિદિન ધર્મકાર્યમાં વિશેષતઃ પ્રવૃત્તિ કરે છે. હું મ્હારી ધર્મની પ્રતિજ્ઞાઓમાં દૃઢ છું, સંકટોથી ભ્રષ્ટ થવાનો નથી એમ મનમાં વારંવાર ભાવના રાખવી, આવી ભાવનાથી મન નિશ્ચલ થાય છે અને તેથી વિઘ્ન નડતાં પણ મન પ્રતિજ્ઞા ભંગ કરવા માટે લલચાતું નથી. મનની નિશ્ચલતાને અવલંબી પ્રતિજ્ઞાઓની સ્થિરતા રહે છે, જ્યાં સુધી વિઘ્ન ન આવે ત્યાં સુધી તો સર્વ મનુષ્યો ધર્મપ્રવૃત્તિ કરે છે કિન્તુ યદા વિઘ્નો આવે છે ત્યારે વિરલજનો ધર્મમાં પ્રવૃત્તિ કરી શકે છે, દુઃખની પશ્ચાત્ સુખ રહ્યું છે એમ જાણી ધર્મમાં નિશ્ચય પ્રવૃત્તિ કરવી. વિઘ્નો આવતાં ડરી જવાથી કંઈ સુખ થવાનું નથી, ત્યારે વિઘ્નોની સામે લડવામાં કેમ ન્યૂનતા રાખવી જોઈએ. અલબત બીલકુલ ન્યૂનતા રાખવી યોગ્ય નથી. વિઘ્નોના અનેક ભેદ છે, જેવું વિઘ્ન આવે તેનાં સામો તેવો ઉપાય યોજવો, વિવેકદૃષ્ટિથી તે વખતે વિચાર કરવો. ઉત્સર્ગ અને અપવાદ માર્ગનો વિચાર કરવો. ઉત્સર્ગ માર્ગમાં ન રહેવાય તે વખતે અપવાદ માર્ગનું સેવન કરવું. જ્ઞાનથી ઉત્સર્ગ અને અપવાદ માર્ગ જાણી શકાય છે. હે ભવ્ય, સદુપાયોથી વિઘ્નવૃન્દ નાશ પામે છે, આત્મસુખ મેળવવામાં પર ભાવ સર્વ વિઘ્નરૂપ છે. પરભાવનો નાશ કરવા આત્મોપયોગમાં વર્તવું. શીર સાટે માલની પેઠે વિઘ્નવૃન્દ નાશ થાય તો સુખ મળી શકે, વિઘ્નોનો વિનાશ થવાનો સ્વભાવ છે, માટે વિઘ્નોજ આત્મબળથી નાશ પામશે. એમ દૃઢ શ્રદ્ધા ધારણ કરવી. હરિશ્ચંદ્ર રાજાની પેઠે સત્યમાં વિઘ્ન આવે છે પણ અન્તે વિઘ્નોનો નાશ થાય છે. વિઘ્નો પણ દ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવ પામીને ઉદયમાં આવે છે પણ તેવા પ્રસંગે સુદ્રવ્ય, ક્ષેત્ર, કાલ, ભાવનું અવલંબન કરવું એ સારાંશમાં ઉપદેશ છે એમ કહી શ્રીસદ્ગુરૂ મૌન રહ્યા. લાલભાઈ શ્રી ગુરૂનો ઉપદેશ અંગીકાર કરી વંદન કરી ઘેર ગયા. હિંમતલાલ નામના એક ભક્તે શ્રી સદ્ગુરૂને નમસ્કાર કર્યો. અને વિનયપૂર્વક પુચ્છયું કે, હે સદ્ગુરૂ, ધર્મ કરતાં મને ઉપાધિ બહુ

નડે છે માટે ‘ ઉપાધિ ’ છતાં વા ન છતાં પણ આત્મધર્મનું આરાધન થાય એવો સદુપદેશ આપશો.

## ઉપાધિ સંયોગોમાં આત્મોપયોગ.

શ્રી સદ્ગુરૂ કહે છે કે હે ભવ્ય હિંમતલાલ ! જગત્‌માં ઉપાધિ દુઃખ દેનારી છે. ઉપાધિના સંયોગોમાં ધર્મની આરાધના વિરલાજનો કરી શકે છે. ઉપાધિ મન ઉપર અસર કરે છે અને મનની ચંચલતા થવાથી આત્મભાન રહેતું નથી. ઉપાધિ બે પ્રકારની છે. એક શાતાવેદનીય હેતુભૂત ઉપાધિ અને દ્વિતીયા અશાતા વેદનીય હેતુભૂત ઉપાધિ. શાતાવેદનીય હેતુ પદાર્થ સંયોગોમાં મન રમ્યા કરે છે અને તેથી આત્મસ્વરૂપનું સ્મરણ થતું નથી. સ્મરણના અભાવે આત્મશક્તિયો ખીલતી નથી. ઇષ્ટ વસ્તુઓની ઉપાધિથી મનમાં અહંત્વ અને મમત્વભાવ ઉત્પન્ન થાય છે. અને તેથી કંઇ સત્યસુખનો અનુભવ મળી શકતો નથી. ઇષ્ટ ઉપાધિયોના સંયોગે આત્મા પોતાને ઉચ્ચ માની આત્મસ્વરૂપના ઉચ્ચત્વથી ભ્રષ્ટ થાય છે. કારણકે આત્મજ્ઞાનવિના બાહ્ય ઉચ્ચત્વજ ઇષ્ટ માને છે. જ્ઞાની બાહ્યના ઇષ્ટ સંયોગોમાં અહં અને મમત્વભાવ માનતો નથી. તેમજ જ્ઞાની બાહ્ય ઇષ્ટ વિયોગના અભાવે કિંચિત્ ખેદ ધારણ કરતો નથી. આત્મ ધર્મવિના અન્યત્ર ઇષ્ટ અને અનીષ્ટપણું નથી. અશાતાવેદનીય સંયોગો આવતાં મનમાં અનેક પ્રકારના વિકલ્પ - સંકલ્પ થાય છે. તેવા સમયે આત્મા પોતાના સ્વરૂપમાં સ્થિરતા ધારણ કરી શકતો નથી. જ્ઞાની અશાતા વેદનીયની ઉપાધિ આવતાં ગભરાતો નથી. કારણકે અશાતા વેદનીય પણ આત્માથી ભિન્ન છે, અપાય ભૂત છે. તેથી કંઈ આત્માનું હિત થતું નથી. જ્ઞાની દુઃખ સમયે પણ આનન્દી રહે છે.

ધનધાન્યની ઉપાધિ મનના લીધે છે. જો મનના વિકલ્પ સંકલ્પનો નાશ થાય તો ધનધાન્ય તે આત્માને ઉપાધિરૂપ નથી પણ જ્યાં સુધી મનમાં વિકલ્પ સંકલ્પ વર્તે છે. ત્યાં સુધી ધન

ધાન્ય તે ઉપાધિના હેતુભૂત ગણાય છે. મન બહિર્ સંચરેછે (પરમાં પરિણમે છે) તેથી બાહ્યના પદાર્થો પણ ઉપાધિરૂપ થાય છે. બાહ્યના પદાર્થોનો સંયોગ અલ્પ તેમ મનની પણ વિકલ્પ સંકલ્પ દશા અલ્પ રહે છે. એમ પ્રથમ સાધન અવસ્થામાં જાણવું. બાહ્ય પદાર્થોમાંથી ઇષ્ટાનિષ્ટપણું ટળી જતાં મનના વિકલ્પ સંકલ્પો શમી જાય છે. મન નિરૂપાધિ દશામાં વર્તે છે. એકદમ સર્વ પ્રકારની ઉપાધિ ટળતી નથી. પણ હળવે હળવે પ્રયત્ન કરવાથી ટળે છે. જે જે અંશે ઉપાધિત્વ ટળે છે તે તે અંશે ધર્મ જાણવો. શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે,—

**जेजे अंशेरे निरुपाधिपणुं, तेते अंशेरे धर्म.**

**सम्यग् दृष्टिरे गुणठाणाथकी, जाव लहे शिवशर्म.**

જે જે અંશે નિરૂપાધિપણું પ્રગટે છે તે તે અંશે ધર્મ પ્રગટેછે સમ્યગ્ દૃષ્ટિ ગુણઠાણાથી યાવત્ શિવશર્મ લહે છે. હે ભવ્ય ! યાદ રાખવું કે ઉપાધિ ખોટી છે. એવું પ્રથમ ભાન થવું જોઇએ. ઉપાધિ અજ્ઞાનવસ્થામાં પ્રિય લાગે છે. પણ જ્ઞાનાવસ્થામાં પ્રિય લાગતી નથી. સર્વ દુ:ખનું કારણ ઉપાધિ છે. ઉપાધિ છતાં ધર્મની આરાધના કરવી તે ભસવું અને આટો ફાકવો તેની બરાબર છે. ઉપાધિ સર્વ પ્રપંચોનું મૂળ છે. ઉપાધિથી સન્નિપાતિકની પેઠે ચિત્તની સ્થિરતા રહેતી નથી. ઉપાધિના સંબંધે મોટાઇ માનવામાં કંઈ પણ આનંદ દેખાતો નથી. ઉપાધિથી વ્યાધિ અને આધિ પ્રગટે છે. આત્મધર્મ પ્રગટ કરવામાં ઉપાધિ મહા અપાયભૂત છે. ઉપાધિમાં ચિત્તની તન્મયતા થતાં કર્મનું ગ્રહણ થાય છે, ઉપાધિમાં જેને સુખ ભાસતું નથી તે વિવેકી છે. અને તેજ સત્ય પરીક્ષક છે. ઉપાધિથી કદી સત્યશાંતિ મળતી નથી. ઉપાધિથી સત્ય સમાગમ પણ યથાર્થ થઇ શકતો નથી. અહો મોહથી જગત્ ઉપાધિમાં ઘેરાયું છે. વસ્તુગત્યા વિચારે તો જેટલી ઉપાધિ તેટલું દુ:ખ છે, પરવસ્તુનો સંયોગ માત્ર ઉપાધિરૂપ છે. હે ભવ્ય ! આત્મબળયોગે ઉપાધિથી દૂર રહેવું. દરરોજ ઉપાધિ ઓછી કરતા જવી. ધન

ધાન્યની ઉપાધિ પણ ખપ કરતાં વિશેષ ન રાખવી. સત્તાની ઉપાધિમાં પણ મમત્વ રાખવું નહિ. દરરોજ વિચારી જવું કે હું કેટલા અંશે ઉપાધિથી છૂટયો. ઉપાધિ વધારી વધે છે અને ઘટાડી ઘટે છે, ઇષ્ટ પદાર્થરૂપ ઉપાધિમાં વા અનિષ્ટ પદાર્થરૂપ ઉપાધિમાં પણ સમભાવ રાખવો. ઉપાધિથી હું ભિન્ન છું. ઉપાધિને હું જીતું છું. ઉપાધિથી સુખ નથી. એમ વારંવાર મંત્રની પેઠે મનમાં સ્મરણ કરવું. મનુષ્ય ઉપાધિનો ત્યાગ કરવા ધારે છે તો શ્રી મહાવીરની પેઠે થઇ શકે છે. કનક અને કાન્તા એ મોટી ઉપાધિયો છે. તેનો જેણે પૂર્ણ વૈરાગ્યથી ત્યાગ કર્યો છે તે પુરૂષ આત્માભિમુખ થઇ શકે છે, ગૃહાવાસનો ત્યાગ કરી જેણે ભાગવતી દીક્ષા અંગીકાર કરી છે તે બહુ અંશે ઉપાધિથી દૂર રહી આત્માભિમુખ થઈ શકે છે, આત્મધ્યાનમાં બાહ્યની ઉપાધિયો વિઘ્નભૂત થઇ નડે છે. માટે પંચમહાવ્રત ધારણ કરવાથી બાહ્યની પંચાત ટળે છે અને શાંતિથી આત્મધ્યાન થઇ શકે છે. આત્મધર્મનું આરાધન કરવું તે સારમાં સાર કૃત્ય છે. આત્મજ્ઞાન પામ્યા બાદ ઉપાધિનો ત્યાગ કરવાથી પરમશાંતિ મળે છે. મુક્તિનો આનંદ તો મુક્તિમાં મળી શકે કિંતુ હાલ શરીરમાં જીવતાં પણ નિરૂપાધિ દશાનો આનંદ ભોગવાય છે. ઉપાધિરૂપ શિકોતરી ચિત્તની સ્થિરતાનો નાશ કરે છે, ઉપાધિ તેજ ખરેખરી ચૂડેલ છે. જે પુરૂષોએ ઉપાધિનો ત્યાગ કરી વિરતિપણું અંગીકાર કર્યું છે. તેમને ધન્ય છે, ઉપાધિરહિત દશામાં મન ગંગાના ઝરા જેવું નિર્મલ રહે છે. પૃથ્વીની પેઠે ક્ષમાને ધારણ કરે છે. આકાશની પેઠે નિર્લેપ રહે છે, જલની પેઠે આત્મા ઉજ્વલ રહે છે. વાયુની પેઠે અપ્રતિબદ્ધ રહે છે. ભારંડ પંખીની પેઠે અપ્રમત્ત રહે છે. નિરૂપાધિ રહિત દશામાં આત્મજ્યોતિ વિશેષતઃ પ્રગટતી જાયછે. સર્વતઃનિરૂપાધિદશાથી કેવળજ્ઞાન પ્રગટે છે. દારૂની પેઠે ઉપાધિ યોગે ઉન્મત્તાવસ્થા પ્રગટે છે. હે ભવ્ય ક્ષણે ક્ષણે અંતરથી દૂર રહેવા ઉપયોગ રાખ. આત્મોપયોગે ઉપાધિરૂપ સર્પનું ઝેર ચઢશે

નહીં. આત્મોપયોગદશામાં ઉપાધિ ચિત્તની સ્થિરતાનો ભંગ કરશે નહીં. સાંસારિક ઉપાધિના કૃત્યો કરતાં પણ આત્માનો ઉપયોગ ધારણ કરવાથી નિર્લેપ આત્મા રહેશે. મણિ મંત્રના પ્રભાવથી જેમ અગ્નિ હાથમાં રાખવામાં આવે તો પણ દાહ કરતો નથી. તેમ આત્માના ઉપયોગમાં એવું સામર્થ્ય રહ્યું છે કે જેથી ઉપાધિના સંયોગોમાં પણ આત્મા પરમાં પરિણમતો નથી. બાહ્યની ઉપાધિ કરતાં અન્તરની ઉપાધિ વિશેષતઃ આત્મભાન ભૂલાવે છે. અન્તરથી ઉપાધિ ભાવ ત્યાગ કરવો જોઇએ. આત્મજ્ઞાન વૈરાગ્યથી અન્તરની ઉપાધિ નષ્ટ કરવી જોઇએ. ઉપાધિ મહા અપાય છે. ઉપાધિ અંધકાર સમાન છે. ઉપાધિથી મનુષ્ય માખી લીંટમાં લપેટાય છે તેની પેઠે લપેટાય છે. ઉપાધિનો અંધ કૂવો ઉંડો છે તેમાંથી મહા પ્રયાસે નીકળી શકાય છે. રાજા થાઓ, બારિસ્ટર થાઓ, કરોડપતિ થાઓ, તો પણ તેથી આત્મ શાંતિ મળતી નથી. ઉપાધિથી અન્તરમાં વિકલ્પ સંકલ્પ થયા કરે છે. જે જીવો વિષ્ટાના કીડાની પેઠે ઉપાધિમાં આનંદ માન્યા કરે છે તે કસાઇના બકરાની પેઠે ઠગાય છે. હે ભવ્ય, શ્રી સર્વજ્ઞ પ્રભુએ નિર્લેપાવસ્થા કહી છે તે ઉપાધિ ત્યાગથી મળી શકે છે. ભાવકર્મરૂપ ઉપાધિ અને તેનાં કારણરૂપ ઉપાધિથી દૂર રહેવા પ્રયત્ન કરજે. જેમ જેમ આત્મબળથી ઉપાધિ દૂર કરવા કરીશ. તેમ તેમ તું આગળ ચઢતો જઇશ. હલકો થઇશ. જે જીવોએ ઉપાધિ દૂર કરી છે તે જીવો મુક્તિ પામ્યા, પામે છે, અને પામશે એમ ઉપદેશ આપી શ્રી ગુરૂ મૌન રહ્યા.

હવે " વિપાક વિષયનું સ્વરૂપ કહે છે " કર્મનાં ફળો અવશ્ય ભોગવવાં પડે છે. કર્મ બાંધતી વખતે ચેતવાનું છે. કર્મ ઉદયમાં આવે ત્યારે સંતાપ કરવાથી કંઈ વળતું નથી. કર્મના વિપાકો ભોગવ્યા વિના છુટકો થતો નથી. કર્યાં કર્મો જ્યારે ત્યારે પણ સ્થિતિ પ્રમાણે ઉદયમાં આવે છે. ચતુર્ગતિમાં કર્મ વિપાકો ભોગવવા પડે છે. વિપાકના બે ભેદ છે. " શુભ વિપાક અને અ.

શુભ વિપાક, શુભ વિપાક" ના અનેક ભેદ છે તેમ "અશુભ વિપાકના" પણ અનેક ભેદ છે એ પ્રકારના વિપાક પણ વસ્તુતઃ જોતાં આત્માથી ભિન્ન છે. "વિપાકને" વેદાંતમાં પ્રારબ્ધ કહે છે. કિંતુ જિનાગમ જેવું વિપાકનું સૂક્ષ્મ સ્વરૂપ બતાવે છે તેવું અન્ય શાસ્ત્ર બતાવતું નથી. વિપાક ભોગવતાં જીવ અજ્ઞાનતઃ નવીન કર્મ ગ્રહે છે. શાતા વા અશાતાનો ઉદય ભોગવતાં જ્ઞાની હર્ષશોક ધારણ કરતો નથી. અર્થાત્ સમભાવ રાખે છે તેથી નવીન કર્મ બાંધતો નથી. અને ઉદયમાં આવેલાં ભોગવીને ખેરવે છે. એમ કર્મથી છૂટતાં મુક્ત થાય છે. કર્મથી કોઈ દેવ થાય છે. કોઈ મનુષ્ય થાય છે. કોઇ નારકી થાય છે અને કોઈ તિર્યગ્ ગતિમાં જાય છે. દારૂના પાનથી જેમ સ્વભાન ભૂલાય છે તેમ કર્મના વિપાકથી આત્મજ્ઞાન વિના સ્વભાન ભૂલાય છે. જગત્‌માં કોઈ રોગી થાય છે. કોઇ દુઃખી થાય છે. કોઈ રંક દેખાય છે. કોઈ રાજા દેખાય છે તે સર્વ કર્મના વિપાકથી છે. કોઇની પાસે લક્ષ્મી હોતી નથી અને કોઈ પાસે લક્ષ્મી ઘણી હોય છે તે પણ કર્મના વિપાક છે. કોઇની જગત્‌માં કીર્તિ વિસ્તરે છે અને કોઇની અપકીર્તિ વિસ્તરે છે તે પણ કર્મનો વિપાક છે. જગત્‌માં કોઇ જન્મે છે અને કોઈ મરે છે તે પણ કર્મના વિપાકથી સમજવું. કર્મના વિપાક સમયે આત્મા ગાભરો બની જાય છે. અને જેમ તાપથી પુષ્પ કરમાય છે તેમ કરમાય છે. પણ કર્મ ભોગવ્યા વિના છુટકો થતો નથી. શ્રી મહાવીર સ્વામિએ કર્મના વિપાકથી અનેક ઉપસર્ગોસહન કર્યા.

## શુભાશુભ વિપાકો ભોગવતાં સમભાવ રાખવો.

શુભાશુભ વિપાકો ભોગવતાં સમભાવ રાખવાની જરૂર છે? તેવા પ્રસંગે જો સમભાવ ન રાખવામાં આવે તો આત્માની ઉન્નતિ થઈ શકે નહિ, શુભવિપાક ભોગવતાં જીવ શાતા માને છે અને અશુભમાં અશાતા માને છે, તેથી હર્ષ શોકને ધારણ કરે છે પરંતુ તેવા પ્રસંગે સમભાવ રાખે તો આત્માની શક્તિયો ખીલી શકે. સંસારમાં શાતાવેદનીય અને અશાતાવેદનીય આવે

છે ને જાય છે, એકસરખી સ્થિતિ રહેતી નથી. ક્ષણિક વિપાકના ફલમાં કેમ મુંઝાવું જોઇએ, વિપાકફલ ક્ષણિક છે. સદાકાળ કોઇ વિપાક રહ્યો નથી અને રહેવાનો નથી. શુભાશુભ વિપાકોથી નિશ્ચયતઃ આત્મા ભિન્ન છે, શુભાશુભ વિપાકોમાં અહંત્વ અને મમત્વ કલ્પવું યોગ્ય નથી, અશાતાવેદનીયના વિપાકથી કોઇ મહારોગી થયો હોય ત્યારે તે મહા વિલાપ કરે છે. બુમો પાડે છે, પણ વસ્તુતઃ વિચારે તો તેવું દુઃખ ધૈર્ય ધરી સહવું જોઇએ. કોઈ શાતાવેદનીય ઉદયથી રાજા વા લક્ષ્મીપતિ થાય ત્યારે તેણે અહંકાર કરવો જોઇએ નહિ. જડના સંયોગે શું રાચવું અને શો શોક કરવો જોઇએ, પ્રત્યેક કર્મની પ્રકૃતિ ઉદયમાં આવે છે. અને પોતાનું ફલ દેખાડે છે. ઘાતકકર્મની પ્રકૃતિયો આત્માના ગુણોનું આચ્છાદન કરે છે, ઘાતકપ્રકૃતિયોના ઉદયનો નાશ અભ્યાસ બળથી થઇ શકે છે. આત્મજ્ઞાન ધ્યાનાભ્યાસથી ઘાતક કર્મોનો નાશ થાય છે. અનંતજીવોએ ઘાતક કર્મોનો નાશ કર્યો તેથી સિદ્ધબુદ્ધ થયા, વિપાકનાં ફળોમાં મારાપણું કલ્પવું નહિ. તટસ્થ ભાવે રહી સમભાવથી શુભાશુભ વિપાકો ભોગવવા જોઇએ. જેજે કર્મ સત્તાએ રહ્યાં છે તેતે કર્મ ઉદયમાં આવે છે. બીજનું વૃક્ષ થાય છે તેમ સત્તામાં રહેલાં કર્મ ઉદયમાં આવે છે, મિથ્યાત્વ, અવિરતિ, કષાય, અને યોગથી કર્મ બંધાય છે, વેદાંતમાં સંચિત ક્રિયમાણ અને પ્રારબ્ધ એ ત્રણ પ્રકારનાં કર્મ કહ્યાં છે. મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ કોઇ અપેક્ષાએ ક્રિયમાણકર્મ પણ કહેવાય છે મિથ્યાત્વ અવિરતિ કષાય અને યોગ સર્વ આત્માથી વસ્તુતઃ ભિન્ન છે, પરભાવરૂપ છે. એ ચાર હેતુઓની પ્રવૃત્તિ બંધ પડતાં કર્મ બંધાતાં નથી, અને ઉદયમાં પણ આવતાં નથી. અને તેથી શુભાશુભ ફળ પણ ભોગવવું પડતું નથી. વિપાકથી જીવ કંટાળે છે અને મોહના યોગથી પાછો વિપાકના હેતુઓને ગ્રહણ કરે છે, પણ વિવેકદૃષ્ટિથી જીવ વિચારે તો ચારિત્રમાર્ગને ગ્રહણ કરી શકે. ચારિત્રમાર્ગ ગ્રહણ થાય તો ગ્રહણ કરેલાં

આઠકર્મોનો નાશ કરી શકે. કર્મ નાશ કરવાની શક્તિ આત્મામાં રહી છે કર્મના વિપાકો સમભાવે ભોગવવાની શક્તિ પણ આત્મામાં રહી છે. કર્મના વિપાકો ભોગવતાં અજ્ઞાની મુંઝાય છે. જ્ઞાનીજીવ મુંઝાતો નથી. કર્મબંધ ચાર પ્રકારે છે. પ્રકૃતિબંધ, પ્રદેશબંધ, સ્થિતિબંધ, રસબંધ તથા કર્મના ચાર ભેદ છે. બંધ, ઉદય, ઉદીરણા, સત્તા. કર્મ સંબંધી વિશેષ વર્ણન કર્મગ્રંથ તથા કમ્મપયડીમાં છે. કર્મના વિપાકો ભોગવતાં આત્મોપયોગમાં રહેવું જોઇએ.

મહાસુખભાઇ નામના એક ભક્તે શ્રી સદ્‌ગુરૂને નમસ્કાર કરી કહ્યું કે, હે સદ્‌ગુરો શરીરમાં જ્યારે જ્વર આવે છે ત્યારે મને આત્માનું ભાન રહેતું નથી, બહુ અકળાઈ જાઉછું. હાયહાય કરૂછું, માટે હવે એવો ઉપાય બતાવો કે તેવા પ્રસંગે શાંતિ રાખી શકું. અને દુઃખ ભોગવતાં અકળાઉ નહિ. આવું જિજ્ઞાસુનું વચન સાંભળી શ્રી સદ્‌ગુરૂ કહે છે કે હે ભવ્ય, આત્મહિત સાધવું હોય તો પ્રથમ આત્મજ્ઞાન કરવું જોઈએ અને જ્વર આવે ત્યારે આત્મોપયોગ રાખવો. મનમાં વિચારવું કે, હે ચેતન તેં અનંતિવાર દુઃખ સહન કર્યાં તો આ સમયે કેમ ગભરાય છે. શરીરના ધર્મો તારા નથી, શરીરમાં મારાપણું માનવું તે યોગ્ય નથી. વિકલ્પસંકલ્પ કરવાથી કંઈ જ્વર નાશ પામતો નથી. જ્વરથી આત્મા ભિન્ન છે, માટે જ્વર આવતાં આત્માને ભિન્ન વિચારવો, આત્મા નિરોગી છે, દુઃખ રહિત છે એમ ભાવના ભાવવી. જ્વર સમયે આત્માના ગુણો વિચારવા. અને જ્વરનું કારણ કર્મ વિચારવું, હે ભવ્ય, જ્ઞાનિપુરૂષો જ્વરના ઉદયને સમભાવે સહન કરે છે, આત્મશક્તિ વા આત્મોપયોગ તીવ્ર ન રહે તો આત્મસ્વરૂપમાં તેવા પ્રસંગે રહી શકાતું નથી. જ્વર સમયે સમભાવની ભાવના ધારણ કરવાથી આત્મવીર્ય વૃદ્ધિ પામે છે અને ચંચલતાનો નાશ થાય છે. અને તેથી જ્વર પ્રસંગે હાયવરાળ થતી નથી. જ્ઞાનિપુરૂષથી વીર્યશક્તિના અભાવે કદાપિ વેદના ભોગવતાં હાયવરાળ થાય, તોપણ આત્મરમણતાનો વિશે-

ષતઃ અભ્યાસ કરવાથી દુઃખના પ્રસંગો જીતી શકાય છે. જ્વરની વેદના ભોગવી શકાય છે, શ્રી આનંદઘનજી મહારાજ જ્વરના પ્રસંગમાં ગભરાતા નહોતા. અને આત્મસ્વરૂપમાં રમી શકતા હતા. જ્વરાદિ રોગના પ્રસંગોને જીતવા એ ચારિત્રનો ગુણ છે, જ્ઞાનનું સામર્થ્ય જાણવાનું છે પણ જાણીને આત્મસ્વરૂપમાં સ્થિર રહેવું એ ચારિત્રનો ગુણ છે, તેથી અન્તર્ ચારિત્રને ધારણ કરવું જોઇએ, હે શિષ્ય વિશેષ શું કહું. જેજે પ્રસંગે જ્વરની પીડા થાય તે તે સમયે આત્મભાવનામાં દૃઢ રહેજે. આત્મભાવનામાં દૃઢ રહેવાથી મહાસામર્થ્ય પ્રગટે છે અને તેના યોગે જવરારિ વેદના ભોગવતાં પરભાવ આધીન થવાતું નથી. હે શિષ્ય, સદાકાળ આવા ઉપાયો ધારણ કરજે તેથી ઉચ્ચભાવને પામી સુખનો અધિકારી થઇશ શાંતિલાલ નામના એક શિષ્યે શ્રી બુદ્ધિનિધાન સદ્ગુરૂને કહ્યું કે હે ગુરો મને શાતા વેદનીયની હેતુભૂત લક્ષ્મી લાડી વિગેરે વસ્તુઓ મળી છે તેમાં હું તન્મય બની જાઉછું. મનમાં કોઈ વખત એમ આવી જાય છે કે અહો હું કેવો સુખી છું. લક્ષ્મીથી હીન એવા જનોને તૃણવત્ ગણું છું. એક શેર દારૂપાન કર્યા જેટલું મારા મનમાં ઘેન રહે છે. લક્ષ્મીના ઘેનમાં હું મકલાઉ છું. ધર્મના તરફ પ્રેમ થતો નથી. લક્ષ્મીવિના દુનિયામાં કંઈ છેજ નહિ. એમ મનમાં આવી જાય છે. લક્ષ્મી ગાડીવાડીથી થતી શાતા વેદનીયમાં હું ગયો વખત પણ જાણતો નથી. સાધુ તથા સાધ્વીને પણ હું ગણકારતો નથી. અને વળી મનમાં એમ આવે છે કે સાધુઓતો દુઃખ ભોગવે છે. સુખનો ભોક્તાતો હું છું. આવી મારા મનની સ્થિતિ છે. આપ સદ્ગુરૂ વિના કોઇ મને સત્ય માર્ગ બતાવનાર નથી. હું જાણુંછું કે મારા મંતવ્યમાં દોષ છે, છતાં પણ શાતા વેદનીયમાં ફુલી જાઉછું માટે કૃપા કરીને એવો ઉપદેશ આપો કે જેથી હું મ્હારૂ સ્વરૂપ ઓળખું અને સ્વરૂપમાં રહું. શાંતિલાલની વિજ્ઞાપ્તિ સાંભળીને શ્રી સદ્ગુરૂ

કહે છે કે હે ભવ્ય ! શાંતિલાલ. સંસારની સર્વ વસ્તુઓ ક્ષણિક છે. એક દીવસમાં સૂર્યની પણ ત્રણ અવસ્થા થાય છે. શરીરની પણ ત્રણ અવસ્થા થાય છે. લક્ષ્મી પણ પુણ્યના ઉદયે મળે છે. અને પુણ્યનો ઉદય નાશ પામતાં લક્ષ્મી નાશ પામે છે. લક્ષ્મી દારોની એક સરખી-અવસ્થા રહેતી નથી. વિદ્યુત્ તથા જલત રંગની પેઠે લક્ષ્મી ચંચળ છે. ગાડી, વાડી, લાડી, લક્ષ્મીથી સત્ય સુખ થતું નથી. લક્ષ્મી એ જડ વસ્તુ છે. જડમાં જડતા વ્યાપી રહી છે, તેમાં આત્માનું કંઇ નથી. સુખ કહો કે આનંદ ગુણ તે તો આત્મામાં રહ્યો છે. સુખનો સાગર આત્મા છે. બાહ્ય વસ્તુ સ્વપ્ન સરખી છે તેનામાં અહંત્વ મમત્ર માનવું એ ભ્રાંતિ છે. બાહ્ય લક્ષ્મીથી જે ફુલે છે તે ખરેખર ભૂલે છે. લક્ષ્મીના ભોક્તા અનેક જીવ ચાલ્યા ગયા, પણ લક્ષ્મી, કોઇની સાથે ગઈ નથી. અને જવાની પણ નથી. બાહ્ય વસ્તુઓમાં સુખ નથી પણ દુઃખ રહ્યું છે. બાહ્ય લક્ષ્મીથી કદી સત્યશાંતિ થઈ નથી. અને થવાની પણ નથી.

માટે હે શાંતિલાલ વિચારશોકે. લક્ષ્મીમાં સુખની બુદ્ધિ તે કલ્પના માત્ર છે. હે ભવ્ય ! પુદ્ગલ વસ્તુની કહેવાતી લક્ષ્મી તે તો લક્ષ્મીજ નથી. પુદ્ગલ વસ્તુથી આત્મા ભિન્ન છે માટે જે જીવ પુદ્ગલ વસ્તુઓનો મમત્વથી સંગ્રહ કરે છે તે ખરેખરો ભીખારી છે. લક્ષ્મીરૂપ જડ વસ્તુને પોતાની ભ્રમથી માને છે તે કેવો મૂર્ખ છે. પુદ્ગલ વસ્તુની મમતાથી રાત્રી દીવસ વિકલ્પ સંકલ્પ થાય છે. મહા ઉપાધિમાં રહેવું પડે છે. લક્ષ્મીથી સુખે ઉંઘ પણ આવતી નથી. શ્રી તીર્થંકરોએ બાહ્ય લક્ષ્મીનો ત્યાગ કરી દીક્ષા અંગીકાર કરી જે બાહ્ય લક્ષ્મીથી મકલાય છે તે મોટા ભીખારી જાણવા. એક ભીખારી તો એવો છે કે જયારે જ્યાં ત્યાંથી કંઇ પણ મળે છે. ત્યારે તે ખાઇને સંતોષ માને છે અને અન્ય ભીખારી તો એવો છે કે ભીક્ષાનું હાંલ્લું પેટે બાંધીને ખાતો છતો ફરે છે. આ દૃષ્ટાંતમાં લક્ષ્મીદારો જડ વસ્તુરૂપ લ-

ક્ષ્મીની ભીક્ષાનું હાંલ્લું પેટે બાંધીને ફરનારા અસંતોષી ભીખારી જાણવા. લક્ષ્મીદારો પોતે ભીખારી છતાં અન્યને ભીખારી કહે છે પણ વસ્તુતઃ વિચારતાં લક્ષ્મીદારો ભ્રાંત છે. હે ભવ્ય! આત્મ જ્ઞાન થાય ત્યારે બાહ્યમાં થતું અહંત્વ મમત્વ નાશ પામે છે. હે ભવ્ય! ઘણા લક્ષ્મીદારો લક્ષ્મીના ઘેનમાં આત્મભાન ભૂલે છે. હાય વરાળમાં રાત્રીદીવસ નિર્ગમન કરે છે, માટે હે ભવ્ય! તું જડ લક્ષ્મીથી અભિમાન ધારણ કરીશ નહિ. બાહ્ય લક્ષ્મી છતાં રતિ ધારણ કરવી નહીં. અને લક્ષ્મી અછતાં અરતિ ધારણ કરવી નહીં, જેનો સંયોગ તેનો વિયોગ છે. માટે લક્ષ્મીથી હર્ષ માનવો નહિ. લક્ષ્મીથી ખરૂં સુખ નથી. શાતાવેદનીયના હેતુઓ પણ આત્મસુખની અપેક્ષાએ સત્ય નથી. શાતાનો પરિણામ પણ વસ્તુતઃ આત્માનો શુદ્ધ પરિણામ નથી. પરભાવયોગે શાતા અને અશાતાનો પરિણામ થાય છે. માટે શાતા અને અશાતા પરિણામથી પણ આત્માને ભિન્ન ભાવવો. આત્મા સહજસુખરૂપ છે, બાહ્યમાં તેનું કંઇ નથી એમ ક્ષણે ક્ષણે ભાવના કરવી. જુંગુલી મંત્રથી સર્પનું વિષ જેમ ઉતરે છે તેમ આવી ઉચ્ચ ભાવનાથી લક્ષ્મીનું ઘેન ઉતરી જાય છે. બાહ્ય જડ વસ્તુમાં હું નથી. તેમ સુખ નથી. એવી ભાવના ભાવતાં લક્ષ્મીનું ઘેન શિઘ્ર નાશ પામે છે. દુનિયામાં લક્ષ્મીથી આત્મ સુખ થાય છે એમ અજ્ઞાનસ્થામાં જ કલ્પના થાય છે તે કલ્પનાનો નાશ સહેજે આત્મજ્ઞાનથી થાય છે.

ગાડી, વાડી, લાડી, તાડી, લક્ષ્મીમાં લક્ષ્મીદારો બે ભાન બની જાય છે. તેથી તે અમૂલ્ય વખત ચાલ્યો જાય છે તેને પણ જાણી શકતા નથી. મનુષ્ય ભવના એક શ્વાસોશ્વાસની પણ કિંમત નથી. મનુષ્યાવતાર વારંવાર મળનાર નથી. દશ દ્દષ્ટાંતે દુર્લભ મનુષ્ય જન્મ છે. મૃત્યુ બાદ ગાડી, વાડી, લક્ષ્મી વિગેરે જડ વસ્તુઓ સાથે આવનાર નથી માટે વિવેક દૃષ્ટિથી વિચારવું કે હું કેમ બાહ્ય લક્ષ્મીમાં મોહ પામું છું. જે કરવાનું છે વા જાણવાનું છે તે મેં કર્યું નથી તેમ જાણ્યું પણ નથી તે સંબધી કહ્યું છે કે,

पद.

नेवानुं पाणीरे मोभेरे, व्हाला चाल्युं जाय छे;
दुनिया मन अवळुंरे, सवळुं संत गाय छे.
जावुं त्यांतो कोइ नहि जावे, करवुं ते न कराय.
जाणवुं ते तो रहियुं बाकी, रातने दीन गणाय;
मोहदारु पीधेरे, भान तो भूलाय छे. नेवानुं. १
राजाने तो रंक गणीने, करी नहि सारवार;
रंकने राजा मानी बेठो, धिक् पडयो अवतार;
अन्तर् धन खोयुंरे, मोटो ए अन्याय छे. नेवानुं. २
लोह चणानुं भक्षण करवुं, जेवुं ए मुश्केल;
तेवुं आत्म स्वरूपे थावुं, नथी बालकनो खेल;
कोइक जीव समजेरे, बुद्धिसागर गाय छे. नेवानुं. ३

નેવાનું પાણી મોભે જાય નહીં. અને જાય એમ કહેવું તે આશ્ચર્ય છે. તેમ દુનિયામાં પણ આશ્ચર્ય થઇ રહેલું છે. જગતના જીવો આત્માનું સત્ય સુખ ભૂલીને જડ વસ્તુમાં સુખની બુદ્ધિ ધારણ કરે છે. મોક્ષમાં જવું ત્યાં તો કોઇ વિરલજનો જવા પ્રયત્ન કરે છે. જ્ઞાનદર્શન ચારિત્ર્યની આરાધના કરવી તેતો વિરલા પુરૂષોથી કરાય છે. આત્મસ્વરૂપ જાણવું તે તો બાકી રહ્યું. અહોકેવી સ્થિતિ થએલી છે. મોહ દારૂના જોરથી રાત્રી સમાન પરભાવને પણ સ્વભાવ ગણવામાં આવે છે, અહો કેવું આશ્ચર્ય થઇ ગયુ છે, દુનિયા એમ જાણે છે કે, નેવાનું પાણી તે મોભે જાય. અર્થાત્ આવી સ્થિતિ થાય તો અવળું ગણાય. પણ જ્ઞાનિ પુરૂષો તો કહે છે કે, ખરેખરી વાત છે. દુનિયામાં મનુષ્યો પરવસ્તુને પોતાની માની રાગદ્વેષ કરે છે. સ્વાત્મજ્ઞાન માટે લક્ષ આપતા નથી કોઇ વિરલપુરૂષો આત્મજ્ઞાનથી સ્વસ્વભાવાનંદ પ્રાપ્ત કરે છે. રાજાના સમાન આત્મા છે તેને રંક જેવો ગણ્યો છે. આત્મા તરફ લક્ષ

આપવામાં આવતું નથી રંકસમાન જે શરીર તેને રાજા સમાન માનીને તેની સારવારમાં ચિત્ત દેવામાં આવે છે. શરીર વિનાશી છે. 'આત્મા અવિનાશી' છે. શરીર જડ છે, તેમાં ચૈતન્ય ગુણ નથી. ચૈતન્યતત્વતો આત્મામાં રહ્યું છે. જ્ઞાનદર્શન ચારિત્રવીર્ય સુખઆદિ અનંત ગુણનો આધાર આત્મા છે. જડરૂપ શરીરમાં તેવા ગુણો નથી. તેમ છતાં આત્મા પ્રતિ લક્ષ્ય આપવામાં આવતું નથી. આત્મામાં સુખ રહ્યું છે, છતાં શરીરમાં સુખની બુદ્ધિ રાખવામાં આવે છે. આવી અજ્ઞાનદશાને ધિક્કાર ધિક્કાર ધિક્કાર. લોહચણાનું ભક્ષણ કરવું જેમ મુશ્કેલ છે તેમજ આત્મસ્વરૂપને પ્રાપ્ત કરવું પણ મુશ્કેલ છે. આમ સત્ય સમજવું પણ દુર્લભ છે. કોઈક યોગ્ય આસન્નજીવો જિનસ્યાદ્વાદમાર્ગથી આત્મતત્ત્વને સમજી શકે છે. દુનિયામાં ધામધૂમ મચી રહી છે. આત્મજ્ઞાન માર્ગને વિરલજનો જાણે છે. હે ભવ્ય! આત્મજ્ઞાન થતાં જડ લક્ષ્મીનો મોહ ઉતરી જશે. સૂર્યપ્રકાશથી જેમ અંધકારનો નાશ થાય છે. તેમ આત્મજ્ઞાનથી મોહનો નાશ થાય છે. લક્ષ્મી આદિના સંયોગોમાં આત્મજ્ઞાની ઇષ્ટપણું માનતો નથી. અને તેથી તેનો સહજ પરિણામ ફરતો નથી. તેથી તે બંધાતો નથી. હે ભવ્ય! બાહ્યલક્ષ્મીની ઉપાધિમાં જ્યાં સુધી પ્રેમ હોય છે. ત્યાં સુધી જીવ સંસારમાં પરિભ્રમણ કરે છે, બાહ્યવસ્તુથી આત્મા ન્યારો છે. લક્ષ્મીથી સુખ નથી. એમ ભાન થવાથી સાધુ અને સાધ્વીઓ તરફ પૂજ્ય બુદ્ધિ ઉત્પન્ન થાય છે. આત્મલક્ષ્ય થયા વિના કંચન કામિનીનો ત્યાગ થતો નથી. જડ વસ્તુમાંથી સુખની બુદ્ધિ ટળે છે. ત્યારે તે વસ્તુનો ત્યાગ થઈ શકે છે. હે ભવ્ય! આવી જ્ઞાનદશા હૃદયમાં જાગતાં લક્ષ્મીનો રાગ થઈ શકતો નથી. માટે જે જે પ્રસંગે લક્ષ્મીનું ઘેન પ્રગટવા માંડે કે તુર્ત આવા સદ્-વિચારોની ભાવના ભાવજે. સદ્ભાવનાનું બળ વૃદ્ધિ પામે છતે લક્ષ્મીનો અહંકાર મમત્વભાવ વિલય પામે છે. હે ભવ્ય! ખરા અંતઃકરણથી આવી ઉત્તમભાવના પ્રતિદિન હૃદયમાં ભાવજે. જે

જે વાક્યો કહ્યાં છે. તેનું રહસ્ય પુનઃ પુનઃ વિચારજે. અનેક ભવ્યજીવો આવી સદ્‌ભાવનાથી ચિદાનંદ સ્વરૂપને પામ્યા, પામે પામે છે. અને પામશે. બાજીગરની બાજી સમાન લક્ષ્મીની ઉપાધિમાં શું રાચવું. શું માચવું. પરવસ્તુને ભેગી કરવામાં શ્વાસોશ્વાસ નકામા જાય છે. સુવર્ણ રત્નના ઢગલા કરવામાં આવે તો પણ તેથી સત્ય આનંદ પ્રગટતો નથી, ઉલટી ઉપાધિ વધે છે. અને મનની ચંચળતા વૃદ્ધિ પામે છે, હે ભવ્ય ! સ્થિરતામાં સુખ છે. લક્ષ્મીથી શાતા વેદનીયમાં તલ્લીન થનાર જીવો આત્મસુખ પામી શકતા નથી. હું જડ પદાર્થથી ભિન્ન છું, જ્ઞાનાદિક લક્ષ્મી મારી નથી. એમ નિશ્ચય ધારજે. આમ બોલી શ્રી સદ્‌ગુરૂ મૌન રહ્યા.

ઉત્તમચંદ નામના એક ભક્ત શ્રી સદ્‌ગુરૂને વિનય પૂર્વક વંદન કરી કહે છે કે હે ગુરૂરાજ મારી કોઇ કીર્તિ ગાય છે. ત્યારે મને બહુ આનંદ થાય છે. કીર્તિ ગાનાર મનુષ્ય મને બહુ પ્રિય લાગે છે. અને કોઈ મારી નિંદા કરે છે ત્યારે મને બહુ દુઃખ થાય છે. મનમાં અનેક વિકલ્પ સંકલ્પ પ્રગટે છે. નિંદા કરનારા ઉપર બહુ ક્રોધ પ્રગટે છે. કોઇ મારા ઉપર ખોટું આળ ચઢાવે છે. તો તેને મારી નાખું એમ મનમાં વિચાર થાય છે. મારી અપકીર્તિ કોઇ કરે છે તો મારાથી ખમાતી નથી. હે કૃપાનિધાન સદ્‌ગુરૂદેવ કીર્તિ અને અપકીર્તિના પ્રસંગોમાં મારા આત્માની સમસ્થિતિ રહે એવો સદુપદેશ આપશો.

શ્રી સદ્‌ગુરૂ કહે છે કે હે ભવ્ય ! ઉત્તમ ! કીર્તિ અને અપકીર્તિના વિપાકો ઉદયમાં જ્યારે આવે ત્યારે મનમાં સદ્‌વિચારો કરવા. કીર્તિ અને અપકીર્તિ નામકર્મમાં સમાય છે. કીર્તિનાં પુગલો ઉદયમાં આવે છે. ત્યારે જગતમાં લોક કીર્તિ ગાય છે. અપકીર્તિ કર્મનાં પુદ્‌ગલો ઉદયમાં આવે છે ત્યારે જગતમાં અપકીર્તિ લોકો ગાય છે. અપકીર્તિ ગવાય તેવા પ્રકારના સંયોગો લોકોને જણાય છે. તથા દેખાય છે. મનુષ્ય સદાચાર વિશિષ્ટ

હોય તો પણ અપકીર્તિ વિપાકથી અપકીર્તિ ગવાય છે. મનુષ્ય સદાચાર વિશિષ્ટ ન હોય તો પણ કીર્તિના વિપાકથી કીર્તિ લોકો ગાયા કરે છે. તેના હેતુઓ રચાય છે. જ્યારે કીર્તિનામકર્મનો વિપાક નાશ પામે છે. ત્યારે કોઇ કીર્તિ ગાતું નથી. કીર્તિનામ કર્મ અને અપકીર્તિનામકર્મથી આત્મા ભિન્ન છે. કીર્તિ થાય તો પણ શું અને અપકીર્તિ કોઈ કરે તો પણ આત્માને શું. કીર્તિ અને અપકીર્તિ પુદ્ગલની બાજી છે. કીર્તિ અને અપકીર્તિને પોતાની માનવાથી સુખ દુઃખ થાય છે. કીર્તિ અને અપકીર્તિ મારા આત્માનું સ્વરૂપ નથી. જેની લોકો કીર્તિ અને અપકીર્તિ ગાય છે. તે હું નથી કીર્તિ અને અપકીર્તિથી મારા આત્માનો ધર્મ વૃદ્ધિ પામતો નથી. તેમ ઘટતો પણ નથી. એમ વસ્તુતઃ સમજવું જોઇએ. કીર્તિ અને અપકીર્તિના પુદ્ગલવિપાકોમાં આત્માનો એક અંશ માત્ર પણ ધર્મ નથી. પામરજીવ કે જેણે આત્મસ્વરૂપ જાણી તેનો દૃઢનિશ્ચય કર્યો નથી તે જીવ કીર્તિ અને અપકીર્તિથી મુંઝાય છે અને તેથી નવીન કર્મ બાંધે છે. કોઇની અનેક હેતુઓથી કીર્તિ થાય તો પણ તેમાં આનંદનું સ્થાન દેખાતું નથી. અને તેથી કીર્તિ ગાનારા ઉપર સમભાવ રાખવો ઘટે છે. કોઇ અનેક હેતુથી અમુકની અપકીર્તિ કરે તો પણ અપકીર્તિમાં મારાપણું નહિ જણાવાથી દુઃખનું સ્થાન દેખાતું નથી. તેથી અપકીર્તિ કરનારા ઉપર સમભાવ રહે છે. મનુષ્ય પોતે અમુક વિષયમાં ઉચ્ચ સાગે છે છતાં તે બાબતમાં લોકો અપકીર્તિ કરે તેથી તે બાબતમાં ઉચ્ચપણું વા સારાપણું તેનું ટળવાનું નથી તો તેણે દીલગીર શા માટે થવું જોઇએ. મનુષ્ય પોતે અમુક વિષયમાં શ્રેષ્ઠ છે તેથી લોકો તે બાબતમાં તેની કીર્તિ કરે તેથી તેણે ખુશી થવું જોઇએ નહિ. છે તેમ કહે છે એમાં શું આશ્ચર્ય છે. જ્ઞાની આવા પ્રસંગે હર્ષ શોકની લાગણીઓને જીતી સમભાવે રહે છે. કેટલાક કોઈ કીર્તિ ગાય છે તો તેથી હર્ષિત થાય છે પણ તેઓ વિચારે તો માલુમ પડશે કે

કીર્તિનામ કર્મક્ષણિક છે કીર્તિનો ઉદય ક્ષણિક છે. કીર્તિ સદાકાલ
એક સરખી રહેવી મુશ્કેલ છે. કીર્તિના પુદ્ગલ પ્રપંચમાં મારા
આત્માનો ધર્મ નથી. વાદળથી છાયા પરે કીર્તિ અને અપકીર્તિ
નામકર્મ ઉદયમાં આવે છે, અને વિનાશ પામે છે. તેમાં મમત્વ
શું કરવું જોઇએ, કીર્તિનામકર્મ શાતાવેદનીયનું કારણ છે, અને
અપકીર્તિનામ કર્મ અશાતાવેદનીયનું કારણ છે. બન્નેમાં જ્ઞાની
સમભાવ ધારણ કરે છે અને બન્નેને ભોગવે છે. કેટલાક કોઈ અ-
પકીર્તિ ગાય છે તો નાખુશ થાય છે અને અપકીર્તિ ગાનારના
ઉપર ક્રોધ કરે છે, વૈર રાખે છે, પણ વસ્તુતઃ તેઓ વિચાર કરશે
તો માલુમ પડશે કે, અપકીર્તિ ગાવાથી આત્માના ધર્મો નષ્ટ થ-
વાના નથી. જે બાબતમાં લોકો અપકીર્તિ કરે છે તે બાબતમાં
જો હું સારો છું તો ભલે કોઈના ખરાબ કહેવાથી હું ખરાબ
થવાનો નથી. તેમજ હું અમુક વિષયમાં ખરાબ છું અને લોકો
કદાપિ કીર્તિના વિપાકથી ખરાબ છતાં તે બાબતમાં સારો કહેશે
તેથી હું કંઈ સારો થઈ જવાનો નથી. મનુષ્ય સદ્ગુણોથી ઉત્તમ
થઇ શકે છે. અને દુર્ગુણોથી નીચ થાય છે. કીર્તિ અને અપકીર્તિ
સંબંધી લક્ષ્ય ન દેતાં આત્માના ગુણો પ્રાપ્ત કરવા સમભાવથી
પ્રયત્ન કરવો જોઇએ. કીર્તિને ઉદ્દેશી શુભ કૃત્યો કરવાં જોઇએ
નહિ પણ મારે સ્વપર હિતાર્થે શુભકૃત્યો નિસ્પૃહભાવથી કરવાં
એમ ઉચ્ચભાવના રાખવી જોઇએ. અમુક મને સારો કહે માટે
મારે સારૂં કરવું જોઇએ એવી કામના મનમાં રાખવી નહિ, કામના
વિના શુભકૃત્ય કરવાં જોઇએ. કોઈ કીર્તિ આદિની ઇચ્છાવિના શુભ
પ્રવૃત્તિ કરે છે છતાં તેને લોકો આ તો કીર્તિમાટે સર્વ શુભકૃત્ય
કરે છે એમ કહે તેથી તેણે તે લોકો ઉપર ગુસ્સે થવું નહિ.
કારણકે પોતાનો આત્મા તેવો નથી તો લોકોના કહેવાથી શું થઈ
ગયું. એવા પ્રસંગે લોકોની આગળ કામના વિનાની ભાવનાની
સિદ્ધિ કરવા શા માટે બોલવું જોઇએ. દુનિયામાં પ્રત્યેક મનુષ્ય
જેને પોતાનો ઉદ્દેશ સમજાવતાં કોઈ સત્ય માને કોઇ અસત્ય માને

અને ઉલટી ઉપાધિ થાય. પોતાના ઉદ્દેશની પોતાને માલુમ છે તો અન્ય સવળું જાણે વા અવળું જાણે તેથી પોતાનું કંઇ જતું આવતું નથી. સત્પુરૂષો આવો દ્દઢનિશ્ચય કરી સમભાવે રહી આનંદની ખુમારી ભોગવે છે. અપકીર્તિ ગાનારા ઉપર સત્પુરૂષે ક્રોધ કરવો યોગ્ય નથી. કારણકે અપકીર્તિનામ કર્મ જો ઉદયમાં ન આવ્યું હોય તો તે અપકીર્તિ ગાઇ શકત જ નહીં. અપકીર્તિ ગાનાર જીવ તો નિમિત્ત માત્ર છે. તેના ઉપર ક્રોધ કરવાથી તેનું ભલું થતું નથી. અને તે શુભ વિચારવાળો પણ થઈ શકતો નથી. અને પોતાના હૃદયમાં ક્રોધ થવાથી અથવા વૈરની લાગણી પ્રગટવાથી પોતાનો આત્મા નવીન કર્મ બાંધે છે. પોતે સારો હોય અને અન્ય ખોટો કહે તેથી અવિચારથી મનુષ્ય ક્રોધ કરીને સારો છતાં અશુભવિચારોથી ખોટો બને છે.

અપકીર્તિ ગાનાર મનુષ્ય પોતાના આત્માની અને પરના આત્માની હિંસા કરે છે. અપકીર્તિ કરવાથી પોતાના આત્માનું તથા પરના આત્માનું ભલું થતું નથી. અપકીર્તિ કરનારા એમ સમજે છે કે અમો અમુકનું અપકીર્તિથી ભૂંડું કરીશું, પણ વિચાર કરશે તો માલુમ પડશે કે મનમાં અશુભવિચાર આવ્યા વિના કોઈની અપકીર્તિ કરાતી નથી. પારકાની અપકીર્તિ સંબંધી હૃદયમાં થએલો અશુભ વિચારપાપમય હોવાથી તથા પરનું ખરાબ બોલવું એવી અશુભ ભાવનાના સંસ્કારોની વૃદ્ધિ થવાથી આત્મા અનેક કર્મને ગ્રહણ કરી નીચ બને છે. અન્યની અપકીર્તિ કરવાથી કંઇ સારો થઇ શકતો નથી ત્યારે તેની અપકીર્તિ કેમ કરવી જોઇએ. આજસુધી કોઇએ અપકીર્તિ કરી અન્યનું ભલું કર્યું નથી અને કોઈ કરનાર નથી. અપકીર્તિ કરવાની બુદ્ધિ મનમાં ઉત્પન્ન થાય કે શિઘ્ર તેને વારવી જોઇએ. સારા અને ખોટા પુરૂષોપર સમભાવ રાખવાની ટેવથી કોઇની અપકીર્તિ થઈ શકતી નથી. તેમજ કોઈ કીર્તિ ગાય વા કોઈ અપકીર્તિ ગાય કિંતુ સમભાવ રાખવાથી હર્ષ શોક થતો નથી.

## कोइ आळ चढावे तो समभाव राखवो.

કોઇ અછતા દોષરૂપ આળ ચઢાવે તો તે પ્રસંગે મનમાં સમભાવ રાખવો. પરને આળ ચઢાવવું તે મોટામાં મોટું પાપ છે, કેટલાક જીવો આળ આવવાથી કૂવા વિગેરેમાં પડી પ્રાણનો નાશ કરે છે, અફીણ ખાઈ મરી જાય છે. કેટલાક આળ ચઢાવનાર ઉપર વૈર રાખી તેને મારી નાખે છે, અને પોતે પણ મરે છે, આળ ચઢાવનાર પોતાના આત્માની તથા પરના આત્માની અઘોર હિંસા કરે છે. આળ ચઢાવનાર પુરૂષ ખાટકી સમાન પાપી છે કોઇનામાં છતા દોષ હોય તોપણ કોઇના આગળ દોષો પ્રકાશવા નહિ. ત્યારે અછતા દોષો કહેવા એ તો મુખથી બોલાયજ કેમ, પરને આળ દેવાથી અન્યભવમાં આળ ચઢાવનાર ઉપર કોઈ આળ ચઢાવે છે. સીતાએ પરભવમાં કોઈ મુનિ ઉપર આળ ચઢાવ્યું હતું પાછળથી પશ્ચાતાપ પણ કર્યો હતો પરંતુ કેટલુંક કર્મ બાકી રહ્યું અને તે સીતાના ભવમાં ઉદયમાં આવ્યું. સીતા પતિવ્રતા હતી તોપણ પૂર્વકર્મના ઉદયથી ‘ વ્યભિચાર ’નું કલંક આવ્યું. રામચંદ્રે સીતાને વનમાં મોકલી દીધી, પણ જ્યારે તે કર્મ ખપી ગયું ત્યારે પાછી સીતા સતી કહેવાણી. માટે ભવ્ય પુરૂષોએ પ્રાણ જતાં પણ પરના ઉપર આળ ચઢાવવું નહિ, કોઇ સતી ઉપર વ્યભિચારનું આળ ચઢાવે છે. કોઇ મુનિરાજ ઉપર ‘ વ્યભિચાર ’નું આળ ચઢાવે છે તેથી તેને તે કર્મ ભોગવવું પડે છે, પરભવમાં તેના ઉપર તેવાંજ આળ ચઢે છે, આળ દેનાર પુરૂષ એમ વિચારે છે કે હું અન્યનું ભૂંડું કરૂં છું પરંતુ તેનુંજ ભૂંડું થાય છે. ખાડો ખોદે તે પડે એમ થાય છે આળ દેનાર સ્વપરને માટે અશાંતિ ફેલાવે છે. આળની વાત અન્ય લોકો સાંભળે છે તેથી તેપણ મનમા વિકલ્પ સંકલ્પ કરી કર્મ બાંધે છે, કેટલાક અમો દયા પાળનાર છીએ એવો અભિમાન ધારણ કરે છે પણ અછતા દોષ ન કહે ત્યારેજ તેમની દયા સાચી કહેવાય. છતાદોષ પણ અન્યને કહેવાથી હિંસા થાય છે, અન્ય ગમેતેવો

દોષી હોય તોપણ આત્માને શું, સર્વ જીવો પોતપોતાનું કર્યું ભોગવશે. કોઇના ભલામાં ચિત્તવૃત્તિ દેવી જોઇએ. કોઈ જીવ આળ ચઢાવે તો તે પ્રસંગે જ્ઞાની પુરૂષે મનમાં વિચારવું કે, હું નિર્દોષ છું તો સદોષી થવાનો નથી, હું મનુષ્ય છું અને કોઇ મને વનસ્પતિ કહે તેથી કંઇ હું વનસ્પતિ થવાનો નથી. તેમ હું અમુક બાબતમાં પવિત્ર છું છતાં કોઈ અપવિત્ર કહે તેથી કંઇ મારૂ જતું નથી. આળ દેનારની જેવી દૃષ્ટિ છે તેવું ફળ તે ભોગવશે. આળ દેનારનું હું કેમ ભૂંડું કરવા વિચાર કરૂં ! આળ દેનાર પુરૂષે પોતાની મેળે પોતાનું ભૂંડું કર્યું છે, મારે તો ઉલટી તેની દયા ચિંતવવી જોઇએ, આળ દેનાર જીવની સારી બુદ્ધિ થાઓ એવી શુભ ભાવના કરવી જોઇએ, આળ દેનાર કર્મના આધીન છે, અહો તે આળ દેઇ મારૂ શું ભૂંડું કરી શકશે. અલબત કંઇ પણ નહીં, જો હું ખરાબ છું તો મ્હારૂ ભૂંડું પોતેજ કર્યું છે તો હવે ઉચ્ચ ભાવનાથી સુધરવું જોઇએ એમ શુભ ભાવના કરવી, કોઇ આળ ચઢાવે તો જ્ઞાનીએ ગભરાવું નહિ. તેવા પ્રસંગે આત્મસ્વરૂપ ચિંતવવું, ખરાબ લાગણી થતી અટકાવવી. 'સ્વદયા' અને પરદયાના વિચારો કરવા, ઉત્તમ પુરૂષોના ઉપર કલંક ચઢયા ત્યારે તેઓએ સમભાવ રાખ્યો તેનો વિચાર કરવો, નવીન કર્મ તેવા પ્રસંગે લાગે છે માટે તેવા પ્રસંગે આત્માના સદ્‌વિચારો પ્રગટાવવા ધૈર્ય ધારણ કરવું. સર્વ સારૂ થશે. 'સત્યનો અન્તે જય' થશે એમ તીવ્ર વેગથી ભાવના ભાવવી, અનેક સતીઓ ઉપર કલંક ચઢયાં છે. તે સતીઓએ ધૈર્ય ધારણ કર્યું હતું તેમ ભવ્યજીવોએ પણ કલંકના પ્રસંગે ધૈર્ય ધારણ કરવું, મનમાં આત્મસ્વરૂપ ચિંતવવું. સદ્‌વિચારથી કરેલ કર્મ ભોગવાશે અને નવીન કર્મ બંધાશે નહીં, કલંક (આળ) આત્માને લાગતું નથી. નામરૂપથી વસ્તુત: આત્મા ભિન્ન છે તો કોઇ આત્માને ગમે તેમ કહે તેથી કંઈ આત્માનું બગડતું નથી. આમ શુદ્ધાત્મ સ્વરૂપમાં તલ્લીન થવાથી અનંત સુખ ભોગવાય છે અને કર્મ

લાગેલાં ખરી જાય છે, મારા વિષે દુનિયા શું કહે છે તે જોવું નહિ. સાંભળવું નહિ, દુનિયા કહે છે તે હું નથી. હું તો શુદ્ધ ચિદાનંદ સ્વરૂપ છું. આમ શુદ્ધ ભાવના ભાવવાથી નવીન કર્મો બંધાતાં નથી અને લાગેલાં કર્મો નાશ પામે છે. આ ભવમાં કદાપિ કોઇએ મહાપાપ કર્યું અને તેથી લોકો અપકીર્તિ કરે ત્યારે તેણે પ્રાણઘાત કરવો નહીં. મહાપાપનો પશ્ચાતાપ કરવો. શ્રી સદ્‌ગુરૂ પાસે આલોચના લેવી. આત્મજ્ઞાનધ્યાનમાં તલ્લીન થઇ જવું. એમ કરવાથી અઘોરપાપ પણ નાશ પામે છે, મહા પાપી જીવો પણ સંસાર સમુદ્ર તરી ગયા છે તો પછી અન્ય જનો કીર્તિ તથા અપકીર્તિમાં લક્ષ્ય રાખ્યા વિના મુક્તિ પામે તેમાં આશ્ચર્ય નથી. કીર્તિ અને અપકીર્તિમાં સમાનતા રાખવી, સમાનતાથી મહાવીરપણું પ્રાપ્ત થાય છે. આ પ્રમાણે સદુપદેશ આપી શ્રી સદ્‌ગુરૂ મૌન રહ્યા, ઉત્તમચંદ્ર શ્રી સદ્‌ગુરૂનું વચન અંગીકાર કરી વંદી સ્વસ્થાનકે ગયો.

શ્રી સદ્‌ગુરૂને વંદન કરવા 'મહાસુખ' નામના ભક્ત આવ્યા શ્રી સદ્‌ગુરૂને વિધિપૂર્વક વંદન કરી વિજ્ઞપ્તિ કરવા લાગ્યા કે હે સદ્‌ગુરો, આપની ઇચ્છા હોય તો હું કંઇ કહેવા ઇચ્છુંછું. શ્રી સદ્‌ગુરૂ કહે છે કે, હે ભવ્ય જે કંઈ કહેવાનું હોય તે સુખેથી કહો, ગુરૂની ઈચ્છા જોઈ 'મહાસુખ' કહે છે કે, હે ગુરો. મારી પાસે લક્ષ રૂપૈયા છે. ગાડી વાડી લાડી, મારી પાસે છે, જગતમાં મારી પ્રતિષ્ટા સારી છે. ઘણા દેશોમાં મારા નામની દુકાનો હયાતી ધરાવે છે, લક્ષ્મી પ્રતિદિન વૃદ્ધિ પામતી જાય છે કિંતુ મારે એક પણ પુત્ર અગર પુત્રી નથી. તેથી મારી સ્ત્રી અને મને મહાદુઃખ ઉત્પન્ન થાય છે, જેના ઘરમાં પુત્ર નથી તેનું ઘર સ્મશાન સદૃશ છે અન્યનાં પુત્ર અને પુત્રીઓને રમતાં દેખી હું મહાચિંતામાં પડુંછું, મનમાં વિચારૂંછું કે મારે પણ આવા પુત્રપુત્રીઓ હોય તો કેવું સારૂ. મારી સ્ત્રી અને મને રાત્રીદીવસ પુત્રની ઝંખના થયા કરે છે, પુત્રવિના વંશ રહેતો

નથી અને લક્ષ્મી પણ અન્યજનો ભોગવે છે. પુત્રવિના પિતાની સદ્ગતિ થતી નથી એમ પણ કેટલાક લોકો કહે છે તેથી મનમાં વિચાર થાય છે કે મારૂં શું થશે, જ્યારે ઉંઘુંછું ત્યારે મને આ સર્વ હકીકત સાંભળી આવે છે ત્યારે વિકલ્પસંકલ્પમાં પડુંછું. પુત્રનું મુખ દેખવાથી મહાનંદ દેખાય છે તે મારા ઘરમાં નથી, હે સદ્ગુરૂ, મને એવું જ્ઞાન આપો કે જેથી મારા મનમાં થતા વિકલ્પસંકલ્પો નાશ પામે.

શ્રી સદ્ગુરૂ કહે છે કે હે ભવ્ય મહાસુખ, આત્મજ્ઞાન થયા વિના વાસનાનો ક્ષય થતો નથી, કોઈ પણ મનુષ્ય પુત્રપુત્રીઓથી સુખી થઈ શકતો નથી. પુત્રથી આત્મા કંઈ સદ્ગતિ પામી શકતો નથી. અનેકબ્રહ્મચારિપુરૂષો પુત્રવિના સદ્ગતિને પામ્યા, પામે છે અને પામશે, જ્ઞાનરૂપ પુત્ર નથી તેનું આત્મારૂપ ઘર શોભી શકતું નથી. હે ભવ્ય, પુત્રપુત્રીઓ આત્માથી ભિન્ન છે. ભિન્ન વસ્તુથી આત્મસુખ જરા માત્ર પણ થઈ શકતું નથી. ભૂંડણીને ઘણાં બચ્ચાં હોય છે પણ તેથી તે સુખી થઇ શકતી નથી, પુત્રની આશાથી આત્મહિત થઈ શકતું નથી. પુત્રો કદાપિ ખરાબ પાકે છે તો ઉલટું મહાદુ:ખ થાય છે. જે લોકોને પુત્ર છે તેમને પુત્રથી શાંતિ થઈ જણાતી નથી, પુત્રપુત્રીઓ પોતાના આત્માને તારવા શક્તિમાન્ નથી. મૃત્યુ પાછળ પુત્રપુત્રીઓ સાથે આવતાં નથી. પુત્ર હોય અગર ન હોય તોપણ આત્મજ્ઞાની સમભાવે રહે છે, પોતાની રૂદ્ધિને અન્ય ખાય માટે પુત્રની જરૂર છે એ પણ દલીલ મજબુત નથી, પિતાના પહેલાં કેટલાક પુત્રો મરી જાય છે, વંશ ચલાવવો પોતાના હાથમાં નથી, પિતા મરી ગયો અને પુત્રથી વંશ રહે કિંતુ પિતા તો અન્ય ગતિમાં ગયો તેથી વંશ ચાલે તો પણ તેને તો લાભ નથી, પુત્ર પિતાને અન્ય ગતિમાં સહાય કરવા શક્તિમાન્ થતો નથી. જે જીવે જેવાં કર્મ કર્યાં હોય છે તેવાં તે ભોગવે છે, અન્ય ગતિમાં ગએલા પિતાને કર્મના અચલ નિયમથી પુત્ર સહાય

કરી શકતો નથી, પુત્ર માટે જેવો પ્રેમ ઉત્પન્ન થાય છે તેવો પ્રેમ જ્ઞાનરૂપ પુત્રને માટે થાય તો જીવ અનંતસુખનો ભોક્તા થાય. કેટલાક પુત્રો તો ધનમાં આશક્ત થઈ પિતાને સંભારતા પણ નથી. પિતા જાણે છે કે અમારો પુત્ર કિંતુ પુત્રના મનમાં તો તેવો ભાવ હોય કે કેમ તે કહી શકાતું નથી. કદાપિ પુત્રના મનમાં પિતાના સંબંધી ઉચ્ચભાવ હોય તોપણ તેથી પિતાના આત્માની ઉન્નતિ ધર્મવિના શી રીતે થઈ શકે. સર્વતઃ વિચાર કરતાં સિદ્ધ થાય છે કે આત્મોન્નતિમાં પુત્રની કંઇ જરૂર નથી; માટે પુત્રની વાંછા રાખી વિકલ્પ સંકલ્પ કરવા યોગ્ય નથી, વિકલ્પ સંકલ્પ ચિંતા કરવાથી પુત્ર કંઈ આકાશમાંથી આવતો નથી, પૂર્વ કર્મનો સંબંધ હોય છે તો પુત્ર થાય છે. પૂર્વ કર્મના સંબંધ વિના પુત્ર અનેક પ્રકારના વિકલ્પ કરવાથી પણ થવાનો નથી, પુત્ર પોતાનો નથી અન્તે સર્વ જીવોની ભિન્ન ભિન્ન કર્મ પ્રમાણે ગતિ છે ત્યારે કેમ શોક કરવો જોઇએ આત્મતત્ત્વ સમજ્યાથી પુત્ર સંબંધી કલ્પના ઉઠતી નથી. હે ભવ્ય ! આ પ્રમાણે સ્વરૂપ જાણી આત્મદ્રવ્યમાં રમણતા કર. આત્માનો વંશ સદાકાળ અમર છે. આત્માના સદ્દગુણોરૂપ પુત્રોથી શોભાયમાન થવું જોઇએ. આ પ્રમાણે કહી શ્રી સદ્દગુરૂ મૌન રહ્યા. મહાસુખે શ્રી સદ્દગુરૂનું વચન અંગીકાર કર્યું. અને સ્વસ્વરૂપમાં રમવા લાગ્યો

શ્રી સદ્દગુરૂને વંદન કરવા વિમલચંદ્ર નામના એક ભક્ત આવ્યા. વિધિપૂર્વક વંદન કરી કહેવા લાગ્યો કે હે ગુરો મને બાહ્યદશામાં કર્મના ઉદયથી આનંદ દેખાય છે. પુદ્દગલમાં સુખ નથી. તો પણ તેમાં સુખની બુદ્ધિ રહે છે. બાહ્ય મનોહર વસ્તુઓ ઉપરથી પ્રેમ ન્યૂન થતો નથી. કૃપા કરીને મને એવો ઉપદેશ આપશો કે જેથી મારૂં મન શાંત થાય.

શ્રી સદ્દગુરૂ કહે છે કે હે ભવ્ય ! જડ વસ્તુઓમાં આનંદ વ્યાપી રહ્યો નથી. આનંદ આત્માનો ગુણ છે, તે જડ વસ્તુઓમાં

શી રીતે રહી શકે. આનંદ અરૂપી છે. પાંચ ઇન્દ્રિયોથી અતીત છે. અનાદિકાળથી મોહાધ્યાસથી જડ વસ્તુઓ પ્રિય લાગે છે. પણ જ્ઞાનદૃષ્ટિથી જોતાં તેમાં પ્રિયપણું કંઈ નથી. જડવસ્તુમાં સુખની બુદ્ધિ મિથ્યા છે. ત્રણ કાલમાં જડ વસ્તુથી કોઇને સુખ થયું નથી. અને થનાર નથી. જડ વસ્તુઓ કર્મયોગે પ્રાપ્ત થાઓ અગર ન થાઓ. તેમાં હર્ષ વા શોક કેમ કરવો જોઇએ. આત્માના સ્વરૂપમાં પ્રેમ ધારણ કરવાથી બાહ્ય વસ્તુઓમાંથી પ્રેમ ઉઠશે. જે જે અંશે આત્માના સદ્ગુણો તરફ પ્રેમ થશે. તે તે અંશે જડ વસ્તુઓમાંથી પ્રેમ ન્યૂન થશે. જડ વસ્તુઓ ક્ષણે ક્ષણે બદલાય છે. જડ વસ્તુઓની મનોહરતા સદાકાળ એક સરખી રહેતી નથી. જડ વસ્તુઓમાં આનંદ પણ ભાસે નહિ તેમ દુઃખ પણ ભાસે નહિ. એવી અવસ્થા થાય ત્યારે અનુભવજ્ઞાન પ્રગટે છે જડ વસ્તુઓમાં રાગ ધારવાથી આત્મા જડ વસ્તુનો સંયોગી બને છે. અને તેથી કર્મરૂપ જડ વસ્તુથી ભિન્ન થઇ શકતો નથી. માટે હે ભવ્ય! આત્માના ગુણ પર્યાયમાં પ્રેમ ધારણ કરજે આત્મા પ્રેમીનો પણ પ્રેમી છે. અપાર આનંદનું સ્થાન છે. આત્મા પોતાના સ્વરૂપમાં સુરતા રાખે તો બાહ્ય ઉપાધિ છતાં આનંદમાં મગ્ન રહે છે. જ્ઞાનદૃષ્ટિ જાગતાં જડ વસ્તુ ઉપર રાગ રહેતો નથી. હે ભવ્ય! આત્માના સ્વરૂપમાં રમણતા કરતાં જલપંકજવત્ જડ વસ્તુઓથી ન્યારો રહી શકીશ. આ પ્રમાણે કહી શ્રી સદ્ગુરૂ મૌન રહ્યા.

શ્રી સદ્ગુરૂને વંદન કરી આજ્ઞાલઇ ડાહ્યાભાઇ નામના એક ભક્ત શિષ્ય કહે છે કે હે સદ્ગુરો મિથ્યાત્વના વિપાકથી મને ધર્મનું યથાર્થ સ્વરૂપ સમજાતું નથી. મિથ્યાત્વ વાસિતબુદ્ધિ સત્યધર્મનો નિર્ણય કરી શકતી નથી. પદાર્થનું યથાર્થ સ્વરૂપ મિથ્યાબુદ્ધિ ગ્રહણ કરી શકતી નથી. મિથ્યાબુદ્ધિથી જીવને અજીવ મનાય છે ઇત્યાદિ વિપરીતપણે વસ્તુ ભાસે છે. આપ જ્ઞાનીછો માટે ધર્મનું સ્વરૂપ સમ્યક્ કૃપા કરીને સમજાવશો.

શ્રી સદ્‌ગુરૂ કહે છે કે, હે ભવ્ય ! ધર્મવસ્તુ જગત્‌માં દુર્લભ છે. ધર્મનું સ્વરૂપ જાણતાં કર્મ નાશ પામે છે. શ્રી આનંદઘનજી મહારાજ સમર્થ અધ્યાત્મ યોગી થઈ ગયા તેમણે ધર્મ સંબંધી ધર્મનાથના સ્તવનમાં પોતાના હૃદયના ઉદ્‌ગારો કાઢ્યા છે.

## ॥ श्री धर्मनाथ स्तवनम् ॥

धर्म जिनेश्वर गाउ रंगशुं, भंग म पडशो हो प्रीत. जिनेसर.
बीजो मन मन्दिर आणुं नहि, ए अम कूल वट रीत. जिनेश्वर. १

धर्म धर्म करतो जग सहु फरे, धर्म न जाणे हो मर्म. जिनेश्वर.
धर्म जिनेश्वर चरण ग्रह्या पछी, कोइ न बांधे हो कर्म. जिनेश्वर २

प्रवचन अंजन जो सद्गुरु करे, देखे परमनिधान. जिनेश्वर.
हृदयनयण निहाळे जग धणी, महिमा मेरु समान. जिनेश्वर. ३

दोडत दोडत दोडत दोडियो, जेती मननीरे दोड. जिनेश्वर.
प्रेम प्रतीत विचारो ढूकडी, गुरुगम लेजोरे जोड जिनेश्वर. ४

एक पखी केम प्रीति परवडे, उभय मिल्या होय संधि. जिनेश्वर.
हुं रागी हुं मोहे फंदियो, तुं रागी निरबंध जिनेश्वर. ५

परमनिधान प्रगट मुख आगळे, जगत उल्लंघी हो जाय. जिनेश्वर.
ज्योति विना जुओ जगदीसनी, अंधो अंध पुलाय जिनेश्वर ६

निर्मळ गुणमणि रोहण भूधरा, मुनिजन मानस हंस. जिनेश्वर.
धन्य ते नगरी धन्य वेळा घडी, मात पिता कुलवंश. जिनेश्वर. ७

मन मधुकर वरकर जोडी कहे, पदकज निकट निवास. जिनेश्वर.
घन नामी आनन्द घन सांभळो, ए सेवक अरदास. जिनश्वर. ८

૧ હે શ્રી ધર્મજિનેશ્વર હું તમારૂં સ્વરૂપ વસ્તુધર્મના રાગથી ગાઉં છું. હે પ્રભુ જેવું તમારૂં વ્યક્તિતઃ શુદ્ધ સ્વરૂપ છે તેવું શુદ્ધ મારૂં સત્તાતઃ રૂપ છે માટે તમારી સાથ પ્રીતિ કરતાં

મારૂં શુદ્ધસ્વરૂપ પ્રગટે. હે ભગવન્ તમારા સ્વરૂપની પ્રીતિનો ભંગ થશો નહિ. કારણકે શુદ્ધસ્વરૂપની પ્રીતિવિના મ્હારૂં જીવન નભતું નથી. માછલી જેમ જલવિના રહી શક્તી નથી તેમ હું તમારા શુદ્ધસ્વરૂપની પ્રીતિવિના રહી શકતો નથી. આજકાલ સુધી હું અશુદ્ધ વસ્તુની પ્રીતિમાં રંગાયો હતો પણ રાગદ્વેષ રહિત અનંત જ્ઞાનાદિક ગુણનો ભંડાર તું છે એમ જાણતાં તમારા શુદ્ધસ્વરૂપની સાથે ચોલમજીઠનો રંગ લાગ્યો છે. અને તેવી પ્રીતિમાં હું સદાકાળ લયલીન રહી શુદ્ધ સમાધિ સુખનો ભોક્તા બનું એમ ઇચ્છુંછું. શુદ્ધસ્વરૂપ પ્રભુવિના મારા હૃદય મંદિરમાં અન્ય કોઇને પધરાવું નહિ. કારણકે હૃદય મંદિરમાં શુદ્ધ પ્રભુને પધરાવવાથી મ્હારો આત્મા શુદ્ધ થાય છે. જેવી હૃદયમાં ભાવના તેવો આત્માનો પરિણામ થાય છે. શુદ્ધ પ્રભુની ભાવનાથી શુદ્ધ પરિણામ થાય છે. માટે અમારા કૂલવટની રીત છે કે અન્યને હૃદયમંદિરમાં લાવવા નહિ ઉત્તમ પુરૂષોના કૂલવટની રીત સારી હોય છે તેથી તેઓ ઉત્તમ પરમાત્માવિના અન્યને હૃદયમંદિરમાં લાવતા નથી. પરમાત્માવિના હૃદય શુદ્ધ થતું નથી. પરમાત્મા મન મંદિરમાં પધારે છે ત્યારે કોઇપણ દુર્ગુણનું જોર ચાલતું નથી. જ્ઞાન, દર્શન, ચારિત્રની આરાધનાપણ પરમાત્મા હૃદયમાં પધારે છે ત્યારે થાય છે. જેમ એક દીપકથી અન્યદીપક પ્રગટાવવામાં આવે છે તેમ પરમાત્મા સંગથી મારો આત્મા પણ પરમાત્મા થાય છે. આત્મામાં પરમાત્મશક્તિ રહેલી છે તે પ્રગટ થાય છે. પરમાત્મા સ્વરૂપ આત્મા છે. તેથી સત્તાએ આત્મારૂપ પરમાત્માને હૃદયમાં લાવવા એમ સ્વઆલંબનતઃ સમજવું જોઇએ. ધર્મનાથમાં ધર્મ રહ્યો છે. શ્રી ધર્મનાથ ભગવંતે કેવલજ્ઞાનથી ધર્મસ્વરૂપ પ્રકાશ્યું છે તે ધર્મસ્વરૂપને વિરલાજનો જાણે છે. બાકી જગતમાં ધામધૂમમાં ધર્મ મનાયો છે. જીવોની બુદ્ધિ સ્થૂલ હોય છે. તેથી તે એકાંતે કોઇપણ નિમિત્ત કારણને ઉપાદાનરૂપ ધર્મરૂપે માને છે. અને ‘ વથ્થુ સહાવો ધમ્મો ’ વસ્તુનો સ્વભાવ તે ધર્મ છે તે

તરફ લક્ષ આપતા નથી. તે સંબંધી બીજી ગાથામાં શ્રી આનંદઘનજી કહે છે.

ધર્મ ધર્મ કરતું આખું જગત્ ફરે છે. પણ કોઇક વિરલા ધર્મતત્ત્વનું મર્મ જાણી શકે છે. આત્માનો ધર્મ જ્ઞાન દર્શન સ્થિરતા આનન્દરૂપ છે. વસ્તુસ્વરૂપ સત્ય તે ધર્મ છે પણ તેને વીરલા જાણે છે. દુઃષમકાલના પ્રભાવથી બાહ્યક્રિયાડંબરમાં હાલતો લોકો ધર્મ માને છે. અને સ્થૂલ બુદ્ધિવાળા ઉપદેશકો પણ નિમિત્ત કારણ ધર્મને ઉપાદાનરૂપે જણાવી ખરો વસ્તુધર્મ બતાવતા નથી. આત્માના અરૂપી ગુણો તેજ આત્માનો ધર્મ છે. જે જે રૂપી પદાર્થ દેખાય છે. તેમાં આત્માનો ધર્મ નથી. રૂપી જડ પદાર્થમાં જડનો ધર્મ રહ્યો છે. તે તે સંબંધી કહે છે કે.

दोहा.

रूपिमां नहि धर्म छे ;चेतन धर्म लगार;
जड वस्तुमां जडपणुं, समजी तत्त्व विचार. १
अरूप चेतन धर्म छे, नयने नहीं जणाय.
आंखे जे देखाय छे, जडना धर्म सुहाय. २
बाह्य क्रियानी धूनमां, धर्म तत्त्व नहि लेश.
कुगुरु संगी जन अहो, पामे निशदिन क्लेश. ३
बाह्य क्रियामां कर्म छे, निश्चयथी अवधार;
बाह्य क्रिया नहि आत्मनी, समजी धर्म विचार. ४
बंध मोक्ष माने नहि, अक्रियवादी तेह,
बंध मोक्ष छे आत्मना, सक्रियवादी एह. ५
परस्वभावे बंध छे, आत्म स्वभावे मुक्ति;
आत्मध्यान किरिया कही, उपादान गुण युक्ति. ६
मनः क्रियाथी अतीत छे, चेतन अरूप धर्म;
मनः क्रियाथी कर्म छे, मन क्रिया वण शर्म. ७

वचः क्रियामां कर्म छे, वचनातीत छे धर्म.
देह क्रियामां कर्म छे, देह भिन्न छे शर्म. ८
त्रियोगातीत आतमा, योगे नहीं ग्रहाय.
योग धर्म छे जड तणो, चेतन चिन्मयराय. ९
योगातीत जे धर्म छे, ज्ञानादिक जयकार.
तेमां निश्चय धर्म छे, सापेक्षा दिलधार. १०
योगव्यापृति भिन्न छे, चेतन धर्म अरूप;
आत्मधर्मनी धारणा चिदानन्द सुख भूप. ११
इन्द्रियातीत धर्म छे, उपादान सुखकार;
षट्कारक शुद्धि थतां, आत्म धर्म जयकार. १२
आत्मशुद्धि ते धर्म छे, भाषे धर्म जिनेश
बुद्धिसागर समजतां, आनन्द होय हमेश. १३
घटे उपाधि धर्म ते, अंशे अंशे जोय.
योगतणी स्थिरता थतां, सत्यधर्म सुख होय. १४
निमित्त सत्यग्रहणथकी, आत्मधर्म व्यवहार.
अनेकान्तनय ओळखो, आत्म धर्म जयकार. १५
अनेकान्तनयदृष्टिथी, शोधो चेतन धर्म;
पुद्गल द्रव्यथी भिन्न छे, समजे नासे कर्म. १६
अरूप चेतन धर्मने, विरला जाणे भव्य;
शुद्ध रमणता किरिया, रुडुं छे कर्तव्य १७
आत्मक्रिया अवलंबवी शुद्ध धर्म जयकार।
बुद्धिसागर धर्मथी, लीला लक्ष्मी अपार; १८

ષડ્ દ્રવ્ય છે. તેમાં પ્રત્યેક દ્રવ્યના ધર્મ ભિન્ન ભિન્ન છે. વર્ણ, ગંધ, રસ અને સ્પર્શ એ પુદ્ગલ દ્રવ્યના ધર્મ છે. મોહાદિક પરભાવ ધર્મ છે. તેને જગતના જીવો દૃષ્ટિદોષથી ધર્મ તરીકે

સ્વીકારે છે. પરભાવની કરણીને ધર્મક્રિયા તરીકે માને છે. અહો તેમાં શો ખેદ કરવો. જેની જેટલી દૃષ્ટિ તેટલું તે માને છે. સ્થૂલ બુદ્ધિવાળા જીવો પરભાવમાં ધર્મ માનીને સ્વસ્વભાવ ધર્મથી વેગળા રહે છે. અને કોઈ સત્ય બતાવે છે તો તેને નિંદે છે. ઉપાધ્યાય શ્રી યશોવિજયજી કહે છે કે.

ज्ञान दर्शन चरण गुण विना, जे करावे कुलाचाररे,
लूंटी तेणे जग देखतां, किहां करे लोक पोकाररे. स्वामी.

જ્ઞાનદર્શન ચારિત્રવીર્ય સુખાદિ આત્માના ગુણો વિના જે કૂલાચાર કરાવે છે. અને કૂલાચારમાં ધર્મ મનાવે છે. આત્માનું શુદ્ધસ્વરૂપ ઓળખાવતા નથી એવા ઉપદેશકોએ જગત્‌ને સર્વના દેખતાં બરાબપોરે લૂટયું. અહો ભોળા લોકો કયાં જઇ પોકાર કરે. સારાંશ કે આત્માના ધર્મને જાણ્યા વિના અને તે આદર્યા વિના અનંત સુખ પ્રાપ્ત થતું નથી. મનુષ્ય માત્ર સુખને માટે અહર્નિશ પ્રવૃત્ત કરે છે. ક્ષણિક સુખ કરતાં નિત્ય સુખ સારૂ છે. અને તે આત્મામાં છે. અને તેજ આત્માનો ધર્મ છે. તેનો અનુભવ સાક્ષાત્ કરવો તેજ કર્તવ્ય છે. આત્મસુખનો અનુભવ વિના બાહ્ય સુખનાં સાધનો ત્યાગ કરાતાં નથી. આત્મસુખ જડમાં નથી. પણ આત્મામાં રહ્યું છે. આત્મજ્ઞાનથી જણાય છે. જ્ઞાનથકી સર્વ વિવેક થાય છે. જ્ઞાન પ્રત્યક્ષ અનુભવથી જોવામાં આવે છે. જ્ઞાન જ્યાં ત્યાં આત્મત્વ સમજવું. ધર્મ જિનેશ્વર ચરણ કમલની ઉપાસના કરવાથી આત્મિક ધર્મ જણાય છે. ભક્તિનું અપૂર્વ માહાત્મ્ય છે. ભક્તિથી સ્થિરતા થતાં આત્માનું સ્વરૂપ અનુભવમાં ભાસે છે. સ્થિરતા આત્મધર્મ દેખાડે છે. શ્રી ઉપાધ્યાયજી કહે છે કે.

श्लोक.

वत्स किं चंचल स्वान्तो, भ्रान्त्वा भ्रान्त्वा विषीदसि;
निधिं स्वसंनिधावेव, स्थिरता दर्शयिष्यति. १

હે વત્સ ચંચલ ચિત્તવાળો થઇ કેમ જ્યાં ત્યાં ભમી

ભમીને ખેદ પામે છે. આત્મધર્મરૂપનિધિ પોતાની પાસે છે. સ્થિરતાનો આદર કર. સ્થિરતા ધર્મનિધિને દેખાડશે. સારાંશ કે ભક્તિથી સ્થિરતા થતાં આત્મધર્મ પ્રગટાશે, પક્ષાંતરે ધર્મ જિનેશ્વરનું ચરણ કહેતાં સ્થિરતારૂપ ચારિત્ર ગ્રહણ કરતાં કોઈ જીવ કર્મ બાંધતો નથી. આત્મગુણ સ્થિરતારૂપ ચારિત્રથી આત્માના જ્ઞાનાદિ અનંત ધર્મ પ્રગટે છે. આત્મધર્મ પ્રગટતાં ક્ષમાદિ મટે છે. ધર્મ જિનેશ્વરનું જેવું સદ્વર્તન હતું તેવું આત્માનું સદ્વર્તન થાય તો કર્મનો નાશ થાય. જે જે અંશે કર્મનો નાશ થાય તે તે અંશે ધર્મ પ્રગટે છે. બાહ્યના સદ્વર્તનમાં લજ્જાદિક રહે છે. તેમાં એકાંત ધર્મ નથી. અન્તર્ સદ્વર્તનમાં આત્મસ્વરૂપ છે. આત્માના અનંત ગુણોની જે જે પ્રવૃત્ત છે તેજ ખરો ધર્મ છે. આત્માના અનંત ગુણો વ્યક્તિભાવે સમભાવથી થાય છે. સમભાવ તે મહા ચારિત્ર છે. આત્મધર્મનો આવિર્ભાવ કરવામાં નાત જાત વયલિંગ કંઈ પ્રતિબંધક નથી, જે જે આત્માઓ સમ્યગ્જ્ઞાનદર્શનચારિત્રમાં અન્તરંગ પ્રવૃત્ત કરે છે તે આત્મધર્મ પ્રગટાવે છે. આત્માથી ભિન્ન જડ હોય તે આત્માનો ધર્મ નથી. બાહ્યવસ્તુઓમાં આત્મત્વ બુદ્ધિ થાય છે તેનો પરિહાર કરી તથા શરીર તેજ આત્મા છે, એવી બહિરાત્મબુદ્ધિનો પરિહાર કરી જે જીવો અન્તરમાં જ્ઞાનદૃષ્ટિથી ધર્મ શોધે છે. તે જીવો સ્થિરતારૂપચારિત્રને ગ્રહણ કરી કર્મનો નાશ કરી અનંત શર્મ પામે છે. આત્મ સન્મુખ મન થાય છે. ત્યારે સંસારની વૃદ્ધિ થતી નથી. આત્મ સન્મુખ મન કરવાનો સરસ એક ઉપાય એક છે. અને તે એ છે કે આત્માના ગુણપર્યયની વિચારણામાં લયલીન થઈ જવું. બાહ્યમાં જ્યાં સુધી મન ભટકે છે. ત્યાં સુધી સ્થિરતારૂપચારિત્ર પ્રગટતું નથી. વિકલ્પ સંકલ્પની શ્રેણિયો નાશ પામતી નથી. ધર્મધુરંધર શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે—

પદ.

जबलग आवे नाहि मन ठाम, तबलग कष्ट क्रिया सविशूनी.

ज्युं आंखर चित्राम. .... .... .... .... .... जब० १
करणी बिन तुं करेरे मोटाइ, ब्रह्मव्रती तुज नाम.
आखर फळ न लहेगो ज्यों जग, व्यापारी बिनुदाम. जब० २
मुंड मुंडावत सबहि गाडरिया, हरिण रोज बनधाम;
जटाधार वट भस्म लगावत, रासभ सहतुहे घाम. जब० ३
एते पर नाहि योगकी रचना, जो नहि मन विश्राम;
चित्त अन्तरपर छलनेकुं चिंतवत. कहा जपत मुख राम जब० ४
बचन काय गोपे दृढ न धरे, चित्त तुरंग लगाम;
नामे तुं न लहे शिवसाधन, ज्युं कणसुने राम. जब० ५
पढो ज्ञान धरो संयम किरिया, न फिरावो मन ठाम;
चिदानन्दघन सुजस विलासी, प्रगटे आतमराम. जब० ६

યાવત્ મન સ્વસ્વરૂપમાં સ્થિર થતું નથી. તાવત્ સર્વ કષ્ટ ક્રિયાઓ શૂન્ય સમજવી. ઝાંખર ચિત્રામની પેઠે બ્રહ્મવ્રતી નામ પાડવામાં આવે કિંતુ બ્રહ્મવ્રતની ક્રિયા ન કરવામાં આવેતો મહત્તા કરવી વ્યર્થ છે. તદ્દન મન વશ કર્યા વિના આત્મશક્તિયોનો પ્રકાશ થતો નથી. વ્યાપારી ધનવિના વ્યાપાર કરી શકતો નથી. તેમ મનઃસંયમ અને આત્મજ્ઞાનવિના અનંતસુખ શિવપદ પ્રાપ્ત થતું નથી. મસ્તક મુંડાવ્યું તેટલા માત્રથી આત્મસિદ્ધિ થતી નથી. ગાડરાંને પણ મુંડવામાં આવે છે. તેથી તે કંઇ તત્ત્વ પામી શકતાં નથી. આત્મજ્ઞાનવિના હરિણ અને રોજની પેઠે વનમાં વાસ કરવાથી પણ કંઇ આત્મહિત થતું નથી. સમ્યગ્તત્ત્વજ્ઞાન વિના વડની પેઠે જટા વધારવાથી પણ કંઇ વિશેષ નથી. શરીરે ભસ્મ લગાવવાથી પણ કંઇ આત્મહિત થતું નથી. ગધેડાં પણ ભસ્મમાં આળોટે છે. તાપ સહન કરવાથી આત્મધર્મ પ્રાપ્ત થતો નથી. ગધેડાં વિગેરે જાનવરો તાપમાં રહે છે. પણ તેથી તે સ્વસ્વરૂપમાં પામી શકતાં નથી.

આવી બાહ્ય દશાની ક્રિયાથી કંઇ અષ્ટાંગયોગની રચના હાથમાં આવતી નથી. જ્યારે વિકલ્પ સંકલ્પવાળું મન વશ કરવામાં આવે છે. ત્યારે આત્માની જ્ઞાનાદિ શક્તિયો ખીલી નીકળે છે. બાહ્યથી ધર્મની ક્રિયાઓ કરે પણ મનમાં અન્યને વંચવાની વૃત્તિ હોય તો તેથી અવંચકયોગ કહેવાય નહીં. એવી દશાથી આત્માની આનંદ લ્હેરીનો સ્વાદ આવતો નથી. 'મુખે રામનામ બગલમાં કાતી' ની પેઠે બાહ્યની અને હૃદયની ભિન્ન ક્રિયાથી આત્માનું સહજ સુખ ભોગવી શકાતું નથી, કોઇ મનુષ્ય સ્થિર આસનથી દેહ સ્થિર કરે. અને વચનથી બોલે નહિ પણ જ્યાં સુધી મનમાં બાહ્યવિષયના સપાસપ પ્રવેશ કરતા વિકલ્પોને રોકયા નથી. ત્યાં સુધી તે સંયમ માર્ગનો સ્વાદ જાણી શકતો નથી. તપજપ ક્રિયા વિગેરે અનુષ્ઠાન મનની સ્થિરતા માટે છે. પણ તેનાથી સ્થિરતા ન આવે તો હઠ માત્ર ગણાય. વિશેષ ફળ થઇ શકે નહિ. આત્મજ્ઞાનનો અભ્યાસ કરો. સ્વસ્વરૂપમાં પ્રવેશ થાય તેવી ક્રિયા કરો. મનને સ્થિર કરો. ત્યારે આત્મામાં અનંત જ્ઞાનાનંદ પ્રગટ થશે. આત્મા સર્વ ગુણોથી પરિપૂર્ણ પ્રકાશ કરશે ધર્મજિનેશ્વરનું અભ્યંતરચારિત્ર આજ માર્ગથી મોક્ષપુરીમાં જવાનું બળ આપે છે. અભ્યંતરસહજસમભાવરૂપ ચારિત્રમાં એવું બળ છે કે તેથી જીવ પરમાત્મસ્વરૂપને પ્રાપ્ત કરે છે. બાહ્ય ધર્મની ક્રિયાઓના ઝઘડામાં આત્મસમભાવી પડતો નથી. બાહ્યની અમુક ધર્મક્રિયામાં મોક્ષ છે. એમ એકાંત આત્મજ્ઞાની માનતો નથી. તેની દૃષ્ટિ આત્માના શુદ્ધસ્વભાવ પ્રતિ હોય છે. તેથી ભવ્ય જીવો ગમે તે જિનોક્ત બાહ્યક્રિયાથી શુદ્ધસ્વભાવમાં આવો એમ ધારે છે. તેથી તે ધર્મ વ્યવહારની ક્રિયામાં વિશેષ લક્ષ આપતો નથી. અર્થાત્ નિમિત્ત કારણને ઉપાદાનરૂપ માનતો નથી. તેથી આત્મધર્મનો શોધક વ્યવહાર ધર્મ ક્રિયાઓની ભિન્નતા છતાં જરા માત્ર ગભરાતો નથી. તે તો એમ ધારે છે કે ધર્મની બાહ્યની ગમે તે ક્રિયાઓથી પણ અન્તરમાં ઉતરવાનું છે. જેનાથી ઉપા-

ધિનાશદ્વારા આત્મગુણોનો પ્રકાશ થાય તેજ મારે આદરવા યોગ્ય છે. અનેકાન્તવાદ સર્વત્ર હઠ કદાગ્રહ રહિત સાપેક્ષ દૃષ્ટિની સિદ્ધિ કરે છે. શ્રી ધર્મનાથ કથિતચારિત્ર સત્તાએ સર્વ જીવોમાં રહ્યું છે. તેથી સર્વ જીવો આત્માના ગુણોનો પ્રકાશ કરવાના માર્ગને અનુસરે તો આત્મધર્મ પ્રાપ્ત કરી શકે. અસત્ કલ્પનાથી મનુષ્યો મિથ્યા ધર્મ માનનારા હોય તો પણ તેમના આત્મામાં સત્તાએ રહેલો ધર્મ તો પરમાત્મા સમાન છે. મનુષ્યો સાપેક્ષવાદથી તત્ત્વ સમજે તો ધર્મતત્ત્વ કંઇ દૂર નથી. ધર્મતત્ત્વનો પ્રકાશ કરવો પણ કંઇ દુર્લભ નથી. આત્માની શકિતયો આત્મામાંજ રહી છે. આત્મામાં જ્ઞાનાદિ અનંતઋદ્ધિ રહી છે. પણ મનુષ્યો જ્ઞાનવિના અંધ છે. તેથી દેખી શકતા નથી. કેડમાં છોકરૂં અને ગામ શોધ્યું. એ હકીકત જેવું થાય છે. તે સંબંધી ત્રીજી ગાથામાં હૃદય ચક્ષુ ઉઘડે તો સર્વ ૠદ્ધિ જણાય એમ આનંદઘન જણાવે છે.

प्रवचन अंजन जों सद्गुरु करे, देखे परमनिधान. ३

જિનસિદ્ધાંતરૂપ અંજન, હૃદયચક્ષુમાં જો સદ્ગુરૂ મહારાજા કરે તો મિથ્યાત્વનો નાશ થતાં ભવ્યાત્મા પોતાનામાં આનંદજ્ઞાનાદિક પરમનિધાન દેખી શકે. શ્રી આનંદઘનજીનો કહેવાનો આશય એ છે કે ‘ મુનિગુરૂજી ’ ભવ્યજીવને જિનસૂત્રો સંભળાવે તો તે પોતાનું પરમનિધાન દેખી શકે, ગુરૂ વિના ગમ પડતી નથી. જિનાગમ, સ્વચ્છંતાટાળી ગુરૂ પાસે સાંભળવાં જોઇએ. કે જેથી સમ્યગ્ અર્થની પ્રાપ્તિ થાય. પ્રવચનરૂપ અંજનવિના હૃદય ચક્ષુની મિથ્યાત્વરૂપ મલીનતા દૂર થતી નથી. હૃદયજ્ઞાન ચક્ષુ ઉઘડ્યા વિના પોતાનું સ્વરૂપ દેખાતું નથી ભવ્ય જીવોએ પરમનિધાન દેખવા માટે પ્રથમ સદ્ગુરૂની પાસે જઈ પ્રવચનનું શ્રવણ કરવું. તેથી મિથ્યાત્વ મોહનીયનો ઉદય નાશ પામશે. મિથ્યાત્વ મોહનીયનો ઉપશમ તથા ક્ષયોપશમ તથા ક્ષય થતાં ઉપશમ ક્ષયોપશમ અને ક્ષાયિક સમ્યક્ત્વ પ્રગટે છે. હૃદય ચક્ષુથી ત્રણ

ભુવનનો સ્વામી એવો આત્મા તેને પરમાત્માસ્વરૂપ દેખે આત્માનો મહિમા મેરૂપર્વત કરતાં પણ મોટો છે. આત્મારૂપ પરમેશ્વરની શકિતયો સહજ છે. આત્મારૂપ પરમેશ્વર દેહમાં વ્યાપી રહ્યો છે. એમ સાક્ષાત્ અનુભવ થતાં આનંદનો પાર રહેતો નથી તીર્થનું તીર્થ એવો આત્મારૂપ પરમેશ્વર શરીરથી દૂર નથી. ત્યારે કયાં જવું કયાં ફરવું. અર્થાત્ શાંત થવું એમ નિશ્ચય થાય છે.

જેણે પોતાના આત્માને પરમાત્મરૂપ દેખ્યો તેનો મહિમા મેરૂસમાન છે. આત્મા તે પરમેશ્વરરૂપ છે. એમ નિશ્ચય થયા પછી આત્મજ્ઞાનીના મનમાં આવો વિચાર આવે છે તે કહે છે.

**दोडत दोडत दोडत दोडियो, जेती मननीरे दोट.**
**प्रेम प्रतीत विचारो ढूकडी, गुरुगम लेजोरे जोड. जिनेश्वर. ४**

ભાવાર્થ—જેટલી મનમાં દોડવાની શક્તિ હતી તેટલું હું બાહ્યદશામાં દોડયો. પુદ્ગલ દ્રવ્યમાં મેં આત્માને શોધ્યો, પરંતુ આત્માનું દર્શન બાહ્યદશામાં થયું નહિ. જ્યારે ગુરૂગમ લેવામાં આવે અને પ્રેમ ભકિતથી આત્માને શોધવામાં આવે તો આત્માનો સાક્ષાત્ અનુભવ થાય. પ્રેમવિના આત્મપ્રભુ મળતા નથી. ગુરૂ ગમ વિના આત્મારૂપ પ્રભુની શોધ કરવાનો ઉપાય સુઝતો નથી. જે તરફનો પ્રેમ હોય છે. તે વસ્તુને મેળવી શકાય છે. જડવસ્તુના પ્રેમથી જડવસ્તુ મેળવી શકાય છે. તેમજ આત્મરૂપપ્રભુ ઉપર પ્રેમ થયા વિના બાહ્યવસ્તુનો પ્રેમ છૂટતો નથી. જે મનુષ્યને આત્મા ઉપર પ્રેમ નથી. તે આત્મપ્રભુને પ્રાપ્ત કરવા ઉદ્યમ કરતો નથી. પ્રેમથી ઇચ્છિત વસ્તુમાં ચિત્તની તન્મયતા થાય છે. આત્મા ઉપર પ્રેમ લાગતાં આત્મપ્રભુની સાથે ચિત્તની ઐકયતા થાય છે. તેથી આત્મપ્રભુને પ્રાપ્ત કરવામાં અનેક ઉપસર્ગો થાય તોપણ તે સહન કરી શકાય છે. પ્રથમાવસ્થામાં પ્રેમની ઘણી જરૂર છે. પ્રેમલક્ષણ ભકિતનું ઉત્કૃષ્ટ સામર્થ્ય એવું છે કે તેથી

**ज्यां देखुं त्यां त्यांहि तुंहि तुंहि, प्राणपति विण प्रेम किश्योरी.**
**दीलसागरमां अमरदीवो तुं मन मंदिरमां दीप जिश्योरी. सोऽहं. १**

જ્યાં ત્યાં આત્મપ્રભુની તન્મયતા ભાસે છે. આત્મપ્રભુવિના અન્ય વસ્તુ પ્રિય લાગતી નથી. આવી પ્રેમભક્તિથી શરીરમાં સત્તાભાવે રહેલા આત્મપ્રભુ વ્યક્તિભાવે પ્રગટ થાય છે. આત્મ પ્રભુ ઉપર આવી પ્રેમ લક્ષણ ભક્તિ ઉત્પન્ન થતાં સર્વ જીવોપર પ્રેમદૃષ્ટિ વર્તે છે. અને તેથી સર્વજીવ પોતાના આત્મપ્રભુ સમાન ભાસતાં તેમના ઉપર દયા ભાવ વર્તે છે. ભાવદયાભાવની વૃત્તિ થતાં આત્મપ્રભુની શક્તિયોને જે જે કર્માવરણ આચ્છાદન કરે છે. તે તે કર્માવરણોનો નાશ થાય છે, અને તેથી અનેક આત્મશક્તિયો પરિપૂર્ણ ખીલતાં આત્મા તે 'પરમાત્મા' કહેવાય છે. માટે આત્મપ્રભુની શોધ કરવામાં પ્રથમ ગુરૂગમ લેવાની જરૂર છે. નિરપેક્ષ બુદ્ધિથી જગત્માં ધર્મ ધર્મ પોકારનારાં અનેક ધર્મ દર્શન પ્રગટયાં છે તેમાં ગુરૂગમ વિના ધર્મ શોધવા જાય તો કોઇ મિથ્યા દર્શનમાં સપડાઇ જાય. અને તેથી તે આત્મપ્રભુનો પરિપૂર્ણ શોધ કરી શકે નહિ. આત્મપ્રભુને દેખ્યા વિના પ્રેમ પણ યથાર્થ પ્રગટે નહીં. માટે ગુરૂગમ લેવાની ખાસ જરૂર છે. સૂત્રોમાં આત્મપ્રભુ સંબંધી જે જે નયોથી વર્ણન કર્યું છે તેને તે તે અપેક્ષાએ સમજવાથી 'મિથ્યાગ્રહ' માં પ્રવેશ થતો નથી પ્રત્યેક વસ્તુના અનેક ધર્મ અપેક્ષાથી સમજાય છે. અને તે અપેક્ષા ગુરૂ વિના સમજાતી નથી. આત્મ પ્રભુના ધર્મો અનેકાંત હોવાથી ગુરૂગમ લેવાની ખાસ જરૂર છે. સૂત્રો સંબંધી ગુરૂગમ લેવામાં આવે તો અનેક પ્રકારના પંથ નીકળે છે તે નીકળતા બંધ થાય. એક ગામથી અન્યગ્રામ જતાં માર્ગની ગમ લેવી પડે છે તો આત્મપ્રભુનાં દર્શન તથા તેની પ્રાપ્તિ માટે ગુરૂની ગમની ખાસ જરૂર હોય તેમાં શું આશ્ચર્ય; કોઈ સ્વચ્છંદતાથી એમ ધારે કે પુસ્તકોમાં આત્મપ્રભુ તથા આત્મપ્રભુમાં રહેલા ધર્મોની હકીકત લખી છે તેથી ચાલશે. એમ કહેવું તે

યોગ્ય નથી. પંકવાન બનાવવાનાં શાસ્ત્ર હોય તે વાંચવામાં આવે તો પણ તેમાં કોઇ કાંઈ બનાવે છે તે ખાસ જોવાની જરૂર પડે છે. તેમ અત્ર પણ જેણે શાસ્ત્રથી અનુભવ ગુરૂગમદ્વારા મેળવ્યો હોય એવા ગુરૂની ગમ લેવી, એમ શ્રી આનંદઘનજી ભાર દેઇને કહે છે, તે ભૂલવું જોઇતું નથી. ગુરૂગમથી આત્મધર્મનો નિશ્ચય થાય છે મિથ્યાત્વ મોહનીયવિપાક નાશ પામે છે. સમ્યક્ તત્ત્વધર્મ જણાય છે. પોતાનામાં પોતે છે એમ ખાસ અનુભવ થાય છે. મનના ધર્મ જે વિકલ્પ સંકલ્પરૂપ છે તેની જે દોડ તેમાં આત્માનો ધર્મ નથી. અનેક બાહ્યવસ્તુઓમાં તથા મિથ્યા ધર્મોમાં મનની દોડ હતી તે ગુરૂગમથી આત્મધર્મ સ્યાદ્વાદપણે ઓળખવાથી શાંત થાય છે. પોતાનામાં હું સમાયો છું એવો ખાસ અનુભવ થાય છે. પરમાત્મરૂપ બનેલા ધર્મજિનેશ્વર સાથે પ્રીતિ કરવાનો ભાવ પ્રગટે છે. કારણ કે પરમાત્મની સાથે પ્રીતિ કરતાં આત્મા તે પરમાત્મારૂપ થાય. આવી સ્ફુરણા થતાં જ્ઞાની આ પ્રમાણે ગાય છે.

**एक पखी प्रीति केम परवडे, उभयमिलया हुए संधि; जिनेश्वर.**
**हुं रागी हुं मोहे फंदिओ, तुं निरागी निरबंध. जि. धर्म ॥८॥**

હું અન્તરાત્મા પરમાત્માના સ્વરૂપનો રાગી છું. અને પરમાત્મા તો નિરાગી છે. અન્તરાત્માને રાગ પરમાત્માનો હોય કિંતુ પરમાત્માને અંતરાત્માનો રાગ હોય નહિ, કારણ અન્તરાત્માને તો પરમાત્મ સ્વરૂપમાં તન્મય થઈ જવું છે. પણ પરમાત્માને પૂર્ણતા થયોથી અન્તરાત્મમાં મળવાની ઇચ્છા નથી. માટે અન્તરાત્મા કહે છે કે એક પક્ષીય પ્રીતિ કરવી તે કેમ શી રીતે ઘટે? બેની પરસ્પર પ્રીતિ થાય તો મળવું થાય. કિંતુ આતો લોકોત્તર વાત છે તેથી તેવા પ્રકારની સ્થિતિ હોવાથી પરમાત્મા અન્તરાત્માની સાથે રાગ કરે નહીં. ત્યારે અન્તરાત્મા વિચારે છે કે, પરમાત્માના મૂલ સ્વભાવથી પરમાત્માની સાથે મળીશું, ત્યારે વિચાર થયો કે અહો અન્તરાત્મા અવસ્થામાં હજી હું રાગી

છું. મોહે ફસેલો છું. અને હે પરમાત્મા તું નિરાગી છે, અને કોઇની સાથે બંધાતો નથી. માટે શી રીતે મળાય. જો હું રાગ-દ્વેષાદિ દોષોને છોડી દઉં તો પરમાત્મસ્વરૂપ સાથે મળું. પરપક્ષની અપેક્ષાએ ધર્મનાથ સિદ્ધસ્થાનમાં ગયા છે તે સ્થાનમાં હું અન્ત-રાત્મા પણ જાઉં અને પરમાત્મસ્વરૂપે મળું. એક સરખી સ્થિ-તિવાળો થઉં. જેવા ધર્મનાથ પરમાત્મા તેવો હું થાઉં. સ્વપક્ષની અપેક્ષાએ પરમાત્મસ્વરૂપમાં અન્તરાત્મત્વ મળી જાય છે તેમ સમજવું. અર્થાત્ પરમાત્મસ્વરૂપ થયા બાદ અન્તરાત્મત્વ ભિન્ન રહેતું નથી. આવું આત્મધર્મ નિધાન શરીર વ્યાપી આત્મપ્રભુમાં રહેલું છે છતાં જગત્‌ના જીવો અન્યત્ર શોધે છે અહો કેવું આ-શ્ચર્ય થઇ રહ્યું છે તે જ્ઞાની જણાવે છે.

**परमनिधान प्रगटमुख आगले, जगत उल्लंघी हो जाय। जिनेश्वर.**
**ज्योतिविना जुओ जगदीशनी, अंधोअंध पुलाय. जि. धर्म ॥६॥**

ભાવાર્થ—પરમનિધાન પ્રકટ પોતાના મુખ આગળ રહ્યું છે, કિંતુ જ્ઞાનચક્ષુવિના અંધ જગત્ તેને ઓળંગી જાય છે. સૂ-ર્યની જ્યોતિ (પ્રકાશ) વિના અંધાને અંધાએ દોર્યો તેવું થઈ રહે છે, તેમ અત્રપણ જાણવું. કસ્તુરીયો મૃગ પોતાની નાભિમાં કસ્તુરી છે તે જાણી શકતો નથી, તેમ જ્ઞાનચક્ષુવિના જગત્‌ના જીવો ધર્મવસ્તુને બાહ્યજડ દેશોમાં ખોળે છે. તે કેમ મળી શકે, ઘોર અંધકારમાં જેમ મનુષ્યને કોઇ વસ્તુ દેખાતી નથી તેમ અજ્ઞાનરૂપ ઘોર અંધકારમાં મનુષ્યો ધર્મ વસ્તુ કયાં રહે છે. કયાંથી મળી શકે છે તે દેખી જાણી શકતા નથી. પોતાના બાપ-દાદાઓએ ઘરમાં નિધાન દાટયું હોય તેના ઉપર આપણે ફરીએ. બેસીએ, પણ નિધાન દેખી જાણી શકીએ નહીં. પણ જો તેને દિવ્યચક્ષુ મળે તો નિધાન દેખી જાણી શકે. અને નિધાન ગ્રહણ કરે, તેમ અત્રપણ આત્માના અસંખ્ય પ્રદેશો છે. એકેક પ્રદેશમાં અનંતજ્ઞાન, દર્શન, ચારિત્ર, વીર્ય, સુખ વિગેરે અનંતગુણોની અનાદિ અનંતભંગે રૂદ્ધિ છે. નિત્યરૂદ્ધિ છે. પણ જ્ઞાનચક્ષુવિના

આવું આત્મામાં રહેલું પરમનિધાન જગત્‌ના જીવો ઉલ્લંઘી જાય છે. અહો કેવી ખેદની વાત છે. સુખનો દરિયો આત્મા પોતે છે છતાં અન્ય જડવસ્તુમાં સુખ શોધે છે. હે ધર્મનાથ ભગવાન્ તમારી વાણી જેઓએ સાંભળી નથી તેઓ ભ્રમિત થઈ જડવસ્તુમાં ધર્મ શોધે છે. ઉપાદાનરૂપ ધર્મ આત્માના અસંખ્ય પ્રદેશોમાં રહ્યા છે છતાં અન્યત્ર શોધે છે. કેટલાક આત્મા છે એમ માને છે છતાં અનેકાંત સાપેક્ષજ્ઞાન ચક્ષુવિના સમ્યક્ ધર્મ દેખી જાણી શકતા નથી. જો સમ્યગ્ જ્ઞાનરૂપ ચક્ષુ પ્રગટે તો સર્વજીવો સ્વસત્તામાં રહેલો અનંતધર્મ પ્રગટાવી શકે. 'જ્ઞાનદર્શન ચારિત્રાણિ મોક્ષમાર્ગઃ' જ્ઞાનદર્શન ચારિત્ર પણ આત્મામાં છે. મોક્ષમાર્ગ અને મોક્ષ પણ આત્માથી ભિન્ન નથી. જે જોઇએ તે આત્મામાં છે. આત્મા કર્મયોગે દેહમાં રહ્યા છે પણ પોતાનું સામર્થ્ય ફોરવે તો કર્મબંધનથી રહિત થાય. સ્વતંત્ર બને, આત્માની શક્તિયો આત્મામાં જ રહે છે. જ્ઞાન ધ્યાનથી પ્રગટાય છે તેના ઉપાયો પણ આત્મામાં છે. માટે હવે આવું જિનેશ્વર કથિત ધર્મસ્વરૂપ સાંભળતાં પરમઆનંદ સંતોષ થાય છે. જિનવરકથિત ધર્મ પરમાનંદ અર્પનાર છે, જિનેશ્વર ભગવાન્ કેવા હોય છે તે સ્તુતિદ્વારા બતાવે છે.

**निर्मलगुण मणि रोहण भूधरा, मुनिजन मानस हंस. जिनेश्वर.**
**धन्य ते नगरी धन्य वेळा घडी, मातपिता कुलवंश. जिनेश्वर, धर्म. ७**

નિર્મલ કેવલજ્ઞાનદર્શનાદિક ગુણોરૂપ મણિયોના આધાર ભૂત પર્વત સમાન જિનેશ્વર છો. મુનિવર્યના મનઃ સરોવરમાં હંસ સમાન છો. તે નગરી અને તે સમયને પણ ધન્ય છે. જિનેશ્વરોના માતૃપિતાઓને પણ ધન્ય છે. જે સ્થાનમાં પ્રભુ વિચર્યા તે સ્થાન પણ પૂજ્ય છે, પ્રભુનું નામ પણ પરમપૂજ્ય છે, જે પ્રભુએ સહજ સત્યધર્મને કેવલ જ્ઞાનરૂપ ચક્ષુથી દેખી પ્રકાશ્યો. એવા પ્રભુનો જેટલો ઉપકાર માનીએ તેટલો થોડો છે. એવા પ્રભુના ગુણ ગાવાથી અનંતકર્મ ખરી જાય છે આત્મા નિર્મલ

બને છે, દર્શન શુદ્ધિ થાય છે, આચારાંગસૂત્ર, દ્વિતીયશ્રુત સ્કંધ તૃતીય ચૂલિકામાં કહ્યું છે કે.

तित्थयराण भगवऊ, पवयण पावयणि अइसइठाणं,
अहिगमण नमण दंसण, कित्तियण पूयणा थूणणा. १
जम्माभिसेय निखमण, चरण नाणुप्पवाय निव्वाणे.
दियलोय भवण मंदिर, नंदीसर भोम नगरेसु. २
अठावय मुज्जंते, गयगप्प पय धम्म चक्केय;
पासरहावत्तं चिय, चमरुप्पायंच वंदामि. ३

ભગવાને કહેલ દ્વાદશાંગી રૂપ પ્રવચન તથા આચાર્ય વગેરે પ્રાવચનિક તથા અતિશય રૂદ્ધિવાળા તથા કેવલજ્ઞાની મનઃપર્યાયજ્ઞાની, અવધિજ્ઞાની તથા ચતુર્દશ પૂર્વધારી, તેઓની પાસે જવું, જઇને દર્શન કરવું. તેમના ગુણોની સ્તુતિ કરવી, પૂજન કરવું. સ્તોત્રથી સ્તુતિ કરવી. ઇત્યાદિ દર્શન ભાવનાથી દર્શન શુદ્ધિ થાય છે. જન્માભિષેક, નિર્વાણ, દીક્ષાકલ્યાણક આદિ તીર્થંકરોનાં સર્વ કલ્યાણક વંદન પૂજન ધ્યાન કરવા યોગ છે. કલ્યાણક સ્થાનોને ધન્યવાદ ઘટે છે. યાત્રા કરવા લાયક છે. દેવલોક ભવનમાં જિન મંદિર છે. તથા નંદીશ્વર દ્વીપમાં જિનમંદિર પ્રતિમાઓ છે. પાતાલ ભવનમાં શાશ્વત જિનપ્રતિમાઓ છે. અષ્ટાપદ પર્વત ઉપર જિનમંદિરમાં પ્રતિમાઓ છે. ઉજ્જયંતગિરિ, ગજપદમાં, દશાર્ણકૂટમાં, તથા તક્ષશિલા એટલે ગીઝનીમાં ધર્મચક્ર છે તથા અહિછત્રામાં ધરણેન્દ્રે મહિમા કર્યો છે એવા પાર્શ્વનાથની પ્રતિમા તથા રથાવર્ત પર્વતમાં શ્રી વજસ્વામીએ અણસણ કર્યું છે. તથા ચમરેન્દ્રે ઉત્પાદ કર્યો છે અને તેણે વર્ધમાન સ્વામીનું શરણ જ્યાં કર્યું છે તે સ્થાન વિગેરેમાં જવું. દર્શન કરવાં. સ્તુતિ પૂજા કરવી. એવા સુકૃત્યથી દર્શનશુદ્ધિ થાય છે. પ્રભુના નામ ગોત્રની કીર્તિ કરવાથી પણ દર્શનશુદ્ધિ થાય છે. મિથ્યાત્વવિપાક નાશ પામે છે. પરમાત્માના સમાન કોઈ પૂજ્ય, ધ્યેય, આદેય નથી.

તેમની ભક્તિબહુમાનથી પોતાનોજ આત્મા કર્મ ખેરવે છે. પરમાત્માની ભક્તિ આત્માની શક્તિ પ્રગટાવે છે. પરમાત્માના જે જે ગુણોનું બહુમાન ધ્યાન થાય છે તે તે સદ્ગુણો આત્મામાં સત્તાએ રહેલા છે તે ખીલે છે. પરઆલંબનથી આત્મા સ્વસ્વભાવમાં રહી શકે છે. પ્રથમાવસ્થામાં આલંબનની જરૂર છે. જેવી રીતે તીર્થંકરોના નામ ગોત્ર સ્તુતિથી ફળ થાય છે. તેવીરીતેજ શ્રી સાધુઓનાં દર્શન વગેરે પર્યુપાસનાથી ફળ થાય છે તે પ્રસંગાનુસારતઃ ભગવતીસૂત્ર, દ્વિતીયશતક પંચમ ઉદ્દેશામાંથી જણાવે છે.

तहारूवेणं भंते समणं माहणंवा पज्जुवासमाणस्स किं फलं, पज्जुवासाणं गोयमा सवण फलं. सेणं भंते सवणे किं फले, नाण फले. सेणं भंते नाणे किं फले, विन्नाण फले. सेणं भंते विन्नाणे किं फले, पच्चख्खाण फले. सेणं भंते पच्चख्खाणे किंफले, संजम फले. सेणं भंते संजमे किं फले, अणह्णय फले. एवं अणह्णय तव फले, तवे वोदाणे फले, वोदाणं अकिरिया फले. सेणं भंते अकिरिया किं फला, सिद्धि पज्जवसाण फला, पन्नत्ता गोयमा.

गाहा.

सवणे नाणे य विन्नाणे, पच्चख्खाणेय संजमे;<br>
अणह्णए तवे चेव, वोदाणे अकिरिया सिद्धि. ॥

ભાવાર્થ—જ્ઞાનદર્શનચારિત્ર ધારણ કરનાર મુનિવરોની પર્યુપાસન દર્શન વગેરે કરવાથી શું ફળ થાય છે. તેના ઉત્તરમાં કહે છે કે તેમની સેવાથી વીતરાગ વચનોનું શ્રવણ થાય છે. શ્રવણથી જ્ઞાન થાય છે. જ્ઞાનથી વિજ્ઞાન થાય છે. વિજ્ઞાનથી આશ્રવનો ત્યાગરૂપ પ્રત્યાખ્યાન થાય છે. પ્રત્યાખ્યાનથી સંયમ થાય છે. સંયમથી નવીન કર્મ બંધાતાં નથી. તેથી તપ થાય છે. તપથી ભૂતકાળનાં કર્મ ખરી જાય છે. કર્મ ખરવાથી આત્મા અક્રિય બને છે. અને સંપૂર્ણપણે આત્મા અક્રિય થવાથી સિદ્ધિ

પદની પ્રાપ્તિ થાય છે. શ્રી તીર્થંકર ભગવાન્ પણ પ્રથમ સાધુ થયા હતા. સાધુની સેવાથી આવું ફળ થાય છે. તો પછી શ્રી તીર્થંકર પરમાત્માના બાહ્ય અને અન્તરંગ સ્વરૂપનું વર્ણન કરતાં મિથ્યા મોહનીયનો વિપાક નાશ થાય અને દર્શનની શુદ્ધિ થાય તેમાં કિંચિત્ શંકા કરવી યોગ્ય નથી. પરમાત્માની ભાવનાથી આત્મા પણ પરમાત્મમય બની જાય છે. જેમ જેમ પરમાત્મ સ્વરૂપની તીક્ષ્ણ ઉપયોગથી ભાવના થાય છે. તેમ તેમ આત્મા તે સ્વરૂપમાં તન્મય બનવાથી કર્મનાં આવરણો નાશ પામે છે. નામ, સ્થાપના, દ્રવ્ય, ભાવથી પરમાત્માનું, આલંબન, ઉચ્ચભાવનું કારણ છે. ક્ષણ ક્ષણ પણ પરમાત્મસ્વરૂપમયભાવના વિના જે કાળ જાય છે તે નિષ્ફળ જાય છે. પરમાત્મસ્વરૂપનું પરાપશ્યંતિથી જે યોગિઓ ગાન કરે છે. તે કદી સંસારમાં અવતરતા નથી. આત્મા તે પણ પરમાત્મા છે. પરમાત્માની ભાવનાથી અખંડાનંદ થાય છે. પગથી તે મસ્તક પર્યંત આનંદની ઘેન વ્યાપી રહે છે. અનુભવાનંદ પામી જીવ તે શિવરૂપ અર્થાત્ કલ્યાણ રૂપ બને છે. આત્મા પ્રભુની ભાવનામાં તન્મય થઇને સેવાના ઉદ્ગાર કાઢે છે.

**मन मधुकर वरकर जोडी कहे, पदकज निकट निवास. जिनेश्वर.**
**घननामी आनन्दघन सांभळो, ए सेवक अरदास. जि. धर्म. ॥८**

ઉચ્ચભાવથી શ્રેષ્ઠ બનેલ મનરૂપ ભ્રમર કરજોડીને કહે છે કે મારા ઉપર કૃપા કરીને તમે ચરણ કમલમાં સ્થાન આપશો. આપના ચરણની સેવામાં તલ્લીન થાઉ. અને મારૂ શુદ્ધ સ્વરૂપ પ્રગટ કરૂ, એજ ક્ષણે ક્ષણે ભાવના રહે છે. હે ઘનનામી ધર્મનાથ ભગવાન્! આ સેવકની અરજી સાંભળી સ્વીકારશો. પક્ષાંતરે આત્મા તે સત્તામાં રહેલ પરમાત્મસ્વરૂપમાં તલ્લીન રહેવા ઇચ્છેછે આત્માનું સત્તામાં રહેલું પરમાત્મપણું તેને પ્રગટ કરવા આત્મા પરમાત્મ સ્વરૂપમાં તન્મયતા ધારે તે યથાયોગ્ય છે. શ્રી વીરભગવાને આત્મામાં રહેલું સત્તાએ પરમાત્મપણું તેનો આશ્રય એક વૃત્તિથી કર્યો હતો. સાધ્યબિંદુ સિદ્ધ કર્યું, પરમાત્મપણું આ-

વિર્ભાવે કર્યું. તે રીતે જે જીવ આત્મ ધર્મને સ્યાદ્વાદભાવે સમજી પ્રગટ કરવા ધારે છે તો પ્રગટ કરી શકે છે. અનંતગુણ પર્યાયની શુદ્ધિની પરિપૂર્ણતા કરવી તેજ પરમાત્મત્વ છે. અને તે થઈ શકે છે. હે ડાહ્યાભાઈ ! મિથ્યાત્વ વિપાક નાશ પામવાથી આ પ્રમાણે સત્ય ધર્મ સ્વરૂપ સમજાય છે. તેના માટે નિમિત્તોને પણ આદરી શકાય છે. ઉપાદાન અને નિમિત્તનો વિવેક યથાયોગ્ય જે સમજે છે. તે આત્મધર્મની પરિપૂર્ણતા કરે છે. આત્માની શક્તિયો આત્મ રમણતાના અભ્યાસથી ક્ષણે ક્ષણે ખીલે છે. સત્ય ધર્મનો નિશ્ચય હૃદયમાં થાય છે. તે પુરૂષોને બાહ્ય ધામધૂમનું ધર્મધતીંગ ગમતું નથી. સૂક્ષ્મજ્ઞાનદૃષ્ટિ થયા બાદ આત્મધર્મનો યથાર્થ ભાસ થાય છે. મનવાણીથી ભિન્ન આત્મસ્વરૂપ સમજી જે ભવ્યો તેને આદરે છે. તે તેને પામી શકે છે. ષટ્કારકની શુદ્ધિથી પરમધર્મનાથ આત્મા બને છે. વિઘ્નકારકપ્રમાદદશા પરિહરી મુનિગુરૂની આજ્ઞાનુસાર અપ્રમત્તભાવે શુધ્ધોપયોગમાં સ્થિર રહેવું.

હે ભવ્ય ! ડાહ્યાભાઈ આ પ્રમાણે મિથ્યાત્વ વિપાકનો નાશ થાય ત્યારે સમ્યગ્ ધર્મ સ્વરૂપ સમજાય છે. આ પ્રમાણે કહી શ્રી સદ્દગુરૂ મૌન રહ્યા. ડાહ્યાભાઈ સમ્યગ્ ધર્મ સમજી શ્રદ્ધા કરી વંદન કરી સ્વસ્થાનકે ગયા.

રત્નચંદ્ર નામના એક ભવ્ય ભકત શ્રી સદ્દગુરૂ પાસે આવ્યા. વિધિપૂર્વક વંદન કરી શ્રી સદ્ગુરૂની આજ્ઞા લેઈ પ્રશ્ન કર્યું કે હે ભગવન્ !!! અષ્ટકર્મના વિપાકોને જીતતાં શું થાય. અષ્ટકર્મના વિપાકો જીતવામાં કોની જરૂર છે. તે કૃપા કરી જણાવશો.

શ્રી સદ્દગુરૂ ભગવન્ કહે છે કે હે ભવ્ય ! સમ્યગ્દર્શન સમ્યગ્જ્ઞાન અને સમ્યગ્ચારિત્રથી અષ્ટકર્મના વિપાકોનો નાશ થાય છે. અનાદિકાળથી જીવ ચતુર્ગતિમાં પરિભ્રમણ કરે છે. નરકનિગોદનાં અનંત દુઃખનો ભોગવનાર આત્મા છે. અશુદ્ધ પરિણતિથી પોતાનું શુદ્ધ સ્વરૂપ જાણ્યું નહિ. આત્માના શુદ્ધ સ્વરૂપની પ્રતીતિ કરી નહીં. તેથી જીવ જન્મ જરા મૃત્યુનાં

દુ:ખ પામે છે. હે ભવ્ય ! મહા પુણ્યયોગે મનુષ્યનો જન્મ મળે છે. તેમાં પણ આર્યદેશ, ધર્મપ્રાપ્તિ યોગ્ય ઉત્તમકૂળ, પંચેન્દ્રિય પરિપૂર્ણપણું પામવું દુર્લભ છે. શ્રી જિનેશ્વરવાણીનું શ્રવણ કરવું, મહાદુર્લભ છે. અને તેની શ્રદ્ધા થવી મહા દુર્લભ છે. જૈનધર્મની શ્રદ્ધા થઈ તો પણ સદાચારરૂપ વિરતિ માર્ગમાં પ્રવેશ કરવો મહા દુર્લભ છે. વિરતિપણું આદરી શકાય છે, કિંતુ તેમાં વીર્ય શક્તિ ફોરવવી એ મહા દુર્લભ છે. અહો એકેક ઉત્તરોત્તર સદ્ગુણ દુર્લભ છે. અન્તરદૃષ્ટિ થવી દુર્લભ છે. કોઈ ભવ્યજીવ જ્ઞાનદશા પામી અન્તરદૃષ્ટિથી આત્મસ્વરૂપમાં રમણતા કરે છે. તેનાથી કર્મની પ્રકૃતિયો દૂર નાસે છે, તે શ્રી મલ્લિનાથની સ્તુતિદ્વારા જણાવે છે. શ્રી મલ્લિનાથે પોતાનું સ્વરૂપ કર્મના વિપાકોને હઠાવી પ્રાપ્ત કર્યું તેમ ભવ્ય જીવ પણ સ્વસ્વરૂપ પ્રાપ્ત કરે છે.

## १९ श्री मल्लिनाथ स्तवनम्.

सेवक केम अवगणिये हो, मल्लिजिन. एह अब शोभा सारी;
अवर जेहने आदर अति दीए, तेहने मूल निवारी हो. मल्लि. १

**ભાવાર્થ**—અહો શ્રી મલ્લિજિન પરમેશ્વર તમોએ પૂર્ણ સ્વરૂપ પ્રાપ્ત કર્યું છે, પરમાનંદ સમયે સમયે ભોગવો છો પોતાના શુદ્ધ સ્વરૂપની શોભા સારી પામ્યા છે ત્યારે સેવકની કેમ અવગણના કરો છો. આપના સેવકને આપશ્રીના જેવી શોભા કેમ અર્પતા નથી. મારી અવજ્ઞા કરવી તે આપને યોગ્ય નથી. આપશ્રીની અપૂર્વ શોભાનું મુખ્ય કારણ તો એ છે કે અન્યદેવો કે જે મોક્ષ પામ્યા નથી તે પરભાવનો અતિસત્કાર કરે છે. ત્યારે તમોએ પરભાવનો મૂળમાંથી ક્ષય કર્યો છે. તેથી આપનું અપૂર્વ સદ્વર્તન ભાસે છે. હે પ્રભુ ! બાહ્યશોભાના કરતાં આપની અભ્યંતર શોભા બહુ સારી છે. આપની અભ્યંતર શોભાનું લક્ષજિહ્વાથી પણ વર્ણન કરી શકાતું નથી. અજ્ઞજીવો તો આપના પરમાત્મ

સ્વરૂપને ઓળખી શકતા નથી. અજ્ઞજીવોની સ્થૂલબુદ્ધિ હોય છે. કેટલાક જીવો તો એવા મિથ્યાત્વગ્રહગ્રસિત હોય છે કે તે આપના પરમાત્મસ્વરૂપનો ગંધ માત્ર પણ લેઈ શકતા નથી. કેટલાક તો મિથ્યાત્વના ઉદયે પરમાત્મસ્વરૂપની કોઈ વાર્તા કરે છે તો કલેશ પામે છે. કેટલાક જીવો આપશ્રીના પરમાત્મસ્વરૂપની શ્રદ્ધા ધારણ કરે છે પરંતુ કુગુરૂનો સંગ થતાં શ્રદ્ધાથી ભ્રષ્ટ બને છે. અહો શ્રી મલ્લિનાથ પરમાત્મા આપના આત્માને ધન્ય છે કે જે આત્માએ પોતાનું શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કર્યું. શ્રી ભગવાન્‌ના આગમથી જ્ઞાન પ્રાપ્ત કરી શ્રી આનંદઘનજી મલ્લિનાથ ભગવાને જેવી રીતે પોતાનું શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કર્યું તે બતાવે છે

**ज्ञानस्वरुप अनादि तमारु, ते लीधुं तुमे ताणी;**
**जुओ अज्ञान दशा रीसावी, जातां काण न आणी हो म. ॥२॥**

હે ભગવન્! તમારૂ જ્ઞાનસ્વરૂપ અનાદિ કાળથી જ્ઞાનાવરણીય કર્મના સદ્‌ભાવે આચ્છાદિત હતું તે તમોએ પ્રગટ કર્યું. ત્યારે અનાદિ કાળથી લાગેલી અજ્ઞાનદશા રીસાણી, અને તે રીસાઇને ચાલી ગઇ તો પણ તમે એમ ન વિચાર્યું કે અહો આ અનાદિ કાળથી મારી સાથે હતી ને હવે કેમ છૂટી પડે છે. ભગવાન્‌ના આત્માને અજ્ઞાનદશા મુંઝાવતી હતી. જરામાત્ર પણ સુખ આપતી નહોતી. ઉલટું પરભાવયોગે મહા દુઃખ થતું તેથી અજ્ઞાનદશા રીસાઇને ચાલી જાય તેમાં ભગવાન્ શા માટે જરામાત્ર પણ વિચાર કરે. ' મતિજ્ઞાનાવરણીય, શ્રુતજ્ઞાનાવરણીય, અવધિજ્ઞાનાવરણીય, મનઃપર્યવ જ્ઞાનાવરણીય, અને કેવલજ્ઞાનાવરણીય ' એ પંચ આવરણનો ક્ષય કરી પરિપૂર્ણ સર્વજ્ઞ થયા.

**निद्रा सुपन जागर उजागरता, तुरिय अवस्था आवी;**
**निद्रा सुपन दशा रीसाणी, जाणी न नाथ मनावी हो. मल्लि. ३**

**ભાવાર્થ**—ભવ્ય જીવોમાં તથા અભવ્ય જીવોમાં 'નિદ્રા તથા સ્વપ્નદશા ' છે. ભવ્ય જીવને ભવ્યત્વ પરિપાક ત્રયોદશમ ગુણસ્થાનકમાં થાય છે. તે સમયે ' નિદ્રા તથા સ્વપ્નદશા ' નો

નાશ થાય છે. એ બે દશાઓ આપનાથી રીસાણી અને ચાલવા માંડી પણ આપે મનાવી નહીં. એ બે દશાથી આત્માનું સહજ સુખ યથાયોગ્ય અનુભવાતું નહોતું માટે તે ગઇ તો ભલે ગઇ, એમ જાણ્યું. ત્રયોદશમ ગુણસ્થાનકમાં 'જાગ્રત-દશા' પરિપૂર્ણ પામે. તથા ચતુર્દશમ ગુણસ્થાનકના અંતથી સિદ્ધમાંઉજાગર દશા હોય એમ આનંદઘન કૃત મલ્લિનાથ સ્તવન ટબામાં જ્ઞાનવિમલસૂરિ કહે છે શ્રી યશોવિજયજી ઉપાધ્યાયે ચાર ચેતનાની દશાઓ બતાવી છે. ૧ બહુ શયન. ૨ શયન. ૩ જાગરણ. બહુ જાગરણ તેમાં પહેલા ત્રણ ગુણઠાણે બહુ શયન દશા. અને ચોથાથી છઠ્ઠા સુધી શયનદશા અને સાતમાથી બારમા સુધી જાગરણ દશા અને તેરમાથી ચૌદમા સુધી બહુ જાગરણ દશા એમ સમજવું. તેમાં આચાર્યોના મત પ્રમાણે ભેદ હોય તો આગ્રહ નથી. તત્ત્વ કેવલી ભગવાન્ જાણે.

**समकित साथे सगाइ कीधी, सपरिवारशुं गाढी,**
**मिथ्यामति अपराधण जाणी, घरथी बाहिर काढी हो. मल्लिजिन. ४**

**ભાવાર્થ**—હે ભગવન્, તમોએ ઉપશમ, સંવર. વિવેક આદિ પરિવાર સહિત સમ્યક્ત્વની સાથે ક્ષાયિક ભાવે ગાઢ મિત્રતા કરી સમ્યક્ત્વ મોહનીય, મિશ્ર મોહનીય, અને મિથ્યાત્વ મોહનીયરૂપ દર્શન મોહનીયનો સંપૂર્ણ નાશ કર્યો. તેથી આપશ્રીએ આત્માનું સમ્યક્ સ્વરૂપ દીઠું મિથ્યાત્વના ઉદયથી પ્રગટતી એવી એજ અનાદિકાળથી મિથ્યામતિ હતી. તેને અપરાધિની ગણી આત્માના અસંખ્ય પ્રદેશરૂપ ઘરમાંથી તમોએ બાહિર

**हास्य अरति रति शोक दुगंच्छा, भयपामर करशाली**
**नोकषाय श्रेणिगज चढतां, श्वान तणी गति जाली हो. मल्लि. ५**

હે ભગવન્ તમો જ્યારે ક્ષપક શ્રેણિરૂપ ગજઉપર ચઢયા ત્યારે હાસ્ય, રતિ અરતિ, ભય, શોક. દુગંછ એ શ્વાન તણી ગતિ પકડી જેમ રાજમાર્ગમાં હાથી ચાલે છે ત્યારે કૂતરાં ભસે

છે. પણ કંઈ વળતું નથી. તેમ હે ભગવન્ તમો પૃથક્ત્વ વિતર્ક સપ્રવિચારરૂપ શુકલ ધ્યાનથી ક્ષપક શ્રેણિ ઉપર આરૂઢ થયા ત્યારે નોકષાયની પ્રકૃતિયોના સ્કંધો જે આત્માના પ્રદેશોની સાથે ક્ષીર-નીરવત્ પરિણમ્યા હતા તે સર્વ દૂર થઇ ગયા છે. ક્ષપકશ્રેણિરૂપ હાથી ઉપર આત્મા ચઢેલો દેખી નોકષાયરૂપ કૂતરાં હાઉ હાઉ ભસતાં દૂર નાસી ગયાં. બંધ, ઉદય, ઉદીરણા અને સત્તાનો સર્વથા પ્રકારે ક્ષય થાય છે તેને ક્ષાયિકભાવ કહે છે. સારાંશ કે નોકષાયના વિ-પાકોનો તમે સર્વથા ક્ષય કર્યો. માટે મારે પણ કરવો જોઇએ. હવે કષાય પ્રકૃતિયોનો નાશ ભગવાને કર્યો તે બતાવે છે.

**रागद्वेष अविरतिनी परिणति, ए चरण मोहना योधा**
**वीतराग परिणति परिणमतां, उठी नाठा बोधा हो. मल्लि. ६**

**ભાવાર્થ**—પરવસ્તુપર ઇષ્ટપણાની બુદ્ધિ તે રાગ અને પર વસ્તુપર અનિષ્ટપણાની બુદ્ધિને દ્વેષ કહે છે. રાગ અને દ્વેષ સંસારનું મૂળ છે. રાગ અને દ્વેષથી જીવ પોતાના સામર્થ્યને પ્રગટાવી શકતો નથી. ચોરાશી લાખ જીવયોનિમાં પરિભ્રમણ કરાવનાર રાગ દ્વેષ છે, ચઉદરાજ લોકમાં રાગદ્વેષનું રાજ્ય છે. અનંતજીવોને અનાદિ કાળથી રાગ દ્વેષ લાગ્યા છે. જ્યારે રાગ દ્વેષ ટળે છે ત્યારે આત્મા મુક્ત કહેવાય છે. રાગ દ્વેષનો નાશ કરે તે મોટામાં મોટો દેવ કહેવાય છે કહ્યું છે કે.

**श्लोक.**

**रागद्वेषौ महामल्लौ, दुर्जितौ येननिर्जितौ**
**महादेवं तु तं मन्ये, शेषा वै नामधारकाः ॥ १ ॥**

દુઃખે કરી જીતવા યોગ્ય એવા રાગદ્વેષરૂપ મહામલ્લ જેણે જીત્યા છે તે મહાદેવ કહેવાય છે. બાકીના તો નામ માત્ર ધારણ કરનારા મહાદેવ સમજવા. રાગદ્વેષ ટળતાં સર્વ દોષ ટળ્યા કહે-વાય છે. અવિરતિની પરિણતિ પણ આત્માના સ્વરૂપમાં રમણતા કરતાં ટળે છે. રાગદ્વેષ તથા અવિરતિની પરિણતિ એ ત્રણ ચારિત્ર

મોહનીયરૂપ મોહના યોદ્ધા ( લડવૈયા છે. ) ચારિત્રમાં પ્રવૃત્તિ કરતાં એવા મુનિરાજોને પણ એ યોદ્ધા પાડી નાખે છે. પરંતુ હે પરમાત્મા મલ્લિનાથ સ્વામિન્! તમો જ્યારે વીતરાગ પરિણતિમાં પરિણમ્યા ત્યારે તેમણે વિચાર કર્યો કે અમારાથી વિરોધી વીતરાગ દશા આવી માટે હવે રહેવાય જ નહીં એવો જાણે વિચાર જ કર્યો ન હોય એમ ચારિત્ર મોહનીયના યોદ્ધા તમારા આત્મ પ્રદેશોમાંથી ક્ષાયિકભાવે દૂર ખસી ગયા. આજ હેતુથી હે ભગવન્ તું જગત્માં મહાદેવ કહેવાય છે. રાગદ્વેષનો નાશ કરનાર હે ભગવન્ તમારૂં પૂજ્યપણું ત્રણ જગત્માં હોય તેમાં શું આશ્ચર્ય ! રાગદ્વેષ હઠાવવાનું આત્મ સામર્થ્ય જોઇ ચોસઠ ઇન્દ્રો પણ તમારી પૂજા સેવા કરે તેમાં શું આશ્ચર્ય ! હે ભગવન્ તમારી વીતરાગ દશાને ધન્ય છે હું પણ તેવી ઇચ્છું છું.

વેદના ઉદયરૂપ વિપાકનો પણ ભગવાને નાશ કર્યો તે સ્તુતિ દ્વારા જણાવે છે.

**वेदोदय कामा परिणामा, काम्यक रस सहु त्यागी**
**निःकामी करुणारस सागर, अनंत चतुष्क पद पागीहो मल्लि. ७**

સ્ત્રી વેદ, પુરૂષ વેદ, નપુંસક વેદ આ ત્રણ વેદ કહેવાય છે. વેદોદય કામ પરિણામથી જે કામ્ય કરસ ભોગવાય છે તેના હે ભગવન્ તમે ત્યાગી છો. ક્ષપક શ્રેણિએ ચઢીને ત્રણ વેદનો પણ હે ભગવન્ તમોએ નાશ કર્યો છે. તેથી તમો કામ માત્રના ત્યાગી છો. કોઈ પણ પદાર્થની કામના રહી નથી. માટે હે ભગવન્ તમો કરૂણારસના સમુદ્ર છો. અનંતજ્ઞાન, અનંતદર્શન, અનંત ચારિત્ર, અનંત વીર્ય, આ ચતુષ્કમાં સમયે સમયે લીન છો. આપશ્રીની અપૂર્વ ધર્મ લક્ષ્મી પ્રગટેલી જાણી હું પણ આત્મસ્વભાવમાં શુદ્ધોપયોગીપણે રમવા તલ્લીન થાઉ છું. આપે જે જે ગુણો ઉત્પન્ન કર્યા તે તે સદ્ગુણો પ્રાપ્ત કરવા હું પ્રયત્ન કરૂં છું ભગવાને અંતરાય કર્મનો નાશ કર્યો તે જણાવે છે.

दान विघन वारी सहु जनने, अभय दान पद दाता,
लाभ विघन जग विघन निवारक, परम लाभ रसमाताहो मल्लि. ८
वीर्य विघ्न पंडित वीर्यहणी, पूरण पदवी योगी
भोगोपभोग दोय विघन निवारी, पूरण भोग सुभोगीहो. मल्लि ९

ભાવાર્થ—હે ભગવન્ તમોએ દાનાંતરાય કર્મ નિવાર્યું તેથી અનંત દાન ગુણ પામ્યા. આપના અનંતદાન ગુણની સ્તુતિથી, ધ્યાનથી જગત્ના જીવો પણ અનંત દાનના ભોગી થાય છે, દાન-ગુણથી જગત્ જીવોને અભયદાન પદ દેનારા થયા. તેમ લાભાં-તરાય કર્મ નિવારી અનંત લાભરસમાં મગ્ન થયા. પંડિત વીર્ય-વડે વીર્યાંતરાય કર્મ છેદી અનંત વીર્યથી પૂર્ણ સ્વરૂપના ભોગી થયા. ભોગાંતરાય અને ઉપભોગાંતરાય કર્મ હણી અનંત નિજગુણ ભોગ અને અનંત નિજગુણના ઉપભોગી થયા. આપના સર્વ સદ્-ગુણો પ્રગટપણે થયા. હે પ્રભુ આપના જેવા મારામાં ગુણો છે તે આપની સ્તુતિ તથા ધ્યાનથી શુદ્ધોપયોગે પ્રગટાવા પ્રયત્ન કરૂં છું.

અષ્ટાદશ દોષ રહિત પ્રભુ થયા તે જણાવે છે.

ए अढार दूषण वर्जिततनुं, मुनिजन वृन्दे गाया.
अविरतिरूपक दोष निरूपण, निर्दूषण मन भाया हो. मल्लि. १०
इणविध परखी मन विश्रामी, जिनवर गुण जे गावे;
दीनबंधुनी महिर नजरथी, आनन्दघनपद पावेहो. मल्लि. ११

એ અષ્ટાદશ દોષ વર્જિત શ્રીમલ્લિનાથ ભગવાન્નો અસં-ખ્યાત પ્રદેશરૂપ આત્મા છે. મુનિનાવૃન્દે શ્રીમલ્લિનાથ ભગવાન્ને ગાયા છે. અવિરતિઆદિ દોષનું નિરૂપણ જાણવું. અષ્ટાદશ દોષ રહિત પ્રભુ મારા મનમાં રૂચ્યા છે. આત્મા તે પરમાત્મારૂપ થાય છે. પણ જ્યાં સુધી અષ્ટાદશ દોષ વર્તે છે ત્યાં સુધી ભવ ભ્રમણ મટતું નથી. માટે નિર્દોષી એવા પ્રભુનું અવલંબન કરવું તે જ સારમાં સાર છે. પરમાત્માનું સ્વરૂપ શુદ્ધ પરખીને જે મનમાં પ્રભુનું સ્વરૂપ ધ્યાવે છે. પ્રભુના ગુણગાવે છે તે દીનબંધુ શ્રી

પરમાત્માની પરમકૃપાથી પોતાનું આનંદઘનપદ પાવે છે. પ્રથમાવસ્થામાં પ્રભુનું આલંબન કરવું. જોઇએ. નિરાલંબન સ્થિતિ થતાં આલંબનની આવશ્યકતા નથી. પ્રભુના શુદ્ધ સ્વરૂપનું વસ્તુતઃ ઉપયોગથી અવલંબન કરવું જોઇએ. જેવા પ્રકારનું બાહ્ય વા અંતરંગ આલંબન હોય છે તેવા પ્રકારનું ફળ પ્રાપ્ત થાય છે. બાહ્ય કરતાં અન્તરંગ પ્રભુના સદ્દગુણોનું આલંબન અપ્રમત્ત ભાવે કરવું જોઇએ. બાહ્યના જે ગુણો છે તે આત્માના ગુણો નથી. આત્માના ગુણો પુગદ્દલમાં નથી. આત્માના ગુણો સર્વ અરૂપી છે. કેટલાક બાહ્ય સદાચાર માત્ર કે જે નૈગમનયની કલ્પના છે તેને ધર્મ કહે છે તે પણ કર્મવિપાકોનો નાશ કરી શકતા નથી. અન્તરંગ જ્ઞાનાદિ ગુણ છે તે જ સત્ય ધર્મ છે તેમાં રમવું તે નિરાલંબન ધર્મ છે. આવિર્ભાવે સંપૂર્ણ ધર્મ પ્રગટતાં આત્મા તે ‘પરમાત્મા’ કહેવાય છે. શ્રીસદ્દગુરૂનો આ પ્રમાણે સદુપદેશ સાંભળી રત્નચંદ પોતાને ઘેર ગયો.

વર્ધમાન નામના એક ભક્ત શ્રીસદ્દગુરૂ પાસે આવીને વિધિપૂર્વક વંદન કરી કહેવા લાગ્યા કે, હે સદ્દગુરો, કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ, અને ઉદ્યમ, આ પંચ કારણોથી કાર્યની સિદ્ધિ થાય છે. અષ્ટકર્મના વિપાક નાશ કરવામાં પણ આ પંચકારણોની જરૂર પડે છે ત્યારે તેનું શું સ્વરૂપ છે તે કૃપા કરી જણાવશો.

શ્રીસગુદ્દરૂ કહે છે કે, હે શિષ્ય, કાલ, સ્વભાવ, નિયતિ, કર્મ, અને ઉદ્યમ આ પંચ કારણથી જ કાર્ય સિદ્ધિ થાય છે. કાલપણ કાર્ય પ્રતિ કારણ છે. અમુક વર્ષની બાલિકા થાય છે ત્યારે તે ગર્ભ ધારણ કરી શકે છે અમુક રૂતુમાં અમુક વનસ્પતિને અમુક ફળ આવે છે. અમુક કાળમાં વૃષ્ટિ થાય છે. રાત્રીમાં જ કેટલીક વનસ્પતિયો વૃદ્ધિ પામે છે. અને કનકડી કે જેને કેટલાક વાનર નાળીયેરી કહે છે તે દીવસમાં વૃદ્ધિ પામે છે. રાત્રીના સમયમાં અમુક કાર્ય સિદ્ધ થાય છે. કેટલાંક કાર્ય દીવસમાં સિદ્ધ થાય છે. ચોથા આરામાં જીવ સંપૂર્ણ મુક્ત થાય છે ચોવીસ તીર્થંકર

અમુક કાળમાં મુક્તિ પામે છે. માટે કાલ પણ કાર્ય પ્રતિ કારણ કહેવાય છે. સ્વભાવ પણ કાર્યપ્રતિ કારણ કહેવાય છે. આમ્રવૃક્ષનો સ્વભાવ આમ્રવૃક્ષ લાવવાનો હોય છે. લીંબડાને લીંબોળી આવે છે ભવ્ય જીવ મુક્તિ પામે છે પણ અભવ્ય જીવ મુક્તિ પામતા નથી. ભવ્ય જીવ સંપૂર્ણ કર્મ વિપાકનો નાશ કરી શકે છે. સ્વભાવ છે માટે, નિયતિ એટલે ભાવી ભાવ, જે કાળે જે થવાનું હોય છે તે થાય છે. ભાવીના ઉદરમાં રહેલું કાર્ય મિથ્યા થતું નથી. કાર્યપ્રતિ નિયતિ પણ કારણ છે. કાર્યપ્રતિ કર્મ પણ કારણ હોય છે, શુભકાર્ય માટે શુભકર્મ કારણ છે. અશુભકાર્ય માટે અશુભકર્મ કારણ છે. મોક્ષરૂપ કાર્યના માટે પુણ્યાનુબંધી પુણ્યરૂપ કર્મ કારણપણે વર્તે છે. પુણ્યાનુબંધી પુણ્યમાં પણ અનેક ભેદ પડે છે. પુણ્યાનુબંધી પુણ્યમાં ષડ્ ગુણ હાનિ વૃદ્ધિ પરિણમે છે, પુણ્યાનુબંધિપુણ્ય જ્ઞાનદર્શનચારિત્રની સામગ્રી પ્રાપ્ત કરાવે છે. મોક્ષ નગરી પ્રાપ્ત કરવામાં પુણ્યાનુબંધિ પુણ્ય વળાવા સમાન છે, શુભ કર્મથી વજ્રૠષભનારાચસંઘયણ પ્રાપ્ત થાય છે, મનુષ્ય જન્મવિના મોક્ષની પ્રાપ્તિ થતી નથી, મનુષ્યનો જન્મ શુભ કર્મવિના થતો નથી, માટે પરંપરાએ પુણ્ય કર્મ પણ મુક્તિરૂપ કાર્યમાં કારણ હોય છે, ઉદ્યમ પણ મુક્તિ પ્રતિ કારણ છે. સત્યઉદ્યમવિના મુક્તિ મળી શકતી નથી, ઉદ્યમ સર્વ કારણોની નજીકમાં આત્માને મૂકે છે. જે લોકો જેવું બનવાનું હશે તેમ બનશે એમ નિશ્ચય કરી ઉદ્યમ કરતા નથી તે લોકો કાર્યની સિદ્ધિ કરી શકતા નથી, એક સ્ત્રીને પુત્ર થવાનો હોય છે તે પ્રતિકાલ પણ કારણ છે, તેમજ સ્ત્રીને પુત્ર થાય પણ પુરૂષના ઉદરમાં પુત્ર થાય નહિ માટે સ્વભાવ પણ કારણપણે વર્તે છે, કેટલીક સ્ત્રીઓને ગર્ભ રહે છે પણ કર્મયોગે ગળી જાય છે માટે પુત્રનું ગર્ભની બહાર નીકળવું પણ તે પ્રતિ 'નિયતિ' પણ કારણ છે. મનુષ્યજાતિ તરીકે ઉત્પન્ન થવાનું જે જીવે કર્મ બાંધેલું હોય છે તે જીવ સ્ત્રીના ઉદરમાં ઉત્પન્ન

થાય છે અન્યજીવ થતો નથી માટે કર્મપણ પુત્રોત્પત્તિમાં કારણ છે, સ્ત્રીના ઉદરમાં ઉત્પન્ન થએલા જીવે ગર્ભમાં આહાર ગ્રહણ કરવાનો ઉદ્યમ કર્યો. યદિ ન કર્યો હોત તો વૃદ્ધિ પામત નહિ માટે પુત્રોત્પત્તિમાં ઉદ્યમ પણ કારણ છે. એમ સર્વત્ર કારણ કાર્યવાદ સમજવો. ભવ્યજીવ હોય તો પણ તે ઉદ્યમ ન કરે તો શુભ કર્મ પણ પ્રાપ્ત કરી શકતો નથી, અને મુક્તિ પણ પ્રાપ્ત થતી નથી, ઉદ્યમથી કર્મ બને છે. શુભ કર્મ યા અશુભ કર્મ બાંધવાં તે પણ શુભ યા અશુભ ઉદ્યમના હાથમાં છે, શુભ ઉદ્યમથી પુણ્યકર્મ બંધાય છે અને તે ધર્મ સામગ્રીપ્રતિ કારણ પણે વર્તે છે. વસ્તુતઃ શુભકર્મ અને અશુભકર્મ આત્માથી ભિન્ન છે, શુભકર્મ મુક્તિરૂપ કાર્યમાં નિમિત્ત હેતુ છે પણ ઉપાદાન હેતુ નથી, કેટલાક લોકો શુભ કર્મનેજ એકાંતે ધર્મ માને છે તે વસ્તુસ્વરૂપ યથાર્થ સમજી શકતા નથી, શુભકર્મરૂપ ધર્મ તે વ્યવહાર ધર્મ નથી. મોક્ષ સુખની પ્રાપ્તિ માટે ઉદ્યમ કરવો જોઇએ. કર્મના ઉપર આધાર રાખીને બેસી રહેવું યોગ્ય ગણાતું નથી, ઉદ્યમ કરવાથી જ્યારે શુભ કર્મ વા મુક્તિની પ્રાપ્તિ થાય છે ત્યારે કર્મના ઉપર એકાંત વિશ્વાસ રાખી બેસી રહેવું તે કેમ સારૂ ગણી શકાય ? મનુષ્યજન્મ તથા મનઃશક્તિ મળી છે તો તેનાથી મુક્તિરૂપ કાર્ય સાધી શકાય છે, જેજે અંશે આત્મધર્મોદ્યમનો ઉદ્યમ કરવામાં આવે છે તેતે અંશે કર્મવિપાકનો નાશ થાય છે અને તેથી તેતે અંશે આત્મધર્મની પ્રગટતા થાય છે. આત્મધર્મની પ્રગટતા કરવી તે કર્મવિપાકના નાશ ઉપર આધાર રાખે છે. કર્મના વિપાકોનો નાશ ઉદ્યમવિના થતો નથી. ઉદ્યમના નિમિત્ત અને ઉપાદાનથી અનેક ભેદ પડે છે. ઉદ્યમ એ આત્માની અપૂર્વ બળવાળી શક્તિ છે, જ્યારે ત્યારે પણ જ્ઞાનદર્શન ચારિત્રનો ઉદ્યમ કર્યાવિના સિદ્ધિ થતી નથી, કર્મનિમિત્ત કારણરૂપ છે અને ઉદ્યમ તો બાહ્ય અને અભ્યંતર ભેદથી નિમિત્ત અને ઉપાદાનરૂપ હોય છે, આત્મશક્તિરૂપ ઉદ્યમનો વિકાશ જેમ વિશેષતઃ પ્રકાશતો

જાય છે તેમ તેમ કર્મરૂપ પડદો ચીરીને આત્મા નિર્મલ બને છે અને પોતાનું રૂપ દેખી શકે છે, શ્રી ભરતરાજા અને મરૂદેવીમાતા તેમજ આષાઢાભૂતિએ પણ અધ્યાત્મજ્ઞાનભાવનારૂપ ઉદ્યમથી ક્ષપક શ્રેણીપર ચઢી પરમાત્મસ્વરૂપ પ્રાપ્ત કર્યું. ધર્મ ક્રિયારૂપ ઉદ્યમની વિશેષતઃ પ્રાપ્તિ કરવી જોઇએ, જે જીવો બાહ્યદશા ધામધૂમરૂપ ઉપયોગશૂન્ય ક્રિયારૂપ ઉદ્યમને એકાંતે પકડીને અન્તર ક્રિયારૂપ ઉદ્યમમાં રાચતા નથી, તેમનું ખરા ઉદ્યમવિનાનું જીવન સમજવું. સ્વસ્વરૂપ રમણતારૂપ ઉદ્યમથી આત્માની અનેક શક્તિયો પ્રકાશી નીકળે છે, ઉદ્યમથી કાલાદિક કારણની આસન્નતા પ્રાપ્ત થાય છે, કેટલાક જીવો કર્મઉપર આધાર રાખી બેસી રહે છે પણ તેઓને સમજવું જોઇએ કે ઉદ્યમ વિના કર્મથી કંઈ આત્મહિત થવાનું નથી, અન્તરની ક્રિયારૂપ ઉદ્યમશક્તિથી આત્મધર્મ પ્રાપ્ત થાય છે. ઉદ્યમ ઉપર આધાર રાખવો જોઇએ, આ ભવમાં યાવત્ પ્રમાણમાં ઉદ્યમ કરવામાં આવશે તાવત્ પ્રમાણમાં સિદ્ધિ થશે. પરિપૂર્ણ સિદ્ધિ માટે પરિપૂર્ણ ઉદ્યમની જરૂર છે. જે જે વિષયનો ઉદ્યમ કરવામાં આવે છે તે તે વિષયની પ્રાપ્તિ થાય છે, આત્મધર્મની પ્રાપ્તિ સંબધમાં તો આત્મજ્ઞાન ઉપર આત્મોદ્યમનો આધાર રાખવામાં આવે છે. શ્રી સદ્‌ગુરૂનું અવલંબન કરી આત્મોદ્યમ કરવો જોઇએ એમ શ્રી જિનવર વાણી મુક્તકંઠથી પ્રકાશે છે. જો કે કાર્યની સિદ્ધિ થાય છે ત્યારે તો પંચ કારણ મળે છે જ, તો પણ ઉદ્યમ ઉપર વિશેષ ભાર મૂકવામાં આવે છે તેનું કારણ એ છે કે બાળજીવો કારણ કાર્યનું યથાર્થ સ્વરૂપ સમજી શકતા નથી. અને એકેક વાત પકડી પાડે છે અને કહે છે કે જેવું કર્મમાં લખ્યું હશે તેવું બનશે પણ તેઓ સમજતા નથી કે શુભાશુભ કર્મ પણ સારા ખોટા ઉદ્યમથી બન્યું છે. સારા અને નઠારા વિચારો તથા આચારોથી શુભાશુભ કર્મ બંધાય છે. આ વખત મળેલા મનુષ્ય જન્મમાં પણ જેવા શુભાશુભ વિચારરૂપ ઉદ્યમ

કરશો તેવું ફળ અવશ્ય પ્રાપ્ત થશે. શુદ્ધ વિચારરૂપ ઉદ્યમ કરવો આત્માના હાથમાં છે. જો તેવો શુદ્ધ વિચારરૂપ ઉદ્યમ કરે તો અવશ્ય અનેક શક્તિયોનો પ્રકાશ થઈ શકે. જ્ઞાની શ્વાસોશ્વાસમાં અનંતભવ કૃત કર્મનો ક્ષય કરે છે તેનું કારણ પણ એ છે કે તે અપ્રમત્તદશામાં રહી શુદ્ધ વિચારોથી સ્વસ્વરૂપમાં સ્થિરતા પામે છે. અજ્ઞાની જન જ્ઞાન ન હોવાથી શુદ્ધ વિચારરૂપ ઉદ્યમ કરી શકતો નથી. અજ્ઞાની ગુરૂબોધથી અશુભ વિચારમાંથી પ્રથમ તો શુભ વિચાર આચારમાં જોડાય છે. અને પશ્ચાત્ શુદ્ધ વિચારમાં જોડાય છે. શુદ્ધ વિચારથી આશ્રવની દશા ક્ષીણ થાય છે અને સંવરની વૃદ્ધિ થાય છે. નિર્જરા તત્ત્વ પણ ખીલે છે અંતે આત્મા, સંપૂર્ણ કર્મનો ક્ષય કરીને સિદ્ધબુદ્ધ પરમાત્મા થાય છે. શ્રી સ્યાદ્વાદદર્શનમાં ધર્મ તત્ત્વ યોગ્ય જીવો પન્નર ભેદે સિદ્ધ થઇ શકે છે.

પ્રવચન આધાર ભૂત ચતુર્વિધ સંઘમાં સિદ્ધ થએલા તે 'તીર્થ સિદ્ધ' કહેવાય છે. તીર્થના અભાવે જાતિ સ્મરણઆદિથી સિદ્ધ થએલા 'અતીર્થ' કહેવાય છે. મરૂદેવી વિગેરે અતીર્થ સિદ્ધ જીવો જાણવા. મરૂદેવા માતા સિદ્ધ થયાં ત્યારે તીર્થ ઉત્પન્ન થયું નહોતું. પોતાની મેળે બાહ્ય હેતુ વૈરાગ્ય વિના જાતિ સ્મરણથી બોધ પામેલા જે સિદ્ધ થયા તે 'સ્વયં બુદ્ધસિદ્ધ' જાણવા, વૃષભાદિ બાહ્ય નિમિત્તથી સિદ્ધ થયા તે કરકંડુ વિગેરે 'પ્રત્યેક બુદ્ધસિદ્ધ' જાણવા.. આચાર્યાદિ બુધથી બોધ પામી જે સિદ્ધ થયા તે 'બુદ્ધબોધિત સિદ્ધ' જાણવા. પુરૂષ લિંગથી જે સિદ્ધ થયા તે 'પુલ્લિંગ સિદ્ધ' જાણવા. કેટલાક સ્ત્રી લિંગ ચંદના પ્રમુખ જાણવા. કેટલાક નપુંસક લિંગ સિદ્ધ જાણવા. રજોહરણાદિ સાધુ લિંગથી જે સિદ્ધ થયા તે 'સ્વલિંગ સિદ્ધ' જાણવા. ચરક પરિવ્રાજક આદિ અન્ય લિંગથી સિદ્ધયા તે 'અન્યલિંગ સિદ્ધ' જાણવા. અન્ય લિંગથી કેવલ જ્ઞાન પામે અને અન્તર્મુહૂર્તમાં આયુષ્ય પુર્ણ કરી મુક્તિ પામે તો રજોહરણાદિ 'સ્વલિંગધારણ' કરે નહિ. આયુષ હોય તો રજોહરણાદિ સાધુવેષ ધારણ કરે તે સંબંધી કહે છે. આવશ્યક વૃત્તિમાં.

एते चान्यलिंगेसत्यपि भावतः सम्यक्त्वचारित्रादिप्रति-पत्ता केवलज्ञानोत्पत्तौ तत् क्षणं सिद्धत्वलाभे दृष्टव्या अन्यथा स्वस्यदीर्घायुर्दर्शने तेऽपि साधुलिङ्गमेत्र प्रतिपद्यन्ते एवंगृहिलिंग सिद्धा अपि मरुदेवीपुण्याढयनृपादयोज्ञेयाः

અન્યલિંગ સિદ્ધ થતાં છતાં પણ ભાવથી સમ્યક્ત્વ ચારિત્રની પ્રતિપ્રતિત્રડે કેવલજ્ઞાનોત્પત્તિમાં સિદ્ધત્વલાભમાં એ દૃષ્ટાંત જાણવાં. અન્યથા પોતાનું દીર્ઘાયુ દેખે તો તેઓ અન્ય લિંગ છોડીને સાધુલિંગને અંગીકાર કરે છે. એ પ્રમાણે ગૃહસ્થલિંગ સિદ્ધપણે મરૂદેવી પુણ્યાઢયનાં દૃષ્ટાંતો જાણવાં. ભરતરાજાને ગૃહાવાસમાં કેવલજ્ઞાન થયું હતું. દેવતાઓ આવ્યા પણ તેમને વાંદ્યા નહિ. જ્યારે સાધુલિંગ અંગીકાર કર્યું ત્યારે દેવતાઓએ વંદન કર્યું. કેવલજ્ઞાન ગમે તે લિંગમાં થાય પણ ઉપદેશ વિગેરે વ્યવહાર કાલમાં સંઘમાં સાધુલિંગની મુખ્યતા છે તે આ ઉપરથી જણાઇ આવે છે. એક સમયમાં એક સિદ્ધયાને એક સિદ્ધ જાણવા.

એક સમયમાં બેથી એકશો આડની સિદ્ધિ થાય તે અનેક સિદ્ધ જાણવા.

આ પ્રમાણે સદુદ્યમથી ભવ્યાત્મા સિદ્ધ બુદ્ધ થઇ શકે છે. સર્વ પ્રકારના કર્મ વિપાકોને જીતી શકે છે. આ પ્રમાણે શ્રીસદ્ગુરૂનું વચનામૃત સાંભળી શ્રદ્ધા કરી વર્ધમાન ભાઇ પોતાને ઘેર ગયા.—

છોટાલાલ નામના એક ભક્ત શ્રીસદ્ગુરૂ પાસે આવી વિનયપૂર્વક વંદન કરી આજ્ઞા લેઈ પૃચ્છા કરવા લાગ્યા કે, હે સદ્ગુરો !!! હું ઉદયમાં આવતા કર્મના વિપાકોને ભોગવતાં કેવી ભાવના રાખું કે જેથી નવીન કર્મ બંધાય નહિ. અને પૂર્વકૃત કર્મનો ક્ષય થઇ જાય. શાતાના વિપાકો ભોગવતાં તો ચિત્ત પ્રફુલ્લ રહે છે. કિંતુ લક્ષ્મી સત્તાનો નાશ અને અનેક પ્રકારના રોગો થાય

છે ત્યારે મનનું ઠેકાણું રહેતું નથી. ભયંકર રોગોમાં અનેક પ્રકારના વિકલ્પસંકલ્પ થાય છે. આત્માનું સ્વરૂપ ભાનમાં રહેતું નથી માટે એવો ઉપાય બતાવો હું કર્મના વિપાકોને જીતીને સ્વસ્વરૂપમાં રહી શકું.

શ્રી સદ્ગુરૂ કહે છે કે, હે ભવ્ય ! તેં બહુશુભપ્રશ્ન કર્યો છે. ત્હારી બુદ્ધિસારી છે. આત્મહિતાર્થે મૂલ પ્રશ્ન છે. ત્હારા શ્રેયઃ માટે જે જે ઉપાયો બતાવું છું તે ધ્યાનમાં રાખજે. અને પ્રસંગ આવે તદા તથારીત્યા પ્રવૃત્તિ કરજે.

ઉદયમાં આવતાં કર્મ ગમે તેવાં હોય તો પણ તે પ્રસંગે આત્મસ્વરૂપમાં ચિત્તવૃત્તિ જોડી દેવી. દેહાધ્યાસ બિલકૂલ ત્યાગ કરી દેવો. કર્મ વિપાકોનું સ્વરૂપ પણ ખરેખર આત્માનું નથી એમ દૃઢભાવના કરવી, કર્મ વિપાકોના પ્રપંચોમાં હું નથી અને તે વસ્તુતઃ મારા નથી એમ પક્વજ્ઞાન કરવું. લક્ષ્મી સત્તાનો નાશ થતાં છતાં પણ આત્માને અનાશવંત દેખવો. અનેક પ્રકારના રોગો થયા છતાં પણ આત્મા તો ખરેખર રોગ રહિત છે એમ ભાવના કરવી. આવી સત્યભાવનાથી આત્મા સ્થિરોપયોગમાં રહી શકે છે. કર્મ વિપાકો તરફ જ્યારે ચિત્તવૃત્તિ જોડવામાં આવે છે ત્યારે વિકલ્પસંકલ્પ થાય છે પણ જો આત્મામાં જ ચિત્ત વૃત્તિ જોડવામાં આવે તો ગમે તેવા વિપાકો સમભાવથી ભોગવી શકાય છે. દુનિયા પ્રસન્ન હોય તો પણ શું ? અને ન હોય તો પણ શું ? ધન રહે, સત્તા રહે તો પણ શું ? અને ન રહે તો પણ શું ? મ્હારૂં સ્વરૂપ જતું નથી તેમ આવતું પણ નથી. જેમ જેમ છે તેમનું તેમ છે. ગમે તેવા પણ જડના પ્રસંગોમાં મ્હારા સ્વરૂપમાં મારે રહેવું જોઇએ. આખી દુનિયા મારાથી વિરૂદ્ધ થઇ જાય તો પણ ખરેખર વસ્તુ વિચારૂં તો મારાથી કોઈ વિરૂદ્ધ નથી. ત્રિયોગથી કોઇનો ઉપકાર થાય તો પણ પ્રત્યુપકારની સ્વાર્થ વૃત્તિ નથી. ગમે તેવા વિષમ સંયોગોમાં પણ મ્હારૂં શુદ્ધ અચળ સ્વરૂપ ભૂલવું જોઇતું નથી વ્યવહારથી જોતાં આત્માની

બાહ્યદશા અનેક સંયોગોમાં અનેક પ્રકારની દેખાય છે તો પણ અન્તરંગશુદ્ધપરિણામથી હું મારા સ્વરૂપમાં અભેદતા અનુભવું છું, મારી શુદ્ધ સ્થિતિ છે. હું અખંડ છું. અજછું, અછેદ્ય છું. અભેદ્ય છું. ઇન્દ્રિયાતીત છું. ત્યારે કેમ બાહ્યસંસર્ગોથી પોતાના સ્વરૂપથી ભ્રષ્ટ બનું ? અલબત કદી ન બનું. લક્ષ્મી વિના કોઇ વખત દુનિયામાં ભિક્ષુક ગણાઉં. અને બાહ્ય લક્ષ્મીથી કોઇ સમય ધનાઢ્ય ગણાઉં તો પણ ખરેખર એ બે પ્રકારની સ્થિતિથી હું આત્મા ન્યારો છું, ત્યારે બે પ્રકારની સ્થિતિના વિકલ્પસંકલ્પ મારે કરવા યોગ્ય નથી. બાહ્યવસ્તુસંબંધી વિકલ્પસંકલ્પ કરવાથી ખરેખર હું આત્મશક્તિનો પ્રકાશ કરી શકતો નથી. આત્મશક્તિયોનો પ્રકાશ તટસ્થભાવે દ્રષ્ટા થઈ હું કરી શકું, તેમ છે. અન્યથા અન્ય કોઇ ઉપાય નથી, મારા જ્ઞાનમાં અનેક પ્રકારના વિપાકો જણાઓ પણ તેમાં હું લેપાઇશ નહિ કારણ કે કર્મના વિપાકોમાં આત્મત્વ લેશ માત્ર પણ જણાતું નથી. ત્યારે હું તેમાં કેમ મમત્વ કરૂં ? જ્ઞાન શક્તિનું સામર્થ્ય છે કે, સ્વપરનો વિવેક કરી તટસ્થભાવમાં આત્માને રાખી શકે, ખરેખર કર્મના વિપાકો મને થાય છે. એવો મોહાધ્યાસ ધારણ કરવાથી બાહ્યના વિચારો સ્ફુરે છે પણ એવો મોહાધ્યાસ ટાળવા પ્રયત્ન કરવો જોઇએ. મોહાધ્યાસનું ગમે તેવું પ્રાબલ્ય હોય તો પણ કર્મના વિપાકોમાં હું નથી અને તે મારા નથી, આવી ઉચ્ચભાવના ધારણ કરવામાં આવે તો શુદ્ધોપયોગમાં બાહ્યદશાનું ભાન રહે નહિ. વિપાકો ભોગવતાં જાણતાં છતાં પણ તેનાથી અલિપ્ત આત્મા રહી શકે, ક્ષણક્ષણનો આરીતે સતત અભ્યાસ હોય તો કોઇ સમયે ગમે તેવા વિપાકોના સંયોગોમાં પણ તટસ્થ ભાવથી આત્મા સર્વ જાણતાં દેખતાં છતાં બંધાય નહીં, અન્તરદૃષ્ટિથી સદાકાળ આત્મા ભિન્ન રહે એવો અપૂર્વ ધ્યાનપ્રયોગ આદરવો જોઇએ, જે જીવો બોલવા માત્ર જ્ઞાન ધારણ કરે છે તે કર્મવિપાકોના સમયમાં ગભરાઈ જાય છે, રૂવે છે, ચિંતા

કરે છે, કોઈ વખતે ગાંડા પણ બની જાય છે પણ આત્માની મૂળસ્થિતિ ઉપર જ્ઞાનદૃષ્ટિથી અડગ રહેનાર તેવા વિપાકના પ્રસંગોમાં મુંઝાતો નથી. દુનિયા મારા માટે શો વિચાર બાંધે છે. દુનિયાની દૃષ્ટિમાં હું કેવો દેખાઉછું તે સંબંધી જરામાત્ર પણ વિચાર કરતો નથી. પોતાના શુદ્ધસ્વરૂપતરફ ધ્રુવના તારાની પેઠે સ્થિર રહે છે, દુનિયદારીના પ્રસંગોમાં પણ અન્તરથી લેપાતો નથી, હે ભવ્ય! આવી જ્ઞાનકુંચીનો પ્રસંગ આવે ઉપયોગ કરજે, ગઇ વાતને વિસરી જઇ સ્વશુદ્ધસ્વરૂપ વિચારજે, આત્મારૂપ મૂળદ્રવ્ય નિત્ય છેતેનો ઉપયોગ ધારણ કરજે, પોતાના શુદ્ધસ્વરૂપની અચળ શ્રદ્ધા ધારણ કરજે. કર્મના વિપાકોમાં દુનિયા તને જે દૃષ્ટિથી જુવે છે તેવો તું નથી એમ ખાત્રીથી શ્રદ્ધા રાખજે, ત્હારી આત્મસ્થિતિ અન્તરથી સારી રહી તો કર્મ વિપાકો છતાં પણ એક મહોત્સવ માનજે; ત્હારી શુદ્ધસ્થિતિ કોઈ કાળે વસ્તુતઃ ફરનાર નથી, દૃઢભાવનાથી જ્ઞાનદર્શનચારિત્ર આનંદમય આત્મસ્વરૂપની વાસ્તવિકસ્થિતિ વિચારજે. ચઉદરાજ લોકમાં પુદ્ગલના સ્કંધોપણે જડ વસ્તુ ભરી છે, તેવીજ રીતે તું શરીર તથા વિપાકોરૂપ જડના સંબંધમાં છે, તેની અંદર છે તોપણ તે વિપાકોમાં તું નથી અને તું છે તે કંઈ વિપાકો નથી, ક્ષણિક વિપાક પ્રસંગ છે. અહો તેમાં ચેતન ત્હારૂ કંઇ નથી, એમ હે ભવ્ય!!! હૃદયમાં શુદ્ધ વિચારજે, ત્હારી શુદ્ધભાવના તને અપૂર્વ આનંદ આપશે. દુઃખમાંથી સુખમાં મૂકશે. અજ્ઞાનમાંથી જ્ઞાનમાં મૂકશે, અંધકારથી અજવાળામાં મૂકશે. લિપ્તભાવથી અલિપ્તભાવમાં મૂકશે. અશુદ્ધ સ્વરૂપમાંથી શુદ્ધસ્વરૂપમાં મૂકશે. વિષમભાવમાંથી 'સમભાવમાં' મૂકશે, સંગમાંથી ટાળી 'નિસ્સંગાવસ્થામાં' મૂકશે. હે ભવ્ય પ્રમાદદશા પરિહરીને આવો શુદ્ધોપયોગ ક્ષણે ક્ષણે હૃદયમાં ધારણ કરજે, હે ભવ્ય અલ્પજીવનકાળમાં આવી શુદ્ધદશા ધારણ કરવાની છે. જ્યારે ક્ષણે ક્ષણે આવી દશાનો ઉપયોગ નહિ મૂકવામાં આવે તો આત્મસ્વરૂપનું

ભાન ભૂલાશે તેથી ક્ષણેક્ષણે શુદ્ધોપયોગ ધારણ કરજે. શાતા અને અશાતા વેદનીય છાયા અને આતપ સમાન જાણજે, જો કે આવી શાતા અને અશાતા વેદનીયના સંયોગો પ્રસંગોપાત આવે તોપણ તે મારા નથી હું તેનો નથી એવી શુદ્ધભાવના રાખીશ તો અલ્પકાળમાં જીવનની સાફલ્યતા કરીશ, હે ભવ્ય! આત્મામાં અનંત સામર્થ્ય રહ્યું છે તેનો ખ્યાલ કરી દીનભાવ ધારણ કરીશ નહીં, બાહ્યસંયોગો અને તેના યોગમાં થતી જે બાહ્યભાવના તે ખરેખર શુદ્ધાત્મસ્વરૂપ નથી, જ્યારે આમ છે ત્યારે અશુદ્ધ સ્વરૂપને પોતાનું કેમ માની લેવું જોઇએ તેનો જ્ઞાનદૃષ્ટિથી ખ્યાલ કરજે. અને શુદ્ધભાવનાના ઉપયોગમાં રહેજે, મન જ્યારે બાહ્ય વસ્તુમાં લેપાય છે ત્યારે તેનું ઠેકાણું રહે નહિ એ કહેવું સત્ય છે. કિંતુ બાહ્યવસ્તુમાં મારાપણું માન્યું હોય તો તેની લાગણી મનમાં થાયછે પણ જ્યારે તેમાં કિંચિત્ મારાપણું દેખવામાં ન આવે ત્યારે મારાપણાની લાગણી ઉઠી જતાં મન સ્થિર થઇ શકે છે. મનનો જય કરવો તે આત્મશકિત ઉપર આધાર રાખે છે. હું બાહ્યમાં નથી આવો દૃઢપ્રત્યય થતાં આત્મતત્ત્વ ઉપર પરિપૂર્ણ વિશ્વાસ રહે છે અને જ્યારે એવી સ્થિતિ થાય છે ત્યારે તેને બાહ્યદશાનું કંઇ પણ લાગતું નથી. હે ભવ્ય શુદ્ધ આનંદજીવન અનુભવવાનો પ્રયત્ન કરીશ તો તારાથી અંશેઅંશે તરતમયોગે અનુભવ કરાશે. શુદ્ધોપયોગની ધારા માટે અહર્નિશ પ્રયત્ન કરવો યોગ્ય છે, અશુભવસ્તુ સંબંધી ઉપયોગમાંથી શુભ ઉપયોગમાં જવું, અને શુભ ઉપયોગમાંથી શુદ્ધોપયોગમાં રમણતા કરવી જોઇએ. સાંસારિકકાર્ય કરતી વખતે પણ શુદ્ધ ઉપયોગમાં રહેવાની ટેવ પાડવી. ભસવું અને આટો ફાકવો તેની પેઠે અથવા રાધાવેધ સાધવાની સ્થિતિ બરોબર આ ઉપદેશેલો વિકટ માર્ગ એકદમ સિદ્ધ થતો નથી. કિંતુ જ્ઞાનસામર્થ્યયોગે પ્રતિક્ષણે પ્રયત્ન કરવામાં આવે તો તેની ખુમારી કેટલાક અંશે ઝળકી ઉઠે. શ્રી યોગેન્દ્રો કહે છે કે તીવ્રઅભ્યાસથી કર્યું કાર્ય સિદ્ધ થતું નથી, અલબત સર્વે

કાર્ય સિદ્ધ થઇ શકે છે. જીવ સ્વસામર્થ્ય ફોરવે તો ચતુર્ગતિમાંથી ભિન્ન થઈ પંચમીગતિ પ્રાપ્ત કરી શકે, વાતો કરવાથી કંઈ વળવાનું નથી પણ કાર્ય કરવાનું છે. શુદ્ધસ્વરૂપ સદા સ્થાયી છે, શ્રદ્ધાથી પ્રાપ્ત થઈ શકે છે. ઉદ્યમની ખાસ જરૂર છે, દુનિયામાં એક પણ એવી વસ્તુ નથી કે જે તેને પ્રકારનો ઉદ્યમ કરવાથી પ્રાપ્ત ન થાય !!! ઉદ્યમથી પ્રાપ્ત થઈ શકે છે, શ્રી તીર્થંકરોએ શુદ્ધાત્મસ્વરૂપ રમણતારૂપ ઉદ્યોગથી આત્મકાર્ય સાધ્યું છે છે ત્યારે હાલ પણ તે માર્ગે વળવું જોઇએ. આત્મવીર્યના ઉત્સાહથી અવિચ્છિન્નપણે આત્મરમણતા કરવી જોઇએ, ભયંકર રોગોમાં પણ આત્મા વીર્યોત્સાહથી પોતાની મૂળ સ્થિતિમાં રહી શકે છે. જ્ઞાની ભયંકર રોગો વેદે છે દુઃખ જાણે છે છતાં તે પોતાનો ધર્મ છે એમ જાણતો નથી, આત્માના શુદ્ધસ્વરૂપની શ્રદ્ધાથી ભ્રષ્ટ થતો નથી, જ્ઞાની ભયંકર રોગોમાં પણ મુંઝાતો નથી, અહો જ્ઞાનીની અપૂર્વ શક્તિનો ખ્યાલ અજ્ઞાની શી રીતે કરી શકે, આત્મવીર્યોત્સાહથી ભયંકર રોગો પણ આત્માઉપર અસર કરી શકતા નથી, કદાપિ જેજે ક્ષણે આત્મભાન ભૂલાય છે તેતે વખતે તેની કંઇક અસર થતી માલુમ પડે તોપણ આત્મોપયોગ થતાં સૂર્યથી વાદળ દૂર થાય છે તેમ વિકલ્પ સંકલ્પ દશા પણ નષ્ટ થાય છે, એક ક્ષણ માત્રનો પણ આવો શુદ્ધસ્વરૂપનો અભ્યાસ ઉત્તરોત્તર વિઘ્ન નડતાં પણ શુદ્ધદશા અંતે પ્રગટાવી શકે છે. હે ભવ્ય, પૂર્ણોત્સાહથી આ કહેલાં વચન પ્રમાણે પ્રવૃત્તિ કરીશ તો કર્મના વિપાકો ભોગવતાં છતાં પણ પૃથ્વીચંદ્ર, ગુણસાગર, ગજસુકુમાલ, મેતાર્યમુનિની પેઠે આત્મગુણો પ્રગટાવી શકીશ, ખરા અંતઃકરણથી ધારેલું કાર્ય તીવ્રોદ્યમથી સિદ્ધ થાય છે. હે ભવ્ય આ પ્રમાણે સાંભળી મનન કરી વર્તીશ તો ઉત્તરોત્તર તારૂ જીવન ઉચ્ચ કરી શકીશ. શ્રી સદ્ગુરૂનો બોધ સાંભળી વંદન કરી પોતાના ઘેર ગયા.

માણેકલાલ નામના એક ભકત શ્રી સદ્ગુરૂને વંદન કરી

આજ્ઞા માગી કહે છે કે, હે ગુરો, કર્મના વિપાકો ભોગવતાં આત્મસ્વભાવમાં ન રમાયું હોય અને જે જે દોષોનું સેવન કર્યું તેનો નાશ કરવાની વિધિ બતાવશો કે જેથી હું કર્મના વિપાકો ભોગવતાં છતાં પણ પ્રતિદિન આત્માનું આનંદમય જીવન ઉચ્ચ કરી શકું, શ્રી સદ્ગુરૂ કહે છે કે. હે ભવ્ય, તેં શુભ પ્રશ્ન કર્યો છે. તારા આત્માને ધન્ય છે કે જેમાંથી આવી ઉચ્ચ જિજ્ઞાસા પ્રગટે છે.

હે ભવ્ય હું ત્હારી આગળ જે કંઈ કહુંછું તે સાંભળી તું વર્તનમાં મૂકીશ તો તને ફાયદો થશે. સહસ્ત્રલક્ષ પુરૂષો સાંભળે છે પણ તે પ્રમાણે પ્રવૃત્તિ કરનાર તો હજારમાં એક મળી શકે છે. હે ભવ્ય, માણેકલાલ. આ ઉત્તમ મૂળસૂત્ર તું શ્રવણ કર.

**सव्वस्सवि देवसिअ, दुच्चिंतिअ, दुब्भासिअ, दुच्चिठीय, तस्स मिच्छमि दुंकडं**

સર્વ દિવસ સંબંધી મનથી ખરાબ ચિંતવ્યું હોય, વાણીથી દુર્ભાષણ કર્યું હોય. કાયાથી ખરાબ ચેષ્ટા કરી હોય તે સંબંધી દુષ્કૃત મિથ્યા થાઓ.

આ સૂત્રમાંથી જેટલો અર્થ ખેંચીએ તેટલો નીકળે છે. હે ભવ્ય, સંધ્યાનો સમય થાય ત્યારે એકાંતમાં સ્થિર ઉપયોગથી મન વચન અને કાયાથી થએલાં અશુભ કૃત્યો તપાસી જજે, મનમાં રાગદ્વેષ પ્રગટે છે. આખા દીવસમાં જેજે વસ્તુઓ ઉપર અશુભરાગ થયો હોય તે તપાસી પશ્ચાતાપ કરજે, તેમજ આખા દીવસમાં જે જે ઉપર દ્વેષ થયો હોય તે સંબંધી વિચાર કરી પશ્ચાતાપ કરજે, બીજા દીવસે તે પ્રમાણે ન થાય તે સંબંધી દઢ સંકલ્પ કરજે, હવે મનમાં રાગ અને દ્વેષના ઘરના ક્રોધ માન માયા અને લોભ ઉત્પન્ન થાય છે. કોઇ પણ કારણ સામગ્રીથી કયે કયે વખતે ક્રોધ ઉત્પન્ન થયો, કેમ થવા દીધો.

કેમ ન ટળ્યો. ક્રોધથી સાર શો નીકળ્યો, હવે કરવામાં સાર છે કે કેમ? એ વાકય સંબંધી જેટલી બુદ્ધિ પહોંચે તેટલો વિચાર કરી જજે, અને છેવટે પશ્ચાતાપ કરી બીજા દીવસે ક્રોધ ન થાય તેવા ઉપાયો રચજે, આખા દીવસમાં આજ કયા કયા વખતે કોના કોના પ્રસંગમાં આવતાં, વા, વાતચિંત કરતાં વા કંઇ વિચારતાં અહંકાર થયો તેનું સ્મરણ કરવું. કાલ કરતાં આજ અહંકારના વિચારો વિશેષ આવ્યા કે અલ્પ આવ્યા? અહંકાર કેમ થવા દીધો? કેમ ન ટળ્યો? શું કારણ? સાર શો નીકળ્યો? હવે કરવામાં સાર છે કે કેમ તે સંબંધી એકેક વાકય પર જેટલી બુદ્ધિ પહોંચે તેટલો વિચાર કરી જવો. કરીને છેવટે પ્રશ્ચાતાપ કરવો. મારાથી અહંકાર નાશ થશે એમ ઉત્સાહનો સંકલ્પ કરવો, ભવિષ્ય દીવસમાં અહંકાર ન થાય તે સંબંધી દૃઢ પ્રતિજ્ઞા કરવી, આજના દીવસમાં કોના કોના સંબંધમાં આવતાં કપટના વિચારો થયા, વા, કપટ રચાયું. તે સંબંધી પ્રાતઃકાલથી તે સંધ્યાસુધીનાં દરેક કાર્ય તપાસવાં, કપટ કેવા સ્વાર્થ માટે થયું. કોને કોને કપટમાં ફસાયા? કપટથી પરિણામ શું આવ્યું? કાલ કરતાં આજ કપટના આચાર વિચારો વિશેષ થયા કે અલ્પ થયા? કપટ જાણીને કર્યું કે અનુપયોગથી થયું? કપટ કેમ ન ટળ્યું? શું કારણ છે ઇત્યાદિ વાકયો પર એક પછી એક એમ બહુ વિચાર કરી જવા. પશ્ચાત્ ભવિષ્યમાં કપટ ન કરવાનો દૃઢ સંકલ્પ કરવો. કપટના વિચારોને નાશ કરવાની મારામાં શકિત છે એમ આત્મસામર્થ્ય વિચારવું. છેવટે ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરવો, આજના દીવસમાં પ્રાતઃકાલથી તે સૂર્યાસ્ત સમય સુધી જે જે કંઈ પ્રસંગ પામી લોભના વિચારો કર્યા હોય, તે તે પ્રમાણે પ્રવૃત્તિ કરી હોય તેનો વિચાર કરી જવો, કેમ લોભ ઉદયમાં આવ્યો, તેમાં શો સાર છે? લોભથી મારૂં તેમ અન્યનું શું અહિત થયું? લોભનું પરિણામ શું આવ્યું, ગયા દીવસ કરતાં આજ લોભના વિચારો વિશેષ થયા કે અલ્પ થયા. લોભ જાણતાં થયો કે અ-

નુપયોગ દશાથી થયો. ઇત્યાદિ વાકયોપર એક પછી એક પશ્ચાત્ એક એમ બહુ વિચારો બુદ્ધિ પ્રમાણે કરી જવા, પશ્ચાત્ ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરી જવો. ભવિષ્ય સમયમાં લોભના વિચારો પ્રગટે નહિ તે માટે આત્મવીર્યથી દૃઢ સંકલ્પ કરવો. આ ચારકષાય સંબંધી આલોચના પ્રાયશ્ચિત્ત કરીને પશ્ચાત્ નિંદાના વિચારો પ્રસંગને પામી જે જે સંબંધી આવ્યા હોય તે તે સંબંધી વિચાર કરી પશ્ચાતાપ કરવો. ભવિષ્ય સમયમાં નિન્દાના વિચારો ન થાય તે માટે દૃઢ સંકલ્પ કરવો. આજના દીવસમાં મનમાં પરનું બુરૂ કરવાના, તથા હિંસા કરવાના જે જે વિચારો થયા હોય તેનું સ્મરણ કરી જવું શા માટે તેવું ખરાબ ચિંતવન થયું? કેમ થવા દીધું? ખરાબ ચિંતવનથી શું પરિણામ આવ્યું? ખરાબ ચિંતવનથી સ્વપરનું કેવું અશુભ થયું? ખરાબ ચિંતવનથી પરના કરતાં પોતે કેટલો ખરાબ બન્યો? કાલ કરતાં આજ નિન્દા હિંસાના વિચારો વિશેષ થયા કે અલ્પ થયા તે સંબંધી વાકયો. ઉપર એક પશ્ચાત્ એક એમ ઘણા વિચાર કરી જવા, પશ્ચાત્ પશ્ચાતાપ કરવો, મનથી આટલા વિષયો સંબંધી વિચાર કરી જવા.

હવે વચનથી દુર્ભાષણ કર્યું હોય તે સંબંધી પશ્ચાતાપ કરવો. હે ભવ્ય ! વિચારવું કે મનમાં કંઇ પણ બોલવાનો વિચાર થયા વિના બોલાતું નથી. મનમાં બોલવાનો વિચાર નથી થતો તો બોલાતું નથી. મનમાં મૌન રહેવાનું ધાર્યું હોય તો મનુષ્ય કંઇ પણ બોલી શકતો નથી, પ્રથમ તો સપ્રયોજન યોગ્યતા વિના બોલવું પણ યોગ્ય નથી. મનુષ્ય જાણે છે છતાં મનુષ્ય પ્રમાદથી ભૂલ કરે છે અને દુર્ભાષણ કરે છે, તેમાં પ્રથમ રાગ સંબંધી દુર્ભાષણ પ્રાતઃકાલથી આરંભીને સંધ્યાપર્યંતમાં થયું હોય, તે કયે કયે પ્રસંગે થયું. કોની કોની સાથે કેવા સંયોગોમાં થયું. તેવા પ્રસંગે આત્મશક્તિનો ઉપયોગ કર્યો હતો કે નહિ, વાણીને કબજામાં કેમ રાખી શકયો નહિ ? રાગ સંબંધી

દુર્ભાષણમાં શો સાર નીકળ્યો? સ્વપરનું તેમાં કેવું અહિત થયું? તે સંબંધી એકેક વાક્યપર બુદ્ધિ પ્રમાણે વિચાર કરવો. પશ્ચાત્ પશ્ચાતાપ કરવો.

આજના દીવસમાં દ્વેષ સંબંધી પ્રસંગો પામીને જે જે દુર્ભાષણ કર્યું હોય તેનો પશ્ચાતાપ કરવો. આજના દીવસમાં પ્રાતઃકાળથી આરંભીને સૂર્યાસ્તસમય પર્યંત જે જે ક્રોધના પ્રસંગને લેઇ દુર્ભાષણ થયું હોય તેનો વિચાર કરવો. કોની કોની સાથે ક્રોધનાં વચન બોલાયાં. શું પરિણામ આવ્યું. તે પ્રસંગે વાક્સંયમ કેમ ન કર્યો? કાલ કરતાં આજ દુર્ભાષણ વિશેષ થયું કે અલ્પ થયું? દુર્ભાષણ પશ્ચાત્ કેમ વિચાર સારો આવ્યો હતો કે નહિ ? દુર્ભાષણનું પરિણામ પોતાને તથા પરને શું થયું. ઇત્યાદિ વાક્યો ઉપર યથાબુદ્ધિ પૂર્ણ વિચાર કરવો. પશ્ચાત્ તે સંબંધી ભવિષ્યમાં દુર્ભાષણ ન થાય એવો દૃઢ સંકલ્પ કરવો, થએલા દુર્ભાષણ માટે પશ્ચાતાપ કરી જવો. હું દુર્ભાષણ વારી શકું એવું મારામાં આત્મસામર્થ્ય છે એમ દૃઢ વિચાર કરવો.

આજના દીવસમાં પ્રાતઃકાલથી આરંભીને સૂર્યાસ્તસમય પર્યંત માનના પ્રસંગથી જે જે સમયે દુર્ભાષણ થયું હોય તેનું સ્થિર ચિત્તથી સ્મરણ કરવું. કોની કોની સાથે અભિમાનનાં વચન બોલાયાં, લખાયાં, તેમાં શું પરિણામ આવ્યું. તે પ્રસંગે વાક્સંયમ કેમ ન થઈ શક્યો? કાલ કરતાં આજ દુર્ભાષણ વિશેષ થયું કે અલ્પ થયું? દુર્ભાષણ કરતાં સારા વિચારો આવ્યા હતા કે નહિ. તે પ્રસંગે નઠારા વિચારોની સામે શુભ વિચારોનું જોર કેમ ચાલ્યું નહિ. દુર્ભાષણનું પરિણામ પોતાને તથા પરને શું થયું. ઇત્યાદિ વાક્યો ઉપર યથાબુદ્ધિ પૂર્ણ વિચાર કરી જવો. પશ્ચાત્ તે સંબંધી ભવિષ્યમાં દુર્ભાષણ ન થાય એવો દૃઢસંકલ્પ કરવો. થએલા દુર્ભાષણ માટે પશ્ચાતાપ કરી જવો. હું દુર્ભાષણ વારી શકું એવું મારામાં અપૂર્વ સામર્થ્ય છે તેને ખીલવી શકું.

આજના દીવસમાં પ્રાતઃકાલથી આરંભીને સૂર્યાસ્તસમય

પર્યંત કપટના પ્રસંગથી જે જે ક્ષણે દુર્ભાષણ થયું હોય તેનું સ્થિર ચિત્તથી સ્મરણ કરી જવું. કોના કોના પ્રસંગમાં આવતાં કપટનાં વચન બોલાયાં, લખાયાં, તેમાં શું પરિણામ આવ્યું. તે પ્રસંગે વાક્સંયમ કેમ ન થઇ શકયો. કાલ કરતાં આજ દુર્ભાષણ વિશેષ થયું કે અલ્પ થયું, દુર્ભાષણનું પરિણામ પોતાને તથા પરને શું થયું. ઇત્યાદિ વાકયો ઉપર યથાબુદ્ધિ પૂર્ણ વિચાર કરી જવો, ભવિષ્યમાં તેવી ભૂલ ન થાય તે માટે દઢ સંકલ્પ કરવો. જે જે દુર્ભાષણ કપટના યોગે થયું હોય તેનો પશ્ચાતાપ કરવો.

આજના દીવસમાં પ્રાઃકાલથી આરંભીને સૂર્યાસ્તસમય પર્યંત વ્યાપારમાં આદિ જે જે પ્રસંગોમાં લોભ સંબંધી દુર્ભાષણો થયાં હોય. અને તે દુર્ભાષણો કોની કોની સાથે થયાં તેનું સ્મરણ કરી જવું. લોભ સંબંધી જે જે બોલાયું હોય, તથા લખાયું હોય તેમાં શું પરિણામ આવ્યું, લોભનાં દુર્ભાષણોને કેમ વારી ન શકયો, લોભના વિચારોનો પ્રવાહ તે પ્રસંગે શાથી બળવાન્ હતો. લોભના દુર્ભાષણનું પરિણામ પોતાને તથા પરને શું થયું. ઇત્યાદિ વાકયોપર પૂર્ણ વિચાર કરી જવો, ભવિષ્યમાં લોભનું દુર્ભાષણ ન થાય તે માટે દઢસંકલ્પ કરવો. જે જે લોભના યોગે દુર્ભાષણ થયું હોય તેનો ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરવો.

આજના દીવસમાં પ્રાતઃકાલથી આરંભીને સૂર્યાસ્તસમય પર્યંત નિંદાનાં જે જે વચનો પ્રસંગને પામી બોલાયાં હોય. જે જે જનોની નિંદા કરી હોય તે સંબંધી ઉપયોગથી સ્મરણ કરવું. નિંદા સંબંધી જે દુર્ભાષણ થયું હોય, લખાયું હોય તેમાં આજ શું પરિણામ આવ્યું? નિંદાનાં દુર્ભાષણો કેમ વારી શકયો નહિ? નિન્દાનો પ્રવાહ તે પ્રસંગે શાથી બળવાન્ હતો, નિન્દાના દુર્ભાષણનું પરિણામ પરને તથા પરને શું થયું? ઇત્યાદિ વાકયોપર પૂર્ણ વિચાર કરવો. ભવિષ્યમાં નિન્દાનાં દુર્ભાષણ ન થાય તે સંબંધી દઢ સંકલ્પ કરવો, નિન્દાનાં દુર્ભાષણો સંબંધી ખરા અંતઃકરણથી પશ્ચાતાપ કરવો, નિન્દાનાં વચનોમાં કંઈ હિત

સમાયું નથી. નિન્દાનાં ભાષણોથી પારકાના પ્રાણનો નાશ થાય છે તેમને પારકાનું હૃદય દુઃખાવાથી નિન્દાનાં ભાષણોનો કરનાર હિંસક કહેવાય છે, માટે પૂર્ણ દયાના કરનારે નિન્દાથી સદાકાળ અળગા રહેવું.

આજના દીવસમાં પ્રાતઃકાલથી આરંભીને સૂર્યાસ્ત સમય પર્યંત પોતાના આત્માની હિંસા તથા અન્યના આત્માઓના હિંસા સંબંધી જે જે દુર્ભાષણો કર્યા હોય. કરાવ્યાં હોય. અનુમોદ્યાં હોય, તે સંબંધી યથા બુદ્ધિથી સ્મરણ કરવું. હિંસાનાં દુર્ભાષણોમાં શું પરિણામ આવ્યું તે વિચારવું. હિંસાના વિચારોને કેમ ન વારી શકયો. હિંસાના વિચારોથી તથા કૃત્યોથી પોતાનું તથા પરનું શું કર્યું ? ગયા દીવસ કરતાં આજ હિંસાનાં કૃત્યો તથા વિચારો અલ્પ થયા કે વિશેષ તેનો વિચાર કરવો ભવિષ્યમાં હિંસા ન થાય તે સંબંધી દૃઢ સંકલ્પ કરવો. છેવટે હિંસાના કૃત્યનો તથા વિચારનો પશ્ચાતાપ કરવો. અસત્ય ચોરી. કામ, સંબંધીમાં વાણીથી જે દુર્ભાષણ થયું હોય તેનો પશ્ચાતાપ કરવો. ભવિષ્યમાં ન થાય માટે દૃઢ સંકલ્પ કરવો.

હવે કાયાથી જે દુઃચેષ્ટા થઈ હોય તે સંબંધી આ પ્રમાણે વિચાર કરવો. કાયાથી કોઇ પણ જીવોની હિંસા થઈ હોય. અશુભ કાર્યમાં કાયાની પ્રવૃત્તિ થઇ હોય. કાયાના અશુભ વિચારથી કોઇની લાગણી દુઃખવી હોય. અસત્ય, ચોરી, પરસ્ત્રી ભોગ વગેરે અશુભ કાર્યોમાં કાયાને વાપરી હોય તે સંબંધી સૂર્યોદયથી આરંભી સૂર્યાસ્ત સમય પર્યંતનું સ્મરણ કરવું. શા માટે કાયાની દુઃચેષ્ટા થઇ ! શા માટે દુઃચેષ્ટા થવા દીધી ? કયા કયા પ્રસંગે દુઃચેષ્ટા થઇ ! ગયા દીવસ કરતાં આજ દુઃચેષ્ટા વિશેપ થઇ કે અલ્પ થઈ ? ઈત્યાદિ વાકયોપર એક પછી એક એમ યથા બુદ્ધિશક્તિ વિચાર કરી જવો. દુઃચેષ્ટામાટે પશ્ચાતાપ કરવો. પશ્ચાત્ થાય નહિ, તે માટે ખરા અંતકરણથી દૃઢ સંકલ્પ કરવો. પછી આ પ્રમાણે વિચારે કરી આગળ અગર પશ્ચાત્ દેવગુરૂને

વિનય ભક્તિથી વંદન કરવું. દીવસ સંબંધી આ પ્રમાણે વિચારકૃત્ય કર્યા બાદ રાત્રી સંબંધી મન વચન કાયાના યોગનું પરિણામ પણ પ્રાતઃકાલમાં સ્મરણ કરી જવું. દીવસની પેઠે રાત્રીના કૃત્યોની શ્રેણિપર પણ આ પ્રમાણે વિચાર કરવો.

'સંવચ્છરવિ રાઇઅ દુચ્ચિંતિઅ દુબ્ભાસિઅ દુચ્ચિઠીઅ તસ્સ મિચ્છામિદુક્કડં' આ સૂત્રપર રાત્રી સંબંધી કૃત્યોનો પ્રાતઃકાળમાં સ્મરણ કરી પશ્ચાતાપ કરવો. ભવિષ્યકાલમાં મન વચન કાયાના યોગનું અશુભ પરિણમન ન થાય તે માટે દૃઢ સંકલ્પ કરવો. આ ક્રિયાની આગળ વા પાછળ દેવગુરૂને પ્રીતિ ભક્તિપૂર્વક વંદન કરવું. દીવસમાં અને રાત્રીમાં જે જે કૃત્ય અનેકધા કરવામાં આવે તે સમયે ઉપરના દોષો ન થાય તે માટે લક્ષ્ય આપવું. આત્મશક્તિ ઉત્સાહથી ભવિષ્યના જીવનને આનંદમય બનાવવું. આત્માની ઉચ્ચસ્થિતિ ભાવવી. મારાથી પરનો આજ શો ઉપકાર થયો. સન્તસમાગમ વિશેષતઃ થયો કે કેમ ? ગયા દીવસ કરતાં આજ તત્ત્વજ્ઞાન વિશેષ શું મેં મેળવ્યું ? મારાથી ઉત્સાહ વડેસર્વધર્મકાર્ય થઇ શકે છે કે કેમ ? આત્માની કઈ કઈ શકિતયોના અભ્યાસમાં છું. અને કઈ કઇ શક્તિયોના અભ્યાસમાં નથી ! દુનિયા મારા વિષે ગમે તેમ કહે છે. છતાં હું પોતાનું જીવનઆનંદમય અને જ્ઞાનમય બનાવું છું કે કેમ ? મારા પાસેના સંબંધીયો તથા દૂરના સંબંધીયો તથા દુનિયામાં રહેલા પ્રત્યેક જીવનું ભલું આજ મારાથી કોઈ પણ રીતે થયું કે કેમ ? કોઇ પણ આજીવિકાની પ્રવૃત્તિમાં મેં ન્યાય બુદ્ધિથી પ્રવૃત્તિ કરી છે કે કેમ ? તેનો સ્થિરોપયોગથી વિચાર કરવો. પશ્ચાત્ ભવિષ્યમાં આચાર વિચાર અને આનંદમય જીવન ખીલતું જાય તે માટે વીર્યોત્સાહથી દૃઢસંકલ્પ કરવો.

હે ભવ્ય ! માણેકલાલ આ પ્રમાણે પ્રતિદિન પ્રાતઃકાલ અને સંધ્યાકાલમાં આત્મીયકૃત્ય વિચારી જવું. આ પ્રમાણે વૃત્તિ કરવાથી પ્રતિદિન ત્હારૂં જીવન અનેક સદ્ગુણથી ખીલી નીકળશે.

અને ભવિષ્યમાં નિર્મલ થઈશ. ભવિષ્ય જીવન ઉચ્ચ કરવાનો આ આવશ્યક ઉપાય હૃદયમાં ધારણ કરજે. મારા કહ્યા પ્રમાણે તું વર્તીશ તો ત્હારી ઉચ્ચ સ્થિતિ થશે. અને અન્યજીવો પણ આવી શુદ્ધપ્રવૃત્તિમાં દોરાશે. આવી શુદ્ધપ્રવૃત્તિથી આર્યજનોના જન્મની સાફલ્યતા છે. આર્યજનો પણ આવી શુદ્ધ પ્રવૃત્તિથી આર્ય થઈ શકે છે. ઘરમાં હોવ કે બહાર હોવ પણ જ્યારે સમય થાય ત્યારે આ પ્રમાણે ભાવના ભાવવી. ગાડીમાં અથવા કદાપિ ચાલતાં પણ આ આવશ્યક કૃત્ય સ્મરણ કરી જવું. કાર્ય પ્રસંગથી કદાપિ સંધ્યા પશ્ચાત્ પણ કરવામાં આવે તો પણ હરકત નથી. આવશ્યકકૃત્યપ્રવૃત્તિ કદી ભૂલવી નહિ. આ પ્રમાણે આવશ્યક કૃત્યપ્રવૃત્તિ કરવાથી અનેકજીવો પરમાત્મપદ પામ્યા પામે છે અને પામશે. આવી યથાર્થ પ્રવૃત્તિ માટે ઉદ્યમ કરવો. હે ભવ્ય ! આવી પ્રવૃત્તિમાં પ્રથમ વિઘ્ન જણાય તો પણ હિંમત હારવી નહીં. સદાકાળ તેમાં રાચીમાચી રહેવું. હે ભવ્ય ! કર્મના વિપાકો ભોગવતાં છતાં પણ દૈવસિક અને રાત્રી સંબંધી દોષો ટાળવા માટે આ શ્રેષ્ઠ ઉપાય બતાવ્યો છે તે આચારમાં મૂકજે, કહીને બેસી રહેવાનું નથી પણ કરીને બતાવવાનું છે. બોલવું તે રૂપું છે. અને કરવું તે સુવર્ણ સમાન છે. આ પ્રમાણે પ્રતિદિન પ્રવૃત્તિ કરશો. એટલું કહીને વિરમું છું. શ્રી સદ્ગુરૂનો ઉપદેશ સાંભળી માણેકલાલે ગુરૂને વંદન કરી કહ્યું કે હે સદ્ગુરૂ મહારાજ આપનો કહેલો ઉપદેશ યથાર્થ છે. આપના સદુપદેશથી મને મોક્ષપુરી માર્ગનાં દ્વાર ઉઘાડવાની નવી કુંચી મળી છે. આપના સદુપદેશથી મારૂં જીવન સુધરશે. એમ પૂર્ણ વિશ્વાસ થયો છે. આજપર્યંત મારા આત્મજીવનમાં સુધારો થયો નહિ. આનંદનું ભાન થયું નહિ. પણ હવે સર્વ મનોરથો સફલ થયા. મારા ઉચ્ચ જીવનમાં પરિપૂર્ણ પ્રવૃત્તિ કરીશ. જ્ઞાનદર્શનચારિત્રનું ઉત્તમ રહસ્ય પ્રાપ્ત કરીશ. સત્ય સમજી અસત્યની પ્રવૃત્તિ પરિહરીશ. એમ આજથી દૃઢસંકલ્પ કર્યો છે. દુનિયા દીવાની ગમે તેમ

કહેશે. કિંતુ હું તે ઉપર લક્ષ આપીશ નહિ. આ પ્રમાણે કહી માણેકલાલ વંદીને પોતાને ઘેર ગયા.

શ્રી સદ્‌ગુરૂને વંદન કરીને આજ્ઞાલહી ‘ ધર્મસિંહ ’ નામના ગૃહસ્થ કહે છે કે હે ગુરૂરાજ!!! કર્મના વિપાકો ભોગવતાં છતાં આત્મ સ્થિતિની સમાનતા જાળવી રાખવામાં સરસમાં સરસ ઉપાય મને કહેશો કે તે સમજી હું તે પ્રમાણે હું વર્તન કરૂં મારા મનની શુદ્ધિમાં જે જે ઉપાયો હોય તે કહેશો. રોગીના રોગ ટાળવામાં વૈદ્યની દવા તથા તેની આજ્ઞા પ્રમાણે વર્તવાની જરૂર પડે છે. તેમ અત્ર પણ જે વિધિ યોગ લાગે તે બતાવશો.

શ્રી સદ્‌ગુરૂ કૃપા દૃષ્ટિથી કહે છે કે હે ભવ્ય ! તેં ત્હારા આત્માની સમાનતા જાળવવા માટે શુભ પ્રશ્ન કર્યો છે તે માટે સરસમાં સરસ ઉપાય શ્રી સદ્‌ગુરૂની આજ્ઞા પ્રમાણે પ્રવૃત્તિ કરવી તેજ છે. જ્ઞાની, ધ્યાની વસ્તુ ધર્મના જણાવનાર એક ગુરૂ ધારણ કરવા. અને પછી તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું. દ્રવ્ય ક્ષેત્ર કાલ ભાવ પ્રમાણે ધર્મોન્નતિ જ્ઞાતા અને સ્વસમય પરસમય જ્ઞાતા શ્રી સદ્‌ગુરૂ હોવા જોઇએ. ગુરૂ કર્યા બાદ તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ. હજારો સાધુઓ ભલે હોય. તેમની યથા યોગ્ય સેવા ભક્તિ કરવી. પરંતુ શ્રી ધર્મ સદ્‌ગુરૂ તો એકજ હોવા જોઇએ. અને તેમની આજ્ઞા પ્રમાણે વર્તવું જોઇએ શ્રી સદ્‌ગુરૂમાં જે પ્રમાણમાં શ્રદ્ધા ભક્તિ હોય છે. તે પ્રમાણમાં તેમના ઉપદેશની અસર થાય છે. કર્મના વિપાકો ભોગવતાં તે તે પ્રસંગે કેવી રીતે ભાવના ભાવી સમભાવ રાખવો તે સદ્‌ગુરૂએ પ્રથમથી જ-ણાવ્યું હોય છે તેથી તેમની આજ્ઞા પ્રમાણે ભાવના ભાવવાથી કર્મના વિપાકો ભોગવતાં પણ સમભાવના બની રહે છે. પ્રત્યેક પુરૂષો પોતાની બુદ્ધિ પ્રમાણે સદ્‌ગુરૂ પરખી શકે છે. રોગી મ-નુષ્ય એકી વખતે અનેક દાક્તરોની દવા ખાઈ શકતો નથી. એક દાક્તરની દવા વાપરે છે. તેમ સુભક્ત શિષ્ય પણ એક શ્રી સ-દ્‌ગુરૂની આજ્ઞા પ્રમાણે કર્મના વિપાકો ભોગવતો છતો રહે છે.

અને તેમના કહેલા ઉપાયો અમલમાં મૂકે છે. શ્રી સદ્ગુરૂની આજ્ઞા ગૃહસ્થ ભકતોએ સદાકાલ હૃદયમાં ધારણ કરવી. કેટલાક વિનેય ભકતો તો વિપાકોના સમયે ગુરૂનો ઉપદેશ સ્મરણ કરી આત્મ વીર્યોત્સાહથી આનંદમાં રહે છે. અને મુખથી ગાય છે કે:

अनुभवीने एटलुं भाइ आनन्दमां रहेवुंरे,
सुख दुःख आवे त्यारे समभावे सहेवुंरे.
कोइने कांइ न कहेवुंरे. अनुभवीने एटलुं आनन्दमां रहेवुंरे.

સર્વ સાધુઓના ગુણ પ્રમાણે સેવા ભક્તિ કરવી, દાન, શીયલ, તપ, અને ભાવનાનું યથાર્થસ્વરૂપ સમજી અન્તરની શક્તિયો ખીલવવા પ્રયત્ન કરવો, હે ભવ્ય ! આત્મસ્વરૂપમાં મન લાગે છે તો પશ્ચાત્ વિપાકોનું જોર ચાલતું નથી, વિપાકોનો ક્ષણિક સ્વભાવ છે તેથી તે અંતે નાશ પામશે એમ મનમાં પૂર્ણ નિશ્ચય ધારણ કરવો. જે ભવ્ય, વિપાકોમાં અહંત્વ બુદ્ધિ રાખે છે તે બંધાય છે અને જે અહંત્વ બુદ્ધિ રાખતો નથી તે બંધાતો નથી. વિપાકો ભોગવતાં કાયરતા કરવી નહિ. કારણકે કાયર બનવાથી કંઇ વિપાકો નષ્ટ થઇ જતા નથી. પણ ઉલટું વીર્યોત્સાહથી વિપાકો ભોગવતાં છતાં પણ જાણે મને કંઇ નથી એવો અનુભવ થાય છે. હે ભવ્ય ! આત્મસ્વરૂપ ઉપર વિશ્વાસ રાખી વિપાકોને વેદજે, પણ તેમાં બંધાઇશ નહિ. સૂર્યના પ્રકાશને રોકનાર વાદળની ઘટા વાયુ વેગથી વિખરાઇ જાય છે. કર્મ જો કે ગમે તેવું બળવાન્ છે છતાં આત્મશક્તિ તરફ નજર કરીએ છીએ તો કર્મ વિપાકોની ક્ષણિકતા સ્પષ્ટ જણાઈ આવે છે. કર્મ વિપાકોમાં આત્મત્વ નથી. પાંજરામાં પડેલો સિંહ પાંજરાથી ભિન્ન છે તેમ કર્મના વિપાકો પણ આત્માથી ભિન્ન છે, કર્મના ઉદયમાં સમાન ભાવના રાખી શકાય છે. અનેક મહાત્માઓએ કર્મ વિપાકો ભોગવતાં સમાનભાવના રાખી છે. તો તું પણ તે પ્રમાણે રાખી શકે, જેટલું આત્મવીર્ય ફોરવીશ તેટલી સમાનભાવના તું રાખી શકીશ. શ્રી મહાવીરસ્વામીએ કર્મ વિપાકો ભો-

ગવતાં કેવી સમાનભાવના રાખી છે તેનો ખ્યાલ કરવો જોઇએ. સ્કંધક સૂરિના શિષ્યોને ઘાંચીની ઘાણીમાં ઘાલીને પીલ્યા તોપણ તેઓએ સમાનભાવના રાખી. જ્યારે આવા સંકટમાં પણ સમાનભાવના રહે ત્યારે આત્મ શ્રદ્ધાની ખબર પડે છે. ભાવિતજ્ઞાનથી આવી સમાનભાવના રહી શકે છે. પ્રત્યેક કર્મના વિપાકોના પ્રસંગોમાં આવી સમાનભાવનાની ટેવ પાડવી જોઇએ. એક દીવસ કરતાં બીજા દીવસે વિશેષ અભ્યાસ થઇ શકે છે. આત્મામાં સમાનભાવનાનું દરરોજ બળ વૃદ્ધિ પામતું જાય છે. હે ભવ્ય ! શ્રી સદ્‌ગુરૂની આવી અપૂર્વ કુંચીઓનો અમલ ગુરૂની આજ્ઞા પ્રમાણે શ્રદ્ધાથી કરજે, તેથી ભવિષ્ય જીવન આનંદમય બનશે. એમ નિશ્ચય જાણજે. આ પ્રમાણે ઉપદેશ આપી શ્રી સદ્‌ગુરૂ મૌન રહ્યા. 'ધર્મસિંહ' શ્રી સદ્‌ગુરૂને નમસ્કાર કરી આનન્દ પામી ઘેર ગયા.

કર્મના વિપાકોમાં ઘણી તરતમતા છે. ઘડી ઘડીમાં કર્મના વિપાકો જુદા જુદા રંગ દેખાડે છે. વેદાંતશાસ્ત્રમાં કર્મના વિપાકોને પ્રારબ્ધ કહે છે. પ્રારબ્ધ સર્વ જીવોને જેવું બાંધ્યું હોય તેવું ભોગવવું પડે છે. જીવન્મુક્ત મહાત્મા હોય તો પણ શુભાશુભ પ્રારબ્ધ તેને ભોગવવું પડે છે. પ્રારબ્ધથી રંક હોય છે તે રાજા થાય છે. અને રાજા હોય છે તે રંક બને છે, બાજીગર પુતળીયોને પોતાની મરજી પ્રમાણે નચાવે છે તેમ પ્રારબ્ધ પણ જીવની બાહ્યથી જોતાં અનેક પ્રકારની અવસ્થા કરે છે. સર્વ સંસારિજીવોને પ્રારબ્ધ લાગ્યું છે. ચોરાશીલક્ષયોનિમાં જીવ અનેકવાર પ્રારબ્ધનો પ્રેર્યો પરિભ્રમણ કરે છે, જૈનોમાં આત્માના પ્રદેશોની સાથે સત્તામાં પડેલાં કર્મ છે, તેને વેદાંતમાં પ્રાય: સંચિયમાન કર્મ કહે છે સત્તામાં રહેલાં કર્મ છે તે સ્થિતિ પ્રમાણે ઉદયમાં આવે છે. કર્મની વિચિત્ર ગતિ છે. માટે કર્મની સ્થિતિ ઉપર રાચવું માચવું યોગ્ય નથી. નાટકશાલામાં વિષય ભેદે અનેક પ્રકારના પડદા પડે છે. તેમ એક મનુષ્યના જીવનમાં પણ બા-

હ્યથી જોતાં પ્રારબ્ધનાટકના યોગે અનેક પ્રકારના શુભાશુભ પડદા પડે છે. નાટકીયો નાટક કરે છે. પણ જેમ તેમાં હું અમુક છું એમ હૃદયથી માની લેતો નથી. તેવીજ રીતે મનુષ્યોએ પ્રારબ્ધનાં અનેક પ્રકારનાં નાટક થયા કરે તેમાં મારાપણું માની લેવું નહિ. યુદ્ધની વાતો તો સર્વ જીવો રાજી ખુશીથી બુમો પાડીને કરે છે. પણ યુદ્ધમાં લોહી વહે છે તે વખતે વીરલા ટકી શકે છે. તેવીજ રીતે કર્મના વિપાકો ભોગવતાં વિરલા સમભાવ રાખી શકે છે. કર્મ ઉદયે ગભરાવું નહિ. એમ સર્વ કહે છે. કિંતુ કર્મના વિપાકોને સમભાવથી ભોગવનારાતો વિરલા હોય છે. વિપાકોની સામે વિરલા ટકી શકે છે; અગ્નિમાં પેશી શીતલ રહેવું. એવી સ્થિતિ કર્મના વિપાકો ભોગવવા પ્રસંગે છે. કોઇ સન્તપુરૂષો કર્મ વિપાકોના હુમલાની સામે ટકી શકે છે, કર્મ વિપાકનો હુમલો મહા બળવાન્ છે, નદીના વેગની પેઠે વિપાકોનો વેગ છે. તેની અંદર સર્વ જીવો તણાઈ જાય છે. ઉલટી નદી ઉતરવાની પેઠે કોઇ વિરલા પુરૂષો કર્મના વિપાકોને સમભાવથી વેદી શકે છે. કર્મના વિપાકોના સામું જ્ઞાન વિના ટકી શકાતું નથી. કર્મવિપાકોમાં ભવ્ય જીવોએ મારાપણું માન્યા વિના અન્તરથી ન્યારા રહી સ્વ અને પરનો વિવેક ધારણ કરી શુદ્ધ પ્રવૃત્તિ કરવી. કર્મ વિપાકોને જે પોતાનાથી ભિન્ન માને છે તે અલિપ્ત રહે છે. કોઇ મનુષ્ય મહા રોગમાં ગ્રસ્ત થએલો હોય તેણે વિચારવું કે હે જીવ!!! તું સમભાવથી રોગ સહન કર, કર્યાં. કર્મનું લેણું આપ્યા વિના છૂટકો નથી, વળી મનમાં એમ વિચાર કે ગમે તેવા કર્મના વિપાકોથી મારૂ શુદ્ધ સ્વરૂપ ટળવાનું નથી. મારૂ શુદ્ધ પ્રાપ્ત કરવામાં પુરૂષાર્થ જે જે અંશે થાય તેમ મારે વર્તવું જોઇએ. જ્ઞાનીને કર્મનો ઉદય ભોગવવો પડે છે. તેમ અજ્ઞાનીને પણ કર્મનો ઉદય ભોગવવો પડે છે, પરંતુ જ્ઞાની કર્મના વિપાકોને આત્માની અપેક્ષાએ 'અસત્' માને છે. જ્ઞાનિની જ્ઞાનશક્તિ, અન્તરમાં પરિણામની જે શુદ્ધિ કરે છે. તેની કિંમત બાહ્યથી થઇ શકતી નથી. કર્મની

ગહન ગતિ છે. કર્મના વિપાકોમાં ક્ષણિકતા વિચારવી. કર્મોદયથી પોતાનું શુદ્ધ સ્વરૂપ ભૂલવું નહિ. કર્મ વિપાકોના વિચિત્ર ફેરફારથી સદા એક સરખા દીવસ જતા નથી. કર્મ વિપાકોથી વિચિત્ર દશા દેખાય તો પણ અન્તર દૃષ્ટિથી દેખતાં તે આત્માની નથી. તો પછી તેમાં મુંઝાવું તે તો ખરેખર અવિવેક છે. કોઈ વ્યભિચારી કહે. કોઇ લંપટ કહે, કોઈ ગાંડો કહે, કોઈ ઘાતકી કહે, કોઇ દુર્જન કહે. કોઇ પાંખડી કહે તોપણ જ્ઞાનીએ તો એમ વિચારવું કે દુનિયા જે જે બાહ્યના આરોપ કરે છે તે હું નથી. બાહ્યના આરોપોમાં હું નથી, જે જે અશુદ્ધતા છે, તે હું નથી. અશુદ્ધતાને અશુદ્ધ કહી કોઇ બોલાવે તો તે યથાર્થ છે. પણ હું શુદ્ધસ્વરૂપમય છું તો શા માટે ખેદ પામું ? અષ્ટકર્મની અશુદ્ધતા આત્માને લાગી છે. જ્યાં સુધી અષ્ટકર્મ, આત્માની સાથે લાગ્યાં છે ત્યાં સુધી તે કર્મની અપેક્ષાએ અશુદ્ધતા છે. અને તે અશુદ્ધતાની અપેક્ષાએ મને કોઇ ગમે તે કર્મના વ્યવહારથી બોલાવે તો ભલે બોલવે, બોલાવનાર પણ તે દૃષ્ટિથી જોતાં તેવો છે, આખું જગત્ પણ તેવું છે. શુદ્ધનિશ્ચયદૃષ્ટિથી જોતાં મારૂ સ્વરૂપ તેવું નથી. અને શુદ્ધસ્વરૂપની જેટલી ભાવના હૃદયમાં ક્ષણેક્ષણે કરીશ તેટલો તેટલો હું ઉચ્ચ થઇ શકીશ. એમ વિચારવું. જ્ઞાનીએ આત્માનું શુદ્ધસ્વરૂપ ધ્યાવવું, આત્માનું મૂળ સ્વરૂપ શુદ્ધનિશ્ચયનયથી શુદ્ધ છે અને તે નયથી ધ્યાન કરીએ તો તેવું સ્વરૂપ પ્રગટ થાય છે. હું અશુદ્ધ છું એમ અશુદ્ધસ્વરૂપમય આત્માને ચિંતવવાથી શુદ્ધતાની વ્યક્તિ શી રીતે પ્રગટ થઈ શકે ? અશુદ્ધતા લાગી છે તે પણ શુદ્ધતાની ભાવનાથી ટળે છે માટે આત્મશુદ્ધસ્વરૂપ ભાવવું. આત્મશુદ્ધસ્વરૂપની પૂર્ણશ્રદ્ધા ધારણ કરી જે ભવ્યો ધ્યાન ધરે છે તે કર્મના વિપાકોને ભોગવતા છતા નિર્જરા કરે છે, અને નવીન કર્મ બાંધતા નથી. આત્માની અશુદ્ધ પરિણિત થાય તો મુખ્યતાએ કર્મ બંધાય, પણ જ્યાં સુધી શુદ્ધભાવના હોય છે ત્યાં સુધી એમ બનતું નથી તેથી નવીન કર્મ બંધાતું નથી. આત્મા

જ્ઞાનદશાથી આત્મામાં અપૂર્વશક્તિ જાગ્રત થાય છે, તેથી નવીન કર્મ બંધાતાં નથી, તેથી જ્ઞાની અલ્પકાલમાં કર્મવિપાકો ભોગવી આત્મા શુદ્ધ બને છે. કર્મવિપાકોમાં આત્મદૃષ્ટિથી જોઇએ તો શું પોતાનાપણું છે, ખરેખર કંઈ મારાપણું નથી, આત્મદૃષ્ટિ થતાં કર્મ વિપાકોના ગંજાવર ઢગલા વચ્ચોવચ્ચ ઉભો રહેલો પુરૂષ બંધાતો નથી, કર્મના વિપાકો સંબંધી કેટલુંક કહ્યું, કેટલાક જીવો શુભવિપાકોના પ્રસંગે અશુભવિપાક ભોગવનારને હસે છે, ધિક્કારે છે તે યોગ્ય નથી. એક દીવસ એક વૃદ્ધ સ્ત્રી હસ્તમાં લાકડી ઝાલી માર્ગમાં જતી હતી, તે ડોશીને દેખી કેટલીક યુવાવસ્થાવાળી છોકરીઓ કહેવા લાગી કે, અરે કુબડી ડોશી દૂર ખસ, ત્હારી આવી અવસ્થા હાંસી ઉત્પન્ન કરે છે, ઇત્યાદિ વાણીથી તે છોકરીઓએ ડોશીની મશ્કરી કરી, ત્યારે ધૈર્યધારણ કરી ડોશી કહેવા લાગી કે, હે મદાંધ છોકરીઓ તમે બિલકૂલ મૂર્ખ છો, જુવાનીના મદમાં છાકી જશો નહિ. મારી પેઠે તમારી પણ એક દીવસ મશ્કરી થવાની છે. હાલ તમે કર્મના જે વિપાકો ભોગવો છો તે સદાકાળ રહેવાના નથી, એક દૃષ્ટાંત સાંભળો.

पीपळ पान खरंत, हसती कुंपलियां;
मुजवीती तुज वीतशे, धीरी बापलियां. १

પીપળનાં પાકાં પાન વાયુની પ્રેરણાથી ખરે છે તે દેખીને જાણે નાનીનાની કુંપલો જૂનાં ખરી પડેલાં પાનને હસતી હોય એમ લાગે છે ત્યારે ઘરડાં પાન કહે છે કે, હે કુંપલો તમે અભિમાન કરશો નહિ, તમારા જેવાં અમે પણ એક દીવસ હતાં અમે પણ કલકલ કરતાં હતાં, આજ અમારી આવી અવસ્થા થઇ છે તેવી તમારી પણ થશે, ધીરજ રાખો, હે છોકરીઓ !!! આ દૃષ્ટાંત પ્રમાણે તમે પણ હાલ ગુલતાન કરોછો, યુવાવસ્થામાં તમારી ભલે આંખો આવી છે. પણ તમારી યુવાવસ્થા સદાકાળ એક સરખી રહેવાની નથી, હું પણ તમારા જેવી એક યુવાવસ્થાવાળી છોકરી હતી, મારાં અંગો ખીલવા માંડયાં તેમ તેમ હું પાકેલા

બોરની પેઠે સુંદર થવા લાગી, મારા શરીરની સુંદરતા દેખીને અનેક પુરૂષો મારી તરફ જોવા લાગ્યા, મારી સાથે પ્રેમ કરવાને અનેક પુરૂષો લલચાતા હતા, મારી બ્હેનપણીયોમાં પણ મ્હારૂ સારૂ માન હતું અને તેમાં હું શોભતી હતી, કેટલાક કામીપુરૂષો આડા વ્યવહારને માટે મને બહુ લલચાવતા હતા, કેટલાક યુવાવસ્થાવાળા પુરૂષો તો મારી મહેરબાની મેળવવા માટે હું કહું તે કાર્ય ચાકરની પેઠે કરતા હતા, કેટલાક તો મારા શરીરનાં ખીલેલાં અંગો દેખી લયલીન થઇ જતા હતા. યુવાવસ્થાવાળી મારી છબીઓનું દર્શન કરી કેટલાક તો કામી બની જતા યુવાવસ્થાની શરીરની શોભા જેવી મારી હતી તેવી હે બાલિકાઓ તમારી નથી, અનુક્રમે હું પરણી, પુત્રપુત્રીઓ થયાં, શરીરનાં અંગો કરમાવા લાગ્યાં લોહી ઘટવા માંડયું, જમેલું પણ બરાબર પચવા ન લાગ્યું. છેક હવે તો વૃદ્ધાવસ્થા આવી છે. શરીરપર કરચલીઓ વળી ગઈ છે, થરથર શરીર ધ્રુજે છે, શ્વાસ ચઢે છે, ચાલતાં પડી જાઉછું. મારી આવી અવસ્થા આવી ગઈ છે, યુવાવસ્થામાં હું કેવી હતી, અને હાલ કેવી છું, તે જોઉછું તો પૂર્વના મારા અભિમાનનો પશ્ચાતાપ થયાવિના રહેતો નથી, દેવતાઓની અપ્સરાઓનાં સુંદર શરીરો પણ સદાકાળ રહેતાં નથી તો મનુષ્યનો શો હીસાબ ! હે બાલાઓ મારી મશ્કરી કરતાં અંતે તમારી મશ્કરી થાય છે એમ નક્કી જાણજો, કર્મના વિપાકો શું કરી શકતા નથી, એક દીવસમાં સૂર્યની પણ ત્રણ અવસ્થા થાય છે તો તમારી એક સરખી અવસ્થા શી રીતે રહેશે ! હે બાળાઓ !!! જુવાનીનો લટકો મટકો થોડા દીવસનો છે. જે શરીર તમોએ માતાના પેટમાં બાંધેલું છે તે શરીર તમારી સાથે સદાકાળ રહેવાનું નથી. હે બાળાઓ, તમે જે શરીરની સુંદરતા દેખી ખુશ થાઓછો. અભિમાન ધારોછો, તે શરીર તમારૂ નથી, પાણીના પરપોટા જેવી કાયા કલેવરની બાજી કોઇને સદાકાળ છાજી નથી, અને છાજનાર પણ નથી. કર્મનાયોગે શરીર બનેલું છે અને તેમાં કર્મના

યોગે અનેક પ્રકારના વિકાર થાય છે, મેં જાણ્યું હતું કે શરીર સદાકાળ આવું રહેશે, પણ હે બ્હેનો તે પ્રમાણે રહ્યું નહિ. વૃદ્ધાવસ્થામાં શરીર સારૂ રહેતું નથી અને તેથી મનની સ્થિરતા પણ રહેતી નથી, મારી આવી અવસ્થાથી હું પશ્ચાતાપ કરૂછું કે અહો મેં યુવાવસ્થામાં કાંઇ ધર્મ કર્યો નહિ, હવે હું શું કરી શકું, હે બ્હેનો કર્મવિપાકથી મારા શરીરની આવી અવસ્થા દેખી તમે પણ ચેતી લેજો, તમારી યુવાવસ્થા પાણીના પૂરની પેઠે સદાકાળ રહેવાની નથી, તમને શરીર શાથી પ્રાપ્ત થયું છે, તેનાં કારણો શોધી ઘટતા ઉપાયો લેજો, તમારૂ જીવન આનંદમય કરવા ત્રિયોગે યથાયોગ્ય પ્રવૃત્તિ કરશો, તમારી યુવાવસ્થામાં ભયંકર પાપો ન થાય તે માટે મનોવૃત્તિને પ્રથમથીજ શુભ માર્ગમાં રોકશો, હે બ્હેનો તમારી સ્થિતિ પ્રતિદિન સુધારશો શરીરનાં અવયવોમાં વ્યાપી રહેલ આત્માને જ્યારે તમે ઓળખશો ત્યારે કર્મવિપાકોમાંથી ‘ અહંબુદ્ધિ ’ છૂટી જશે, એમ નક્કી જાણશો, યુવાવસ્થાવાળી બાળાઓ આ પ્રમાણે વૃદ્ધાનો સત્ય ઉપદેશ સાંભળી મનમાં ધારણ કરી મશ્કરીની માફી માગી પોતાને ઘેર ગઈ. કર્મના વિપાકોથી કરોડપતિ કોઇ વખતે ભિક્ષુક બની જાય છે. અને ભિક્ષુક કોઇ વખતે કરોડપતિ બની જાય છે. ગાડી વાડી લાડીની સમૃદ્ધિ પણ કર્મના શુભ વિપાકો ઉપર આધાર રાખે છે. કોણ જાણે! અશુભ વિપાકોથી કેવી સ્થિતિ થશે. માટે કર્મ વિપાકોને કોઈએ પોતાના માની ગર્વ કરવો નહિ. તેમજ કર્મ વિપાકોનો કટુકરસ દેખી કોઈએ શોક કરવો નહીં. કર્મના વિપાકોથી એક મહારોગથી બૂમો પાડે છે, ત્યારે એક બાગમાં બેસી ગુલ્તાન રહેછે ત્યારે એક શોક કરે છે. ત્યારે એક ખુશ થાય છે. એક ઠેકાણે વાજાં વાગે છે ત્યારે અન્યત્ર રડાકૂટ થઈ રહે છે, અહો કર્મના વિપાકોની કેવી વિચિત્ર ગતિ દેખાય છે. જ્ઞાની પુરૂષો કર્મના વિપાકો પુનઃ પ્રાપ્ત ન થાય તેમ ઉપાય શોધે છે. અને કર્મ વિપાકનાં બીજ શોધી શોધીને બાળે છે. આત્મધ્યાનથી કર્મના

વિપાકોને દૂર કરે છે. કર્મના વિપાકો એક જાતની ઉપાધિ છે તેમાં જે આનંદ વા શોક માને છે તેને પરિપક્વ જ્ઞાન થયું નથી એમ જાણવું. નદીના પૂરમાં શૂદ્ર પ્રાણિયો તણાઇ જાય છે પણ જેને બરાબર તરતાં આવડે છે તે આત્મબળથી પાણીના પૂરમાં તણાતા નથી. તેમ કર્મના વિપાકોમાં પણ ભવ્યજીવોએ સમજી લેવું. જે મનુષ્યો દુનિયાના કહેવા ઉપર આત્માની ઉન્નતિ વા અવનતિ સમજે છે તે બાહ્યવૃત્તિને ધારણ કરી બાહ્યભાવથી વૃત્તિને હઠાવી શક્તા નથી, તેથી તેમનું આત્મસ્વરૂપ ખીલી શકતું નથી. બાહ્યમાં દૃષ્ટિ દેતાં અન્તરનું દેખાતું નથી. અને અન્તરમાં દૃષ્ટિ દેઈ અન્તરવૃત્તિથી વર્તતાં બાહ્યનું દેખાતું નથી. એમ છદ્મસ્થાવસ્થામાં બને છે. કર્મના વિપાક જીતવા સારૂ ભવ્યજીવોએ અન્તર દૃષ્ટિ ધારણ કરવી, 'આત્મસ્વરૂપ સત્' છે શરીર, મન, વાણીની ક્રિયાથી પણ હું પરછું તો તે ત્રણમાં પણ અહંત્વબુદ્ધિ કેમ ધારણ કરૂ? બાહ્યક્રિયાઓ મારી નથી તો પણ તેમાં હું અહંત્વ બુદ્ધિ કેમ ધારણ કરૂ? બાહ્યભાવ અવલંબીને દુનિયા મને જે કંઈ કહે છે તે હું નથી. કર્મ વિપાકોના અણુઅણુમાં હું આત્મા નથી, માટે ભલે કોઈ કર્મના વિપાકોનો આરોપ કરી મને સારો ખોટો કહે તેથી મારૂં કંઇ જતું આવતું નથી. મ્હારા સ્વરૂપની દુનિયાને માલુમ નથી તેથી દુનિયા અજ્ઞાની જે કંઈ કહે તેમાં લક્ષ્ય કેમ દેવુ? જગત્ મને દોષી કહે છે પણ ખરેખર જગત્ અજ્ઞાનથી અંધ છે; તેથી તેના બોલવાથી શો રાગદ્વેષ કરવો જોઇએ? નામરૂપ પણ કર્મના વિપકા છે તેમાં હું લેશ માત્ર નથી, તેથી તેની અનેક પ્રકારની ઉપાધિયોમાં હું અસત્પણું દેખું છું. જગત્ મને બાહ્યની સારી ખોટી ઉપાધિવાળો દેખે તો તેમાં હું આત્મભાવે 'અસત્' પણું દેખું છું. આવી સત્ય ભાવનાથી બાહ્યના સંસર્ગોમાં હું લેશ માત્ર દુઃખી થતો નથી. અનેક પ્રકારના ભેદથી ભરપૂર બાહ્ય જગત્ છે તેમાં હું નથી અને એ મ્હારૂ નથી, આવો દૃઢ પ્રત્યય મનમાં વર્તે છે

તો પશ્ચાત્ હું કોનાથી બંધાઉ ? અસંખ્યપ્રદેશમયચેતનરૂપમાં સદાકાલ ઉપયોગ રાખવો જોઇએ. વ્યવહારયોગે શરીર છતાં ખાવું પીવું આદિ વ્યવહાર કરવા પડે છે, કિંતુ તેમાં મારાપણું હું દેખતો નથી તેથી બંધાતો નથી. એ જ્ઞાની મહાત્મા કર્મ વિપાકો ભોગવતાં પણ અન્તરથી અલિપ્ત રહી એમ વિચારે છે. પૃથ્વી ચંદ્ર અને ગુણસાગરને આવી અન્તરની આત્મદશાથી મોહના પ્રબલ સ્થાનમાં પણ કેવલજ્ઞાન થયું. અરણિકાચાર્યના શરીરથી જલાદિ જીવોની વિરાધના થતી હતી. તો પણ તેમનું મન આત્મામાં રમણ કરતું હતું તેથી કેવલજ્ઞાન પામ્યા. બાહ્યભાવમાં રાગદ્વેષથી મન રમે છે ત્યારે આત્મા બંધાય છે. અને જ્યારે બાહ્યભાવમાં રાગદ્વેષથી મન રમતું નથી ત્યારે આત્મા મુક્ત થાય છે. કર્મના વિપાકો ભોગવતાં છતાં પણ મનની નિર્મલદશા રાખવી એ પોતાના સામર્થ્ય ઉપર આધાર રાખે છે. આત્મજ્ઞાન સામર્થ્ય થી સર્વ થઈ શકે છે. જેટલી આત્મસ્વરૂપપર રૂચિ તેટલી બાહ્ય રૂચિ ટળે છે. સૂર્યને વિંટાએલાં વાદળાં સદાકાળ રહેતાં નથી તેમ આત્માને લાગેલા વિપાકો સદાકાળ રહેવાના નથી માટે હૃદયમાં ધૈર્ય ધારણ કરવું. આત્મસામર્થ્યમાં એવી શક્તિ છે કે જેથી વિપાકો ભોગવતાં છતાં પણ નવાં કર્મ બંધાતાં નથી. આત્મજ્ઞાનશક્તિ પ્રતિદિન ખીલવવી જોઇએ. જે જીવો કર્મ વિપાકો ભોગવતા છતા હાયવરાળ કરે છે તે આર્તધ્યાનાદિમાં મગ્ન થઈ અશુદ્ધપરિણામે સમયે સમયે નવીન કર્મગ્રહણ કરે છે. કર્મ વિપાકો સંબંધી જે જે વર્ણન કર્યું. અને કર્મ વિપાકો ભોગવતાં જે જે ઉપાયો ગ્રહણ કરવાના બતાવ્યા તે ઉપર પૂર્ણ લક્ષ્ય આપવું જોઈએ. કર્મ વિપાકોના સામા થવાને માટે ભિન્નભિન્ન પાત્ર ગોઠવીને જે ઉપદેશ આપેલો છે તે પ્રમાણે જે ભવ્ય વર્તે છે તે વિપાકોના સામે થઇ શકે છે. કર્મ વિપાકો જાણ્યા પણ તે સમયે કેમ વર્તવું તે વિસ્તાર પૂર્વક જણાવ્યાથી ભવ્ય જીવોના આત્માની શુદ્ધિ સદુપયોગથી ભૂતકાલમાં થઈ, થાય છે. અને થશે.

આ પ્રમાણે વિપાકવિચય નામનાં ધર્મ ધ્યાનના પાયાનું સ્વરૂપ વર્ણવ્યું.

## ૪. સંસ્થાનવિચય.

ધર્મધ્યાનનો સંસ્થાનવિચય નામનો ચોથો પાયો છે. ચઉદ્‌રાજ લોકનું વૈશાખ સંસ્થાન છે. તેમાં ષડ્‌દ્રવ્યનો સમાવેશ થાય છે. ચતુર્દશ રજ્જવાત્મક લોક દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ શાશ્વત છે. અને પર્યાયાર્થિક નયની અપેક્ષાએ 'અશાશ્વત' છે. દ્રવ્યાર્થિક નયની અપેક્ષાએ 'નિત્ય' છે અને 'પર્યાયાર્થિક નયની' અપેક્ષાએ 'અનિત્ય' છે. ચઉદરાજ લોકમાં અનંતિવાર જીવે પરિભ્રમણ કર્યું. પણ કંઇ પાર આવ્યો નહિ લોકાકાશના અસંખ્યાત પ્રદેશે જીવ અનંતિવાર ભમ્યો. પણ કર્મનો નાશ થયા વિના જરા માત્ર સ્થિરતા પામ્યો નહીં. વિવેકદૃષ્ટિથી વિચારવું કે હે જીવ ચઉદરાજ લોકમાં પરિભ્રમણ બંધ કરીને હવે સ્થિર થા. પોતાના સ્વરૂપમાં સદાકાળ રહે. ચઉદરાજલોકમાં ત્હારૂ કંઈ નથી, તું છે તે તું છે અન્ય કોઈ ત્હારૂ નથી. આ પ્રમાણે સંસ્થાન વિચય સંબંધી વિચાર કરવો તેને 'સંસ્થાનવિચયધ્યાન' કહે છે. ધર્મ ધ્યાનના આલંબનોનો પણ આ પ્રમાણે વિચાર કરવો. ધર્મધ્યાન સંબંધી વર્ણન કર્યું. શુકલ ધ્યાનનું સ્વરૂપ તો પ્રથમજ દર્શાવ્યું છે. આ પ્રમાણે ધર્મધ્યાન અને શુકલ ધ્યાન ધ્યાવાથી અનેક લબ્ધિયોની પ્રાપ્તિ થાય છે. આત્માના સર્વ ગુણોનો આવિર્ભાવ થાય છે. વસ્તુતઃ વિચારતાં જણાશે કે 'આત્મસ્વરૂપ' માં રમણતા કરવાથી સર્વ કર્મનો નાશ થાય છે. માધ્યસ્થભાવથી આત્મતત્ત્વનો શોધ કરીને આત્મ સમાધિમાં લીન થવાય તેવા પ્રયત્નમાં તત્પર રહેવું. સર્વ વસ્તુઓના અનંત ભેદને જાણવાની શક્તિ આત્મામાં રહી છે. આત્મા પોતાનું સ્વરૂપ જાણે છે. ત્યારે તેને અપૂર્વ આનંદ પ્રગટે છે. બાહ્ય વસ્તુનું ગમે તેટલું જ્ઞાન કરવામાં આવે પણ જ્યાં સુધી પોતે કોણ છું? તેનું જ્ઞાન ન કરવામાં આવે ત્યાં સુધી સર્વ જ્ઞાન કાચું છે. અલ્પકાળમાં સાધી લેવા યોગ્ય

આત્મજ્ઞાન છે. નિવૃત્તિ માર્ગ વિના ત્રણ કાલમાં આનંદ નથી. સહજાનંદની ખુમારીનો જો ભોગ કરવાની ઇચ્છા હોય તો સં-કલ્પ વિકલ્પદશા પરિહરીને આત્મસ્વરૂપમાં રમણતા કરવી. સંકલ્પ વિકલ્પવાળી બાહ્યદશા ભૂલ્યા વિના અન્તરનો આનંદ શી રીતે મળશે ? મનની શુદ્ધિ થવાનો પણ આજ માર્ગ છે. સંસારમાં દેહ છતાં તેમજ દેહનાં કાર્ય કર્યા છતાં પણ અન્તરની આવી નિર્લેપાવસ્થા વિશેષતઃ ઉપાદેય છે. આવી દશાની સાધના માટે બાહ્ય જે જે સાધનો જે જે રીતે ઉપયોગી થાય તેનું અવલંબન કરવું ગમે તે ભાષામાં આવાં સમ્યગ્ ધર્મ વચનો હોય તો પણ સાધ્યદૃષ્ટિથી તેનું અવલંબન કરવું. બાહ્ય ધર્મ હેતુઓમાં બલાબલનો વિચાર કરી આસન્નપુષ્ટહેતુઓને અવલંબી અન્તરમાં ઉતરવું. આમ કરવાથી અનંત સુખમય આત્મા પ્રકાશે છે. ધર્મધ્યાનના ચારપાદ સાલંબનરૂપ હોવાથી ભવ્ય જીવોએ અશુભાલંબનોનો ત્યાગ કરી તેને આદરવા. આત્મા તું પોતેજ પરમાત્મા છે. કર્મ પડદો ધ્યાન કટારીથી ચીરી નાખીશ તો ત્હારૂ સહજ શુદ્ધ સ્વરૂપ દેખાશે. આત્માના શુદ્ધ સ્વરૂપને કોઇ પરમબ્રહ્મ કહે છે. કોઇ વિશુદ્ધ બ્રહ્મ કહે છે. કોઇ 'પર-માત્મ જ્યોતિ' કહે છે. કોઈ વિજ્ઞાનઘન કહે છે. કોઇ નિરંજન નિરાકાર કહે છે. કોઈ સિદ્ધબુદ્ધ કહે છે. ઇત્યાદિ અનેક વિશે-પણોથી આત્માનું શુદ્ધ સ્વરૂપ કહેવાય છે, હેય, જ્ઞેય, અને ઉપાદેયની ત્રિપદી સમજીને શુદ્ધાત્મતત્ત્વ ગ્રહણ કરવું. અશુદ્ધ પરિણતિનો ત્યાગ કરવો.

ગિરધરલાલ નામના એક ભક્ત શ્રી ગુરૂને વિધિ પૂર્વક વંદન કરી પુછવા લાગ્યા કે હે ગુરૂરાજ આત્મા પરમાત્મા છે. એવું ભાન રહે તો સહજ નિર્મલ સ્વરૂપ પ્રગટે. પરંતુ આત્મા તે પરમાત્મા છે એવી ભાવના સાંસારિક પ્રત્યેક કાર્ય કરતાં છતાં શી રીતે રહે તેના ઉપાયો કૃપા કરીને બતાવશો.

શ્રી સદ્ગુરૂ કહેછેકે હે ભવ્ય ! મનના ધર્મોની પેલીપાર

આત્મા જાણવો. વિકલ્પ સંકલ્પરૂપ મન છે. રાગ દ્વેષાદિ દુર્ગુણો પણ મનદ્વારા ઉત્પન્ન થાય છે. માટે મનના ધર્મો અપેક્ષાએ કહેવાય છે. જે જે સમયે બહિર્ ભાવમાં લાલસા ઉત્પન્ન થાય ત્યારે તે મનના ધર્મો છે, અને તેમાં હું નથી. એવી આત્મ ભાવના કરવી. આત્મધર્મમાં હું છું કિંતુ મનના વિકારો જે જે ઉદ્ભવે છે. તેમાં હું નથી. આવી દૃઢ ભાવના થતાં મનુષ્ય જીવનમાં ક્ષણે ક્ષણે સુધારો થતો જાય છે. અને આત્મા શુદ્ધ પ્રદેશમાં ઉતરતો જાય છે. કેટલાક રાગદ્વેષનો ત્યાગ કરવો. ત્યાગ કરવો. એમ પોકાર્યા કરે છે. કિંતુ જેમ જેમ તે વિશેષ બોલે છે. ત્યારે તેમનાજ હૃદયમાં રાગદ્વેષ વિશેષ થતા દેખાય છે. તેનું કારણ એ છે કે રાગદ્વેષનો ત્યાગ કરવો આ વાક્ય આત્મપ્રદેશમાં રહી બોલતા નથી. પણ મનના ધર્મમાં રહી બોલે છે તેથી આત્મબળ વૃદ્ધિ પામતું નથી. રાગદ્વેષ બોલનારને ત્યાં રાગ દ્વેષ વિશેષ રહે છે. ત્યાં અન્ય પણ કારણ છે અને તે એ છે કે રાગ દ્વેષનો ત્યાગ કરવો આ વાક્યમાં ત્યાગ કરવો એપર વિશેષ લક્ષ્ય અપાતું નથી. કિંતુ પ્રથમ રાગદ્વેષ શબ્દ આવે છે તેજ સ્મરણમાં રહે છે અને તેથી રાગદ્વેષનું સ્મરણ થતાં તેના સંસ્કાર હૃદયમાં પડે છે અને તે પ્રસંગોપાત પ્રગટી નીકળે છે. મનમાં રહીને રાગદ્વેષનો ત્યાગ કરવો એ વાક્ય નહિ બોલતાં આત્માના સ્વરૂપ તરફ દૃષ્ટિ દેઈ રાગદ્વેષનો ત્યાગ કરવો એમ દૃઢ ભાવના પૂર્વક વાક્ય ઉચ્ચારવામાં આવે તો તેની ચમત્કારી અસર થાય છે, બહિરાત્મ દશાએ મનનો ધર્મ છે. તેની તરફ આત્મદૃષ્ટિથી જોઇએ છીએ તો આકાશ પાતાલ જેટલો તફાવત માલુમ પડે છે, મનના ધર્મોમાં કંઇ પણ આત્મધર્મ નથી, જગત્માં અશુદ્ધ ભાવના જેટલી થાય છે તે મનના ધર્મથી થાય છે અને જે જે અંશે શુદ્ધભાવના થાય છે તે આત્માના ધર્મથી થાય છે, ખાતાં, પીતાં, હરતાં, ફરતાં, સુતાં, ઉઠતાં, બેઠતાં, વાતાચંત કરતાં અનેક કાર્ય કરતાં વિચારવું કે હું જે

બાહ્યનું કરૂં છું. મ્હારૂં માનું છું તે વસ્તુતઃ આત્માનો ધર્મ નથી, આત્માનો સ્વાભાવિક ધર્મ છે, આત્માના ધર્મથી ભિન્ન જેટલો ધર્મ દેખાય છે તે વિભાવિક ધર્મ છે, તેમાં મ્હારૂં અને ત્હારૂં માનવું તે મિથ્યા છે. સ્વપ્નમાં દેખાતા પદાર્થો જેમ ક્ષણિક છે તેમ મનમાં ઉઠતા મોહાદિ વિકલ્પ સંકલ્પ સર્વ ક્ષણિક છે, આત્માની અપેક્ષાએ 'અસત્' છે, તેમાં હું શું રાચું? તેથી મ્હારૂં કંઇ કલ્યાણ થવાનું નથી. હું આત્મા ત્રણકાલમાં નિત્ય છું. શુદ્ધબુદ્ધ ભગવાન્ છું. શુદ્ધનિશ્ચયનયની દૃષ્ટિથી જે જે આત્મ સ્વરૂપ કહેવામાં આવે છે તેજ મ્હારૂં શુદ્ધસ્વરૂપ છે તે વિના હું અન્ય નથી, તેથી જગત્‌ના દરેક કાર્યમાં આત્મધર્મનું કશું કંઇ નથી. આત્મબુદ્ધિ આત્મામાં છે, અસંખ્યપ્રદેશમય હું છું. આત્માનાઅનંતગુણો છે અને ગુણી આત્મા છે. ગુણી અને ગુણોનો કથંચિત્ ભેદાભેદ સંબંધ છે. ઉપશમાદિભાવે આત્માના ગુણોનો પ્રકાશ કરવો તેજ આત્માનો ધર્મ છે, આત્માના ધર્મમાં આત્મા રહે છે ત્યારે મનના ધર્મોનું પોતાની મેળે જોર હઠે છે અને તે ક્ષીણ થઇ જાય છે. આત્મધર્મનું સેવન કરવામાં જ આનંદ સમાયલો છે. પ્રથમાવસ્થામાં એમ લાગેશે કે આ સર્વ કહેવામાં આવે છે તે શું ખરૂં હશે! આત્મધર્મમાં સુખ હશે કે જડમાં સુખ હશે! આવી ત્રિશંકુ જેવી અવસ્થામાં આત્મધર્મ તરફ બરાબર લક્ષ્ય રહેતું નથી તેમજ જડવસ્તુપર પણ સુખની બુદ્ધિ યથાર્થ રહેતી નથી. આવી અવસ્થાને મિશ્ર કહે છે. આ અવસ્થામાં ઘણો ભય સમાયલો છે. ભરદરિયામાં બુડતા વા ઉગરતાની શંકાવાળા વહાણની પેઠે આ અવસ્થામાં જડવસ્તુ વા ચેતનવસ્તુ એ બેમાંથી એકમાં સુખ રહ્યું છે તેનો નિશ્ચય થતો નથી. આ અવસ્થાનો જય સર્વત્ર આત્માભાવનાનો પ્રબલ અભ્યાસ રાખવાથી થાય છે. દરેક કાર્ય કરતાં આત્મભાવનાની વૃદ્ધિ થશે તો સહજ પરમાત્મસ્વરૂપ પ્રગટશે તે માટે આત્મારામ પ્રતિ શુદ્ધ પ્રેમ રાખવો. તેમાં સદાકાળ રાચીમાચી રહેવું.

આત્મધર્મ વિના અન્યત્ર રૂચિ કરવી નહિ. સાંસારિક પ્રત્યેક કાર્યમાં હું તુંની મિથ્યાભાવના અન્તરથી ટાળવામાં આવે તો આત્મા પરમાત્મા છે એવું ભાન રહે, અથવા સોઽહં સોહં ' તત્ત્વમસિ, ત્વં પરમાત્માસિ ' ઇત્યાદિ વાક્યનું પુનઃ પુનઃ હૃદયમાં સ્મરણ થાય તો ' આત્મા પરમાત્મા ' છે એમ અનુભવ રહે અને તેથી ક્ષણે ક્ષણે આત્મજીવન ઉચ્ચ થતું જાય. પરાભાષામાં ઉત્તમ પરમાત્મભાવનાના વિચારોને ક્ષણે ક્ષણે સ્ફુરાવવા જોઇએ. વૈખરી ભાષાથી જે પરમાત્મ ભાવનાનું બળવૃદ્ધિ પામે છે તે કરતાં અનંતગણું બળ પરાભાષાથી પરમાત્મભાવના કરતાં વૃદ્ધિ પામે છે. આત્મા પરમાત્મા છે એવી શુદ્ધભાવના સર્વતઃ કરતાં પરમાત્મત્વ પ્રગટ થાય છે. આવી ભાવના માટે તેનું સ્મરણ થાય તેવા અવલંબનો આદરવાં, પરમાત્મભાવના ભાવનાથી કેટલાક એમ કહે છે કે આત્મામાં અહંકાર ઉત્પન્ન થાય છે, માટે એવી ભાવના કેમ ભાવવી. આ શંકાના ઉત્તરમાં કહેવું પડશે કે, સત્તાથી જોતાં સ્વાત્મા તે પરમાત્મા છે, ત્યારે નયની અપેક્ષાએ એમ પોતાને માનતાં અહંકાર થતોજ નથી. ' અપ્પા સો પરમપ્પા ' આત્મા તેજ પરમાત્મા છે, ફક્ત કર્મથી ભેદ પડયો છે ભાવના ભાવતાં કર્મનો ભેદ ટળે છે અને રાગદ્વેષ વૃત્તિનો ક્ષય થાય છે. સહજાનંદની ખુમારીની કંઈક ઝાંખી દેખાય છે ત્યારે શા માટે ' આત્મા ' તે ' પરમાત્મા ' છે એવી ભાવના ન ભાવવી જોઇએ; અલબત ભાવવી જોઇએ. આત્મા તે ' પરમાત્મા ' એવી ભાવના પરમપ્રેમથી ભાવવી. કર્મના જે જે દોષો છે તે તે દોષોમય આત્મા છે એવી નીચ ભાવના કદી ન ભાવવી જોઇએ. પરમાત્મભાવના સદાકાળ રહે તેવા ઉપાયો સદ્‌ગુરૂગમથી સદાકાળ ધારવા જોઇએ. પ્રાતઃકાલમાં અને સૂર્યાસ્ત પર્યંતના સમયે મન વચન અને કાયાથી થએલાં દરેક કાર્ય પ્રસંગે આત્મા તે ' પરમાત્મા ' છે એવી ભાવના રહી હતી કે નહિ.? તેનું સ્મરણ કરી જવું. અમુકકાર્ય કરતાં આત્મા તે ' પરમાત્મા ' છે એવી ભાવના થાઓ. એવો અન્તર પ્રદેશથી દૃઢ સંકલ્પ કરવો,

દઢસંકલ્પસામર્થ્યથી અવશ્ય આવી શુદ્ધ ભાવના પ્રગટ્યાવિના રહેશે નહીં. હે ભવ્ય સદાકાળ આ સંક્ષેપથી બતાવેલા ઉપાયો અમલમા મૂકજે, જ્યાંસુધી અમલમાં મૂકીશ નહિ ત્યાંસુધી તેનું ફળ થશે નહિ, સદ્ગુરૂ તો કહેનાર છે પરંતુ કરવું તેતો તારા હાથમાં છે, ત્હારા અંતઃકરણના સત્ય પ્રયત્નવિના આવી શુદ્ધ ભાવનાનો અધિકારી તું થઈ શકીશ નહિ. માટે મુખથી નીકળેલાં વચનો પ્રમાણે આવશ્યક પ્રવૃત્તિ રાખજે, એમ સતત પ્રવૃત્તિથી તું ઉચ્ચ પરમપદ પ્રાપ્ત કરીશ, આ પ્રમાણે ઉપદેશ આપી શ્રી સદ્ગુરૂ મૌન રહ્યા.

શ્રી સદ્ગુરૂને વંદન કરી મનઃસુખભાઈ નામના ગૃહસ્થ કહેવા લાગ્યા કે હે ગુરૂ મહારાજ, આપની આજ્ઞા હોય તો હું કેટલાક પ્રશ્ન પુછવા ઇચ્છું છું

શ્રી સદ્ગુરૂ કહેવા લાગ્યા કે હે ભવ્ય ! ત્હારી ઇચ્છા હોય તે પ્રશ્ન કર.

મનઃસુખલાલ—જગત્માં દેખાતા જડ પદાર્થો ઉપર રૂચિ થાય છે. તેનો નાશ કયારે થાય ?

શ્રીગુરૂ—હે ભવ્ય ! જડ પદાર્થેમાં સુખ નથી, અને તે આત્માના નથી. એવી દઢ શ્રદ્ધા થાય છે, તો પશ્ચાત્ તેમાં સુખની બુદ્ધિ રહેતી નથી. ચરિત્રમોહનીયના ઉદયથી તેમાં મુંઝાવું થાય છે. તો પણ વિવેક પ્રગટવાથી વિષ ભોગવે છે છતાં તેને વિષ તરીકે જાણે છે. તેથી તે આત્મસામર્થ્યથીઅંતે આત્માનું પરિપૂર્ણ સુખ પ્રગટાવી શકે છે.

મનઃસુખ—હે ગુરૂજી સર્વ મનુષ્યોને સત્યધર્મનો કેમ વિશ્વાસ થતો નથી ?

શ્રીગુરૂ—હે ભવ્ય ! સાંસારિકમનુષ્યોને ભિન્ન ભિન્ન કર્મ લાગ્યાં છે. જે જે પ્રકારનાં કર્મ વિખરે છે. તે તે પ્રકારનો ગુણ પ્રગટી નીકળે છે. સર્વ મનુષ્યોને મિથ્યાત્વાવરણ ટળી શકતું

નથી. તેથી સર્વ મનુષ્યો સત્ય ધર્મપર શ્રદ્ધાવાળા હોતા નથી.

મનઃસુખ—જ્યારે મરીને અન્ય સારો ખોટો અવતાર ધારણ કરવો પડશે, ત્યારે મનુષ્યો શુભ કર્મ કેમ કરતા નથી. અને અશુભ કર્મ કરે છે; તેનું શું કારણ;

શ્રીગુરૂ—હે ભવ્ય ! કેટલાક મનુષ્યો તો મનુષ્યાવતાર પશ્ચાત્ અન્ય અવતાર લેવો પડશે એવું જાણતા જ નથી. કેટલાક જાણે છે પણ તે જ્ઞાનથી નિશ્ચય કરતા નથી. કેટલાક જ્ઞાનથી જાણે છે છતાં ઐહિકસુખની લાલચે પરલોકમાં જે થવાનું હશે તેમ થશે એમ માની અશુભ કર્મમાં પ્રવૃત્તિ કરે છે. ચોરી કરનાર જાણે છે કે જો હું સરકારના હાથમાં આવ્યો તો કેદમાં જવું પડશે તેમ જાણે છે છતાં મિથ્યા સુખની લાલસાએ મોહ વિકારના તાબે થઇ જાય છે અને અકાર્ય કરે છે તેમ સમજવું. પુનર્ભવની શ્રદ્ધા જેણે જ્ઞાનથી યથાર્થ ધારણ કરી છે તેવો મનુષ્ય મોહાદિ વિકારોને જીતવા પ્રયત્ન કરે છે. અને અંતે સર્વ કર્મનો ક્ષય કરી મુક્તિપદ પ્રાપ્ત કરે છે.

મનઃસુખ—હે ગુરૂરાજ ! મોક્ષ શાથી મળી શકે ?

શ્રીગુરૂ—હે ભવ્ય ! રાગદ્વેષ વગેરે કર્મના વિકારોનો નાશ કરવાથી મુક્તિ મળી શકે છે. જે જીવો રાગદ્વેષના વિકારોને જીતે છે તે જિન બને છે. સંપૂર્ણ વિકારોનો જે જય કરે છે તે સર્વજ્ઞ પરમાત્મા બની શકે છે.

જાગૃતિચંદ્ર—જડ વસ્તુનાં સુખ ત્યાગીને આત્મામાં સુખ છે એમ ધારવામાં કંઈ સબળ પુરાવો છે ?

ઉત્તર—હે ભવ્ય ! આત્મામાં સુખ છે અને તેનો સબળ પુરાવો એ છે કે યોગી એકાંત ગુફામાં ધ્યાન કરે છે તેની પાસે કોઇ જડવસ્તુ ભોગવવા લાયક હોતી નથી છતાં સમાધિ લગાવી પરમાનંદ ભોગવે છે અને મુખથી કહે છે કે, અહો!!! કેવું સુખ થાય છે. આવું સુખ મેં કદી ભોગવ્યું નથી. પૂર્વ સંસારાવસ્થામાં

સ્ત્રી, પુત્ર, મિષ્ટાન્ન વિગેરેના સંબંધથી જે સુખ થતું હતું તે સુખ કંઇ હિસાબમાં નથી. આજ ખરેખરૂ સુખ છે એમ તેને નિશ્ચય થાય છે. જે મનુષ્યો આ પ્રમાણે ધ્યાન ધરે છે તેને પણ 'સમાધિ' થતાં આત્મસુખનો નિશ્ચય થાય છે. સમાધિસ્થ યોગીને કોઇ કહે કે તમો રાજ્ય ગ્રહણ કરો તો પણ તેને રાજ્યની દરકાર રહેતી નથી. આ દૃષ્ટાંતથી સિદ્ધ થાય છે કે આત્મામાં ખરેખરૂ સત્ય સુખ રહ્યું છે.

જાગૃતિચંદ્ર–આત્મામાં સુખ રહ્યું છે એમ કોણે શોધ કરી છે?

ઉત્તર—પૂર્વકાલમાં અનેક તીર્થંકરો થઇ ગયા. તેમણે આત્મામાં સુખ છે એવી શોધ કરી છે. તેઓ વનમાં જઇ ધ્યાન કરી કેવલજ્ઞાન ( સર્વ વસ્તુનું જાણનાર જ્ઞાન ) પામ્યા. આ ચોવીશીમાં ચોવીશમા તીર્થંકર શ્રી મહાવીરસ્વામી થઈ ગયા, તેમણે પણ દીક્ષા અંગીકાર કરી ધ્યાનથી આત્મામાં સુખ શોધ્યું. શુકલધ્યાનથી કેવલજ્ઞાન પામ્યા, ઇત્યાદિ અનેક પુરાવા પ્રાચીન ગ્રંથોમાં મોજુદ છે, હાલ પણ છે યોગિયો શોધ કરે છે તે આત્મામાં સત્ય સુખ છે તેવો અનુભવ કરે છે, આત્મામાં સત્ય સુખનો નિશ્ચય થાય છે અને તેનો સ્વાદ આવે છે ત્યારેજ બાહ્ય વસ્તુમાં પશ્ચાત્ સુખની બુદ્ધિ થતી નથી, તીર્થંકરોનાં દૃષ્ટાંત જાણી આપણે પણ આત્મસુખ પ્રાપ્ત કરવા સદુદ્યમ કરવો જોઇએ.

વિમલચંદ્ર—ધર્મશબ્દનો ભાવાર્થ શું છે જડ અને ચેતનનો ધર્મ શી રીતે ભિન્ન છે તે જણાવશો.

ઉત્તર—'વથ્થુ સહાવો ધમ્મો—વસ્તુસ્વભાવઃ ધર્મ વસ્તુનો સ્વભાવ તેજ ધર્મ છે. દરેક વસ્તુમાં જે જે સ્વભાવ રહ્યા છે તે તેનો ધર્મ ગણાય છે, મરચાંનો તીખો સ્વભાવ છે તો તીખાશપણું તેજ મરચાનો ધર્મ સમજવો. સાકરનો મિષ્ટ સ્વભાવ છે. તો મિષ્ટત્વ સાકરનો ધર્મ સમજવો. પુદ્ગલરૂપ જડ દ્રવ્યનો મલવાનો તથા વિખરવાનો સ્વભાવ છે તથા વર્ણગંધરસ અને સ્પર્શ ગુણમય તેનો સ્વભાવ છે તો તેજ તેનો ધર્મ સમજવો, તેમજ

ચેતનદ્રવ્યનો જ્ઞાન દર્શન આનંદ સ્વભાવ છે, તેથી જ્ઞાન-દર્શન આનંદ ધર્મમય ચેતનદ્રવ્ય કહેવાય છે. ચેતનનો ધર્મ કંઈ જડદ્રવ્યમાં જતો નથી, અને જડદ્રવ્યનો ધર્મ કંઈ ચેતન દ્રવ્યમાં આવતો નથી. ઉઠવું બેસવું એ વસ્તુતઃ જડની ક્રિયા છે. પરંતુ જ્યાં સુધી શરીરમાં જીવ રહ્યો છે ત્યાં સુધી ઉપચારથી તે જીવની ક્રિયા કહેવાય છે. કાયા વાણી અને મનથી આત્મા ભિન્ન છે માટે ત્રિયોગની ક્રિયા તે કંઇ આત્માનો ધર્મ નથી. એમ ખરેખર સમજવું જોઇએ. જડની ક્રિયાઓમાં આત્મધર્મ માની લેવાથી ઉલટો ચેતન ભ્રાંતિમાં પડે છે, અને આત્મા પોતાના સ્વરૂપથી સ્થિરતા પ્રાપ્ત કરી શકતો નથી. આત્મા ત્રિયોગની ક્રિયાઓને અહંપણાથી કરે છે તો બંધાય છે, ત્રિયોગની ક્રિયાઓમાં અહંપણું કલ્પવું વ્યર્થ છે. અનાદિકાળથીત્રિયોગના વ્યાપારોને કરી કર્મ બંધન કરે છે માટે શાસ્ત્રકારોએ 'મનોગુપ્તિ વચનગુપ્તિ' અને કાયગુપ્તિ બતાવી છે. એ ત્રણ ગુપ્તિયો ધારણ કરવાથી કર્મ ખરે છે અને આત્માની જ્ઞાનાદિ શક્તિયો ખીલે છે. આત્મધર્મ સાધનમાં ત્રિયોગ નિમિત્ત કારણ છે. પણ સાધકોએ આત્માનો ધર્મ આત્મામાં જ સમજવો. મન, વાણી અને કાયા, આત્મધર્મ ખીલવવામાં સાધનભૂત છે. પણ તેથી કંઈ સાધનમાં જ અહંપણું ધારણ કરવું યોગ્ય નથી. ષડ્દ્રવ્યમાં, ધર્માસ્તિકાય અધર્માસ્તિકાય, આકાશાસ્તિકાય, પુદ્ગલાસ્તિકાય અને કાલ એ પંચ જડદ્રવ્ય છે, અજીવ છે, જડદ્રવ્યનો ધર્મ ભિન્ન છે અને આત્મદ્રવ્યનો ધર્મભિન્ન છે. આત્માનો જ્ઞાનધર્મ છે, દર્શનધર્મ છે, આત્માનાધર્મનું દાન તેજ ખરેખર 'અભયદાન' છે, 'આત્મજ્ઞાન' વિના જે જડની ક્રિયાથી મુક્તિ માને છે તે પ્રત્યક્ષ ખરા બપોરે ઠગાય છે. આત્માની ક્રિયા અરૂપી છે તે દેખવામાં આવતી નથી જે દેખવામાં આવે છે તે જડની ક્રિયા છે માટે પ્રત્યેક દ્રવ્યની ભિન્નભિન્ન ધર્મવાળી ક્રિયાઓ સમજવી જોઇએ, નિશ્ચયથી વસ્તુનો સ્વભાવ કદી ફરતો નથી. આત્માના મૂલગુણનો સ્વભાવ કર્મયોગે

આચ્છાદિત થયો છે તેનો આત્મશક્તિથી પ્રગટ કરવો જોઇએ, જે મનુષ્યો અન્તરમાં ચિત્તવૃત્તિ સ્થિર કરી આત્મધર્મ શોધે છે તે આત્માનો ધર્મ પામે છે. હે ભવ્ય!!! જડ અને ચેતનનો ભિન્ન ધર્મ જાણી 'ચેતન' નો ધર્મ અંગીકાર કર!!!

મોહનલાલ—જ્યારે ખરેખરે આ પ્રમાણે જાણતાં આત્મામાં ધર્મ છે. ત્યારે મૂર્ખ જીવો બાહ્યમાં કેમ ધર્મ માને છે. બાહ્યક્રિયાઓમાં ઝઘડા કરે છે તે વાત સત્ય છે કે 'અસત્ય' છે.

સદ્‌ગુરૂ—હે ભવ્ય જે આત્માઓ આત્મામાંજ આત્મધર્મ જાણે છે, તે બાહ્ય વસ્તુમાં ધર્મ માનતા નથી. બાહ્યવસ્તુમાં જડનો ધર્મ છે. આત્મધર્મ પ્રગટ કરવામાં ગુરૂ, દેવ, ત્રિયોગ, શાસ્ત્ર. આહાર. જલ આદિ વસ્તુઓ નિમિત્ત કારણ છે માટે તે 'નિમિત્ત ધર્મ' કહેવાય છે. પણ તે બાહ્યસાધન કોઇને કોઈ પુષ્ટ નિમિત્ત કારણ હોય છે. પ્રતિમા, ગુરૂ, શાસ્ત્ર અને બાહ્યક્રિયાઓ જ્ઞાનીને સાધનભૂત નિમિત્તની અપેક્ષાએ છે. પણ અજ્ઞાનીને તો નિમિત્ત સાધન તે પણ બંધનરૂપ થાય છે. બાહ્યક્રિયાઓ સાધનભૂત છે. તેમાં ઝઘડા કરી મૂર્ખજીવ કર્મની વૃદ્ધિ કરે છે. માટે નિમિત્ત કારણની અપેક્ષાએ બાહ્યવસ્તુઓ આત્મધર્મ પ્રગટાવવામાં જ્ઞાનીને સાધનભૂત થાય છે. અને અજ્ઞાનીને બાધકભૂત થાય છે. આત્માના જ્ઞાનાદિધર્મમાં જરામાત્ર ઝઘડો નથી. જે આત્માનો ધર્મ ધ્યાનાદિકથી શોધે છે. તેનાથી રાગાદિ દોષો દૂર થાય છે. એમ હે શિષ્ય સત્યમાન, જ્ઞાની પરના ઉપકાર માટે અન્તરથી ન્યારો રહી બાહ્યનાં કૃત્ય કરે છે. તેથી તેની ક્રિયાઓ પણ અજ્ઞાની જેવી લાગે છે. પણ જ્ઞાનથી જોતાં જ્ઞાનીમાં અને અજ્ઞાનીમાં આકાશ પાતાળ જેટલો તફાવત છે. જ્ઞાની જ્યાંથી છૂટે છે, ત્યાં અજ્ઞાની બંધાય છે. 'સ્વસમય' માં જિનેન્દ્ર ભગવાનની આજ્ઞા છે. માટે સૂક્ષ્મજ્ઞાનથી વિવેકદષ્ટિ ખીલવી આત્મામાં સદાકાલ લયલીન રહેવું. આવો આત્મધર્મ જાણીને શુષ્કજ્ઞાની ન બનવું જોઇએ. ઉચ્ચભાવના અને ઉચ્ચવર્તનથી આત્માનંદ

પ્રાપ્ત કરવો જોઇએ. 'દયા ધર્મ' નું મૂળ જાણી સ્વપરની દયા કરવી જોઇએ. જેમાં વિશેષ લાભ દેખાય તેમાં વિવેકથી પ્રવૃત્તિ કરવી જોઇએ. આત્મશક્તિ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો જોઇએ.

ચમનલાલ— આત્મામાં જ ખરેખર ધર્મ છે. તો ત્યારે સાધુ કેમ થવું જોઇએ.

ઉત્તર—આત્માનો ધર્મ સંયમથી પ્રગટ થાય છે. આત્માનો ધર્મ પ્રગટાવવા માટે સાધુ થવું જોઈએ. સાધુ થવાથી સંસારની ઉપાધિઓ ટળે છે, પંચમહાવ્રત પાળવાથી આત્માના સન્મુખ જવાય છે. દુર્ગતિનો નાશ થાય છે. 'જે જે અંશેરે નિરૂપાધિક પણું તે તે અંશેરે ધર્મ' જે જે અંશે મનની તથા બાહ્યની ઉપાધિ દૂર થાય છે. તે તે અંશે ધર્મ પ્રગટ થાય છે. આ વાત અનુભવથી સિદ્ધ કરી છે. માટે આત્મધર્મ પ્રગટાવવા સાધુ થવાની 'આવશ્યકતા છે.

મણિલાલ—પોતાના આત્માના ગુણો ખીલવવા માટે સાધુ થવાની જરૂર છે કે અન્યના માટે સાધુ થવાની જરૂર છે ?

ઉત્તર—પોતાના આત્માના જ્ઞાનાદિ અનંત ગુણોનો આવિર્ભાવ કરવા માટે સાધુ થવાની જરૂર છે. પોતાના આત્માની ઉન્નતિ કરતાં પ્રસંગે ભવ્ય જીવો કે જે યોગ્ય હોય તેની પણ ઉપદેશાદિકથી ઉન્નતિ થતી હોય તો થાઓ. સાધુ મહારાજાઓ આત્મામાં રહી અન્યનું ભલું કરી શકે. દ્રવ્ય, ક્ષેત્ર, કાલ ભાવ પ્રમાણે યથાયોગ્ય સદ્વર્તનથી જ્ઞાન ધ્યાનના ઉચ્ચ વિષયને ખીલવી શકે છે. અને 'પરમાનંદમાં લયલીન' રહે છે.

રાયચંદ્ર—યોગ્યધર્મ ગ્રહણ કરવા માટે જીવોએ પ્રથમ શું કરવું જોઇએ.

ઉત્તર—હે શિષ્ય ! યોગ્ય આત્મિકધર્મ ગ્રહણ માટે જીવોએ સ્યાદ્વાદમત પ્રમાણે આત્મજ્ઞાની મુનિગુરૂના શિષ્ય થવું જોઇએ. માથે ગુરૂ કરી તેમની આજ્ઞા પ્રમાણે ચાલવું જોઇએ. ગુરૂની સેવા

ચાકરી કરી તેમની પ્રસન્નતાથી જ્ઞાન સંપાદન કરવું જોઇએ. જ્યાં સુધી ગુરૂ કર્યા નથી. અને ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તન થતું નથી. ત્યાં સુધી આત્મા પરમાત્મપદનો અધિકારી થતો નથી. ગુરૂને આગળ કરી જે જે ધર્મ ક્રિયાઓ કરવામાં આવે છે તે તે સફળ થાય છે. શ્રી સદ્ગુરૂનું હૃદય પ્રસન્ન કરી વિદ્યા લેવી. આત્મજ્ઞાન માટે ગુરૂગમની ખાસ જરૂર છે. 'ગુરૂ વિના જ્ઞાન નહિ.' આ વાક્ય પુનઃ પુનઃ સ્મરણ કરી ગુરૂની આજ્ઞા પ્રમાણે વર્તવું.

રાયચંદ્ર—પરમાત્મ પદ પ્રાપ્ત કરવા માટે આપશ્રીએ જે જે ઉપાયો બતાવ્યા છે. તે યથાયોગ્ય છે. હે ભગવન્ આત્મજ્ઞાનની મહત્તા આપે બતાવી તે હું હૃદયમાં ધારૂં છું. તે પ્રમાણે વર્તીશ.

શ્રી સદ્ગુરૂ—હે શિષ્ય જેમ જેમ પ્રમાદદશા પરિહરીને આત્મ સ્વરૂપના અંતર પ્રદેશમાં તું ઉતરીશ તેમ તેમ આત્મિક આનંદ પામીશ. સિદ્ધબુદ્ધ વિજ્ઞાનમય તું પોતે છે એમ શ્રી ઉપાધ્યાયજીના દ્વિતીય શ્લોકથી જાણીશ. જેવા સિદ્ધ પરમાત્મા નિત્ય વિજ્ઞાનમય છે તેવો તું પણ થઇશ. સિદ્ધનું સ્વરૂપ વિશેષતઃ દર્શાવે છે.

શ્લોક.

अविद्याजनितैःसर्वै,
र्विकारैरनुपद्रुतः
व्यक्त्या शिवपदस्थोऽसौ,
शक्त्या जयति सर्वगः ३

टीका–अविद्याया अज्ञानरूपायाःसकाशात् जनितैराविर्भूतैः सकलैर्विकारैर्द्वेषादिभिरनुपद्रुतोऽनभिभूतो व्यक्त्या सद्गुणाना माविर्भावेन शिवं निराबाधं यत्पदंस्थानं तत्रस्थितः शक्त्या सर्वव्यापकःजयति सिद्धात्मा ॥ ३ ॥

ભાવાર્થ—અજ્ઞાનજનિત સર્વ પ્રકારના વિકારોથી જે હણાયા નથી. વ્યક્તિવડે શિવસ્થાનમાં જે છે અને શક્તિવડે જે સર્વને પ્રાપ્ત થનાર છે એવા પરમાત્મા જાણવા. આ શ્લોકમાં પરમાત્માની સદાકાલ શિવસ્થાનમાં અવસ્થિતિ છે એમ જણાવ્યું. વ્યક્તિ એ શબ્દ કહેવાથી પરમાત્મા નિરાકાર છે છતાં તે ચેતનદ્રવ્ય છે અને વ્યક્તિવડે શિવ સ્થાનમાં રહી શકે છે એમ સૂચવ્યું. પરમાત્માને કદાપિ વિકારો દુઃખ દેવા સમર્થ નથી. પરમાત્મા કેવલજ્ઞાનરૂપ શક્તિથી લોકાલોકનો પ્રકાશ કરે છે તે અપેક્ષાએ પરમાત્મા સર્વગ જાણવા. 'પરમાત્મામાં અસ્તિધર્મ અને પરમાત્મામાં અનંત' પરવસ્તુ સંબંધી નાસ્તિધર્મ રહે છે તેની અપેક્ષાએ 'પરમાત્મામાં' સર્વ જગત્ સમાઈ જાય છે, તદ્અપેક્ષાતઃ પરમાત્મા સર્વગઃ કહેવાય છે આવી પરમાત્મદશા સર્વ સંસારિજીવોના આત્મામાં સત્તાએ રહી છે. તે પ્રાપ્ત કરવા માટે આ શ્લોકનો ભાવાર્થ વાંચી પ્રગટ કરવામાં પરમાત્મસ્વરૂપના શુદ્ધ ઉપયોગી બનવું. આત્મદ્રવ્યની શુદ્ધતા તે જ પરમાત્મતા આત્મામાંથી જ્યારે ત્યારે પ્રગટ થવાની છે તો શામાટે આત્મસામર્થ્ય ફોરવવું નહિ. સ્વશુદ્ધપર્યાય પૂર્ણકલા પરમાત્મરૂપ પ્રાપ્ત કરવી તેજ ઉપાદેયતા છે.

શ્લોકઃ

बाह्यतीर्थानि हेतूनि, आत्मतीर्थाय वस्तुतः
आत्मतीर्थप्रभावाच्च, बाह्यतीर्थानि तत्त्वतः ९

આત્મરૂપતીર્થને માટે બાહ્યતીર્થો તો નિમિત્તહેતુભૂત છે, આત્મતીર્થના પ્રભાવથી બાહ્યતીર્થો વસ્તુતઃ ઉત્પન્ન થાય છે. આત્મા તે પરમાત્મારૂપ છે. તેનું શુદ્ધોપયોગે ધ્યાન ધરવું. પરમાત્મા શિવપદમાં છે એવું જ્ઞાન થયું. તે સારૂ થયું. કિંતુ પરમાત્મસ્વરૂપ, શરીરમાં રહેલા આત્મામાં છે તેની અસંખ્યયોગના ગમે તે યોગે પ્રગટતા કરવા ક્ષણે ક્ષણે પ્રયત્ન કરવો, અવિદ્યાજનિતસર્વવિકારોમાંથી ચિત્તવૃત્તિ ખેંચી લેતાં પ્રારબ્ધ કર્મ ભોગવાઇને ખરી જાય છે. આત્મિક સહજસ્વરૂપની અલખખુ-

મારી ભોગવતાં જીવન્મુક્તાનન્દ પ્રગટે છે, અને તત્સમયે જ્ઞેય પરમાત્મતત્ત્વની ઉપાદેયતા સમ્યગ્ અવબોધાય છે. બાહ્યજડ ધનાદિક વસ્તુઓમાં ચિત્તવૃત્તિ યત્કિંચિત્ પણ મમત્વરૂપે પ્રવર્તે નહિ ત્યારે સ્વયમેવ કર્માવરણો ખરી જતાં આત્મા પરમાત્મારૂપે થઈ સાદિ અનંતમા ભંગે સિદ્ધિસ્થાનમાં બિરાજે છે. શુદ્ધવ્યક્તિ પરિપૂર્ણ પરમાત્મતત્ત્વમય હું છું. પરમાત્મા મ્હારાથી ભિન્ન નથી એવી શ્વાસોશ્વાસે પરાભાષાથી રટના લાગતાં સર્વ શક્તિનિધિ આત્મા બને છે તેજ સિદ્ધાવસ્થા સ્થિરોપયોગતઃ સાધવી, પરમાત્મસ્વરૂપનું વૈખરીવાણીથી વર્ણન થઈ શકતું નથી. જે ભવ્ય પરમાત્મસ્વરૂપનો ધ્યાતા થાય છે તે જ તેનું લેશતઃ સ્વરૂપ અવબોધી શકે છે. કિંતુ વાણી જડ હોવાથી તદ્દ્વારા ચૈતન્ય ધર્મનું વસ્તુતઃ વર્ણન થઈ શકતું નથી. તે દર્શાવે છે.

**श्लोक.**

**यतो वाचो निवर्त्तते,**
**न यत्र मनसोगतिः**
**शुद्धानुभवसंवेद्यं,**
**तद्रूपं परमात्मनः ४**

टीका—यतो यस्माद्रूपाद् वाचो वैखरीरूपाः निवृत्तिमाप्नुवन्ति यस्मिन्रूपे मनसः प्रवृत्तिर्नभवति, तत् परमात्मनोरूपं शुद्धानुभवेन ज्ञातव्यमस्ति,

ભાવાર્થ—વૈખરીરૂપ વાણીઓ જે રૂપનું વર્ણન ન કરી શકવાથી તેથી પાછી ફરે છે. અર્થાત્ જેનું વર્ણન થઇ શકતું નથી. મનની ગતિ પણ જેમાં પ્રવૃત્તિ કરી શકતી નથી. સારાંશ કે મન પણ જે પરમાત્મસ્વરૂપને અવગાહી શકતું નથી. એતાદૃશ પરમાત્મસ્વરૂપ, શુદ્ધાનુભવજ્ઞાનવડે જાણવા યોગ્ય છે શુદ્ધ અનુભવથી પરમાત્મસ્વરૂપની ઝાંખી થાય છે. તે વિના અન્ય

માર્ગ નથી. શુદ્ધાનુભવનું વર્ણન પણ વાણીથી થઇ શકતું નથી તો પરમાત્મસ્વરૂપનું તો શી રીતે થઇ શકે, તે સંબંધી કહ્યું છે કે.

## पद.

भया अनुभव रंग मजीठारे, उसकी बात न वचने थाती;
वीररसनो तो अनुभव जाणे, मर्दजनोकी छाती;
पतिव्रता पति मनकुं जाणे, कुलटा लातो खाती. भया. १

शाब्दिक तार्किक पंडित छाके, ते पण वहां जइ थाके;
शब्दतीर पण ज्यां नहि पहोंचे, शब्द वेधीनां ताके. भया. २

गर्भमांहितो बोलताने, बहिर जन्म तब मूगे
मूगे खाया गोळ उसकी, बात कबु न कहगे. भया. ३

जाणे सोतो कबु न कहेवे, परमारथ तस सच्चा.
बुद्धिसागर सद्गुरुसंगे, पक्का रहो नहि कच्चाः भया. ४

અનુભવરંગ ચોલમજીઠરંગ સમાન છે. તેનું વર્ણન વચનદ્વારા થઇ શકતું નથી. વીરરસનો તો સ્વાદ સુભટોની છાતી (હૃદય) જાણે છે. પતિવ્રતા પતિના મનને જાણે છે. કુલટા તો લાતો ખાય છે તેવી રીતે અનુભવી અનુભવ રસને જાણે છે. શાબ્દિક અને તાર્કિક છાકેલા પંડિતો પણ અનુભવને નહિ પામવાથી થાકી જાય છે. શબ્દતીર પણ જે અનુભવને લક્ષ્ય કરી વિંધી શકતું નથી, એવું શુદ્ધાનુભવ સ્વરૂપ અનેક ભવના સંસ્કારથી પ્રાપ્ત થઇ શકે છે. અન્તરાત્મરૂપગર્ભાવસ્થામાં તો બોલવાનું રહે છે જ્યારે પરમાત્માવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે તો કંઈ પણ કહેવાનું સમજાવવાનું રહેતું નથી. મૂગા મનુષ્યે ગોળ ખાધો તેના રસનું વર્ણન તે શી રીતે કરી શકે ! અર્થાત્ કરી શકે નહીં. તેમ અનુભવ વિના અનુભવરસ કોઈ જાણી શકે નહીં. જે ભવ્ય અનુભવજ્ઞાનને પ્રાપ્ત કરે છે તે તેને વર્ણન કરી શકતો નથી. સદ્ગુરૂ સંગતિ વારંવાર કરવાથી અનુભવરસની પ્રાપ્તિ થાય છે.

સદ્ગુરૂ સંગતિ કરવાથી અનુભવ જ્ઞાનમાં પકવતા થાય છે. શુદ્ધાનુભવથી પરમાત્મસ્વરૂપ અવગંતવ્ય છે એ નિશ્ચયતઃ સમજવું.

હવે પરમાત્મામાં વર્ણાદિક પુદ્ગલ વસ્તુનો ગંધ પણ નથી તે દર્શાવે છે.

**श्लोक.**

**न स्पर्शो यस्य नोवर्णो, न गन्धो न रसधृतिः**
**शुद्धचिन्मात्र गुणवान्, परमात्मा सगीयते. ५**

**टीका–यस्य परमात्मनः स्पर्श स्त्वगिन्द्रियग्राह्यविषयो नास्ति तथैवनीलपीतादिवर्णभेदोऽपि चक्षुर्ग्राह्यो नास्ति. घ्राणविषय ग्राह्यो गन्धभेदोऽपि यत्रनास्ति, रसनग्राह्यो रसाम्लादिरसभेदोऽपि यत्रनास्ति, एतादृशः शुद्धकेवलज्ञानगुणवान् परमात्मा ज्ञानिभिर्वर्ण्यते ॥ ५ ॥**

**ભાવાર્થ**—જે પરમાત્મ સ્વરૂપમાં સ્પર્શ નથી. વર્ણ નથી, ગંધ નથી, તથા યત્ર રસની ધૃતિ નથી. શુદ્ધકેવલજ્ઞાન ગુણવાન્ પરમાત્મા છે. પરમાત્માનું શુદ્ધસ્વરૂપ પ્રાપ્ત કરવાની તિપ્રેચ્છા હોય તો વર્ણગંધરસ અને સ્પર્શ વિશિષ્ટ જડ વસ્તુઓમાંથી અહંમમત્વ બુદ્ધિ પરિહરવી જોઇએ. જ્યારે વર્ણાદિક વસ્તુઓમાં આત્મત્વ ભાવના થતી નથી ત્યારે ચિત્તવૃત્તિ પરમાત્મસન્મુખ વળે છે, અને ક્ષણે ક્ષણે પરમાત્મભાવના ભાવવાથી પરમાત્મ સ્વરૂપની વ્યક્તિ પ્રકાશે છે. જ્યાં વર્ણ છે ત્યાં પરમાત્મતા નથી, વર્ણાદિક પુદ્ગલના પર્યાય છે. અને પરમાત્મત્વ તો આત્મદ્રવ્યનો શુદ્ધપર્યાય છે. બે દ્રવ્યનાં લક્ષણો ભિન્ન છે ત્યારે બેના સંયોગે આત્મિક રૂદ્ધિનો તિરોભાવ રહેતાં પરમાત્મત્વ પ્રકાશતું નથી. પૌદ્ગલિક પદાર્થમાંથી રાગદ્વેષ વૃત્તિનો જે જે અંશે નાશ થાય છે તે તે અંશે પરમાત્મત્વ પ્રગટતું અવબોધાય છે. પૌદ્ગલિક પદાર્થમાંથી સર્વથા ઇષ્ટાનિષ્ટત્વ ઉઠતાં આત્મા પરમાત્મસન્મુખ વિશેષતઃ ક્રમણ કરે છે. અને તે તે અંશે બાહ્યભાવથી સહેજે પ્રતિ·

ક્રમણુ થયા કરે છે. અનંતવસ્તુઓને અવબોધવાનો સ્વભાવ તેજ કેવલજ્ઞાન છે અને તે પરમાત્મામાં જ રહ્યું છે. સર્વ ગુણોના ક્ષાયિકભાવતઃ પરિપૂર્ણ શુદ્ધિરૂપ પરમાત્માવસ્થાનું અનંત અલૌકિકસુખ જેણે ભોગવ્યું છે તેણેજ ભોગવ્યું છે. આત્મા તેવી સ્થિતિ પ્રાપ્ત કરે ત્યારે તેવી સ્થિતિનો અલૌકિક આનંદ ભોગવી શકે છે તેવી સ્થિતિવાળાનો સહજાનંદ અદ્‌ભૂત છે તેને બાહ્ય સ્થિતિવાળા પુરૂષો શી રીતે અનુભવી શકે. તે દશા ઉદ્‌ભવતાં તે દશાનો આનંદ ભોગવાય છે. ઘૂકવૃન્દથી યથા રવિનું સ્વરૂપ અવલોકાતું નથી તદ્વત્ અજ્ઞાનિમનુષ્યોથી પરમાત્મસ્વરૂપ અવલોકાતું નથી. આત્મિકદૃષ્ટિ પ્રગટ થતાં પરમાત્મસ્વરૂપ અવલોકાય છે તો પણ વાણીથી તેનું સ્વરૂપ કથવું તે અકથ્ય છે. અનેક સૂત્રો ગ્રંથોને વાંચીને પણ સાર તો એ કાઢવાનો છે કે આત્મામાં પરમાત્મત્વ તિરોભાવે રહ્યું છે તેને આવિર્ભાવે કરવું. આત્મસ્વરૂપ જેવું છે તેવું જ છે. તેમાં કાંઇ નવું આવતુ નથી અને છે તે જતું નથી. આવિર્ભાવ અને તિરોભાવની અપેક્ષાએ આવ્યું અને ગયું એમ કહેવાય છે. પરમાત્મત્વ પ્રગટાવવાની ઇચ્છા હોય તો અન્તરદૃષ્ટિ સદાકાળ રાખવી જોઇએ. બાહ્યક્રિયાની ધામધૂમમાં રંગાવવું જોઇએ નહિ. નિમિત્ત કારણોમાં ઉપાદાનપણાની બુદ્ધિ ધારણ કરવી જોઇએ નહીં. અન્તરાત્મશક્તિયો ખીલવવાને માટે સહજદશાનું અવલંબન કરવું જોઇએ. દુનિયાની રીતિથી પરમાત્મત્વ પામવાની રીતિ બીલકૂલ ઉલટી છે માટે ભસવું અને આટો ફાકવો એમ કરવું હોય તેણે પ્રથમથી જ વિચારવું કે આમ કરવાથી પરમાત્માના શુદ્ધ પ્રદેશમાં જઈ શકાતું નથી. બાહ્યપ્રદેશમાંથી અહંમમત્વ બુદ્ધિ ઉઠાડતાં શુદ્ધાત્મપ્રદેશમાં સાદિ અનંતમા ભંગે જઇ શકાય છે. દુનિયાના કહેવા ઉપર આત્મસાધકે લક્ષ્ય આપવું નહિ. એક નિરાકાર નિરંજન સાધ્યદૃષ્ટિરૂપ લક્ષ્યબિંદુપ્રતિ ધ્યાન રાખવું. અન્ય સર્વ ઉપાધિમય કાર્ય પરિહરવાં. શુભાશુભ સર્વ ભાવપર ચિત્તવૃત્તિને

કબજામાં રાખી સમાનતા ધારણ કરવી. આવી સમભાવરૂપનિસ્સરણિથી મુક્તિ મહેલમાં સહેજે પ્રવેશ થાય છે અને ત્યાં પરમાત્મસ્વરૂપે સદાકાલ અવસ્થિતિ થાય છે. એમ અંતરમાં નિશ્ચય કર.

પરમાત્મ સુખની માધુર્યતા અલૌકિક છે. ખરેખર પરમાત્મ સ્વરૂપ વિના કોઇનું મિષ્ટત્વ નથી તે જણાવે છે.

શ્લોક.

माधुर्यातिशयो यद्वा,
गुणौघः परमात्मनः
तथा ख्यातुं न शक्योऽपि,
प्रत्याख्यातुं न शक्यते. ६

टीका–यद्वा चिन्मात्रस्वरूपस्यपरमात्मनो मधुरताया अतिशय आधिक्यं तथा क्षायिकभावीयकेवलज्ञानादिगुणानां समूहः ख्यातुं वर्णयितुमशक्योऽपि निराकर्त्तुं न शक्यते ॥ ६ ॥

ભાવાર્થ—માધુર્યાતિશય અથવા પરમાત્માના ગુણોનો સમૂહ કહેવાને અશક્ય છે. તેમજ તેનું નિરાકરણ કરવું તે પણ અશક્ય છે. કેવલી કેવલજ્ઞાનથી અનંત ગુણોને જાણે છે. અનંત સુખરૂપ માધુર્યતાને અવબોધે છે તો પણ તે વાણીથી કહી શકતા નથી. અકથ્ય ભગવત્ સ્વરૂપની કથાને શી રીતે કહી શકાય ? એતાદૃક્ પરમાત્મસ્વરૂપને જડવાણીદ્વારા અન્યને દર્શાવવું તે પણ એક સાહસ છે. પરબ્રહ્મસ્વરૂપ ચૈતન્યરૂપ હોવાથી શબ્દબ્રહ્મમાં કથં ઉતરી શકે ? અલબત ઉતરી શકે નહીં. વેદ પણ 'નેતિ નેતિ' કહીને પરબ્રહ્મ સ્વરૂપ વર્ણનથી વિરામ પામે છે. સ્થૂલબુદ્ધિવાળાજીવોને પ્રથમ એમ લાગશે કે અહો એવું કેવું પરમાત્મ સ્વરૂપ છે. કે તે વાણીથી કહી શકાતું નથી. પણ સમજવાનું કે મુંગો મનુષ્ય ગોળ ખાયતો અન્યને શી રીતે કહી શકે? તદ્વત્ જે જાણે છે. તે કહી શકતું નથી. અને જે વાણી નથી સમજતી તે કહેવા જાય તો શી રીતે વર્ણવી શકે?

એવી સ્થિતિ બની છે. અન્તરાત્મસ્વરૂપજ્ઞોના અનુભવમાં આ વાત સ્થિરોપયોગમાં અનુભવાશે. જે જાણવામાં આવે છે તે કહી શકાતું નથી. માટે પૂર્વોક્તશ્લોકથી અલક્ષ્ય આત્મસ્વરૂપ પ્રાપ્ત કરવા પ્રયત્ન કરવો. પરમાત્મરૂપ વાચ્યને અનેકશબ્દોથી બોલાવવામાં આવે તો પણ શબ્દભેદે અર્થભેદ થતો નથી. માટે પરમાત્મરૂપ અર્થના અનેક નામો વ્યુત્પત્તિથી થાય તો તેનો સાપેક્ષ અર્થ ગ્રહણ કરવો, પણ શબ્દભેદમાં કલેશ કરવો નહીં. તે જણાવે છે.

શ્લોકઃ

**बुद्धो जिनो हृषीकेशः शंभु ब्रह्मादिपूरुषः**
**इत्यादिनामभेदेऽपि, नार्थतःस विभिद्यते. ७**

टीका–बुद्धः केवलज्ञानवान् रागद्वेषजेता जिनः। हृषीकाणामिन्द्रियाणामीशःशास्ता। शंभुः शान्तिरूपः। ब्रह्मा क्षायिकभावेन आदिपुरुषः। इत्याद्यनेकनामभेदेऽपि अर्थतः स परमात्मा न विभिद्यते ॥ ७ ॥

**ભાવાર્થ**—જ્ઞાત તત્ત્વને બુદ્ધ કહે છે. કેવલજ્ઞાની બુદ્ધ કહેવાય છે. શાંતિ સ્વરૂપ છે. કલ્યાણમય છે. માટે શંભુ કહેવાય છે. બ્રહ્મારૂપ પરમાત્મા કહેવાય છે. પરમાત્માને આદિ પુરૂષ પણ કહે છે. ઇત્યાદિ નામ ભેદ છતાં પણ વસ્તુતઃ અર્થથી પરમાત્માનો ભેદ થતો નથી. ભકતામરમાં અન્યરીત્યા કહ્યું છે. યથા.

શ્લોક.

बुद्ध स्त्वमेव विबुधार्चितबुद्धबोधात्,
त्वंशङ्करोऽसि भुवनत्रयशंकरत्वात्;
धाताऽसि धीर शिवमार्गविधे विधानात्,
व्यक्तं त्वमेव भगवन् पुरुषोत्तमोऽसि २५

દેવતાઓએ પૂજિત છે કેવલજ્ઞાનનો બોધ તે જેમને તો

તે માટે તમેજ બુદ્ધ છો. ત્રણ ભુવનમાં સુખ કરનાર હોવાથી તમેજ શંકર છે, હે ધીર, મોક્ષમાર્ગની વિધિ બતાવવાથી તમે વિધાતા ( બ્રહ્મા છો ) સ્પષ્ટ તમેજ પુરૂષોત્તમ છો.

ઈત્યાદિ સિદ્ધ બુદ્ધ પરમાત્માનાં અનેક નામ છે. પણ પરમાત્મરૂપ અર્થમાં ભેદ નથી. કોઈ ચોખાને ચાવલ કહે છે. કોઈ તંડુલ કહે છે. તેથી કંઇ ચોખા બદલાતા નથી. માટે અનેક નામના ભેદો છતાં પણ પરમાત્મરૂપ વ્યક્તિ એકની એક રહે છે. એક 'દેવદત્તનાં' ઉપાધિ ભેદે પન્નર નામ પડે તેથી કંઈ દેવદત્ત બદલાતો નથી. તેમજ અત્ર પણ વ્યુત્પત્તિદ્વારા પરમાત્મ રૂપાર્થને પ્રતિપાદક અનેક વચન પર્યાયો હોય તેથી કોઇ જાતનો દોષ આવતો નથી. અનેક નામ ભેદથી વાચ્ય પરમાત્માર્થરૂપ વ્યક્તિને શુદ્ધોપયોગે નમસ્કાર થાઓ. અનેક પ્રકારના નયોપણ પરમાત્માના ચૈતન્ય સ્વરૂપને સ્પર્શી શકતા નથી. તે દર્શાવે છે.

श्लोकः

धावंतोऽपि नयानैके,
तत् स्वरूपं स्पृशंतिन;
सामुद्रा इव कल्लोलाः,
कृतप्रातिनिवृत्तयः ८

टीका—नानार्थे गतिमन्तोऽप्यनेकेनयाः नैगमाद्य स्तस्य परात्मनः स्वरूपं न स्पृशन्ति, स्प्रष्टुमशक्याः । यथा कृता प्रतिनिवृत्तिः परावर्तनंयै स्तथाविधाः समुद्रस्येमे कल्लोला वीचयः नस्पृशाति तथा. ८

ભાવાર્થ—નાના પ્રકારના અર્થમાં પ્રવૃત્તિ કરનારા એવા અનેકનય પણ પરમાત્મસ્વરૂપને સ્પર્શતા નથી. કોની પેઠે તે બતાવે છે. કર્યું છે પરાવર્તન એવા સમુદ્ર સંબંધી કલ્લોલોની પેઠે સમજી લેવું. સિદ્ધ પરમાત્મસ્વરૂપ વ્યક્ત પૂર્ણબ્રહ્મમાં સાતનય લાગતા નથી. શ્રી ચિદાનંદજી મહારાજ પણ કહે છે કે.

**नयअरु भंग निक्षेप विचारत, पूरवधर थाके गुण हेरी;**
**विकल्प करत त्याग नवी पाए, निर्विकल्पते हेत भयेरी. अकल.**

ભાવાર્થ—સાતનય અને તેના સાતશે ભેદ તથા સપ્તભંગી તથા ચાર નિક્ષેપાદિનો વિચાર કરતાં ચૌદ પૂર્વધરો પણ થાકી ગયા, પણ તદ્વિષયના વિકલ્પ કરતાં ત્યાગ પામ્યા નહીં. નિર્વિકલ્પરસ પીતાં આત્મપ્રભુનો આનંદ પ્રગટે છે માટે કર્તા કહે છે કે, નિર્વિકલ્પદશાની મ્હને તો પ્રીતિ થાય છે. સવિકલ્પદશામાં પ્રમાદનો સંભવ છે. સર્વ પ્રકારના પ્રાપંચિક વિકલ્પ સંકલ્પ ટળી જતાં રાગદ્વેષ વિલય પામે છે. તત્સમયે કંઈ નિર્મલ આત્મસ્વરૂપાનંદની ઝાંખી થાય છે. સર્વ વિકલ્પશૂન્ય નિર્વિકલ્પદશામાં જે આનંદ અનુભવાય છે તે જ સહજાનંદ છે તેવી દશાનો એક ક્ષણિક અનુભવ થતાં સિદ્ધના સુખની શ્રદ્ધા પ્રગટે છે. નિર્વિકલ્પ દશામાં જે આનંદ થાય છે તે ખરેખર સત્ય છે તેને પામી વૈષયિક સુખને મુનિવરો ઇચ્છતા નથી. નિર્વિકલ્પામૃતરસ પીતાં આત્મા અમર બને છે અર્થાત્ આત્મા પોતાનું શુદ્ધસ્વરૂપ સ્વિકારી કદી જન્મ જરા મૃત્યુરૂપભવચક્રમાં પર્યટન કરતો નથી. નિર્વિકલ્પ દશામાં શુદ્ધોપયોગ વર્તતાં આત્માનંદની સહજ ખુમારીનો અમૃતરસ પીવામાં આવે છે અને તે રસનું પાન કરનાર સંકલ્પદશાના વિષનું કેમ પાન કરે? અલબત્ત કરે નહીં. જો કે પ્રથમાવસ્થામાં તો સંકલ્પદશા વર્તે છે પણ જ્ઞાનયોગે અભ્યાસ થતાં નિર્વિકલ્પ દશાનો અનુભવવૃદ્ધિ પામતો જાય છે. પરમાત્મસ્વરૂપને નિર્વિકલ્પદશા સ્પર્શે છે. પણ સવિકલ્પદશાતો યથાયોગ્ય સ્પર્શતી નથી. સવિકલ્પદશાના પણ અનેક ભેદ છે. યાવત્ નિર્વિકલ્પ દશાની સ્થિતિમાં સ્થિરોપયોગે ન વર્તાતું હોય તાવત્ સવિકલ્પના ઉચ્ચ ભેદો ત્યાગવા નહીં. નિર્વિકલ્પદશામાંથી પરમાત્મસ્વરૂપ પ્રગટે છે. માટે નયાતીત પરમાત્મસ્વરૂપ જાણી નિર્વિકલ્પ દશા દ્વારા તેનું આંતરિકક્રિયાથી આરાધન કરવું. શબ્દસૃષ્ટિથી ભિન્ન આત્મસ્વરૂપ છે. નયવાચ્ય પરમાત્મસ્વરૂપ સવિકલ્પ છે. શબ્દા-

તીત નિર્વિકલ્પ સ્વરૂપ છે તે દ્વારા પરમાત્મસ્વરૂપનો અનુભવ થાય છે તે દર્શાવે છે.

श्लोकः

शब्दोपरक्ततद्रूपं, बोधकृन्नयपद्धतेः
निर्विकल्पंतु तद्रूपं, गम्यं नानुभवं विना. ॥९॥

टीका–नयपद्धतेः बोधकृत् शब्दसंश्लिष्टं परमात्मनो सविकल्पस्वरूपमवगन्तव्यं । परमात्मनो निर्विकल्परूपंतु अनुभवज्ञानंविना गम्यं ज्ञातुं योग्यं न भवति ॥ ९ ॥

ભાવાર્થ—સાતનયની પદ્ધતિનો બોધ કરનાર શબ્દસંશ્લિષ્ટ પરમાત્મસ્વરૂપ સવિકલ્પક છે, સબ્દવાચ્ય પરમાત્મરૂપને સવિકલ્પક કહે છે. સારાંશકે પરમાત્માનું સવિકલ્પ સ્વરૂપ છે તે નયપદ્ધિનો બોધ કરાવે છે. પણ નયપદ્ધતિ નિર્વિકલ્પ પરમાત્મસ્વરૂપનો બોધ કરાવી શકતી નથી. નિર્વિકલ્પક પરમાત્મસ્વરૂપ તો અનુભવવિના જણાતું નથી. શબ્દસંશ્લિષ્ટ પરમાત્મસવિકલ્પસ્વરૂપ વાચ્ય છે. કિંતુ નિર્વિકલ્પપરમાત્મસ્વરૂપને માટે શબ્દ જાળ કંઈ ખપમાં આવી શકતી નથી. શબ્દદ્વારા પરમાત્મસ્વરૂપનો યથાર્થબોધ થયા બાદ અનુભવજ્ઞાન પ્રગટે છે અને તે અનુભવ જ્ઞાન નિર્વિકલ્પપરમાત્મસ્વરૂપને જાણે છે. આ ઉપરથી એમ સિદ્ધ થાય છે કે, સવિકલ્પ સ્વરૂપ બાદ નિર્વિકલ્પ સ્વરૂપ જણાય છે. અને નિર્વિકલ્પ પરમાત્મસ્વરૂપને માટે અનુભવની ખાસ જરૂર છે અને અનુભવ છે તે શબ્દાતીત છે. માટે સર્વ શાસ્ત્રનો અભ્યાસ કરીને અનુભવજ્ઞાન મેળવવું જોઇએ. પરમાત્માનું નયોવડે પરિપૂર્ણ સવિકલ્પક સ્વરૂપ જાણ્યા વિના શબ્દાતીત અનુભવજ્ઞાનમાં પ્રવેશ કરવો તે આકાશને બાથ ભીડવા બરોબર છે. તેમજ નયકથિત સવિકલ્પક સ્વરૂપમાં મગ્ન થઇ રહેનારને નિર્વિકલ્પ સ્વરૂપમાં ઉતરવાને માટે અનુભવજ્ઞાન મળી શકતું નથી. પણ સમજવાનું કે નયોદ્વારા સવિકલ્પકસ્વરૂપ જાણનાર જ અનુભવજ્ઞા-

નમાં પ્રવેશ કરી શકશે. પણ મૂર્ખ તો પ્રવેશ કરી શકશે નહીં. અનુભવજ્ઞાન પણ પ્રતિદિન ઉચ્ચ ઉચ્ચ પ્રકારનું પ્રગટતું જાય છે. અનુભવજ્ઞાન મોક્ષ સુખની પૂર્ણ શ્રદ્ધા સમર્પે છે. જે ભવ્યો શબ્દસૃષ્ટિરૂપ ધનમાં અહંમમત્વ ધારણ કરી શબ્દસૃષ્ટિભિન્ન પરમાત્મસ્વરૂપનો અનુભવ કરતા નથી, તે ઉચ્ચકોટીપર આવી શકતા નથી. અક્ષરદેહસ્થિત અનક્ષરપરમાત્મા ભિન્ન વિચારી તેનું ધ્યાન કરવું જોઇએ. અક્ષરદેહના અનંતભેદ પડે છે. તેનું જ્ઞાન કરી અક્ષર દેહવાચ્ય પરમાત્મસ્વરૂપમાં વિકલ્પસંકલ્પ ટાળી લીન થવું જોઇએ, શાસ્ત્રોમાં પણ અનુભવજ્ઞાનવિના રહસ્ય સમજાતું નથી. શાસ્ત્રના અભ્યાસકો તો સર્વ છે પણ તેમાંથી અનુભવજ્ઞાનિયો તો અલ્પ જણાય છે. તે સંબંધી કહે છે.

**श्लोक.**

**केषां न कल्पनादर्वी, शास्त्रक्षीरान्नगाहिनी;**
**स्तोकास्तत्त्वरसास्वाद, विदोऽनुभवजिव्हया. ॥१०॥**

**टीका—केषां जनानां कल्पना एव दर्वी. खजाका शास्त्रमेव क्षीरान्नं पायसान्नं तत्र गाहिनी प्रवेशिनी नभवति सर्वेषां भवत्येव ॥ तत्र अनुभव एव जिव्हारसना तया तत्त्वमेवरसः तस्यआस्वादस्तंविदन्ति, तज्ज्ञानवन्तः स्तोकाः विरलाः सन्ति ॥ १० ॥**

ભાવાર્થ—કયા પુરૂષોની કલ્પનારૂપ કડછી શાસ્ત્રરૂપ ક્ષીરાન્નમાં પ્રવેશ કરતી નથી, અર્થાત્ સર્વ પુરૂષોની કલ્પનારૂપ કડછી શાસ્ત્રક્ષીરાન્નમાં પ્રવેશ કરે છે. પરંતુ અનુભવજિંહાવડે તત્ત્વરસનુ આસ્વાદન કરનાર તો થોડાજ ( અલ્પ ) પુરૂષો જાણવા. કડછી ભોજનમાં ફરે છે. પણ તેને રસનો સ્વાદ આવતો નથી. સ્વાદ તો જિંહ્વા ચાખે છે. તેમ કલ્પનારૂપી કડછીથી શાસ્ત્ર પાયસનો સ્વાદ પામી શકાતો નથી. જ્યારે અનુભવ જ્ઞાનરૂપ જિંહ્વાની પ્રાપ્તિ થાય છે. ત્યારે શાસ્ત્રપાયસનો સ્વાદ અવબોધાય છે. અનુભવજ્ઞાન વિના કલ્પનાથી કંઈ આત્મસુખનો અનુભવ

થતો નથી. સર્વજ્ઞાનમાં અનુભવજ્ઞાન શ્રેષ્ઠતા ભોગવે છે. અનુભવજ્ઞાન થતાં ધર્મની લડાલડી રહેતી નથી. કહ્યું છે કે

लडालडी भाइ क्यां करो छो, वादंवाद विचारजी
तत्त्वरूप न अन्यथा होय, निश्चय ए निर्धार. जीवडा.

અનુભવજ્ઞાનથી આત્મસ્વરૂપ યથાર્થ ભાસે છે. તેમાં કંઈપણ વિવાદ રહેતો નથી. અનુભવજ્ઞાનમાં સર્વસાપેક્ષાઓ સમાઇ જાય છે. તેથી સુરતા આત્મસ્વરૂપમાં જ આવી એકમેકરૂપ થઇ રહે છે. તે સંબંધી કહ્યું છે કે.

पद. श्रीराग

मारी सुरता अन्तरमांहि लागीरे, हुंतो थइयो अन्तरगुण रागीरे.मा.
नरके नारी नहि नपुंसक, भान भूल्यो त्यागी के हुं रागीरे. मा.
अलख अरूपी अजरामर हुं, शुद्धचेतना घटमां जागीरे. मा.
चिद्घन चेतन परममहोदय, हुंतो आनन्दमय वड भागीरे; मा.
ध्यान दशामां हुंतु नाठुं, ब्रह्मझळहळ ज्योतिज जागीरे. मा.
नहि बाह्यमां दुःखके सुखडां, एवी अनुभव मोरली वागीरे. मा.
बुद्धिसागर आनन्दघनप्रभु, एकरूपे मळीने सुहागीरे. मा.

અનુભવદશામાં યોગીન્દ્રો સિદ્ધસુખનો સાક્ષાત્ અનુભવ કરે છે. એવું અનુભવજ્ઞાન સદાકાલ પ્રાપ્તવ્ય છે. અનુભવજ્ઞાન પ્રગટયા વિના શાસ્ત્રાભ્યાસનું ફળ દેખાતું નથી. શ્રી ચિદાનંદજી મહારાજ પણ તે સંબંધી કહે છે કે.

ज्यों लो अनुभव ज्ञानरे, घटमांहे प्रगट भयो नहि.
त्यों लो मनथिर होत नहि छीन, ज्युं पीपरको पान.
वेद भण्यो पण भेद बिना शठ, पोथी थोथी जाणरे. घटमां.
रस भाजनमे रहत द्रवीनित, नहि तसरस पहिचान,
तिम शुक पाठी पंडितकुंपण, प्रवचन कहत अज्ञानरे घटमां.

सार लह्या वण भार कह्यो श्रुत, खर दृष्टांत प्रमाण.
चिदानन्द अध्यातम शैली, समज परे एक तानरे. घटमां.

આ પ્રમાણે ચિદાનંદજી પણ અનુભવજ્ઞાન સંબંધી ઉદ્‌ગાર કાઢે છે, સર્વ પ્રકારના અનુભવજ્ઞાનમાં આત્માનું અનુભવજ્ઞાન શ્રેષ્ઠ છે. શાસ્ત્રાભ્યાસ, સત્‌સમાગમ, અને ધ્યાનથી અનુભવજ્ઞાન પ્રગટે છે. આત્મસ્વરૂપની અવધૂતદશાનો અનુભવ થતાં જાણુવાનું કંઇ બાકી રહેતું નથી. તે વિના બાકીનું પોપટની પેઠે શુષ્કજ્ઞાન સમજવું. અનુભવજ્ઞાનિયોની સંગતિ કરતાં અનુભવ હૃદયમાં પ્રગટે છે. ભિન્ન ભિન્ન માર્ગમાં દર્શનમાં પંથમાં રહેલા પુરૂષો સદ્‌ગુણોની પ્રાપ્તિથી પરમાત્મ સ્વરૂપને પામે છે. તે દર્શાવે છે.

श्लोक.

जितेन्द्रिया जितक्रोधा, दान्तात्मानः शुभाशयाः
परमात्मगतिं यान्ति, विभिन्नैरपिवर्त्मभिः ११

टीका–जितेन्द्रिया जितानि इन्द्रियाणि यैस्ते। क्रोधजेतारः। दमित आत्मायैस्तेदान्तात्मानः। शुभाशया निर्मलपरिणाम धारका एतादृशो महात्मानो विविधप्रकारै दर्शनमार्गैः परमात्मानो गतिं प्राप्नुवन्ति. ॥ ११ ॥

ભાવાર્થ—જેઓએ ઇન્દ્રિયો જીતી છે એવા તથા ક્રોધના ગ્રહણથી ક્રોધ, માન, માયા, અને લોભરૂપ કષાયને જેઓએ જીત્યા છે. જેઓએ આત્માને દમ્યો છે, નિર્મલપરિણામ (શુદ્ધ વિચાર) ધારણ કરનારા મહાત્માઓ વિવિધ પ્રકારના માર્ગોથી પરમાત્મપદને પ્રાપ્ત કરે છે. પરમાત્મસ્વરૂપલક્ષ્યપદ જેઓએ ધારણ કર્યું છે તેઓ પરમાત્મપદને પામે તેમાં કંઇ પણ આશ્ચર્ય નથી. મહાત્માઓ આત્માને જ ઉદ્દેશીને વાણીના ઉદ્‌ગાર કાઢે છે. અને આત્માનું જ ધ્યાન ધરે છે. આત્માને જ ઉપાસ્ય ગણે છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને

સમાધિથી આત્માની શક્તિયો ખીલવે છે. અને આત્માનેજ પરમાત્મરૂપે કરે છે. અનેકજ્ઞાનિયોગીન્દ્રોએ આત્માનું વર્ણન કર્યું છે. બાહ્યપ્રવૃત્તિ હરી શાસ્ત્રો વાંચી ધ્યાન ધરી અનુભવ અમૃતના ઉદ્ગારો બહાર્ કાઢયા છે. અનેક મહાત્માઓ પૈકી યોગપ્રદીપના કર્તાના ઉદ્ગારો શ્લોકરૂપે અત્ર લખીએ છીએ.

---

## अथ योग प्रदीपनामा ग्रंथः

यावन्न ग्रस्यते रोगै, र्यावन्नाभ्येति तेजरा;
यावन्न क्षीयते चायु, स्तावत्कल्याण माचर. १
कुतोऽस्मि क्व गमिष्यामि, कुत्रायातोस्मि सांप्रतम्.
को बंधु मम कस्याह, मित्यात्मानं विचिंतयेत्. २
पुरुषास्तीर्थ मिच्छान्ति, किंतीर्थैः क्लेशकारणैः;
धर्मतीर्थं शरीरस्थं, सर्वतीर्थाधिकंमतम्. ३
इदंतीर्थमिदंतीर्थं, मितिज्ञात्वा भ्रमन्तिये;
ज्ञानध्यानविहीनास्ते, सतांतीर्थं स्वमेवहि. ४
आजन्मोपार्जितं सर्वं, भक्षयन् कायसंस्थितः;
केनापिदृश्यते नैव, स्वात्मायं पश्यतोहरः. ५
लोकै र्विलोक्यते चौरो, गते स्वल्पेपि वस्तुनि;
सत्वस्वहरमात्मानं, मनःपश्यन्तिनो जडाः ६
तत्सामायिकदीपेन, कायदुर्गसमाश्रितः;
अज्ञानाच्छादितःस्वात्मा, निरीक्ष्यो योगिभिःसदा. ७
आत्मैव सुप्रसन्नोऽत्र, सुगतिः परिकीर्तितः;
अप्रसन्नः पुनरयं, दुर्गतिः स्यादसंशयम्. ८
तीर्थं तीर्थं कुर्वतीह, यस्य दर्शनवांछया;
वसन्नत्रैवदेहेऽसौ, देवो द्रष्टुं न शक्यते. ९

स्थाने स्थाने भ्रमन्तीह, देवदर्शन हेतवे;
शरीरस्थं न पश्यन्ति, देवमज्ञानबुद्धयः. १०
सर्वधातुविनिर्मुक्तो, ज्ञानरूपो निरंजनः;
आत्मैव कर्मनिर्मुक्तो, ध्यातव्यो मोक्षकांक्षिभिः. ११
संतोषामृतनिर्मग्नः, शत्रुमित्रसमः सदा;
सुखदुःखापरिज्ञाता रागद्वेष पराङ्मुखः. १२
प्रभाराशिरिवश्रीमान्, सर्वविश्वोपकारकः;
सदानंदसुखापूर्णः, स्वात्मा ध्यातव्य ईदृशः. १३
शुद्धस्फटिकसंकाशः, सर्वज्ञगुणभूषितः;
परमात्मा कलायुक्तो ध्येयः स्वात्मा मनीषिभिः. १४
पट्टचतुरपीठादि, सर्वंत्यक्त्वा मुमुक्षुभिः,
आत्मा ध्यातव्य एवायं, ध्याने रूपाविवर्जिते. १५
एवमभ्यासयोगेन, ध्यानेनानेन योगिभिः,
शरीरान्तः स्थितःस्वात्मा, यथावस्थोऽवलोक्यते. १६
न ज्ञातः पुरुषो येन, गुणप्रकृतिवर्जितः;
तेनैव तीर्थयज्ञादि, सेवनीयं न योगिभिः १७
आत्मज्ञानं परं तीर्थं, न जलं तीर्थमुच्यते;
स्वात्मज्ञानेन यच्छौचं, तच्छौचं परमं स्मृतम्. १८
आत्मज्ञानं परोधर्मः, सर्वेषां धर्मकर्मणां;
प्रधानं सर्वविद्यानां, प्राप्यते ह्यमृतं ततः. १९
तपोभिर्दुस्तपैस्तप्तै, र्व्रतैस्तै स्तैश्च दुष्करैः;
आत्मज्ञानं विना मोक्षो, नभवे द्योगिनामपि. २०
सर्वधर्ममयः श्रीमान्, सर्ववर्णविवर्जितः,
आत्मायं ज्ञायते येन, तस्य जन्म न विद्यते. २१
एवंध्यात्वा स्वमात्मानं, स्वकाये कायवर्जितं;

ध्येयः परपदारूढः, परमात्मा निरंजनः. २२
स्वग्रदृष्टिसमांतत्र, दृष्टिमुन्मील्य योगवित्,
पश्येत्परपदारूढं. देवेशं मुक्तिहेतवे. २३
शंकरो वा जिनेशोवा, योयस्याभिमतः सदा;
एक एव प्रभुः शान्तो, निर्वाणस्थो विलोक्यते. २४
सुरासुरनराधीश पूजितो जगतां हितः
सर्वदोषविनिर्मुक्तो, देवेशः परिकीर्त्तितः २५
पुण्यापुण्यपथातीतो, भववल्लीविनाशनः
अव्यक्तो व्यक्तरूपश्च, सर्वज्ञः सर्वदर्शनः २६
निराकारो निराभासो, निःप्रपंचो निरंजनः;
सदानंदमयो देवः, सिद्धो बुद्धो निरामयः. २७
अनंतकेवलो नित्यो, व्योमरूपः सनातनः;
देवाधिदेवो विश्वात्मा, विश्वव्यापी पुरातनः. २८
कृत्स्नकर्मकलातीतः, सकलो निष्कलोपिच;
परमात्मा परं ज्योतिः, परंब्रह्म परात्परः. २९
गुणत्रयविनिर्मुक्तो, गंधस्पर्शविवर्जितः;
अच्छेद्यश्चाप्यभेद्यश्च, निर्लेपो निर्मलः प्रभुः. ३०
सगुणो निर्गुणः शान्तः, संसारार्णवतारकः;
दुर्लक्षो लक्ष्यमापन्नः, सुवर्णो वर्णवर्जितः ३१
एकोप्यनेकरूपश्च, स्थूलः सूक्ष्मो लघुर्गुरुः.
निर्वाणपदमारूढो, देवेशोयमिहोच्यते; ३२
ब्राह्मणै र्लक्ष्यते ब्रह्मा, विष्णुः पीतांबरै स्तथा;
रुद्रस्तपस्विभिर्दृष्ट, एष एव निरंजनः, ३३
जिनेन्द्रो जल्प्यते जैनै, बुद्धः कृत्वाच सौगतैः;
कौलिकैः कौल आख्यातः, सएवायं सनातनः. ३४

થાય છે. પરમાત્મામાં શોક નથી. શોક નથી. એમ બોલવા માત્રથી વક્તાઓનું કંઇ વળતું નથી. પણ શોકનું સ્વરૂપ સમજી જેનો નાશ થાય તે પ્રમાણે વર્તવાથી આત્મહિત થઇ શકે છે. આત્માનો મૂળ સ્વભાવ શોક કરવાનો નથી. તો શોક કેમ કરવો જોઇએ. ખરેખર શોક કરવો એ આત્માનો ધર્મ નથી એમ નક્કી છે તો ક્ષણે ક્ષણે આત્મોપયોગ રાખી શોકનો નાશ કરી પરમાત્મ પદ મેળવવું. શોકનો નાશ કરવાથી સર્વ પરમાત્માઓ થાય છે. વાચકોએ તથા શ્રોતાઓએ તથા લેખકોએ પરમાત્માના અલખદેશમાં સંચરવા શોકનો જેમ નાશ થાય તેમ પ્રવૃત્તિ કરવી.

## પરમાત્મામાં કામ નથી.

પરમાત્મામાં કામ નથી. કામનો નાશ કરવાથી પરમાત્મપદ મળે છે. લોઢાના ચણા ચાવવા જેમ અશક્ય છે તેમ કામને જીતવો પણ અશક્ય છે. કામની સત્તામાં સર્વ જીવો વિચરે છે. જ્યાં ત્યાં જુએ ત્યાં કામની રાજધાની દેખાય છે. કામની એટલી બધી શક્તિ છે કે તે મોટા મોટા મુનિવરોને પણ પાડી નાંખે છે. ચઉદરાજ લોકમાં કામનું અપૂર્વ સામ્રાજ્ય છે. અહો આવો બળવાન્ કામ છે તો તે શી રીતે જીતી શકાય? એમ કહી ઘેંસની પેઠે ઢીલાઢપ થઈ જવું જોઇએ નહીં. ચોવીશ તીર્થંકરોએ કામને જીત્યો છે. જંબુસ્વામીએ કામને જીત્યો છે. સ્થૂલભદ્ર જીએ કામને જીત્યો છે. અનેક મહાત્માઓએ કામને જીત્યો છે. યદ્યપિ કામનું અત્યંત બળ છે તો પણ આત્મશક્તિની આગળ તેનું કંઇ ચાલતું નથી. કામનું બળ અજ્ઞાનાવસ્થામાં વિશેષ હોય છે પણ યદા આત્મજ્ઞાન દશા થાય છે ત્યારે જ્ઞાનગર્ભિત વૈરાગ્ય ઉત્પન્ન થાય છે. અને તેથી અન્તરંગમાં જે જે કામના વિચારો ઉત્પન્ન થાય છે તેનો નાશ થાય છે. જ્ઞાનરૂપ અગ્નિમાં કામરૂપ ઘૃતનો હોમ થતાં તે વિલય પામે છે. અનાદિકાળથી કામદશાના યોગે આત્મા ચોરાશીલાખ જીવયોનિમાં રઝળ્યો. હવે જ્ઞાનદશા પામી જ્ઞાની વિચારે છે કે, જ્યારે ત્યારે પણ કામના વિકારોને

જીત્યા વિના સહજ સુખ થવાનું નથી. કામથી ક્ષણિક સુખ ઉદ્ભવે છે તેથી અજ્ઞાનીજન તેની લાલચમાં લપટાય છે, પણ વસ્તુતઃ વિચારે તો અવબોધાશે કે, કામથી થતું સુખ ક્ષણિક છે અને ઉલટું તેથી અત્યંત દુઃખ થાય છે. અને જીવ અધોગતિ પ્રતિ ગમન કરે છે, માટે ક્ષણિક કામાભિલાષને હૃદયમાં કેમ પ્રગટાવવો જોઈએ. કોઈ જીવને ક્યારે પણ કામથી સુખ થયું નથી અને થવાનું નથી. અનાદિકાળથી અનેક પ્રકારના વિષય ભોગ કર્યા પણ શાંતિ થઇ નહીં. અને થવાની પણ નથી. માટે પરમાત્માના પગલે ચાલી કામના વિકારોને આત્મભાવનાના વેગથી રોકવા જોઇએ. જે જે પ્રસંગે કામના વિચારો આવે તે તે પ્રસંગે તેના પ્રતિપક્ષીય વૈરાગ્યના વિચારો અત્યંત બળથી કરવા, કામની અસારતા, શરીરની અસારતા, જગત્‌ની અનિત્યતા, ચિંતવવી. આત્માનું શુદ્ધસ્વરૂપ પૂર્ણ ધ્યાનથી ચિંતવવું. સતત અભ્યાસના બળથી કામના વિચારોનો પ્રતિદિન ક્ષય થશે. અને અંતે કામના ઉપર જય મેળવી શકાશે. અપૂર્વશક્તિનો ધારક આત્મા અન્તરપ્રદેશમાં ઉતરે છે તો કામનો શિઘ્ર નાશ થાય છે. બાહ્ય પદાર્થોમાં લલચાય છે તો કામનો વિકાર પ્રગટે છે માટે ક્ષણે ક્ષણે આત્મોપયોગની દૃષ્ટિ રાખી જ્યાં ત્યાં કામનો હૃદયમાં પ્રવેશ થાય નહીં તેમ પ્રવૃત્તિ કરવી.

પર જડ વસ્તુમાં સુખની બુદ્ધિના ઉદ્ભવત્વથી કામની લાલસા પ્રગટે છે. જ્ઞાનગર્ભિત વૈરાગ્યથી કામના પ્રબલ વિકારોને પણ જીતી શકાય છે, ભોગાવલી કર્મનો ઉદય ભોગવતાં પણ ઉદાસીનતા રાખી જ્ઞાનિપુરૂષો કામને જીતવા ક્ષણે ક્ષણે પ્રયત્ન કરે છે, પરમાત્મ સ્વરૂપમાં વિઘ્ન કરનાર કામ છે, કામ જીતતાં ત્રણભુવન જીત્યાં ગણાય છે, કામની શક્તિનો નાશ કરનાર વૈરાગ્ય છે. માટે પ્રસંગ પામી વૈરાગ્યના વિચારો કરવા, સહજ સુખનો અનુભવ થતાં કામની બુરી લાલસા હૃદયમાંથી દૂર ખસે છે. શ્રી તીર્થંકરોએ આવો અત્યુત્તમ માર્ગ પામી કામના વિકારોને

સમૂળ છેદી નાંખ્યા, કામને જીતનારને પણ પૂજ્યબુદ્ધિથી આખું જગત્ પૂજે છે. અનેક પ્રકારના ઉપાયોથી કામને જીતવા પ્રયત્ન કરવો જોઇએ, ખરેખર આત્મદૃષ્ટિની ભાવનાથી સત્વર કામનો ક્ષય થાય છે, હું કામથી ભિન્ન છું. કામનો ક્ષય કરવાની મ્હારામાં શક્તિ છે. કામનું હવે મ્હારા ઉપર જોર ચાલવાનું નથી. મ્હારા હૃદયમાં કામના વિચારોને આવતાજ હું હાંકી કાઢીશ. કામથી કદી હું ડરનાર નથી, ખરેખર કામના વિચારો હું ન કરૂં તો તે થઇ શકેજ નહીં, એમ દૃઢ સંકલ્પથી વિચાર એક દીવસમાં ઘણી વખત કરી જવા.

કામના ઉપર જય મેળવવાથી જગદુદ્ધારક કાર્યો કરી શકાય છે. કામની વૃત્તિ હઠાવી હઠે છે. અને વધારી વૃદ્ધિ પામે છે. કામને હઠાવવાની ઇચ્છાએ અમુક અમુક કામનું અમુકનામાં દૂષણ છે એવી દોષિભાવનાને હૃદયમાં પ્રગટ થવા દેવી નહીં. કામરૂપ પશુનો જ્ઞાનરૂપ અગ્નિમાં બ્રહ્મચર્યરૂપ અસિથી હોમ કરવો જોઇએ, અમુક વ્યભિચારી છે, અમુક બહુ કામી છે, અમુક સ્ત્રી વ્યભિચારિણી છે. અમુક પુરૂષ વ્યભિચારી છે ઇત્યાદિ વિચારો હૃદયમાં પ્રગટાવશો નહીં એવી કામની દોષદૃષ્ટિ અન્યજનો ઉપર પ્રથમ તો આક્ષેપીએ છીએ, પણ તે આક્ષેપતાં પશ્ચાત્ તેના સસ્કારો હૃદયમાં પડે છે અને તેથી બ્રહ્મચારી પુરૂષ હોય તોપણ માનસિક સ્થિતિથી પણ વ્યભિચારી બને છે. જે જે ભાવનાઓ સારી કે ખોટી કરીએ છીએ તે વિચાર પૂર્વક હૃદયમાંથી ઉત્પન્ન થાય છે અને તે સારી અગર ખોટી ભાવનાના સંસ્કારો હૃદયમાં પડયાજ કરે છે તેથી પરસંબંધી ખરાબ ભાવના કરતાં પહેલાં ભાવનાનો કરનાર જ દોષનાં બીજ પોતાના હૃદયમાં વાવેછે. અને કાલાંતરે તે બીજનાં ફળનું આસ્વાદન કરે છે, માટે કામના દોષોનો આરોપ કોઇના ઉપર કરવા ભાવના રાખવી નહીં, તેમજ અસત્ પુરૂષોના સમાગમમાં આવવું નહીં કે જેથી પરના સંબંધી કામના દૂષણોના

વિચારો થયા કરે, સત્ પુરૂષોથી વિચારશ્રેણિ સુધરે છે માટે વિશેષતઃ કામને જીતવાનો નિમિત્તમાં મુખ્ય ઉપાય સન્તસમાગમ છે. અસંખ્ય પ્રદેશી આત્માનું સ્વરૂપ જોતાં કામના વિકારો ત્વરિત ક્ષય પામે છે માટે આત્માર્થી પુરૂષે સદાકાળ આત્મસ્વરૂપની ભાવના કરવી. મન, કામના વિચારોમાં ગુંથાય નહીં એમ ઉપાયો લેઇને મનને ધર્મ માર્ગમાં વાળવું. મનથી કામ ઉત્પન્ન થાય છે માટે મનનેજ આત્મસ્વરૂપમાં વાળવું કે જેથી કામના વિચારો ઉત્પન્ન થઇ શકેજ નહીં. બાહ્યના પદાર્થોમાં સુખની શૂન્યતા ભાસે તો કામની પણ નષ્ટતા સમજવી. આત્મપુરૂષાર્થ ફોરવે તો કામનો અન્તર્મુહૂર્તમાં ક્ષય કરી નાખે. અશુદ્ધ વિચારોનો નાશ કરવા માટે આત્મજ્ઞાનની જરૂર છે. આત્મજ્ઞાનથી કામની લીલા ઝટપટ નાશ પામે છે. આત્મા બળવાન્ થાય છે ત્યારે કામનું જોર ચાલતું નથી. વર્ણ, ગંધ, રસ, સ્પર્શ અને શબ્દમાં સુખ નથી, તેનાથી હું ભિન્ન છું. એમ ભાવના ભાવી આત્મસ્વરૂપમાં ઉંડા ઉતરી જવું કે જેથી સ્વયમેવ કામનો નાશ થાય. પરમાત્મામાં કામ નથી એમ બોલી બોલીને સુખ દુઃખાડવાના કરતાં કામનો શિઘ્ર નાશ થાય તેમ પ્રવૃત્તિ કરવી એજ સર્વ ભવ્યાત્માએ સાધ્યબિંદુ લક્ષ્યમાં રાખવું.

## પરમાત્મામાં અજ્ઞાન તથા અવિરતિપણું નથી.

સંસારનું મૂળજ અજ્ઞાન તથા અવિરતિ દોષનો નાશ થતાં પરમાત્મત્વ પ્રગટે છે. અજ્ઞાનથી સર્વ દુઃખી છે. ' અજ્ઞાની પશુ આત્મા ' અજ્ઞાનિનો આત્મા પશુ સમાન છે. અંધ મનુષ્ય શું દેખી શકે, અને દેખ્યાવિના શુભાશુભનો શી રીતે નિર્ણય કરી શકે, અજ્ઞાનના યોગે જ આ સંસાર ચક્ર ચાલે છે, અજ્ઞાની ભક્ષ્યાભક્ષ્યને જાણી શકતો નથી, દેવતત્ત્વ, ગુરૂતત્ત્વ અને ધર્મતત્ત્વને અજ્ઞાની જાણી શકતો નથી, અજ્ઞાની પુણ્યપાપમાં સમજી શકતો નથી. જીવ અને અજીવ તેમજ બંધ અને મોક્ષતત્ત્વમાં સમજી શકતો નથી. ચાર પ્રકારની સંજ્ઞાથી તે ફક્ત આયુષ્ય

વહન કરે છે. અજ્ઞાની અનેક જીવોનો ઘાત કરે છે, અધર્મને ધર્મ માને છે, સંસારને મુક્તિ માને છે, અજ્ઞાની જન્મ, જરા અને મરણનું યથાર્થ શું કારણ છે તે સમજી શકતો નથી તો તેનો નાશ તો શી રીતે કરે, અજ્ઞાનનીજ શક્તિથી જીવ ચોરાશી લક્ષજીવયોનિમાં પુનઃ પુનઃ પરિભ્રમણ કરે છે, અનંતિવાર આજ પર્યંત સંસારમાં પરિભ્રમણ થયું તેનું કારણ પણ અજ્ઞાન છે. વીતરાગનાં વચનો સાંભળ્યાવિના તથા તેની શ્રદ્ધાવિના સમ્યગ્જ્ઞાન પ્રગટતું નથી, સર્વ દોષોનું મુખ્ય કારણ અજ્ઞાન છે. અજ્ઞાનરૂપ અંધકાર પૃથ્વીમાં ફેલાય છે, ત્યારે અન્ય દોષોનો પણ પ્રચાર થાય છે; અજ્ઞાનરૂપ અંધકારનો નાશ કરવા બંદુકો, તોપગોળાઓ પણ સમર્થ નથી, ફક્ત અજ્ઞાનનો નાશ કરવા માટે જ્ઞાનની પ્રાપ્તિ કરવી જોઇએ. જગત્માં મહા પાપ કર્મોને અજ્ઞાની કરે છે; અજ્ઞાનના ઉપર દ્વેષ કરવાથી વા અજ્ઞાનને ત્રણ ચાર ગાળો ભાંડવાથી કંઈ અજ્ઞાન જતું રહેતું નથી. કિંતુ જ્યારે સ્યાદ્વાદવાણીનું મનન થાય છે ત્યારે અજ્ઞાનનો નાશ થાય છે અજ્ઞાન ખોટું છે. મ્હારે અજ્ઞાનની ખપ નથી એટલો વિચાર કરીને બેસી રહેવાથી કંઈ અજ્ઞાન નાશ પામવાનું નથી, પણ અજ્ઞાનના નાશ સારૂ સિદ્ધાંતોનું શ્રવણ, વાચન, મનન થવું જોઇએ. પરમાત્મામાં અજ્ઞાન નથી, એમ હજારવાર ગોખી ગયા, તેથી શું થયું. અજ્ઞાનનો નાશ જે ઉપાયોથી પરમાત્માએ કર્યો તે ઉપાયોને સેવવામાં આવે તો પરમાત્મામાં અજ્ઞાન નથી, એમ બોલવાની સાર્થકતા થાય, પરમાત્મામાં અજ્ઞાન નથી એમ બોલનાર આપણે છીએ તો આપણામાં અજ્ઞાન રહેવું કેમ જોઇએ? અજ્ઞાન જ્યારે મોટો દોષ છે, અજ્ઞાનથી દુઃખ છે તેમ જો જાણવામાં આવ્યું તો શા માટે અજ્ઞાનનો નાશ ન કરવો? સત્પુરૂષોના સમાગમથી તથા તેમની સેવાથી તેમની આજ્ઞા ઉઠાવવાથી જ્ઞાનની કુંચી મળે છે એમ જાણવામાં આવ્યું છે છતાં કેમ તે પ્રમાણે પ્રવૃત્તિ થઇ શકતી નથી? ખરેખર જ્ઞાનની પ્રાપ્તિ માટે સત્પુરૂ-

ષોનો સમાગમ કરવો જોઇએ, અજ્ઞાનનો નાશ કરનાર શ્રી સદ્‌ગુરૂને સત્પુરૂષો વારંવાર નમસ્કાર કરે છે.

**શ્લોક.**

**अज्ञानातमिरन्धिानां, ज्ञानाञ्जनशलाकया**
**नेत्रमुन्मिलितं येन, तस्मै श्री गुरवेनमः १**

અજ્ઞાનરૂપતિમિરાંધોનાં જેણે જ્ઞાનાંજન શલાકાવડે નેત્ર ઉઘાડયાં તે સદ્‌ગુરૂને નમસ્કાર થાઓ. આ શ્લોકમાં જ્ઞાનઅર્પનાર શ્રી સદ્‌ગુરૂની અપૂર્વ મહત્તા જણાવી છે. જે જે માર્ગે સાધકાવસ્થામાં પરમાત્માઓ ચાલ્યા હતા તે તે માર્ગે જિજ્ઞાસુઓએ પ્રવૃત્તિ કરવી. અજ્ઞાનનો નાશ કરવા. સતૂશાસ્ત્ર અને જ્ઞાનપુરૂષોનો સમાગમ જ મુખ્ય ઉપાયો છે. જેમ જેમ અજ્ઞાનનો નાશ થશે તેમ જેમ ઉચ્ચકોટીમાં પ્રવેશ થતો જશે. અજ્ઞાનનો નાશ થતાં કેવલજ્ઞાન પ્રગટ થશે સર્વજ્ઞાનમય હું આત્મામાં વસ્યો છું, ફક્ત તે તે જ્ઞાનના આવરણનો નાશ થાય તે તે સદુપાયો આદરવા જોઇએ. પ્રતિદિન કંઈક આત્મજ્ઞાનનું વિશેષ સ્વરૂપ પ્રાપ્ત થાય તેમ પ્રવૃત્તિ કરવી, આત્મા પુરૂષાર્થ કરે તો અજ્ઞાનનો પડદો ધ્યાનરૂપ તરવારથી ચીરી નાંખે. અને કેવલજ્ઞાન પ્રગટાવી શકે. જ્યારે ત્યારે પણ આત્મામાં કેવલજ્ઞાન પ્રગટાવવું છે અજ્ઞાનનો નાશ કરવો છે તો શા માટે આત્મપુરૂષાર્થ ત્યજવો જોઇએ. ? આત્મપુરૂષાર્થને આદરી અજ્ઞાનનો નાશ કરી જ્ઞાન પ્રાપ્ત કરવું.

**परमात्मा, सर्व प्रकारना अविरतिपणाथी मूकाया छे.**

અવિરતિ દોષનો નાશ કરીને પરમાત્મા થાય છે તેમનામાં અવિરતિપણું ક્યાંથી હોય ! અવિરતિત્વનો નાશ થવાથી આત્માનો સ્થિરતા ગુણ પ્રગટે છે, અવિરતિનો નાશ થવાથી ચારિત્રગુણ પ્રગટે છે. જેમ જેમ કષાયોનો નાશ થાય છે. તેમ તેમ વિરતિપણું ખીલતું જાય છે. ભગવાને સંપૂર્ણ અવિરતિપણાનો નાશ કર્યો તેથી તે પરમાત્મા થયા. વ્યવહારનયથી શ્રાવકનાં બાર વ્રત

અને સાધુમાર્ગનાં પંચમહાવ્રત આદરવાં તે વિરતિપણું કથાય છે. શ્રાવકનાં બાર વ્રત સમજીને સ્વીકારવાથી અનેક પ્રકારનાં કર્મ નાશ પામે છે. તેમજ વ્યવહાર અને નિશ્ચયથી સાધુનાં પંચમ· હાવ્રત સમજી તેનો આદર કરવામાં આવે તો અનંતકર્મનો નાશ થાય છે. જ્ઞાનનું ફળ વિરતિ છે. જ્ઞાન પામીને પણ વિરતિત્વ અંગીકાર કરવું જોઇએ. આત્માનો મૂળ સ્વભાવ છોડીને પર પુદ્ગલમાં રમવું તેનું નામ અવિરતિત્વ છે. જેમ જેમ આત્માનું શુદ્ધ સ્વરૂપ સમજી તેમાં રમણતા જે જે અંશે થાય છે તે તે અંશે વિરતિપણું ખીલે છે પરમાત્માએ અવિરતિનો નાશ કર્યો તો તેમના પગલે ચાલી આપણે પણ અવિરતિનો નાશ કરવો જોઇએ. જ્યારે અવિરતિપણાથી આત્માને અનેક પ્રકારનાં કર્મ લાગે છે એમ જણાય છે તો અવિરપણિપણું કેમ આદરવું જોઇએ, અવિરતિત્વથી ત્રણકાલમાં સુખ નથી. અવિરત્વથી લોકા· કાશના પ્રત્યેક પ્રદેશે અનંતિવાર પરિભ્રમણ થયું. અનંતિવાર જન્મ લેઇ અનંત દુઃખ ભોગવ્યાં પણ હજી પાર આવ્યો નહીં. તેનું કારણ ખરેખર અવિરતિત્વ છે. પર વસ્તુમાં રમણતા કર- વાથી જગત્માં કોઇને સુખ થયું નથી અને થવાનું નથી. અ· વિરતિનો દરિયો ઉલ્લંઘી શિવપુર જવાનું છે માટે મોક્ષ સાધકો એ સાવધાનપણાથી આત્મપ્રદેશમાં ઉતરી અવિરતિ દરિયો તરવો જોઇએ. આત્મા જો પ્રબલ પુરૂષાર્થ ફોરવે તો અન્તર્મુહૂ· ર્તમાં અવિરતિનો નાશ કરી વિરતિપણાને પામે. અવિરતિત્વ એ મારો શુદ્ધ સ્વભાવ નથી તો તેમાં મ્હારે કેમ રાચવું માચવું જોઇએ; અનેક મહાત્માઓ અવિરતિનો નાશ કર્યો તો હું પણ કરી શકું. તેમાં કંઈ આશ્ચર્ય નથી; આત્મજ્ઞાન અને ધ્યાનના પ્રતાપે અવિરતિ દોષ નાશ પામે છે એજ માર્ગે જવા માટે પ્ર- યત્ન કરવો જોઇએ. અનેક પ્રકારે પરમાત્માની પેઠે અવિરતિનો નાશ કરી પરમાત્મપદ મેળવવું એજ હિત શિક્ષા છે.

## પરમાત્માએ, નિદ્રાનો સર્વથા ક્ષય કર્યો છે.

પરમાત્મામાં નિદ્રા નથી, નિદ્રાથી આત્માના ઉપયોગનું આચ્છાદન થાય છે. નિદ્રાથી સ્વ અને પરનું ભાન રહેતું નથી. નિદ્રાથી કર્મ બંધાય છે. નિદ્રાના સકલ ભેદોનો ક્ષય થવાથી પરમાત્મપદ પ્રાપ્ત થાય છે. સર્વ સંસારિ જીવો નિદ્રાના પંજામાં ફસાયા છે. અનાદિકાળથી લાગેલી એવી નિદ્રાનો જેણે ક્ષય કર્યો છે એવા પરમાત્માને કોટીવાર વંદના થાઓ, જ્ઞાનધ્યાન અને વૈરાગ્યથી નિદ્રાનો નાશ થાય છે. જે જે મહાત્માઓ મુક્તિપદને પામ્યા છે તેઓએ જ્ઞાનધ્યાનથી નિદ્રાનો ઉચ્છેદ કર્યો છે. આત્મધ્યાનમાં તીવ્ર પ્રવૃત્તિ કરતાં અન્તર્મુહૂર્તમાં નિદ્રાનો સર્વથા ક્ષય થઈ શકે છે. નિદ્રા ચોધારૂ ખડ્ગ છે એમ જ્ઞાનિપુરૂષો કહે છે તે સત્ય છે. નિદ્રાથી ત્રણકાલમાં કોઈના આત્માની ઉન્નતિ થઇ નથી અને થવાની નથી. નિદ્રાથી ત્રણકાલમાં કોઇને મુક્તિ મળી નથી અને મળનાર પણ નથી, આત્મા ખરેખર વિચારે તો સ્વશુદ્ધસ્વરૂપ મેળવવામાં વિઘ્ન કરનાર નિદ્રાનો ક્ષય કરી શકે, આપણે પણ પરમાત્માના પગલે ચાલી આત્મસામર્થ્ય ફોરવી નિદ્રાનો ક્ષય કરવો જોઇએ. નિદ્રાક્ષય સ્વભાવવાળી છે, જેનો અલ્પક્ષય થાય છે તેનો સૂર્યાચ્છાદક વાદળથી પેઠે સર્વથા ક્ષય થઈ શકે છે. આત્માની આગળ વિચારીએ તો નિદ્રાનું કંઈ પણ જોર નથી. ખરેખર આત્મા તીવ્ર ઉપયોગી બન્યો નથી તેથી નિદ્રાના તાબામાં અનંત જન્મમરણની પરંપરાને અનુભવે છે. નિદ્રાનો એકદમ નાશ થતો નથી. પણ જેમ જેમ આત્માના સ્વરૂપમાં ચોલ મજીઠની પેઠે રંગાવવું થાય છે તેમ તેમ નિદ્રા ક્ષય પામતી જાય છે. પરમાત્મામાં નિદ્રા નથી. નિદ્રા નથી. એમ વારંવાર ફોનોગ્રાફની પેઠે બોલવામાં આવે પણ જ્યાં સુધી નિદ્રાએ દુઃખ દેનારી છે એમ જાણી તેનો નાશ કરવા પ્રયત્ન કર્યો નથી ત્યાં સુધી ફક્ત શુક પાઠ જાણવો. જ્યારે નિદ્રાથી આત્માની શક્તિયોનું આવરણ થાય છે ત્યારે શા માટે નિદ્રામાં પડી રહેવું જોઇએ ? ખરેખર અત્યંત

નિદ્રાનું સેવન કરવું તે આળસુનું લક્ષણ છે. નિદ્રાથી સાંસારિક તથા ધાર્મિક કૃત્યો થઇ શકતાં નથી. હું જેમ બને તેમ નિદ્રાનો ક્ષય કરીશ. નિદ્રાના તાબામાં નહિ રહું, આ પ્રમાણે દૃઢસંકલ્પ કરી નિદ્રાનો જય કરવા પ્રવૃત્તિ કરવી. અન્તે નિદ્રાનો સર્વથા ક્ષય થશે અને તેથી આત્મા પણ પરમાત્માની પેઠે નિદ્રાદોષ મુક્ત થવાથી પરમાત્મરૂપ થઈ અનંત સુખનો ભોક્તા થશે.

## परमात्मामां, राग दोष नथी.

સર્વથા પ્રકારે રાગનો પરમાત્માએ નાશ કર્યા છે. સંસારનું મૂળ રાગ છે. પરવસ્તુના રાગથી જીવ સ્વશુદ્ધ પરમાત્મપદ પ્રાપ્ત કરી શકતો નથી. સર્વ સંસારના જીવોપર રાગની પ્રબલ સત્તા વ્યાપી રહી છે, કોઈ વિરલજનો રાગના પાશમાંથી છૂટે છે, રાગના અનેક ભેદ છે, 'દૃષ્ટિરાગ' 'સ્નેહરાગ' અને 'કામરાગ' આ ત્રણ પણ રાગના ભેદો છે, રાગીજીવ પરપુદ્‌ગલ વસ્તુમાં અહં અને મમત્વ બુદ્ધિ કલ્પે છે, સ્ત્રી, ધન, પુત્ર, થન, વાણી કીર્તિ, સ્વજનપરિવાર, રાજ્ય, ક્ષેત્ર, વસ્ત્ર, ભોજ્યપદાર્થ આદિને પોતાનાં માની રંગાય છે, મુંઝાય છે. ઇષ્ટ પરવસ્તુઓને દેખી ખુશ થાય છે. મોટામોટા મુનિવરોને પણ ગુણસ્થાનક નિઃસરણિથી રાગ હેઠળ પાડી દે છે, રાગથી જીવ, કૃત્યને અકૃત્ય સમજે છે; ધર્મને અધર્મ સમજે છે, અને અધર્મને ધર્મ સમજે છે, શત્રુને મિત્ર સમજે છે, અને મિત્રને શત્રુ સમજે છે. ક્ષણિક વસ્તુમાં રાગથી જીવ લોભાઇને તે વસ્તુની પ્રાપ્તિ માટે તન, મનનો નાશ કરે છે, રાગના ઉદયથી જીવો હસે છે, હિંસા કરે છે, જૂઠું બોલે છે, ચોરી કરે છે. પરસ્ત્રી ભોગવે છે, પરવસ્તુને ગ્રહણ કરે છે. વિશ્વાસઘાત કરે છે, જૂઠી સાક્ષી પૂરે છે, રાગના લીધે જીવ ઉત્સૂત્ર ભાષણ કરે છે, અનાદિકાળથી જીવને પરિભ્રમણ કરાવનારજ રાગ છે.

જીવનચંદ્ર કહે છે–હે સદ્‌ગુરો, અહો રાગની આવી દશા છે!!! જ્યારે રાગની આવી પ્રબલશક્તિ છે ત્યારે તે શી રીતે જીતી શકાય? તેના ઉપાયો કૃપા કરીને બતાવશો.

શ્રી સદ્‌ગુરૂ કહે છે. હે જીવનચંદ્ર, અત્યુત્તમ પ્રશ્ન કર્યો. રાગનો નાશ, જ્ઞાનથી તથા ધ્યાનથી થાય છે. પ્રથમ તો સમજવું કે રાગને ઉત્પન્ન કરનાર અજ્ઞાન છે. આ સંસારમાં રાગ સમાન એકે બંધન નથી. શ્રી આદ્રકુમાર મુનિ રાગના કારણથી પુત્રનું કહેવું માની સંસારમાં રહ્યા. શ્રી ગૌતમસ્વામીએ જ્યાં સુધી શ્રી મહાવીર પ્રભુપર રાગ ધારણ કર્યો, તાવત્ તેમને કેવલજ્ઞાન થયું નહિ, ત્યારે શા માટે રાગ ધારણ કરવો જોઇએ ? રાગના યોગથી આત્માના પ્રદેશોને લાગેલાં કર્મનાં આવરણો ટળતાં નથી. રાગ ગમે તે પ્રકારનો હોય તોપણ તે આત્માના ગુણોનું આચ્છાદન કરનાર છે. પણ આત્માના ગુણોનો પ્રકાશ કરનાર નથી, એકેકઇન્દ્રિયના વિષયના રાગથી હરિણ, સર્પ, ભ્રમર, મીન, હસ્તિ, વગેરે પ્રાણીઓ મરણના પંજામાં ફસાય છે તો પાંચ ઇન્દ્રિયોના વિષયમાં વા સર્વ ઇષ્ટ જડવસ્તુપર રાગ કરવામાં આવે તો આત્મા કેટલી અવનતિ પામે ? તે વિચારવું જોઇએ. શુદ્ધાત્મસ્વરૂપના ઉપયોગમાંથી ભ્રષ્ટ કરાવી આત્માને જડ જેવો બનાવી દેનાર રાગ છે. શત્રુભૂત રાગ પ્રબળ છે તોપણ તેને જીતી અનેક જીવો મુક્તિપદ પામ્યા, પામે છે, અને પામશે. શ્રી ચોવીશ તીર્થંકરોએ રાગનો સમૂલ નાશ કર્યો. પ્રથમ તો સાંસારિક વસ્તુઓપર થતા રાગને અટકાવી ધર્મ, દેવ, ગુરૂપર રાગ ધારણ કરવો. સાંસારિક વસ્તુઓપર જે રાગ થાય છે તેને 'અપ્રશસ્યરાગ' કહે છે અને આત્મા અને આત્માનો ધર્મ ખીલે એવા નિમિત્તભૂત ગુરૂદેવ, શાસ્ત્રઆદિપર જે રાગ થાય છે તેને 'પ્રશસ્યરાગ' કહે છે. અપ્રશસ્યરાગ કરતાં 'પ્રશસ્યરાગ' બહુ શ્રેષ્ઠ છે. પ્રતિદિન જ્ઞાન વૈરાગ્યનો અભ્યાસ કરી અપ્રશસ્યરાગને પરિહરી પ્રશસ્ય વસ્તુઓપર રાગ કરવો. દેવગુરૂ અને ધર્મના રાગથી આત્મા-આત્માની દશાને પામવાના સદુપાયો મેળવતો જાય છે. 'પ્રશસ્યરાગ' માંથી પણ અંતે દૂર થઈ 'વીતરાગસ્વરૂપમય થવું'. જ્યાંસુધી રાગરહિત દશામાં ન વર્તાય અને 'અપ્રશસ્ય' ન છૂટે ત્યાં

સુધી ગુરૂદેવપર થતો 'પ્રશસ્યરાગ' ત્યાગવો નહીં, 'પ્રશસ્ય-રાગ' થી તો તીર્થંકર આદિ ઉચ્ચ પદવીઓ પ્રાપ્ત થાય છે અને ઉત્તરોત્તર 'પરમાત્મપદ' મેળવવામાં 'કારણભૂત થાય છે. પ્રથમાવસ્થામાં તો' પ્રશસ્યરાગથી ધર્મમાર્ગમાં ચઢી શકાય છે.

અપ્રશસ્યરાગ થતો હોય તે નિવારવા અહર્નિશ તીવ્રવૈરાગ્યતઃ તથા વિવેકથી પ્રયત્ન કરવો. વ્યવહારથી દેવગુરૂ અને ધર્મ ઉપર પ્રશસ્યરાગ ધારણ કરવાથી પરજડવસ્તુનો રાગ સ્વયમેવ વિલય પામે છે. અનેક મહાત્માઓનાં જીવનચરિત્ર તપાસીએ છીએ ત્યારે એમજ માલુમ પડે છે કે અપ્રશસ્યરાગને પરિહરી પ્રશસ્યરાગ આદરી ઉચ્ચ કોટીપર આવ્યા છે. સદ્દગુરૂનાં વચન પણ પ્રશસ્ય રાગવિના હૃદયમાં અસર કરી શકતાં નથી. પ્રથમાવસ્થામાં પ્રશસ્યરાગવિના ધર્મની પ્રવૃત્તિ થઈ શકતી નથી. પ્રત્યેક ધર્મક્રિયાઓ ઉપર રાગ થાય છે તો તે આદરી શકાય છે. પ્રશસ્યરાગથી તો સમ્યકત્વ અને ચારિત્રની પ્રાપ્તિ થાય છે. પ્રશસ્યરાગથીજ ધર્મમાર્ગમાં જોડાવાનું થાય છે એમ અનુભવમાં આવે છે, પ્રશસ્યરાગ રાગ ધારણ કરવાની બુદ્ધિ તમારી નહિ હશે તોપણ ગુણસ્થાનકની સ્થિતિ પ્રમાણે કારણ પામી પ્રશસ્યરાગ થવાનોજ. પ્રશસ્યરાગનો પણ ધ્યાનાદિકથી નાશ થાય છે પણ સમજવાનું કે જ્યારે આત્માના પ્રદેશમાં ઉતરવાનું થયું હોય ત્યારે તે સમયે પ્રશસ્યરાગનું પણ જોર નથી. પણ યદા મન બહિર્મુખતાને ભજે તદા પ્રશસ્યરાગનાં કારણ છે તે અપ્રશસ્યરાગ કરતાં અનંતગુણે દરજે આદરવા લાયક છે, ધ્યાનદશાથી ઉતરતાં પ્રશસ્યરાગ, અવલંબનભૂત થાય છે, શ્રી યશોવિજયજી ઉપાધ્યાય કહે છે કે રાગ કરવો તે કોઈ પણ પ્રકારે હિતકર નથી. પણ રાગવિના ન રહેવાય તો નિગ્રંથ મુનિથી રાગ કરતાં ધર્મરાગ પ્રગટે છે, અને અંતે આત્મા વીતરાગદશાને પ્રાપ્ત કરે છે. જ્યારે સદ્દગુરૂઆદિ ઉપર રાગ થાય છે ત્યારે અવબોધાય છે કે હવે રાગનો નાશ થવાનોજ. શ્રી મહાવીરસ્વામી ઉપર ગૌત-

મસ્વામિનો અત્યંત રાગ થયો તેટલોજ પરવસ્તુપરથી તેમનો રાગ છૂટયો. અને પ્રશસ્યપણે શ્રી મહાવીરસ્વામી ઉપર રાગ થયો તેથી અંતે કેવલજ્ઞાન પામ્યા. જડવસ્તુપર અપ્રશસ્ય અનંતગુણ હોય છે તે રાગનો નાશ થાય છે ત્યારે પ્રશસ્ય ધર્માદિક વસ્તુપર અનંતગુણ પ્રશસ્યરાગ થાય છે. પ્રશસ્યરાગના નાશ માટે વીતરાગ દશામાં રમણતા કરવી, સામાન્યતઃ જોતાં રાગજ ભવપરંપરાનું કારણ છે, શ્રી દેવચંદ્રજી મહારાજ પણ કહે છે કે.

**प्रीति अनंति पर थकी, जे तोडे हो ते जोडे एह**
**परमपुरुषथी रागता, एक तत्त्वता हो दाखी गुणगेह.    रूषभ.**
**प्रभुजीने अवलंबतां, निज प्रभुताहो प्रगटे गुणराशि;**
**देवचंद्रनी सेवना, आपे मुज हो अविचल सुखवास.    रूषभ.**

પર જડ વસ્તુથી જે જન પ્રીતિ તોડે છે તેજ પોતાના સ્વરૂપમાં પ્રીતિ જોડે છે. 'પરમપુરૂષ' વીતરાગથી જે પ્રશસ્યરાગ કરવો. તે પ્રભુની સાથે ઐકયતા કરાવી આવે છે. સારાંશકે પરવસ્તુથી રાગ પરિહરતાં સ્વશુદ્ધસ્વરૂપનો રાગ પ્રગટે છે. વ્યવહારથી પ્રશસ્યરાગે પ્રભુનું અવલંબન કરતાં આત્મા અનુક્રમે પરમાત્મા થાય છે. અત્યંત પ્રશસ્યરાગથી પ્રભુની તથા ગુરૂની ભક્તિ કરતાં જે આનંદ થાય છે તે આનંદ ખરેખર પરમાત્મત્વ પ્રગટાવી શકે છે. પ્રશસ્યકષાયથી તીર્થંકર નામ કર્મ બંધાય છે. અપ્રશસ્યકષાય કરતાં પ્રશસ્યરાગ અનંત ગુણ શ્રેષ્ઠ છે,

## रागने नाश करवाना उपायो.

સ્ત્રીપર રાગ થતાં સ્ત્રીના શરીરની અસારતા ચિંતવવી. ક્ષણિક સ્ત્રીના શરીરના રાગથી મ્હારૂં કંઈ કાર્ય સરતું નથી. સત્ય આનંદ પ્રાપ્ત થતો નથી એમ ભાવના કરી દૃઢ સંકલ્પ કરવો કે હવેથી હું સ્ત્રીમાં રાગથી બંધાઇશ નહીં. પુત્રપર રાગ થતાં પુત્રના શરીરની ક્ષણિક નશ્વરતા ચિંતવવી, ધન ધાન્યાદિકપર રાગ થતાં ચિંતવવું કે તેમાં રાગ કરવાથી મ્હને કંઇ સત્ય

આનંદ મળતો નથી. તો કેમ ધનાદિકવસ્તુપર રાગ કરૂં, પોતાના શરીરપર રાગ કરતાં વિચારવું કે શરીરના રાગથી હું બંધાઉં છું. દેહાધ્યાસવૃદ્ધિ પામે છે. શરીર સદાકાળ રહેવાનું નથી તો તેપર રાગ કેમ કરવો જોઇએ, વાડીગાડીમાં રાગ થાય તો તેજ સમયે રાગનો નાશ કરે તેવા મનમાં વિચારો કરવા, સર્વ સાંસારીક જડ વસ્તુઓ ક્ષણિક આનંદમાં નિમિત્ત કારણ છે પણ તેની ક્ષણિકતા છે તેથી તેના ઉપર પણ રાગ કરવો ઘટતો નથી મોજમઝા મારવામાં પણ રાગ ધારણ કરવો યોગ્ય નથી, કારણ કે મોજ સદાકાળ રહેવાની નથી. જે વસ્તુમાં રાગ થાય છે તે વસ્તુથી પરભવમાં પણ બંધાવાનું થાય છે.

જે જે સમયે જે જે ક્ષેત્રમાં જે જે ભાવે રાગ પ્રગટવાનું કારણ મળે ત્યારે આત્માનાશુદ્ધસ્વરૂપનો ઉપયોગ લાવવો. તેમાં જ તે પ્રસંગે રાગ કરાવનારી વસ્તુઓની ક્ષણિકતા વિશેષતઃ ચિંતવવી.

॥ कइ वस्तुमां राचुं. ॥

शुं राचुं हुं ललना तनुमां, गंदी छे स्त्रीनी काया;
शुं राचुं हुं धनसत्तामां, जूठी छे तेनी माया. १
शुं राचुं हुं वाडीमांहि, वाडीनी छे नश्वरता.
जे जन जेमां राचे प्रेमे, तेमां ते जन अवतरता. २
शुं हुं राचुं शरीर मांहि, शरीर पण जुदुं थातुं,
शुं हुं राचुं मोजमजामां, तेमां सुख न परखातुं. ३
शुं हुं राचुं मिष्ट जमणमां, मिष्ट जमण विष्टा थाती.
शुं हुं राचुं स्नान कृत्यमां, शरीर शोभा करमाती. ४
शुं हुं राचुं युवापणामां, चार वडीनुं चांदरणुं.
शुं हुं राचुं रमत गमतमां, परभव जातां नहि शरणुं.५
शुं हुं राचुं हवाद्वामां, हवाद्वा मूकी जावुं.

शुं हुं राचुं मित्र वृन्दमां, अंते तो न्यारा थावुं. ६
शुं हुं राचुं स्वजनकूळथी, अंते कोइ न छे बेली.
शुं हुं राचुं मात जनकमां, जूदां वखत वहे छेली. ७
शुं हुं राचुं शिष्यवर्गमां, तेथी चेतन छे न्यारो.
शुं हुं राचुं चमत्कारमां, अंते चेतन छे प्यारो ८
शुं हुं राचुं बाह्य भावमां, कांइ न अंते सुख थातुं।
बुद्धिसागर ज्ञानदिवाकर, पामे साचुं परखातुं. ९

### रागथी ज्ञाननुं आच्छादन थाय छे.

પરવસ્તુમાં રાગ થવાથી જ્ઞાનનો ઉપયોગ મંદ થતો જાય છે! અને જ્ઞાનનો ઉપયોગ મંદ થવાથી સ્વભાન રહેતું નથી. આત્મા શૂન્યદશા જેવો થઈ જાય છે. રાગથી હિંસા થાય છે. રાગથી અસત્ય વદાય છે. રાગથી કપટ વિશ્વાસઘાત વગેરે અઘોર કૃત્યો થાય છે. રાગનો નાશ કરવા માટે આત્માના શુધ્ધોપયોગની જાગૃતિ કરવી જોઇએ.

### आत्माना उपयोगथी रागदशा टळे छे.

આત્મા સ્વશુદ્ધ ઉપયોગમાં રહીને રાગદશાનો નાશ કરી શકે છે. મરૂદેવા માતાએ શુધ્ધોપયોગ પામી રાગનો ત્વરિત નાશ કર્યો. પૃથ્વીચંદ્ર અને ગુણસાગરે આત્માના ઉપયોગમાં રહી રાગના ઘરમાં રહીને પણ રાગનો નાશ કર્યો. જંબુસ્વામી અને સ્થૂલિભદ્રે પણ આત્માના ઉપયોગથી પર જડ વસ્તુનો રાગ પરિહર્યો. આષાઢાચાર્ય અને આર્દ્રકુમારે પણ આત્માના ઉપયોગથી સ્રીનો રાગ પરિહર્યો, અનેક તીર્થંકરોએ પણ આત્માનો શુધ્ધોપયોગ પામી રાગદશાનો નાશ કર્યો આત્માના જ્ઞાનથી સત્ય વિવેક પ્રગટે છે તેથી ક્ષણિક હેય વસ્તુઓપર રાગ રહેતો નથી. રાગ એ આત્માનો ધર્મ નથી એમ જ્ઞાનથી જાણી શકાય છે. અને તેથી રાગનો નાશ કરી શકાય છે. જ્ઞાની અન્તર્મુહૂર્તમાં રાગનો સર્વથા ક્ષય કરી શકે છે, રાગ ક્ષીણ સ્વભાવવાળો છે,

**अनन्त सामर्थ्य स्वामी आत्मा, स्वयं रागनो नाश करी शके छे.**

આ વાક્ય હૃદયમાં પુનઃ પુનઃ વિચારવું, આત્માથી શું થતું નથી. આત્મા જ્ઞાનદશાથી ક્ષપકશ્રેણિ પર ચઢે છે. ત્યારે તેનામાં એટલી બધી શક્તિ પ્રગટે છે કે તે અન્તર્મુહૂર્તમાં અનંતભવનાં બાંધેલ કર્મ ક્ષય કરી શકે છે. તેને લાગેલાં કર્મ ભેગાં અન્ય જીવોનાં કર્મ હોય તો તે સર્વનો નાશ કરી શકે એવા સામર્થ્યથી પ્રકાશનાર આત્મા આ શરીરમાં રહ્યા છે. સામર્થ્ય ફોરવે તો ત્વરિત રાગનો નાશ કરી શકે, મ્હારા ઉપર રાગનું જોર નથી. હું રાગની સત્તા નીચે રહેનાર નથી. મનમાં રાગને હું ઉત્પન્ન થવા દેઇશ નહીં. જે જે વસ્તુઓ ઉપર રાગ થવાનો તેને વસ્તુઓથી ચિત્ત વૃત્તિ પાછી ખેંચી લેઇને રાગના સપાટામાં આવી જઇશ નહીં. કદાપિ આત્માને રાગ પોતાની શકિતથી ભાન ભૂલાવશે તો પણ પાછો રાગનો ઉદય દૂર થતાં રાગને હઠાવવા જ્ઞાન ધ્યાનના ઉપયોગમાં રહીશ. આમ આવા વિચારોનો દૃઢ સંકલ્પ કરવો. એમ કરવાથી પ્રતિદિન રાગભાવ ક્ષીણ થતો માલુમ પડશે. જ્ઞાનગર્ભિત વૈરાગ્ય બળથી શુદ્ધ વિચારો કરવાથી અશુદ્ધ વિચારોનો ક્ષણે ક્ષણે શુભ નિમિત્તયોગે નાશ થાય છે.

હીરાચંદ્ર—હે સદ્‌ગુરો જેમ જેમ સાંસારિક વસ્તુઓપરથી રાગ ઉતરે છે તેમ તેમ આત્માની કેવી દશા થાય છે તે જણાવશો.

શ્રી સદ્‌ગુરૂ—હે ભવ્ય હીરાચંદ્ર જેમ જેમ પરવસ્તુપરથી રાગ ઉતરતો જાય છે તેમ તેમ આત્માના સહજ સ્વરૂપમાં પ્રીતિ વધતી જાય છે, પર વસ્તુ જતાં વા આવતાં શોક હર્ષની લાગણી ઓછી થતી જાય છે. આર્તધ્યાન અને રૌદ્રધ્યાનના વિચારો મંદ થતા જાય છે. પર વસ્તુની પ્રાપ્તિ માટે અસંતોષની હાયવરાળ હૃદયમાં ઉત્પન્ન થતી નથી. શરીરાદિકની શોભા માટે અંતરૂથી અહંવૃત્તિ પ્રવૃત્તિ થતી નથી. કીત અને અપકીર્તિમાં સમાનતા ભાસે છે. પર વસ્તુની લાલસા માટે હિંસા, જૂઠ, ચોરી વગેરે પાપકૃત્ય કરવાની ઇચ્છા રહેતી નથી. પરમાં મારૂં કંઇ નથી. હું

પરમાં નથી. જડ છે તે જડ છે અને આત્મા તે આત્મા છે એમ આન્તરિક શ્રદ્ધા ઉત્પન્ન થાય છે. કંચન અને પત્થરને સમાનભાવથી જોવાય છે. આખા જગત્ ઉપર કુટુંબની પેઠે પ્રેમ રહે છે. કોઈનું બુરૂ કરવાનો મનમાં વિચાર થતો નથી. કંઈક અન્તરમાં સત્યસુખ અનુભવાય છે. બાહ્યસૃષ્ટિની લીલાની પેલીપાર આન્તરિક આત્મસૃષ્ટિમાં મનોવૃત્તિ જતી હોય તેવો ભાસ થાયછે. રાગની મારા મારીમાં ચિત્તવૃત્તિનો પ્રેમ થતો નથી. પર વસ્તુમાં ચિત્તવૃત્તિ જતી નથી. ઈત્યાદિ ગુણોનો પ્રકાશ થતો અનુભવાય છે. રાગ નષ્ટ થતાં કર્મનું બિલકૂલ જોર નરમ પડે છે. રાગનો નાશ કરવાથી 'વીતરાગ' ના પદને સહેજે પ્રાપ્ત કરી શકાય. છે.

## परमात्मामां राग नथी, एम बोलवा मात्रथी कंइ आपणुं भलुं थतुं नथी

પરમાત્મામાં રાગ નથી, વાંચ્યું, જાણ્યું, અનુભવ્યું, શ્રદ્ધા કરી, પણ તેટલું કાર્ય કરી કંઈ બેશી રહેવાનું નથી. પણ રાગનો સર્વથા પ્રકારે નાશ કરવા પ્રયત્ન કરવો જોઈએ. રાગવૃત્તિનો નાશ કરતાં આત્મા પણ પરમાત્મા સમાન સિદ્ધ પદ પામે છે. પરમાત્મામાં રાગદ્વેષ નથી તો શું આપણે રાગને હૃદયમાં રાખવો જોઈએ ? અલબત કદી રાખવો જોઈએ નહીં, હું દેહાદિસ્વરૂપ ત્રણકાલમાં નથી. દેહ,સ્ત્રી, પુત્ર, શિષ્ય, ભક્તાદિ પુરૂષો મારા નથી. શુદ્ધ સહજ સ્વરૂપ અવિનાશી હું 'આત્મા' છું. આવી નિશ્ચયભાવના હૃદયમાં ધારીને પ્રભુના અલક્ષ્ય પંથમાં ક્ષણે ક્ષણે અવસ્થિતિ કરવાથી સર્વથા રાગનો નાશ થતાં આત્માની જ્ઞાનાદિ અનંતશક્તિયો પ્રગટી નીકળશે.

વિમલભાઈ—હે સદ્ગુરો ! પરવસ્તુમાંથી રાગ છૂટે તો શુદ્ધસ્વરૂપનો રાગ થાય, સ્વસ્વરૂપ ઉપર પ્રીતિ થાય તો સ્વયમેવ પરવસ્તુપરથી રાગ દૂર થાય તે માટે એવો સત્ય ઉપાય બતાવો કે સ્વસ્વરૂપ વિના પર વસ્તુમાં રાગ થાય નહીં.

શ્રી સદ્‌ગુરૂ—હે વિનેય વિમલશિષ્ય ! ત્હારો પ્રશ્ન શુભ છે, ત્હારી જિજ્ઞાસા તીવ્ર છે. આત્માનો અનુભવ થાય અને મનની સ્થિરતા થાય તો આત્મામાંથી સહજ સુખની ખુમારી પ્રગટી નીકળે છે. અને તેની ઘેન અદ્‌ભૂત રહે છે. અનુભવામૃત ખુમારીનો સ્વાદ લેતાં બાહ્યવસ્તુ ઉપરથી વૈષયિક રાગ દૂર થઇ જાય છે. જેમ બીલાડીને દૂધનો સ્વાદ માલુમ પડતાં લાકડીનો માર પડે છે તો પણ દૂધને છોડતી નથી. તેમ આત્માના સુખની ખુમારી પ્રગટતાં બાહ્યવસ્તુમાં કિંચિત્ પણ સુખ ભાસતું નથી. અનેક પ્રકારનાં દુઃખો પડતાં પણ આત્મા અનુભવેલાં સુખને મેળવવા અંતરમાં જ રાગ ધારણ કરે છે. તન, ધન, સ્વજન આદિ તરફ લક્ષ્ય ન રાખતાં જ્ઞાની અન્તર પ્રદેશમાં જ સુખના અનુભવથી મ્હાલે છે. માટે આત્મ સુખની ખુમારી મેળવવા પ્રયત્ન કરો. એકવાર આત્મસુખની ખુમારી પ્રગટી તો પછી અનાયાસે પર વસ્તુમાંથી રાગ છૂટશે, અને ' આત્મા ' પોતાનું 'પરમાત્મપદ ' પામી અનંતસુખ મંગલમાલા પામે.

## परमात्मामां, द्वेष नथी.

દ્વેષનો સર્વથા પ્રકારે ક્ષય કરીને જે પરમાત્મા થયા છે એવા પરમાત્મામાં દ્વેષ શી રીતે હોઇ શકે ? પરમાત્મા અનંત સુખનું ધામ છે તેવોજ પોતાનો ' આત્મા ' છે. પણ 'પરમાત્મા' ની પેઠે દ્વેષ શત્રુનો જય કરવો જોઇએ.

## ज्यां सुधी द्वेष छे, त्यां सुधी जगत्मांना जीवोपर शत्रुबुद्धि रहे छे.

દ્વેષથી આખું જગત્ ઘેરાયલું છે. દ્વેષનો ત્યાગ કરતાં સર્વ જીવો આત્માના મિત્રો બને છે. જ્યાં સુધી મનુષ્યના હૃદયમાં દ્વેષનો એક લેશ ભાગ છે ત્યાં સુધી તે સર્વ જીવોપર મિત્રબુદ્ધિ રાખી શકતો નથી. અને જગત્‌ના જીવો પણ તેનાપર મિત્રબુદ્ધિ રાખી શકતા નથી. દ્વેષ દોષ નાશ જતાં જગત્‌ના જીવોપર કારુ-

શ્રી મહાવીર સ્વામિની
ણ્ય ભાવનાની વૃદ્ધિ થાય છે કોઇ જીવનું ભવ્યો ! મનમાં નિશ્ચયતઃ
પેઠે બુરૂ કરવાની બુદ્ધિ થતી નથી, અન્તરમાં રહેલો દ્વેષ નથી.
અવબોધશો કે બાહ્યશત્રુઓનું કારણ શત્રુરૂપે ભાસશે નહીં
અન્તરમાંથી દ્વેષ ગયો તો તમને જીવો તીવ્રેચ્છા હોય તો
શત્રુઓના નાશ માટે જો તમારી ખરેખરી જગત્ તમ રહે છે,
પ્રથમ દ્વેષનો નાશ કરો. દ્વેષથી સદાકાલ છે. અસત્ય બોલે
એક બીજાની દ્વેષના લીધે જીવો હિંસા કરે પરસ્પર એક બીજાના
છે, ચોરી કરે છે, વિશ્વાતઘાત કરે છે. રાત્રી દીવસ આર્ત-
તનધનનો નાશ કરે છે. દ્વેષના યોગે જીવો કર્મની પરંપ-
ધ્યાનમાં અને રૌદ્રધ્યાનમાં મસ્ત રહે છે. દ્વેષ છે. દ્વેષથી અ
રાને વધારે છે. દ્વેષથી ઇર્ષ્યા પણ સદાકાળ રહે આવ્યો નહીં.
નંતકાલ જીવ સંસારમાં ભમ્યો પણ હજી પાર થાય છે.
આત્માના જ્ઞાનનો સત્ય વિવેક પ્રગટ્યાથી દ્વેષનો નાશ છે. કોઇની
અહો દ્વેષની કેટલી પ્રબલસત્તા જીવોપર વર્તી રહી છે. તત્
ઉન્નતિની અવનતિ કરવા અજ્ઞાનદશાથી જીવ પ્રવૃત્તિ કરે નથી.
સંબંધી કોઈ હિતશિક્ષા આપે છે તો જીવ ગણકારતો કોઇનું
ઉલટો તેને પણ શત્રુરૂપ ગણે છે, દ્વેષભાવથી ત્રણકાલમાં મનમાં
ભલું થયું નથી અને થનાર નથી. દ્વેષથી પ્રથમ તો હિંસા,
તાપ થાય છે. મનની સમાનતા રહેતી નથી. વાણીથી પ્રવૃત્તિ
જૂઠ, કલેશ, વૈરનાં વચનો વદાય છે. કાયાથી હિંસાદિમાં અશુદ્ધ
થાય છે. આત્મા શુદ્ધસ્વરૂપ ધ્યાનાદિકની પ્રસન્નતા મૂકીને નજી
પરિણતિમાં પ્રવેશ કરે છે. આત્માની અવનતિના સંયોગો અ-
કમાં આવતા જાય છે. ઉચ્ચ સ્થિતિપરથી આત્મા ભ્રષ્ટ થઇ અવળી
ધોગતિના ઉપાયો રચે છે. ધત્તુર ભક્ષકની પેઠે દ્વેષથી વૈરની
દૃષ્ટિ પરિણમે છે તેથી સવળું પણ અવળું ભાસે છે. દ્વેષથી સમરાદિત્ય
પરંપરાના સંસ્કારો હૃદયમાં વવાય છે તે ભવાંતરમાં ભગ-
અને ગુણશર્માની પેઠે ઉદયમાં આવે છે. અથવા શ્રી વીર
વાન્ના કાનમાં ખીલા મારનાર ગોપની પેઠે ઉદયે આવે છે.

## દ્વેષ કરવાથી જરા માત્ર આત્મહિત થતું નથી.

દ્વેષ કરવાથી કંઇ અન્યનું ભલું થઇ શકતું નથી તેમ દ્વેષ કરવાથી કંઇ પોતાના આત્માનું પણ ભલું થઈ શકતું નથી. ત્યારે શા માટે હૃદયમાં દ્વેષના વિચારો પ્રગટાવવાં જોઇએ ? શ્રી શ્રીપાલનૃપતિપર ધવળશેઠે દ્વેષ કર્યો. શ્રીપાલને દુઃખ દેવા અનેક પ્રપંચો કર્યા. શ્રીપાલને મારવા માટે દોડયો. અંતે ખાડો ખોદે તે પડે તેની પેઠે ધવળશેઠનું મૃત્યુ થયું. અજ્ઞાનદશાતઃ મનુષ્ય દ્વેષના વિચારો કરે છે. પણ જ્ઞાનદશા થાય તો માલુમ પડે છે કે સર્વ જીવો પોતપોતાના કર્મ પ્રમાણે સુખ દુઃખો ભોગવે છે. તેમાં અન્ય જીવતો નિમિત્ત માત્ર છે. તો હું કેમ અન્યના ઉપર દ્વેષ કરૂં. અન્યના ઉપર દ્વેષ કરતાં કોઇને કદા આત્મહિત થયું નથી. અને થનાર નથી. કદાપિ દ્વેષનાયોગે અન્યના પ્રાણાદિકનો નાશ કરી શકાય તો પણ તેથી શું પોતાને કંઈ ફાયદો થાય છે ! અલબત્ત કહેવું પડશે કે કંઈ પણ ફાયદો થતો નથી. એમ તો જરૂર સમજવાનું છે કે આત્મા જો શુદ્ધ પરિણતિમાં છે. તો આત્માનું ભૂંડું અન્ય કદી કરી શકનાર નથી. આત્મા જો દ્વેષના વિચાર કરશે તો આત્માજ પોતે પોતાનો શત્રુ છે. અનાદિકાળથી આત્માજ પોતે દ્વેષનાયોગે પોતાનો શત્રુ બન્યો છે. હજી પણ જો દ્વેષના અશુભ વિચારોનો ત્યાગ નહીં કરે તો પોતાનો શત્રુ પોતેજ છે. મનુષ્યના હૃદયમાં રહેનાર મોટામાં મોટો દ્વેષદોષ છે. આકાશનું પુષ્પ થાય. ખરના મસ્તકે શૃંગ ઉત્પન્ન થાય તો દ્વેષથી મુક્તિ થાય. દ્વેષથી આત્માના જ્ઞાનાદિક ગુણ પ્રગટ્યા હોય છે. તે પણ ક્ષય પામે છે. દ્વેષના અનેક પ્રકાર છે. તેમાં મુખ્ય ભેદ ગણાવે છે.

### દ્વેષના બે ભેદ છે. ૧ પ્રશસ્ય દ્વેષ અને અપ્રશસ્ય દ્વેષ.

'અપ્રશસ્ય દ્વેષ કરતાં પ્રશસ્ય-દ્વેષ શ્રેષ્ટ' છે. અપ્રશસ્ય દ્વેષથી જીવ ઉચ્ચ ગતિને પામી શકતો નથી. પ્રથમ તો 'અપ્ર-

શસ્ય દ્વેષને પ્રશસ્યરૂપે પરિણામવાવવો. ' પશ્ચાત્ પ્રશસ્ય દ્વેષનો પણ ત્યાગ કરવો. ' અપ્રશસ્ય દ્વેષ ' કરતાં પ્રશસ્ય દ્વેષથી આત્મા ઉચ્ચ ગતિનાં સાધનો રચે છે સાંસારિક વસ્તુઓ દુઃખ પ્રદ છે. તેથી તેનો નાશ કરવા માટે જે દ્વેષ થાય છે તેને ' પ્રશસ્ય દ્વેષ કહે છે. પશ્ચાત્ આત્માની શમપરિણતિ પ્રગટતાં પ્રશસ્ય દ્વેષ પણ પ્રગટતો નથી. મુક્તિ અને સંસારને પણ સમાન દૃષ્ટિથી જોવાય છે પ્રથમાવસ્થામાં તો દોષ ઉપર અને દોષીપર પ્રશસ્ય દ્વેષની લાગણી પ્રગટે છે. પણ આગળની અવસ્થામાં તો કર્મના અનેક દોષો પર તથા દોષી ઉપર પણ દ્વેષ પ્રગટતો નથી આવી આવી આગળથી સ્થિતિ કંઇ એકદમ પ્રાપ્ત થતી નથી. શનૈઃ શનૈઃ આત્મજ્ઞાન પૂર્વક પ્રયત્ન કરવાથી અંતે દ્વેષનો સર્વ અશુભ વિચારોનો નાશ થાય છે,

## આત્મા, દ્વેષનો નાશ કરી શકે છે.

દ્વેષ વિનાશ સ્વભાવવાળો છે. ક્ષણમાં ઉત્પન્ન થાય છે અને ક્ષણમાં નષ્ટ થાય છે. જે વસ્તુ ક્ષય સ્વભાવવાળી છે. તો તેનો સર્વથા ક્ષય થઇ શકે છે. દ્વેષ પણ નાશ પામે છે. અનંત જીવો દ્વેષનો નાશ કરી મુક્તિપદ પામ્યા, પામે છે; અને પામશે.

પ્રસન્નચંદ્ર રાજર્ષિને કાયોત્સર્ગમાં દ્વેષ પ્રગટયો હતો અંતે તેનો નાશ થયો. જે જે અંશે આત્મજ્ઞાન દશા વૃદ્ધિ પામે છે. અને જ્ઞાન ગર્ભિત વૈરાગ્ય ઉદ્ભવે છે. તે તે અંશે દ્વેષના વિચારો નાશ પામે છે.

## દ્વેષના વિચારો પ્રગટ્યા પહેલાં સાવધાન રહો.

મનમાં દ્વેષના વિચારો ન પ્રગટે તે માટે આત્માના શુદ્ધોપયોગથી સાવધાન રહો. કારણવશાત્ દ્વેષના વિચારો થાય તો તેજ સમયે દ્વેષનો નાશ કરનારા શુભ વિચારો હૃદયમાં પ્રગટાવો. દ્વેષના વિચારો કરતાં સમતાના વિચારોનું જોર વિશેષ થશે તો અગ્નિને ઓલવનાર જલની પેઠે દ્વેષના વિચારો હૃદયમાંથી નાશ પામશે. દ્વેષના વિચારોનું એટલું બધું જોર નથી કે તે

આત્માના શુભ વિચારો આગળ ટકી શકે. સમભાવના વિચારોનું અલૌકિક સામર્થ્ય છે. તેથી દ્વેષ ઇર્ષ્યા. અદેખાઇના વિચારો શમ્યા, શમે છે. અને શમશે. 'આત્મા દ્વેષથી ન્યારો' છે. દ્વેષ કરવો એ આત્માનો શુદ્ધ ધર્મ નથી. આ પ્રમાણે દ્વેષના પ્રસંગે શુભ વિચારો કરવાથી દ્વેષનુ જોર હઠે છે. અને અંતે દ્વેષનો સર્વથા નાશ થાય છે. શ્રી મહાવીર સ્વામી વગેરેએ પણ આ પ્રમાણે શુભ ભાવનાથી અને શુદ્ધસ્વરૂપમાં રમણતાથી દ્વેષનો નાશ કર્યો. ત્યારે તે 'પરમાત્મા' થયા. દ્વેષના નાશ કરનારાઓ સર્વ પ્રથમ મનુષ્યો હતા. અને આપણે પણ મનુષ્ય છીએ તો કેમ દ્વેષનો નાશ ન કરી શકીએ? અલબત દ્વેષનો નાશ કરી શકીએ. દ્વેષનો નાશ કર્યા વિના પુરૂષનું પુરૂષાર્થ શાનુ ગણાય ? દ્વેષ પરમાત્મામાં નથી. એમ બોલવાથી આપણું શું વળ્યું; પરમાત્મા કંઇ હવે તમારો દ્વેષ ટાળવા આવનાર નથી. પોતાના સામર્થ્યથી જ દ્વેષનો નાશ જ્યારે ત્યારે પણ થશે દ્વેષના પ્રસંગે આત્મ સામર્થ્ય ફોરવતાં દ્વેષનું જોર હઠે છે. આત્માના શુદ્ધોપયોગમાં રમતાં તો દ્વેષનું બિલકૂલ ભાન રહેતું નથી. જેમ જેમ શુદ્ધોપયોગ દશા વૃદ્ધિ પામે છે. તેમ તેમ દ્વેષના સર્વ વિચારોનો ક્ષય થતાં 'પરમાત્માના' પગલે ચાલી આત્મા પણ સર્વથા દ્વેષ મુકત થાય છે.

સારાભાઈ—હે સદ્‌ગુરૂ મહારાજ બાહ્યવસ્તુઓપરથી તો હું દ્વેષ હઠાવી શકુંછું પણ જૈન ધર્મ જાણતાં અને તેની પૂર્ણ શ્રદ્ધા થતાં અન્ય પન્થો તથા અન્ય પન્થોના ગુરૂઓ તથા દેવો ઉપર એટલો બધો દ્વેષ થાય છે કે, જો મારૂ ચાલે તો જૈનધર્મ વિના અન્ય મિથ્યાત્વ ધર્મને અને તેના કુગુરૂઓનો નાશ કરૂ. આવા આવા વિચારો પ્રસંગે પ્રસંગે આવ્યા કરે છે. તે સંબંધી મ્હારે શું કરવું.

શ્રી સદ્‌ગુરૂ—હે ધર્માભિમાન, જો કે પ્રથમ વ્યવહાર ધર્મ દશામાં ત્હારા કહેવા પ્રમાણે ત્હને વિચારો થાય. પણ આગળ

ધર્મ સિદ્ધાંતોનું પરિપૂર્ણ રહસ્ય જાણતાં તત્સ્વરૂપે પરિણમતાં,
આવા વિચારો આવી શકતા નથી. અન્ય પન્થો ઉપર વા અન્ય
કુગુરૂ વા કુદેવોપર પણ દ્વેષ કરવાની કંઇ જરૂર નથી. 'સ્યા-
દ્વાદદષ્ટિપણે આત્મા પરિણમે છે ત્યારે ષડ્દર્શન' પણ એક જિન
દર્શનનાં સાપેક્ષાતઃ એક એક અંગ છે એમ અનુભવાય છે. ત્યારે
માધ્યસ્થદશા પ્રગટે છે, તેથી અન્ય દર્શનોપર પણ દ્વેષ થતો
નથી. મહાપુણ્યના ઉદયથી 'પ્રશસ્તરાગાદિ' ની પ્રાપ્તિ થાય
છે. 'પ્રશસ્તરાગવિના પ્રશસ્યદ્વેષ' પ્રગટતો નથી. તો પણ આ
ગળની શુદ્ધાવસ્થા પ્રગટાવવામાં તો 'પ્રશસ્તરાગાદિ' વિઘ્નકારક
છે. તે તે ઉચ્ચ દશાની અપેક્ષાએ 'પ્રશસ્ય રાગ અને દ્વેષનો
ક્ષય' કરવો જોઇએ. પ્રશસ્તરાગ અને દ્વેષથી તીર્થંકર નામ
કર્મ બંધાય છે પણ ઉચ્ચકોટિની અપેક્ષાએ આગળ
વધવું જોઇએ. મૈત્રીભાવના, માધ્યસ્થભાવના, પ્રમોદભાવના
અને કારૂણ્યભાવનાનું અવલંબન કરતાં 'અન્યદર્શન, દેવગુરૂ
આદિ' ઉપર દ્વેષ પ્રગટતો નથી. અનાદિકાળથી જગત્‌માં મિ
થ્યાત્વનું જોર વિશેષ છે. અને વિશેષ દેખાય તેમાં શું આશ્ચર્ય?
જગતમાં મિથ્યાત્વનો કદી નાશ થનાર નથી તો શા માટે મિ-
થ્યાત્વપર દ્વેષ કરવો જોઇએ? અન્ય દર્શનવાળા ઉપર પણ મૈત્રી
અને કારૂણ્યભાવના ધારવી, અન્યદર્શન સ્થિત જીવોનું ઉપદેશા
દિથી ભલું કરવા પ્રયત્ન કરવો જોઇએ પણ તેમનાપર દ્વેષ કરવો
નહીં અન્યદર્શનમાં પણ કેટલાક માર્ગાનુસારી જીવો હોય છે.
અને તે સમ્યકત્વ પામવાની યોગ્યતા ધારણ કરવા સમર્થ થઇ શકે
છે, સમ્યક્ત્વની પૂર્વે જીવો મિથ્યાત્વી હોય છે માટે તે દશા એક
વખત તીર્થંકરો આદિની હતી, એમ સમજી મિથ્યાત્વી જીવો
ઉપર પણ કરૂણા કરવી, જ્ઞાનદશા પ્રગટ થતાં પાખંડીઓ ઉપર
પણ દ્વેષ થતો નથી. 'મુક્તિ સંસાર બેઉ સમગણે, સમગણે
તૃણમણિ ભાવરે' આવી આત્માની દશા પ્રગટતાં ઉચ્ચ પ્રકારનું
આત્મસ્વ-" પ્રગટે છે. માટે જેમ જેમ આત્મજ્ઞાનદશા વૃદ્ધિ પામે

છે તેમ તેમ સ્વ અને પરદર્શનના અનેક પન્થોમાં પણ દ્વેષભાવ ઉત્પન્ન થતો નથી. જે જીવ યથાર્થ તત્ત્વજ્ઞાન સમજતા નથી તે દ્વેષ ધારણ કરે છે. માટે ભવ્ય !!! સમજકે, આગળની ઉચ્ચકોટીપર જતાં અન્ય દેવગુરૂપર દ્વેષ રહેતો નથી માટે તે તે દશાના હેતુઓની ત્હારામાં ન્યૂનતા હોય તે તે પરિપૂર્ણ કરવા માટે સદ્દગુરૂ સમાગમ અને સિદ્ધાંતનું સૂક્ષ્મદૃષ્ટિથી મનન કર, ઇર્ષ્યા, અદેખાઇ, આદિ દોષોનો નાશ થતાં 'પરમાત્મા'ના ચરણનું અનુકરણ કર્યું કહેવાય છે. શુદ્ધાત્મદૃષ્ટિની ભાવના જ્યાં ત્યાં હરતાં ફરતાં, ખાતાં, પીતાં, ઉઠતાં, બેસતાં, ધારણ કરવાથી દ્વેષનો એકદમ નાશ થાય છે. આવું સામર્થ્ય, પ્રત્યેકના આત્મામાં છે. તો શા માટે ન પ્રગટાવવું જોઇએ? દ્વેષપર પ્યાર છે કે આત્મા ઉપર પ્યાર છે? જો આત્માપર પ્રીતિ હોય તો હવે દ્વેષના વિચાર પ્રતિજ્ઞાપુર્વક છોડી દે, આજથી હવે હું દ્વેષના વિચારોને કદી સેવીશ નહીં એમ નિશ્ચય કર. ગમે તેવા સંયોગોમાં દ્વેષના વિચારોની ધુણીથી ગુણરૂપ ચિત્રશાલા મેલી થવા દેવી નહીં, આત્માની ઉચ્ચસ્થિતિ પ્રાપ્ત કરવામાં દ્વેષ વિઘ્નકારક જાણી ક્ષણે ક્ષણે તેનો નાશ કરવા અન્તરના ઉપયોગે વર્તવું. ખરેખર આ પ્રમાણે પ્રવૃત્તિ કરનારનું જીવન પ્રતિદિન સુધરતું જાય છે. આત્માનું જીવન ઉચ્ચ કરવું હોય તો દ્વેષના વિચારોને મનમાં પ્રગટ થતાં જ વારવા, આત્માની સહજાનંદની ખુમારીનો આસ્વાદ લેવો હોય તો દ્વેષરૂપ રાક્ષસને હૃદયથી દૂર કરો. આત્માના સામર્થ્યથી અન્તરાત્મ પ્રદેશમાં ઉતરતાં દ્વેષના વિવિધ સંસ્કારોનો નાશ થાય છે, સામ્યાવસ્થાનું સેવન કરતાં આત્માના પ્રદેશોથી રાગ અને દ્વેષ દૂર હઠે છે.

## સમભાવ.

સમભાવમાં રહેતાં રાગદ્વેષનો નાશ થાય છે. અનંતભવોપાર્જિત કર્મ પણ સમભાવથી અન્તર્મુહૂર્તમાં નાશ પામે છે, સમભાવની મહત્વતા સર્વ વિદ્વાનો એક અવાજે કબુલ કરે છે.

સમભાવ શ્રેણિપર ચઢતાં રાગદ્વેષની સર્વ વાસનાઓનો ક્ષય થઇ જાય છે. ષડ્દર્શન સ્થિત જીવો પણ સમભાવથી મુક્તિપદ પ્રાપ્ત કરે છે. શ્રી અભયદેવસૂરિ કે જે નવ અંગના વૃત્તિકાર છે. તે પણ કહે છે કે સર્વ દર્શનવાળાઓ સમભાવથી મુક્તિપદ પ્રાપ્ત કરે છે. જ્ઞાન વિના આવો સમભાવ આવવો દુર્લભ છે. સમભાવની મહત્વતા માટે જેટલું કહીએ તેટલું થોડું છે. એક મહાત્મા મુનીશ્વર સમભાવનું સ્વરૂપ 'સામ્યશતક' માં સારી રીતે વર્ણવે છે અત્ર સર્વ ઉપયોગને માટે 'સામ્યશતક' કહે છે.

---

## अथ साम्यशतकम्.

अहंकारादिरहितं, निःछद्म समतास्पदं;
आद्यमप्युत्तमंकिंचित्पुरुषं प्रणिदध्महे ॥ १ ॥
उन्मनीभूयमास्थाय निर्मायसमतावशात्
जयंति योगिनःशश्व दंगीकृतशिवाश्रियः ॥ २ ॥
औदासिन्यक्रमस्थेन भोगिनां योगिनामयं
आनंदः कोपिजयतात्, कैवल्य प्रतिहस्तकः ॥ ३ ॥
साम्यपीयूषपाथोधि स्नान निर्वाणचेतसां
योगिनामात्मसंवेद्य महिमाजयताल्लयः ॥ ४ ॥
आस्तामयंलयःश्रेयान्, कलासुसकलास्वपि
निःकलेकिलयोगेपि, सएववरसंविदे ॥ ५ ॥
नित्यानन्दसुधारश्मे रमनस्कक्कलामला
अनृतस्यादिमंबीज मनयायाजयत्यसौ ॥ ६ ॥
यःकश्चित्तु लयःसाम्ये मनागाविरभून्मनः
तमाशुवचसांपात्रं विधातुंयततेमतिः ॥ ७ ॥
अष्टांगस्याऽपियोगस्य रहस्य मिदमुच्यते
यदंगविषयासंग त्यागान्माध्यस्थ्यसेवनं ॥ ८ ॥

रागद्वेषपरित्यागाद् विषयेष्वेषुवर्तनम्
औदासिन्यमितिप्राहु रमृतायरसांजनं ॥ ९ ॥
तस्यानघमहोबीजं निर्ममत्वं स्मरंतियत्
तद्योगीचिदधीताशु तत्रादरपरंमनः ॥ १० ॥
विहाय विषयग्राम मात्मारामनाभवन्
निर्ममत्वसुखास्वादान्मोदतेयोगिपुंगवः ॥ ११ ॥
येऽनिशं समतामुद्रां विषयेषुनियुंजते
करणैश्वर्यधुर्यास्ते योगिनोहिनियोगिनः ॥ १२ ॥
ममत्ववासना नित्य सुखनिर्वासनात्मकः
निर्ममत्वंचकैवल्य दर्शनंप्रतिभूः परं ॥ १३ ॥
भवाभिष्वंगरोषेयं तृष्णाज्वरभरावहः
निर्ममत्वौषधंतत्र विनियुंजीत योगवित् ॥ १४ ॥
पर्यवस्यति सर्वस्य तारतम्यमहोक्वचित्
निर्ममत्वमतः साधु केवलोपरिनिष्ठितम् ॥ १५ ॥
ममत्वविषमूर्छाल मांतरंतत्वमुच्चकैः
तद्वैराग्यसुधासेकाच्चेतयंतेहियोगिनः ॥ १६ ॥
विरागोविषयेष्वेषु परशुर्भववकानने
समूलकाषं कषित ममतावल्लिरुल्बणः ॥ १७ ॥
शरीरं केपिदुःखाय मोहमाधायतत्पराः
क्लिश्यंते जंतवोहंत, दुस्तराभववासना. ॥ १८ ॥
अहो मोहस्यमाहात्म्यं विद्वत्स्वपिविजृंभते
अहंकारभवात्तेषां, यदंधकरणंश्रुतं ॥ १९ ॥
श्रुतस्य व्यपदेशेन विवर्तमनसामसौ
अंतः संतमसः स्फातिर्यस्मिन्नुदयमीयुषि ॥ २० ॥
केषां चित्कल्पतेमोहाद्व्यवभाषी कृते श्रुतं

पयोपिखलुमन्दानां संन्निपातायजायते ॥ २१ ॥
ममत्वपंकनिःशंकं परिमार्ष्टुंसमंततः
वैराग्यवारिलहरी परीरंभपरोभव ॥ २२ ॥
रागोरगविषज्वाला वलीढदृढचेतनः
नकिंचिच्चेतसिस्पष्टं विवेकविकलःपुमान् ॥ २३ ॥
तद्विवेकसुधांभोधौ स्नायंस्नाय मनामयः
विनयस्वस्त्रयंराग भुजंगममहाविषं ॥ २४ ॥
बहिरंतर्वस्तुतत्वं प्रथयंतमनश्वरं
विवेकमेकंकलये चार्तीयीकं विलोचनम् ॥ २५ ॥
उद्दामक्रममाबिभ्रत् द्वेषदंतावलोबलात्
धर्मागममयंभिंदन् नियम्योजितकर्मभिः ॥ २६ ॥
सैषद्वेषशिखीज्वाला जटिलस्तापयन्मनः
निर्वाप्यःप्रशमोद्दाम पुष्करावर्त सेकतः ॥ २७ ॥
वश्यावेश्येवकस्य स्याद्वासना भवसंभवा
विद्वांसो विवशेयस्याः कृत्रिमैः केलिकिंचितैः ॥ २८ ॥
यावज्जागर्तिसंमोह हेतुःसंसारवासना
निर्ममत्वकृतेतावत्कुतस्त्याजान्मिनां रुचिः ॥ २९ ॥
दोषत्रयमयः सैष संस्कारोविषमज्वरः
मेदूरीभूयते येन कषायक्वाथयोगतः ॥ ३० ॥
तत्कषायानिमांछेत्तु मीश्वरीमविनश्वरीं
पावनां वासनामेतां, आत्मसात्कुरुतद्रुतं ॥ ३१ ॥
स्पष्टंदुष्टज्वरःक्रोधश्चैतन्यंदलयन्नयं
मुनिग्राह्यःप्रयुज्याशु सिद्धौषधिमिमांक्षमां । ३२ ॥
आत्मनःसततस्मेर सदानंदमयंवपुः
स्फुरल्लतानिलस्फातिः कोपोयंग्लपयत्यहो ॥ ३३ ॥

व्यवस्थाप्यसमुन्मील दहिंसावल्लिमंडपे
निर्वापयतदात्मानं, क्षमाश्रीचंदनद्रवैः ॥ ३४ ॥
क्रोधयोधःकथंकार महंकारं करोत्ययं
लीलयैवपराजिग्ये क्षमयारामयापियः ॥ ३५ ॥
भर्तुःशमस्य ललितै र्विभ्रतीप्रीतिमांतराम्
नित्यंपतिव्रतावृत्तं क्षांतिरेषानिषेवते ॥ ३६ ॥
कारणानुगतंकार्य मितिनिश्चितमानसः
निरायासंसुखंशेते यन्निःक्लेशमसौक्षमा ॥ ३७ ॥
अखर्वगर्वशैलाग्र श्रृंगादुद्धरकंधरः
पश्यन्नहंपुराश्चर्यं गुरूनपिनपश्यति ॥ ३८ ॥
उच्चैस्तरमहंकार नगोत्संगमसौश्रितः
गुरुमेवगुरून्मानी मन्यतेयल्लघीयसः ॥ ३९ ॥
तिरयन्नुज्ज्वलालोक मभ्युन्नतशिराःपुरः
निरुणद्धिसुखाधानं, मानो विषमपर्वतः ॥ ४० ॥
मृदुत्वभिदुरायोगा देनंमानमहीधरं
भित्वाविधेहिहेस्वांत प्रगुणांसुखवर्तिनीम् ॥ ४१ ॥
चित्रमंभोजिनीपत्र कोमलंकिलमार्दवं
वज्रसार महंकार पर्वतं सर्वतःस्यति ॥ ४२ ॥
अस्मिन्संसारकांतारस्मरमायालतागृहे
अश्रांतं शेरते हंत, पुमांसोहतचेतसः ॥ ४३ ॥
मायावल्लिवितानोयं रुद्धब्रह्मांडमंडपः
विधत्तेकामपिच्छायां पुंसांसंतापदीपनीं ॥ ४४ ॥
सूत्रयंतीगतिंजिह्मां, मार्दवं बिभ्रती बहिः
अजस्रंसर्पिणीवेयं, मायादंदश्यतेजगत् ॥ ४५ ॥
प्रणिधायततश्चेत स्तन्निरोधाविधित्सया

ऋजुतां जांगुलीमेतां, शीतांशुमहसंस्मरेत् ॥ ४६ ॥
लोभद्रुममवष्टभ्य, तृष्णावल्लिरुदित्वरी
आयासकुसुमस्फीता, दुःखैरेषाफलेग्रहिः ॥ ४७ ॥
आशांकुवलयन्नुच्चै स्तमोमांसलयन्नयं
लोभःपुमर्थहंसानां प्रावृषेण्य घनागमः ॥ ४८ ॥
क्षमाभृदप्रियःसाधु वृत्तलक्ष्मी विनाकृतः
मर्यादामदयंलुंपन् लोभोऽम्बुधिरयंनवः ॥ ४९ ॥
लवणोदन्वतोयःस्यात् गाधबोधाविभुःपुनः
अलंभविष्णुःसोप्यस्य, नैववैभवसंविदे ॥ ५० ॥
समंतात्तस्यशोषाय स्वच्छीकृतजलाशयं
इमंमानससंतोष मगास्तिश्रयसत्वरं ॥ ५१ ॥
यस्मैसमीहसेस्वांत वैभवंभवसंभवं
अनीहयैवैतद्वश्य मवश्यंश्रेयसंसुखं ॥ ५२ ॥
अजितैरिन्द्रियैरेष कषायविजयः कुतः
तदेतानिजयेद्योगी वैराग्य स्थेमकर्मभिः ॥ ५३ ॥
एतानिसौमनस्यस्य, द्विषंतिमहतामपि ॥
स्वार्थसंपत्तिनिष्ठानि, स्पर्धंतेहंत दुर्जनैः ॥ ५४ ॥
यद्वामीपिशुनाकुर्यु रनार्यमिहजन्मनि
इन्द्रियाणितुदुर्वृत्ता न्यमुत्रापिप्रकुर्वते ॥ ५५ ॥
भोगिन्नोदृग्विषास्पष्टं दृशास्पष्टंदहंत्यहो
स्मृत्यापिविषयाःपापा दंदहंतेचदेहिनः ॥ ५६ ॥
विषयेष्विन्द्रियग्राम श्चेष्टमानोऽसमंजसं
नेतव्योवश्यतांप्राप्य साम्यमुद्रांमहीयसीं ॥ ५७ ॥
यदामनंति विषयान् विषसब्रह्मचारिणः
तदलीक ममीयस्मा दिहामुत्रापिदुःखदाः ॥ ५८ ॥

यदात्मन्येवनिः क्लेशं नेदीयोऽकृत्रिमं सुखं
अमीभिः स्वार्थ लांपट्या दिन्द्रियैस्तद्विबाध्यते ॥ ५९ ॥
अंतरंगद्विषत्सैन्य नासीरे वीरकुंजरैः
क्षणादक्षैः सुखबलं लीलयैव विलुप्यते ॥ ६० ॥
स्वैरचारीन्द्रियाश्वीय विशृंखलपदक्रमैः
विसृत्वरेणरजसा तत्वदृष्टिर्विहीयते ॥ ६१ ॥
इंद्रियाण्येवपंचेषु र्विधाय किलसायकान्
जगत्रयजयीदत्ते पदंवक्षसिविद्विषां ॥ ६२ ॥
वीरपंचमयानेता नूरीकृत्यमनोभवः
उपैति सुभटश्रेणि संख्यारेषान्तपूर्णीं ॥ ६३ ॥
अहो संकल्पजन्मायं, विधातानूतनः किल
क्लेशजंदुःखमप्येत द्विधत्तेयःसुखाख्यया ॥ ६४ ॥
विषमेषुरयंधूर्त चक्रशक्रत्वमर्हति
दुःखंसुखतयाऽदर्शि, येन विश्वप्रतारिणा ॥ ६५ ॥
यस्यसाम्राज्यचिंतायां, प्रधानंहंतयोषितः
सोपिसंकल्पभूःस्वस्य, कथंस्थेमानमीहते ॥ ६६ ॥
दर्शयंतिस्वललितै रतथ्यमपितात्त्विकं
याश्चंद्रजालिकप्रष्ठा स्ताःकिंविश्रंभभाजनं ॥ ६७ ॥
निजलालाविलंलीढे यथाश्वाशुष्ककीकसं
स्ववासनरसाज्जंतु र्वस्तुष्वप्रीयते तथा ॥ ६८ ॥
विधायकायसंस्कार मुदारंघुसृणादिभिः
आत्मान मात्मनैवाहो वंचयंतेजडाशयाः ॥ ६९ ॥
स्वान्तंविजित्यदुर्दान्त, मिन्द्रियाणिसुखंजयेत्
वस्तुतत्वविचारेण, जेतव्यमितिमेमतिः ॥ ७० ॥
संचरिष्णुरसौस्वैरं विषयग्रामसीमसु

स्वांतदंतीवशंयाति वीतकर्मानुशासनात् ॥ ७१ ॥
मनःपवनयोरैक्यं मिथ्यायोगंविदोविदुः
बंभ्रमीतियतःस्वैर मतीत्यपवनंमनः ॥ ७२ ॥
चक्षुष्यद्वेष्यतांभात्रे ष्विन्द्रियैः स्वार्थतः कृतां
आत्मनस्वस्याभिमन्वानः कथंतु मतिमान् भवान् ॥ ७३ ॥
अवधत्से यथा मूढ, ललनाललिते मनः
मैत्र्यादिषु तथा धेहि, विधेहिहितमात्मनः ॥ ॥ ७४ ॥
आत्मन्येवहितेद्रष्टे, निरायाससुखे सति
किं ताम्यसिबहिर्मूढ, सतृष्णायामिवैणकः ॥ ७५ ॥
प्रियाप्रियव्यवहृति वस्तुतोवासनावशात्
अंगजत्वेसुतः प्रेयान् यूकालिक्षं न संमतं ॥ ७६ ॥
इदं कृत्रिमकर्पूर कल्पसंकल्पजं सुखं
रंजयत्यंजसामुग्धा नंतरज्ञानदुःस्थितान् ॥ ७७ ॥
ममत्वं नामभावेषु, वासनातो न वस्तुतः
औरसादरसन्नाऽपि, पुत्रवात्सल्य मीक्ष्यते ॥ ७८ ॥
वासनावेशवशतो, ममता न तु वास्तवी
गवाश्वादिनि विक्रीते, विलीनेयंकुतोन्यथा ॥ ७९ ॥
विश्वं विश्वमिदंयत्र मायामयमुदाहृतं
अवकाशोपिशोकस्य, कुतस्तत्र विवेकिनाम् ॥ ८० ॥
धिग् विद्यामिमांमोह मयींविश्वविसृत्वरीं
यस्यांःसंकल्पितेप्यर्थे तत्वबुद्धिर्विजृंभते ॥ ८१ ॥
अनादिवासनाजाल माशातंतुभिरुन्नतं
निशांतसाम्यशस्त्रेण, निकृंतति महामतिः ॥ ८२ ॥
अनादिमायारजनीं जननींतमसां बलात्
स्वज्ञानभास्वदालोका दंतंनयतियोगवित् ॥ ८३ ॥

अध्यात्मोपनिषद्बीज मौदासिन्यममंदयन्
नकिंचिदपि यःपश्ये त्सपश्येत्तत्वमात्मनः ॥ ८४ ॥
निःसंगतांपुरस्कृत्य, यःसाम्यमवलंबते
परमानन्दजीवानो योगेऽस्यक्रमतेमतिः ॥ ८५ ॥
दंभजादपिनिःसंगादुपेयुरिहसंपदः
निःछद्मनःपुनस्तस्मात्, किंदवीयःपरंपदं ॥ ८६ ॥
संगावेशान्निवृत्ताना माभून्मोक्षोवशंवदः
यत्किंचनपुनःसौख्यं निर्वक्तुंतन्नशक्यते ॥ ८७ ॥
स्फुरत्तृष्णालताग्रंथि विषयावर्तदुस्तरः
क्लेशकल्लोलहेलाभि र्भैरवोभवसागरः ॥ ८८ ॥
विदलद्बद्धकर्माण मद्भुतां समतातरीं
आरूह्यतरसायोगिन्, तस्यपारीणतां श्रय ॥ ८९ ॥
शीर्णपर्णाशनप्रायै र्यन्मुनिस्तप्यतेतपः
औदासिन्यंविनाविद्धि, तद्भस्मनिहुतोपमं ॥ ९० ॥
येनैवतपसाप्राणी मुच्यतेभवसंततेः,
तदेवकस्यचिन्मोहाद्, भवेद्बंधनिबंधनं ॥ ९१ ॥
संतोषःसंभवत्येष, विषयोपप्लवं विना
तेननिर्विषयंकिंचि दानंदंजयतीत्ययम् ॥ ९२ ॥
वशीभवंतिसुन्दर्यः पुंसांव्यक्तमतीहया
यत्परब्रह्मसंविचि निरीहंश्लिष्यतिस्वयं ॥ ९३ ॥
सूतेसुमनसांकिंचि दामोदंसमतालता
यद्वशादाप्नुयुःसख्य सौरभंनित्यवैरिणः ॥ ९४ ॥
साम्यब्रह्मास्त्रमादाय विजयंतांमुमुक्षवः
मायाविनीमिमांमोह रक्षोराजपताकिनीं ॥ ९५ ॥
मामुहः कविसंकल्प कल्पितामृतलिप्सया

निरामयपदप्राप्त्यै सेवस्व समतासुधां ॥ ९६ ॥
योगग्रंथमहांभोधि मवमथ्यमनोमथा
साम्यामृतंसमासाद्य सद्यःप्राप्नुहि निर्वृतिं ॥ ९७ ॥
मैत्र्यादिवासनामोद सुरभीकृत दिङ्मुखं
पुमांसंध्रुवमायांति सिद्धिभृंगांगनाःस्वयं ॥ ९८ ॥
औदासिन्योल्लसन्मैत्री पवित्रंवीतसंभ्रमं
कोपादिव विमुंचंति स्वयं कर्माणि पूरुषं ॥ ९९ ॥
योगश्रद्धालवोयेतु नित्यकर्मण्युदासते
प्रथमेमुग्धबुद्धीना मुभयभ्रंशिनो हि ते ॥ १०० ॥
प्रातिहार्यमियं धत्ते निवृत्ति र्निर्वृतिश्रियः
यएवरोचतेऽमुष्यै तांसएवहि पश्यति ॥ १०१ ॥
अहोवणिक्कलाकापि मनसोस्यमहीयसी
निवृत्तितुलयायेन तुलितंदीयते सुखं ॥ १०२ ॥
साम्यदिव्यौषधिस्थेम महिम्नानिहतक्रियं
कल्याणमयतां धत्ते मनोहिबहुपारदम् ॥ १०३ ॥
भूयांसियानिशास्त्राणि, यानिसंतिमहात्मनः
इदंसाम्यशतंकिंचित् तेषामंचलमंचतु ॥ १०४ ॥
क्लेशावेशमपास्य निर्भरतरंध्यातोऽपियश्चेतसा
सत्कल्याणमयत्व माशुतनुतेयोगीन्द्रमुद्राभृतां
सोयं सिद्धरसः स्फुटं समरसीभावोमयाव्याकृतः
श्रीमानद्भुतवैभवः सुमनसामानन्दजीवातवे ॥ १०५ ॥
श्रीमच्चंद्रकुलाम्बुजैकतरणेः षड्तर्कविद्याटवी
सिंहस्याभयदेवसूरि सुगुरोरध्यात्मसंविन्जुषः
शिष्यांशेन किमप्यकारि विजयप्राज्येनासिंहेन य
न्नव्यंसाम्यशतं तदस्तुसुहृदामुज्जागरूकंहृदि ॥ १०६ ॥

इतिश्रीसाम्यशतं समाप्तम्.

## અથસામ્યશતક ભાવાર્થ.

અહંમમત્વાદિ રહિત શુદ્ધ સમતાના સ્થાનક, આદિ કાળમાં પણ રહેલા કોઈ ઉત્તમ પુરૂષનું અમે ધ્યાન કરીએ છીએ. ૧

ઊન્મની ભાવ ધારણ કરી કપટ રહિત સમતાના વશથી નિરંતર મોક્ષ લક્ષ્મીને અંગીકાર કરતા એવા યોગિપુરૂષો જય પામે છે. ૨

પક્ષપાત રહિત માર્ગમાં રહેવા વડે ભોગિ એવા યોગિઓનો સાક્ષાત્ કોઇ પણ આનંદ મોક્ષ સરખો જયવંત વર્તે છે.૩

સમતારૂપ અમૃતના સાગરમાં સ્નાન વડે શાંત ચિત્તવાળા યોગિયોના આત્માવડે જ્ઞેય છે મહિમા જેનો એવો લય જય પામે છે. ૪

સમગ્રકળાઓમાં પણ આ લયયોગ શ્રેષ્ઠ હોવ, પરંતુ કલા રહિત એવા યોગમાં પણ ખરેખર ઉત્તમ જ્ઞાન માટે તે લય જ છે. ૫

નિત્ય આનંદરૂપ ચંદ્રની મનોવિષય રહિત નિર્મલ કળા સ્ફુરે છે. અને આ કળાવડે જે આ લય, અમૃતના મુખ્ય કારણને જીતે છે. ૬

જે કોઈ સામ્યમાં ચિત્તલય જરા માત્ર થયો તે લયને વાણી ગોચર કરવા માટે બુદ્ધિ તત્કાલ યત્ન કરે છે. ૭

અષ્ટાંગ યોગનું પણ આ તત્ત્વ કહેવાય છે. જે માટે અંગ વિષયની આસક્તિના ત્યાગથી આ માધ્યસ્થનું સેવન કરવું તેજ. ૮

રાગદ્વેષનો ત્યાગ કરવાથી એ વિષયોમાં જે પ્રવર્ત્તન, તેને અમૃતને માટે રસાંજન રૂપ ઉદાસીજનપણું કહે છે. ૯

અહો જે માટે તે ઊદાસિપણાનું શુદ્ધ કારણ નિર્મમત્વ યોગિયો કહે છે તે માટે યોગીપુરૂષ તત્કાલ મમતા રહિતપણામાં આદર યુક્ત મન કરે ૧૦

ઉત્તમયોગી, વિષય સમૂહનો ત્યાગ કરી આત્માનંદમાં મનને રંજન કરતો નિર્મમત્વ સુખના સ્વાદથી આનંદમગ્ન રહે છે. ૧૧

જે નિરંતર સમતારૂપ મુદ્રાને વિષયોમાં જોડે છે તે ઇંદ્રિદ્રિયોના ઐશ્વર્યપણાને ધારણ કરવામાં ધોરી સમાન યોગિયો નિયોગ કરવાવાળા નિશ્ચય જાણવા. ૧૨

મોક્ષ સુખને વદાય કરવામાં મમતા એ પટહરૂપ છે અને નિર્મમતા એ મોક્ષનું દર્શન કરાવવામાં જામીનરૂપ છે. ૧૩

સંસારની આસક્તિનો કોપ થયે છતે તૃષ્ણારૂપ અત્યંત જ્વર ચઢે છેતેને ઊતારવામાં યોગીજન નિમર્મત્વરૂપ ઔષધ કરે. ૧૪

આશ્ચર્ય છે કે કોઇ ઠેકાણે સર્વનું ન્યૂનાધિક પણું અવસાન પામે છે માટે કેવલ ઊપર રહેલું નિર્મમત્વ શ્રેષ્ઠ છે. ૧૫

જે આત્મતત્વ, મમત્વરૂપ વિષથી અત્યંત મૂર્છિત થયેલું છે તે તત્વને યોગિ પુરૂષો વૈરાગ્યરૂપ અમૃતના સિંચનથી સચેત ન કરે છે. ૧૬

સંસારરૂપ વન છેદવામાં પરશુ સમાન મૂલ સહિત કાપી નાંખી છે મમતારૂપ વેલડી જેણે એવો પ્રચંડ વિષય વિરાગ છે.૧૭

શરીરમાં પણ દુઃખ માટે મોહ ધારીને મોહમાંજ તત્પર એવા જીવો કલેશ પામે છે. અહો દુસ્તર એવી ભવવાસના છે. ૧૮

આશ્ચર્ય છે કે મોહનું માહાત્મ્ય વિદ્વાનોમાં પણ પ્રસરે છે, અને અહંકારપણાથી તેઓનું શ્રુતજ્ઞાન અત્યંત આંધલું થાય છે. ૧૯

શ્રુતજ્ઞાનના નિમિત્તવડે વિપરીત બુદ્ધિવાળા પંડિતોના આન્તરીય અજ્ઞાનરૂપ અંધારાની અહંકારના ઉદયથી વૃદ્ધિ થાય છે,૨૦

કેટલા એક જનોનું શ્રુતજ્ઞાન મોહથી બે બોલી માટે થાય છે જેમકે માંદા માણસોને જલ પણ સન્નિપાત માટે કલ્પાય છે.૨૧

શંકા રહિતમમત્વરૂપ કાદવને સર્વથા દૂર કરવા માટે વૈરાગ્યરૂપ જલતરંગના આલિંગનમાં તત્પર થા. ૨૨

વિષયોમાં રાગરૂપ સર્પની વિષ જ્વાળાથી વ્યાપ્ત છે, દગ્ધ ચેતન જેનું એવો વિવેક શૂન્ય પ્રાણી ચિત્તમાં કાંઈ પણ સ્પષ્ટ દેખતો નથી. ૨૩

તે માટે વિવેકરૂપ અમૃત સાગરમાં વારંવાર સ્નાન કરીને નીરોગી એવો પોતે તું રાગરૂપ સર્પના મહાવિષને નિવારણ કર ૨૪

બહારને અંતર વસ્તુપણાને પ્રગટ કરનાર નાશ રહિત વિવેકને ત્રિજુ લોચન ગણવું. ૨૫

મદોન્મત્તપણાને ધારણ કરતો. અને ધર્મઆરામને ભેદ તો એવો દ્વેષરૂપ હાથી, જ્ઞાનિ પુરૂષોએ નિયમમાં કરવો. ૨૬

જ્વાલાવડે વૃદ્ધિ પામેલો અને મનને તપાવતો એવો દ્વેષરૂપ અગ્નિ, સમતારૂપ ઊત્કટ પુષ્કરાવર્ત્ત મેઘના સિંચનથી શાંત કરવો. ૨૭

સંસારથી ઊત્પન્ન થયેલી વાસના, વેશ્યા સ્ત્રીની માફક કોને વશ્ય થાય? વિદ્વાનો પણ કૃત્રિમ ક્રીડાઓના વિભ્રમોવડે જે તૃષ્ણાના વશ વર્ત્તે છે. ૨૮

જ્યાં સુધિ સમ્યક્ મોહના હેતુ ભૂત સંસાર વાસના સ્ફુરે છે. ત્યાં સુધી નિર્મમત્વ માટે પ્રાણિયોની રૂચિ કયાંથી થાય. ૨૯

ત્રિદોષમય આ સંસ્કાર વિષમ જ્વર છે. અને જે હેતુ માટે તે વિષમ જ્વર. કષાયરૂપ ઊકાળાના યોગથી વૃદ્ધિ પામે છે. ૩૦

તે માટે સમર્થ કષાયોના છેદાથી નાશ રહિત પવિત્ર વાસનાને જલદી સ્વાધીન કર. ૩૧

ચૈતન્યને હરણ કરનાર આ દુષ્ટ ક્રોધરૂપ જ્વરને મુનિયોએ ક્ષમારૂપ સિદ્ધૌષધિનો પ્રયોગ કરી તત્ક્ષણ અવશ્ય નિર્મૂલ કરવો. ૩૨

વિકસ્વરલતાને જેમ વાયુ શુષ્ક કરે છે તેમ આત્માના નિરંતર વિકસ્વર નિત્યાનંદમય શરીરને, પ્રચંડ આ કોપગ્લાનિ પમાડે છે. તે આશ્ચર્ય છે. ૩૩

તે માટે પ્રાપ્ત થયેલી અહિંસારૂપ વલ્લિ મંડપમાં આત્માને સ્થાપન કરીને ક્ષમારૂપ ચંદનના લેપવડે શાંત કર. ૩૪

આ ક્રોધરૂપ યોધો કયા પ્રકારે અહંકાર કરે છે? જે ક્રોધરૂપ સુભટ ક્ષણ માત્રમાં ક્ષમા સ્ત્રીએ પણ પરાજીત કરયો છે. ૩૫

શમરૂપ સ્વામિની આંતરિક પ્રીતિને વિભ્રમોવડે સંપાદન કરતી આ ક્ષમારૂપ અંગના નિરંતર પતિવ્રતા વ્રતને સેવે છે. ૩૬

કારણને અનુસરીને કાર્ય થાય છે. એમ હે મન તું નિશ્ચય કર. જે કારણ માટે આ ક્ષમા, કલેશ રહિત નિરાયાસ સુખને ઉત્પન્ન કરે છે. ૩૭

અતિશય ગર્વરૂપ પર્વતના ઊંચા શિખરપર રહેલો ઊંચી ડોકવાળો પુરૂષ અહંકાર પૂર્વક આગળ દેખતો મોટા પદાર્થોને પણ જોતો નથી. તે આશ્ચર્ય છે. ૩૮

ઘણા ઊંચા અહંકાર પર્વતના ઉત્સંગનો આશ્રય કરતો જે માની પુરૂષ જેથી મોટાઓને ઘણા હલકા ગણે છે. તે યોગ્યજ છે. ૩૯

માનરૂપ વિષમ પર્વત, પ્રદીપ્ત તેજને આચ્છાદન કરતો છતો ઊંચુ માંથુ કરી સુખના સ્થાનકને રોકે છે. ૪૦

હે આત્મન્ કોમલપણુ એજ ભેદન કરનાર વજ્રરૂપ યોગથી માનરૂપ શૈલને છેદિને ઉત્કૃષ્ટવૃત્તિને ધારણ કર. ૪૧

કમલપત્રના સરખુ કોમલ મૃદુપણુ વજ્ર સમાન અહંકાર પર્વતને સર્વથા નાશ કરે છે. તે આશ્ચર્ય જનક છે. ૪૨

આ સંસારરૂપ જંગલમાં કામની માયારૂપ લતા ગૃહમાં નષ્ટ મતિ વાળા પુરૂષો નિરંતર સુવે છે. તે ખેદ જનક છે. ૪૩

રોક્યો છે બ્રહ્માંડરૂપ મંડપ જેણે એવો આ માયારૂપ વલ્લિનો ચંદરવો પુરૂષોને સંતાપ પ્રગટ કરનાર કોઇપણ છાયાને ધારણ કરે છે. ૪૪

વક્રગતિને વિસ્તારતી બહારથી મૃદુપણુ ધારણ કરતી નિરંતર સર્પિણી સરખી આ માયા જગત્‌ને વારંવાર દંશ કરે છે. ૪૫

તે માયાને રોકવાની ઈચ્છાવડે ચિત્તને સ્થિર કરી ત્યાર પછે ચંદ્રની કાંતિવત્ શીતલ સરલતારૂપ આ જાંગુલીનું સ્મરણ કરવું જોઈએ. ૪૬

તૃષ્ણારૂપ વેલડી લોભ વૃક્ષને અવલંબિને ઉદય પામે છે. અને આ તૃષ્ણા વલ્લિ પ્રયાસરૂપ પુષ્પોથી વૃદ્ધિ પામેલી દુઃખો વડે ફૂલ ગ્રહણ કરે છે. ૪૭

જગત્‌માં આશાને વધારતો અને અતિશય અજ્ઞાનને પુષ્ટ કરતો આ લોભ વર્ષાઋતુના મેઘ સમાન છે, અને તે પુરૂષાર્થરૂપ હંસોને દૂર કરે છે. ૪૮

ક્ષમાધારિ પુરૂષોને અપ્રસન્ન, સાધુજનોના વ્રતરૂપ લક્ષ્મીને વિનાશ કરનાર, દયારહિત, મર્યાદાનો લોપનાર, આ લોભરૂપ સમુદ્ર નવિન દેખાય છે. ૪૯

જે પુરૂષ લવણ સમુદ્રના પ્રમાણને જાણવા માટે સમર્થ હોય છે, તે પણ આ લોભ સમુદ્રનો વૈભવ જાણવા માટે સમર્થ થતો નથી જ. ૫૦

સર્વથા તે સમુદ્રના શોષને માટે સ્વચ્છ કર્યો છે જલાશય જેણે એવા આ માનસિક સંતોષરૂપ અગસ્ત મુનિનો જલદી આશ્રય કર. ૫૧

હે જીવ ! જેના માટે તું સાંસારિક સુખને ઇચ્છે છે. તે કલ્યાણસુખ અનિચ્છાવડે જ જરૂર તારે વશ વર્ત્તે છે. ૫૨

સ્વેચ્છાચારી ઇન્દ્રિયોવડે આ કષાયનો વિજય ક્યાંથી થાય? તે કારણ માટે યોગી પુરૂષ વૈરાગ્યના સ્થિર કર્મો વડે ઇંદ્રિયોને જીતે. ૫૩

નહિ જીતેલી ઇંદ્રિયો, મોટા પુરૂષોના ઔદાર્યનો પણ દ્વેષ કરે છે ખેદ છે. કે સ્વાર્થ સંપત્તિમાં તત્પર એવી ઇંદ્રિયો દુર્જનોની સાથે સ્પર્દ્ધા કરે છે. ૫૪

અથવા આ દુર્જન લોકો આ જન્મમાં અનિષ્ટ કરે છે, અને ખરાબ રસ્તે ચાલનાર ઇન્દ્રિયો તો આ જન્મમાં અને પર જન્મમાં પણ અનિષ્ટ કરે છે. ૫૫

દૃષ્ટિમાં વિષવાળા સર્પો સ્પર્શ કરવાથી દૃષ્ટિવડે અહો બાળે છે અને અધમ વિષયો તો સ્મરણવડે પણ પ્રાણિયોને અત્યંત બાળે છે. ૫૬

વિષયોમાં અયોગ્ય ચેષ્ટા કરતો ઇંદ્રિયસમૂહ સમતારૂપ મોટી મુદ્રા પામીને વશ કરવો. ૫૭

જો કે વિષયોને વિષ સરખા લોકો માને છે. તે મિથ્યા માનવું છે, કારણ કે આ વિષયો તો આલોકમાં તથા પરલોકમાં પણ દુઃખ આપનાર છે. ૫૮

જે ક્લેશરહિત, નિત્ય સુખ આત્મામાંજ અતિ સમીપ રહેલું છે, તે સુખ, સ્વાર્થ લાંપટયથી આ ઇંદ્રિયોવડે બાધ કરાય છે. ૫૯

અંતરંગ વૈરિ જે કામાદિ સૈન્યના અગ્ર ભાગમાં રહેલા સુભટોમાં હસ્તિ સમાન? એવી ઇંદ્રિયોવડે ક્ષણમાત્રમાં શ્રુત સૈન્ય લોપાય છે. ૬૦

પોતાની ઇચ્છા પ્રમાણે ચાલનાર ઇંદ્રિયરૂપ અશ્વસમૂહના ઉદ્ધત ચરણ ન્યાસવડે ઉડેલી જે રજ તે વડે તત્ત્વદૃષ્ટિનો લોપ થાયછે. ૬૧

કામ ઇંદ્રિયોનેજ બાણ બનાવીને ત્રણલોકમાં જય મેળવી શત્રુઓના હૃદયમાં પદ ધારણ કરે છે. ૬૨

માનસિક કામ, પાંચ ઇંદ્રિયરૂપ સુભટોને અંગીકાર કરીને સુભટની પંક્તિમાં અગ્રેશ્વરપણાની સંખ્યાને પામે છે. ૬૩

અહો આ, કામ, ખરેખર નવિન બ્રહ્મા છે, જે કામ, ક્લેશ જન્ય દુઃખને સુખ સંજ્ઞાવડે ધારણ કરે છે. ૬૪

આ કામ, ધૂર્તના સમૂહમાં ઇંદ્રપણાને યોગ્ય છે, વિશ્વને છેતરનાર જે કામે દુઃખ, સુખપણાવડે દેખાડયું છે. ૬૫

ખેદ છે કે જેના સામ્રાજ્યની ચિંતામાં સ્ત્રીઓ મુખ્ય છે તોપણ સંકલ્પજન્ય તે કામ પોતાની સ્થિરતાને કેમ ઇચ્છે છે? ૬૬

જે સ્ત્રીયો ઇંદ્રિજાલ સરખા પોતાના વિભ્રમોવડે અસત્યને પણ તાત્વિક દેખાડે છે તે સ્ત્રીયો વિશ્વાસપાત્ર કેમ હોય? ૬૭

જેમ કુતરો પોતાની લાળથી આર્દ્ર થયેલા સુકા હાડકાને સ્વાદથી કરડે છે તેમ પ્રાણી પોતાની વાસનાના રસથી વસ્તુઓમાં પ્રસન્ન થાય છે. ૬૮

જડબુદ્ધિવાળા પુરૂષો કેસરાદિવડે ઉત્તમ શરીરના સંસ્કાર કરીને પોતેજ પોતાના આત્માને ડુબાવે છે. ૬૯

દુઃખથી દમન કરવા લાયક મનને જીતિને ઇંદ્રિયોને સુખેથી જીતે, સત્ય વસ્તુના વિચારવડે જય મેળવવો એ પ્રમાણે ગ્રંથકાર કહે છે એમ મારૂ મન્તવ્ય છે. ૭૦

વિષય સમૂહરૂપ સિમાઓમાં સ્વતંત્ર ચાલતો આ મનરૂપ હાથી, જીનેશ્વર ભગવાન્‌ની આજ્ઞાથી વશ થાય છે. ૭૧

જે પંડિતો મન અને પવનનું સરખાપણું કહે છે તે મિથ્યા યોગ છે. કારણ કે, મન, પવનને ઉલ્લંઘન કરીને પોતાની મરજી માફક અત્યંત ભમે છે. ૭૨

હે આત્મન્!!! પંચવિષયોમાં સ્વાર્થથી ઇંદ્રિયોવડે કરેલી સ્પષ્ટ દેખાતી દ્રેષ્યતાને પોતાની માનતો છતો તું બુદ્ધિમાન્ કેમ કહેવાય?૭૩

જેમ મૂઢ પુરૂષ સ્ત્રીવિલાસમાં મનને જોડે છે, તેમ તું મૈત્ર્યાદિને વિષે મન ધારણ કર, અને આત્માનું હિતકર. ૭૪

ઝાંઝવાનું જળ દેખી મૃગલું જેમ દુઃખી થાય છે તેમ તું હે મૂઢ પુરૂષ!!! આત્મામાંજ નિરાયાસ સુખ દેખે છતે બાહ્યમાં કેમ ભટકે છે. ૭૫

એક પ્રિય અને બીજું અપ્રિય એ વ્યવહાર ખરૂ જોતાં વાસનાથી પ્રવૃત્ત થયેલો છે. માટેજ એકજ અંગથી થયેલા પુત્ર ઉપર પ્રેમ હોય છે, અને યૂકાલિક્ષા ઉપર દ્વેષ થાય છે. ૭૬

આ કૃત્રિમ કર્પૂર સરખુ સંકલ્પજન્ય સુખ, આત્મીયજ્ઞાન રહિત્ત મુગ્ધ પુરૂષોને શિઘ્ર રંજન કરે છે. ૭૭

નામ ભાવોમાં મમત્વ છે તે વાસનાથી રહેલું છે વસ્તુતઃ નથી? જેમ પોતાના ઔરસ પુત્રથી બીજે પણ પુત્ર વાત્સલ્ય જોવામાં આવે છે. ૭૮

વાસનાના આવેશથી પદાર્થોમાં મમતા રહેલી છે પરમાર્થથી તો નથી. એમ ન હોય તો ગવાશ્વાદિનો વિક્રય કરે છતે તેમાં આ વાસના કેમ લય પામે છે? ૭૯

જેને વિષે આ સર્વ જગત્ માયામય કહ્યું છે તેમાં વિવેકી પુરૂષોને શોકનો અવકાશ ક્યાંથી હોય? ૮૦

જગતમાં પ્રસાર પામતી આ મોહમયી વિદ્યાને ધિક્કાર છે કે જેથી સંકલ્પિત પદાર્થમાં તત્ત્વબુદ્ધિનો ભ્રમ થાય છે. ૮૧

આશારૂપ તંતુઓથી ગુંથાયેલું અનાદિ વાસના જાલને તીક્ષ્ણ સામ્યરૂપ શસ્ત્રવડે મહાબુદ્ધિમાન્ પુરૂષ છેદે છે. ૮૨

બળાત્કારે અજ્ઞાન ઉત્પન્ન કરનાર અનાદિ માયારૂપ રાત્રિને પોતાના જ્ઞાનરૂપ સૂર્યના પ્રકાશથી યોગી પુરૂષ દૂર કરે છે. ૮૩

અધ્યાત્મજ્ઞાનનું કારણ જે ઉદાસિપણુ તેને નહિમંદ કરતો ને કોઈપણ માયિક પદાર્થને નહિ જો તો જે યોગી હોય તે પુરૂષ આત્મતત્ત્વને દેખે છે. ૮૪

જે પુરૂષ નિઃસંગપણું અંગીકાર કરીને પરમાનંદ વડે જીવતો સતો સમતાપણાનું અવલંબન કરે છે તેની બુદ્ધિ યોગમાં સ્ફુરે છે, ૮૫

દંભજન્ય નિઃસંગથી પણ આ લોકમાં સંપત્તિઓ પ્રાપ્ત થાય છે તો પુનઃ કપટ રહિતનિઃ સંગથી પરંપદ શું દૂર છે? ૮૬

સંગના આવેશથી નિવૃત્ત થયેલા પુરૂષોનો મોક્ષ વશવર્ત્તી ન થાઓ. પુનઃ તેઓને પણ જે કંઈ સુખપણું છે તે કહેવાને તે શકય નથી. ૮૭

સંસાર સાગરમાં આવર્તવડે સ્ફુરાયમાન તૃષ્ણારૂપ લતા-ગ્રંથિ રહેલી છે અને પંચવિષયરૂપ દુસ્તર છે, કલેશરૂપ તરંગોના ઉછાળાથી ભયંકર છે. ૮૮

હે યોગિન્ !!! બદ્ધકર્મનો જેણે નાશ કર્યો છે એવી અદ્ભુત સમતારૂપ નૌકામાં બેસીને શીઘ્રપણે સંસાર સમુદ્રનો પાર પામ. ૮૯

પડેલા પાંદડાંના ભક્ષણપ્રાયવડે જે મુનિ તપ કરે છે તે પણ તપશ્ચર્યા ઉદાસીનતા વિના રક્ષામાં હોમેલા પદાર્થો સમાન જાણવી. ૯૦

જે તપ વડે પ્રાણી સંસાર પ્રવાહથી મુક્ત થાય છે. તેજ તપ કોઇ પ્રાણિને મોહથી ભવનિબંધન થાય છે. ૯૧

આ સંતોષ, વિષયરૂપ વિઘ્ન વિના સંભવે છે. એ પ્રકારે આ યોગી તે સંતોષવડે નિર્વિષય કોઈ આનંદને મેળવે છે. ૯૨

સ્પષ્ટ અતિશય ઇચ્છાવડે પુરૂષોને સ્ત્રીઓ વશ થાય છે. જે પર બ્રહ્મજ્ઞાન છે, તે તો તૃષ્ણા રહિત પુરૂષને પોતાની મેળે આલિંગન કરે છે. ૯૩

સમતારૂપ લતા, ભવ્યજનોના કોઇ અદ્‌ભુત આમોદને પ્રગટ કરે છે. જેના વાસથી નિત્ય વૈરી જે ક્રોધાદિ તે મિત્રભાવને પામે છે. ૯૪

સમતારૂપ બ્રહ્માસ્ત્ર ગ્રહણ કરી મુમુક્ષુ પુરૂષો માયાવાળી આ મોહરૂપ રાક્ષસ રાજાની સેનાને જીતો. ૯૫

કવિયોની સંકલ્પકલ્પિત અમૃતલિપ્સાવડે મા મોહ પામ! નિરામય શાશ્વત પદની પ્રાપ્તિ માટે સમતારૂપ અમૃતનું સેવન કર. ૯૬

હે ભવ્ય !!! યોગગ્રંથરૂપ મહાસમુદ્રને મનરૂપ રવૈયાથી મંથન કરી સમતામૃત પ્રાપ્ત કરી ત્વરિત સુખી થા. ૯૭

મૈત્ર્યાદિ વાસનારૂપ સુગંધવડે સુવાસિત કરચાં છે. દિગ્મુખ જેણે એવા પુરૂષને નિશ્ચય સિદ્ધિરૂપ ભ્રમર સ્ત્રીઓ પોતાની મેળે પ્રાપ્ત થાય છે. ૯૮

ઔદાસિન્યવડે ઉલ્લાસ પામતો જે મિત્રભાવ તેથી પવિત્ર અને ભ્રાંતિ રહિત એવા પુરૂષને કર્મો પોતાની મેળે કોપથીજ જેમ તેમ, છોડી દે છે. ૯૯

યોગની શ્રદ્ધાવાલા જે પુરૂષો નિત્ય કર્મમાં ઉદાસ રહે છે તો તે મૂર્ખજનોની મધ્યે મુખ્ય જાણવા, કારણકે તેઓ આ લોક તથા પર લોકથી ભ્રષ્ટ થાય છે. ૧૦૦

આ 'નિવૃત્તિ' સદાચાર મોક્ષ લક્ષ્મીના દ્વારપાલપણાને ધારણ કરે છે. જે પુરૂષ મોક્ષ લક્ષ્મીની રૂચિ કરે છે, તે પુરૂષજ તેને દેખે છે. ૧૦૧

અહો આ મનની કોઇપણ વણિક્ કલા છે કે જેનાવડે

નિવૃત્તિરૂપ ત્રાજવાવડે તોળિને સુખ અપાય છે. ૧૦૨

ઘણા પારાના જેવું ચંચળ મન, સામ્ય ગુણરૂપ દિવ્યૌષધિના સ્થિર મહિમાથી અક્રિય થઈ કલ્યાણ પણ ધારણ કરે છે. ૧૦૩

બીજાં ઘણાં જે જે શાસ્ત્રો છે તેઓના અંશને મહાત્માનું આ કિંચિત્ સામ્યશતક પ્રાપ્ત થાઓ. ૧૦૪

અત્યંત કલેશાવેશને તજીને ચિત્તવડે જે સિદ્ધરસ; ધ્યાન કર્યો છતો પણ યોગીંદ્ર લક્ષણ ધારતા પુરૂષોના સત્કલ્યાણપણાને તત્કાલ વિસ્તારે છે. તે આ સામ્ય ભાવરૂપ સિદ્ધ રસ છે કે જે મોક્ષ લક્ષ્મીવાળો અને અદ્‌ભૂત વૈભવવાળો છે. તેને વિદ્વાનોના આનંદને જીવાડવાને માટે મેં કહી બતાવ્યો છે.

શ્રીમત્ ચંદ્રકુલરૂપ કમલમાં સૂર્યસમાન ષટ્તર્ક વિદ્યારૂપ વનમાં સિંહસમાન અધ્યાત્મજ્ઞાનશાળી અભયદેવસૂરિ નામે ગુરૂના એક શિષ્યાણુ જે સિંહવિજય તેણે કાંઇક જે નૂતન સામ્યશતક કર્યું છે. તે સામ્યશતક સત્પુરૂષોના હૃદયમાં જાગ્રત્ થાઓ. ૧૦૬

સમભાવ મહાત્મ્યનું જેટલું વર્ણન કરીએ તેટલું અલ્પ છે, સમભાવનું વર્ણન ષડ્દર્શનવાળાઓ મુક્તકંઠથી કરે છે. જિન વાણીના સમ્યગ્ અવબોધથી વીતરાગ કથિત ધર્મની પ્રગટતા થતાં આત્મા ઉન્નતિના શિખરે ચઢી કેવલજ્ઞાનાદિ અનંતગુણનો ભોક્તા બને છે. રાગદ્વેષરૂપ મહામલ્લોનો નાશ કરવા માટે સમભાવરૂપ અમૃતનું ક્ષણે ક્ષણે પાન કરવું જોઇએ, આત્મામાં યાવત્ સમભાવ પૂર્ણ રીત્યા પ્રગટયો નથી તાવત્ પરમાત્માના શરણની સાપેક્ષા છે, કિંતુ યદા સામ્યભાવની પરિપૂર્ણતા આત્મામાં આવી તો આત્માજ પરમાત્મા થતાં અન્યજીવોના શરણ માટે તે હોય છે. આવી પરમાત્મદશાને માટે રાગદ્વેષનો ક્ષય કરવો જોઇએ, રાગદ્વેષનો ક્ષય સમભાવ આવ્યા વિના પરિપૂર્ણ થતો નથી, જ્યાં સુધી રાગદ્વેષ પ્રગટાવનારી રાગદ્વેષની અનેક ઉપાધિયો છે ત્યાં સુધી સમભાવના માર્ગે થઇ શિવપુરમાં 'પરમાત્મસ્વરૂપે' રહે-

વાતું નથી. ઉપાધિરૂપ જે જે ભાવો છે તે તે ભાવોના અભાવેજ આત્માનું પરમાત્મરૂપ સ્વરૂપ કહેવાય છે તે જણાવે છે.

**श्लोक.**

**उपाधिजनिता भावा, येये जन्म जरादिकाः**
**तेषां तेषां निषेधेन, सिद्धं रूपं परात्मनः ॥ १८ ॥**

**टीका—जन्मचोत्पत्तिर्जरा वृद्धावस्था ते आदिर्येषांते मरणादीनां ते उपाधेर्जनिताः प्रादुर्भूतायेये जन्मजरादिका भावा स्तेषां तेषां भावानां निषेधेन विनिवर्तनेन परात्मनः आत्मनः शुद्धपर्यायस्य रूपं सिद्धं भवति ॥ १८ ॥**

**ભાવાર્થ**—ભાવકર્મરૂપ રાગદ્વેષાદિની ઉપાધિથી ઉત્પન્ન થએલ જન્મ, જરા, મરણઆદિ આઠકર્મના જે જે ભાવ છે તેતે સર્વ ભાવના નિષેધવડે પરમાત્માનું રૂપ જાણવું. સારાંશકે આઠકર્મની પ્રકૃતિરૂપ ભાવો જેમાં નથી તેજ 'પરમાત્માનું રૂપ' છે. રાગદ્વષ અજ્ઞાનાદિ ઉપાધિજનિત જન્મ, જરા, મરણઆદિ ભાવોથી જે અત્યંત મુક્ત થયા છે તેજ પરમાત્મા જાણવા. જન્મ, જરા, મરણથી અનંત દુઃખની પરંપરા પ્રાપ્ત થાય છે. ઉપાધિ ભાવોથી સદાકાળ દુઃખ રહે છે, ઉપાધિથી કોઇને કદી સુખ થયું નથી, અને થનાર નથી, ઉપાધિથી આત્મા ખરી શાંતિ મેળવી શકતો નથી, ઉપાધિથી આત્મા પોતાની સમભાવ સ્થિતિ અવલંબી શકતો નથી, ઉપાદિ દુઃખદ છે એમ પ્રત્યેક જ્ઞાનિપુરૂષોને અનુભવ થાય છે માટે ઉપાધિ ત્યાજ્ય છે એમ નિશ્ચય થાય છે, ઉપાધિ ખરેખર આત્માના અનંત આનંદને ભોગવવામાં વિઘ્ન કરે છે, ઉપાધિથી અનેક નૃપતિયો તથા વ્યાપારિયો વિકલ્પ સંકલ્પ ચિંતાથી હાયવરાગ કરી ક્ષણવાર શાંતિ ભોગવી શકતા નથી. આત્માવિના જે જે પરમાં પ્રવૃત્તિ થાય છે તે તે સર્વ ઉપાધિ છે, ચક્રવર્તિ પણ જ્યારે ઉપાધિનો ત્યાગ કરે છે ત્યારે ખરી

શાંતિ વરે છે. ઉપાધિના ત્રણ ભેદ છે, મનની ઉપાધિ, વચનની ઉપાધિ, અને કાયાની ઉપાધિ, આ ત્રણ પ્રકારની ઉપાધિથી જન્મ જરા મરણની પરંપરા વૃદ્ધિ પામે છે પણ કિંચ ઘટતી નથી, ઉપાધિથી વ્યાધિ પ્રગટે છે, ઉપાધિજ સંસાર છે, જેમ જેમ વિશેષ ઉપાધિ તેમ તેમ વિશેષ દુઃખ પ્રગટતું જાય છે. જેમ જેમ ઉપાધિ ઘટતી જાય છે, તેમ તેમ ધર્મ પ્રગટતો જાય છે.

**जेजे अंशेरे निरुपाधिकपणुं, तेते अंशेरे धर्म;**
**सम्यग्दृष्टिरे गुणठाणाथकी, जीवलहे शिवशर्म.**

ઉપાધિના સંબંધી આ અમૂલ્ય વાક્ય સદાકાળ સ્મરણમાં રાખી ઉપાધિનો ત્યાગ કરવા પ્રયત્ન કરવો જોઇએ. સંસારમાં અનેક સ્ત્રીપુરૂષો અનેક પ્રકારની ઉપાધિમાં ગુંથાયાં છે કિંતુ તે ખરૂ સુખ મેળવી શકતાં નથી, અહો ઉપાધિમાં કેટલું બધું જોર છે કે તેમાંથી આત્મા જરામાત્ર ખસી શકતો નથી. ઉપાધિના ઉંડા ખાડામાં જે પડયો તે ભાગ્યે નીકળી શકે છે. ઉપાધિરૂપ વિષની એવી ઘેન છે કે તે આત્માનું ભાન ભૂલાવે છે. શત્રુ, ડાકિણી, શાકિણી, ખવીસ, ચૂડેલ કરતાં ઉપાધિ બુરી છે. ઉપાધિ દુઃખની દેનારી છે. હરતાં, ફરતાં, ખાતાં, પીતાં, સ્વપ્નામાં પણ જેને ઉપાધિ ભાસે છે તેનો આત્મા ઉચ્ચકોટિપર ચઢી શકતો નથી, ઉપાધિની જંઝાળમાં રાત્રીદીવસ ફોકટ ચાલ્યા જાય છે, અમૂલ્યજીવન પણ ઉપાધિના યોગથી મનુષ્ય હારી જાય છે. જ્યાં સુધી મનુષ્ય અજ્ઞાની છે. ત્યાં સુધી ઉપાધિમાં સુખ માની વિષ્ટાના કીડાની પેઠે રાચી માચી રહે છે પણ જ્યારે જ્ઞાન પ્રગટે છે ત્યારે ઉપાધિમાં કંઇ સુખ ભાસતું નથી, જ્ઞાની પુરૂષના મનમાં એમ આવે છે કે અરે ઉપાધિ એ મ્હારૂ શુદ્ધસ્વરૂપ નથી. મ્હને ઉપાધિ કેમ વળગી છે? ઉપાધિથી કયારે દૂર થાઉ ? આવી ઉપાધિ ત્યાગવા સંબંધી શુભ અધ્યવસાય પ્રગટે છે. અજ્ઞાનાવસ્થામાં જે ઉપાધિયો પ્રિય લાગતી હતી તેજ ઉપાધિયો ઉપર

જ્ઞાન પ્રગટતાં પ્રેમ રહેતો નથી. બંદીખાનાના મનુષ્યની પેઠે જ્ઞાની ઉપાધિરૂપ કેદખાનામાંથી છૂટવા પ્રયત્ન કરે છે, ક્ષણે ક્ષણે આત્મજ્ઞાની ઉપાધિયોના ઉપર અરૂચિ કરતો જાય છે. લોઢાની બેડી અથવા સુવર્ણની બેડી સમાન અશાતા શાતાજનક ઉપાધિઓઉપર પણ તે સમાન ભાવથી જુએ છે, ઉપાધિથી કષાયનો ઉદય થાય છે અને આત્મભાન ભૂલાય છે એમ આત્મજ્ઞાનીને દૃઢ નિશ્ચય થાય છે, તેથી તેને દેવતાઓ વા દેવીઓ, મોહક પદાર્થોથી લલચાવે તોપણ તે લપટાતો નથી, આત્મજ્ઞાનથી સાધ્યબિંદુ પરમાત્મ પદરૂપ રહે છે તેથી આત્મજ્ઞાની દેવલોકની ઐશ્વર્યતારૂપ ઉપાધિને પણ ઇચ્છતો નથી. રાગદ્વેષરૂપ ઉપાધિના હેતુઓથી દૂર રહેવા સદાકાળ આત્માર્થી પ્રયત્ન કરે છે, પંચ આશ્રવ હેતુઓને ત્યજે છે, ગ્રહાવાસનો ત્યાગ કરે છે, કુટુંબસંગનો પરિત્યાગ કરે છે, આશ્રવના હેતુઓથી દૂર રહી દીક્ષા લેઇ સાધુપણે વિચરે છે, છ કાયના જીવોની રક્ષા કરે છે. જ્યાં જ્યાં ઉપાધિ દેખાય છે ત્યાંથી આત્મજ્ઞાની દૂર થાય છે, પ્લેગના રોગ સમાન ઉપાધિને સમજે છે. સર્વ ઉપાધિનો આત્મબળથી નાશ કરી પરમાત્મપદ પામે છે. અનંત મુનિવરો ભૂતકાળમાં ઉપાધિનો ત્યાગ કરી પરમાત્મ પદ પામ્યા, પામે છે અને પામશે, ઉપાધિની અસારતાનો નિશ્ચય થતાં ખરેખર ઉપાધિ હેય તરીકે અવબોધાય છે, કહ્યું છે કે, યતઃ

अरे उपाधि केम तुं वळगी, माराथी थाने अळगी;
खरं उपाधि तुं छे होळी, शाने माटे तुं सळगी. १

हडकवायु कूतर पेठे, संगत त्हारी हडकाइ,
परमब्रह्मनुं भान भूलावे, कदी न थाती तुं डाही. २

अरे उपाधि तुजथी आधि, व्याधि पण तुं प्रगटावे;
शिकोतरीने चुडेल तुं छे, दुःखना लत्ता लवरावे. ३

राजन साजन महाजन मोटा, तुं वाळे तेना गोटा;
फांसी शूळीथी पण बूरी, मारे छे दुःखना सोटा. ४

उपाधि तुं वडी पापिणी, अधुना अळगी था व्हेली;
कहे उपाधि छोडुं नहि जीव, दुःख देवामां हुं पहेली. ५

अमृत सरखी माने मुजने, तो केम हुं तुजने छोडुं;
म्हारा वशमां आवे तेनुं, फुलावी मस्तक फोडुं. ६

सत्ता त्हारी प्रगट करीने, म्हाराथी थाने अळगी;
कोण तेडवा आव्युं हतुं के, जेथी तुं मुजने वळगी. ७

उपाधिनां वचन सुणीने, चेतन अन्तरमां वळीयो;
बुद्धिसागर शान्ति पामी, परमज्योतिमां झट भळीयो. ८

આ ઉપાધિનું કાવ્ય વાંચતાં એમ નિશ્ચય થાય છે કે, ઉપાધિ તેજ દુઃખનો દરિયો છે મનુષ્ય સુખને માટે જ્યાં ત્યાં ફાંફાં મારે છે કિંતુ સુખ પામતો નથી તેનું કારણ કે તે ઉપાધિનો ત્યાગ કરી શકતો નથી. ગૃહાવાસમાં ઉપાધિના સંયોગો બહુ હોય છે અને તેથી ચિત્તની નિર્મલતા રહેતી નથી તેથી અનેક મહાત્માઓ ઉપાધિનો ત્યાગ કરી વનમાં, ગુફામાં ચાલ્યા ગયા. તીર્થંકરોએ પણ ઉપાધિથી શાંતિ નથી એમ જ્ઞાનથી જાણી એકાંતમાં ધ્યાન કર્યું અને અંતે કેવલજ્ઞાન પામ્યા, બાહ્યની ઉપાધિથી ચિત્ત એટલું બધું ચંચળ થાય છે કે તેની મર્યાદા રહેતી નથી, ઘણી ઉપાધિથી મન થાકતાં નિદ્રા આવે છે. પશ્ચાત્ આત્મા જાગે છે ત્યારે કહે છે કે હાશ હવે જરા શાંતિ થઇ તે વાક્ય પણ ઉપાધિનો ત્યાગ સૂચવે છે.

## उपाधिनो नाश थइ शके छे, आत्मामां तेवुं सामर्थ्य छे.

અનેક મહાત્માઓએ ઉપાધિનો નાશ કર્યો, ઉપાધિ ક્ષણિક છે, વધારતાં વૃદ્ધિ પામે છે અને ઘટાડતાં ઘટે છે. સાંસારિક ઉપાધિયોનો નાશ કરવા જો અંતઃકરણથી પ્રવૃત્તિ થાય તો ઉપા-

ધિનું શું જોર છે કે વળગેલી રહે ? ઉપાધિથી દૂર રહી શકાય છે, અનેક વિકલ્પ સંકલ્પરૂપ ઉપાધિથી આત્મા દૂર રહી કેવલ જ્ઞાન પ્રાપ્ત કરે છે. ઉપાધિને ત્યાગવા ધારી હોય તો તેનો ત્યાગ થઈ શકે છે, આત્મબળથી શું થઇ શકતું નથી ? આત્માની ઉદ્યમ શક્તિથી અન્તર્મુહૂર્તમાં કર્મવર્ગણા ખરી જાય છે, માટે હે આત્મન્!!! હવે હિંમત હાર નહીં, ઉપાધિથી દૂર રહી આત્માનું ધ્યાન ધર, ખરેખર તું અનુપાધિસ્વરૂપમય છે, કામ, ક્રોધ, લોભ, મોહ, માયા, ઇર્ષ્યા, અદેખાઇ, સાંસારિક પ્રવૃત્તિઆદિ સર્વ ઉપાદિ દૂરતઃ પરિહર્તવ્ય છે, ઉપાધિ ખોટી છે એમ એકવાર બેવાર વા હજારવાર બુમો પાડવાથી કંઇ વળવાનું નથી. પરમેશ્વરને પણ કહેશો કે હે પરમેશ્વર તમે ઉપાધિ રહિત છો એમ હજાર વા કરોડવાર કહેશો તેથી તમારૂ કંઇ વળવાનું નથી. ઉપાધિ ખોટી છે એમ ખરેખર જાણીતો હવે તેનો ત્યાગ કરવા પ્રયત્ન કરો.

### उपाधिना त्यागवाथी जीवतां शिव सुख अनुभवाय छे.

ઉપાધિનો ત્યાગ કરવાથી મુક્તિના સુખનો અત્ર જીવતાં અનુભવ મળે છે એમાં જરા માત્ર સંશય નથી. જે મહાત્માઓ પરિપૂર્ણ શાસ્ત્રજ્ઞાન સંપ્રાપ્ત કરી ઉપાધિનો ત્યાગ કરે છે તેમના આત્માઓને અનંતસુખ થાય છે. ઉપાધિનો ત્યાગ કરવાથી જે સુખ મળે છે તે સુખ, ઉપાધિનો ત્યાગ કર્યા પહેલાં મળવાનું નથી. જે લોકો ઉપાધિમાં રાચી માચી રહ્યા છે તેઓને પ્રથમ તો ઉપાધિનો ત્યાગ કરવો કઠણ લાગે છે પણ જ્યારે તેઓ આત્મજ્ઞાનમાં પ્રવેશે છે ત્યારે તેઓ સેહેજે ઉપાધિનો ત્યાગ કરે છે. અનુપાધિદશાનું જેણે સુખ ભોગવ્યું છે તેને કોઇ ઉપાધિના પદાર્થો સમર્પણ કરે તો તેને તે રૂચતા નથી. અને તેથી તે હરખાતો નથી, ઉપાધિના કીડા થઇ જે ઉપાધિમાં રાચી માચી રહે છે તે મુક્તિનાં સુખ આસ્વાદી શકતા નથી, ખરેખર અનુપાધિદશામાં સુખ છે, આત્મા, સ્વસ્વરૂપમાં રમણતા કરે તો ઉપાધિ

માર્ગનો નાશ કરે છે, હું પણ હવે નિશ્ચય ઉપાધિથી દૂર રહીશ, ઉપાધિમાં મ્હારાપણું માનીશ નહીં. હું સર્વ ઉપાધિના સંયોગોથી ભિન્ન છું. આમ દૃઢ સંકલ્પથી અન્તરમાં ઉતરવું. અન્તરમાં ઉતરવાથી ઉપાધિમાં બંધાએલા મમત્વના અધ્યાસો નષ્ટ થશે.

## निश्चयथी जोतां हुं उपाधिथी भिन्न छुं.

જ્યારે હું ઉપાધિથી ભિન્ન છું ત્યારે તેમાં ઇષ્ટાનિષ્ટપણું કેમ કલ્પવું જોઇએ? અલબત કદી કલ્પવું જોઇએ નહીં, આ પ્રમાણે આત્મિક શુદ્ધ વિચારો કરવાથી ક્ષણે ક્ષણે આત્મા ઉચ્ચ કોટીપર આવતો જશે, અને અંતે પરમાત્માની સમ્પૂર્ણ શક્તિયો પ્રગટ થશે. પરમાત્માની સમ્પૂર્ણ શક્તિયો પ્રગટ કરવાની ઇચ્છા હોય તો ઉપાધિનો પરિહાર કરી પરમાત્મ પ્રદેશમાં ઉતરો. જે જે અંશે ઉપાધિનો ત્યાગ કરશો તે તે અંશે પરમાત્મ પ્રદેશમાં ઉતરશો અને તે તે અંશે સુખી થશો.

ઉપાધિ આદિ ભાવોનો જે જે નિષેધ અર્થાત્ રહિતપણું તે તે અંશે પરમાત્મપણું જાણવું. પરમાત્મ સ્વરૂપમાં ઉપાધિ આદિ કંઇ પણ નથી, અર્થાત્ તેનો અભાવ છે. બાહ્ય ઉપાધિ અને આન્તરિક ઉપાધિથી ભિન્ન શ્રી પરમાત્મ સ્વરૂપ જાણવું. ઉપાધિથી પેલીપાર એવું પરમાત્મસ્વરૂપ શી રીતે વર્ણવી શકાય? તે બતાવે છે.

**श्लोक.**

**अतद्व्यावृत्तितो भीतं, सिद्धान्ताः कथयंति तम्;**
**वस्तुतस्तु न निर्वाच्यं, तस्य रूपं कथञ्चन. ॥ १९ ॥**

टीका—तस्य व्यावृत्तिस्तद् व्यावृत्तिर्नतद् व्यावृत्तिरतद् व्यावृत्तिः तस्मात् परमात्मस्वरूप प्रतिपादनात् भीतं चकितं यथा स्यात्तथा सिद्धान्ता स्तात्त्विकग्रन्था स्तं परमात्मानं कथयन्ति वस्तुतस्तु परमार्थतस्तु तस्य परात्मनो रूपं कथञ्चन केनाऽपि प्रकारेण निर्वाच्यं वचन गोचरं न भवति ॥

ભાવાર્થ—સિદ્ધાન્તો (સત્યસૂત્રો) જાણે ભય પામ્યાં હોય તેમ પરમાત્મસ્વરૂપ કથે છે, વસ્તુતઃ જોતાં પરમાત્માનું સ્વરૂપ વચનગોચર થતું નથી, તેથી તેનું અન્યની આગળ શી રીતે સમ્પૂર્ણ સ્વરૂપ કથાય? અલબત કહી શકાય નહીં. અરૂપ એવું પરમાત્માનું સ્વરૂપ છે તેને રૂપી વાણી શી રીતે વર્ણવી શકે? અરૂપીનું સ્વરૂપ અકથ્ય છે.

अकथकथा जगजीवन तोरी, अंतउदधिथी अनन्त गुणो तुज;
ज्ञान महा लघु बुद्धि ज्युं थोरी. अकळ. १

વાણીની પેલીપાર શ્રી પરમાત્માનું સ્વરૂપ છે, વેદાંત પણ 'નેત નેતિ' એ પ્રમાણે પોકાર કરીને કહે છે. આત્માનો અનુભવ થતાં તેના સ્વરૂપની કંઈક ઝાંખી થાય છે, પણ વાણીમાં એવી શક્તિ નથી કે તે પરમાત્માનું યથાર્થ સ્વરૂપ કહી શકે. આવું પરમાત્માનું ઉત્તમસ્વરૂપ, યોગિયોએ મનન કરવું જોઈએ, અનુભવથી ખરેખર પરમાત્માનું સ્વરૂપ જણાશે, અનુભવસૂર્ય ઉગ્યો કંઇ છાનો રહેવાનો નથી.

जिणही पाया तिणही छुपाया, न कहे कोउके कानमें;
ताळी अनुभव रसकी लागी, तब जागे सहु सानमें.
अम अमर भये प्रभु ध्यानमें ॥

આ પ્રમાણે ગીતાર્થધ્યાની મહાત્માએ અનુભવરસની તાળીમાં પરમાત્માના સ્વરૂપની ઝાંખી થાય છે એમ સ્પષ્ટ બતાવે છે, અનુભવસ્વરૂપની ઝાંખી થવાથી પરમાત્માના સુખનો પણ અનુભવ થાય છે. પરમાત્મામાં અનંત સુખ રહ્યું છે, તેનો અનુભવ, પોતાનો આત્મા કરે છે, પરમાત્માં અનંત સુખ છે તેનો અનુભવ થાય કિંતુ તેનું કથન ઉપમાના અભાવે થઇ શકે નહીં તે જણાવે છે.

श्लोक.

जानन्नपि यथा म्लेच्छो, नशक्नोति पुरीगुणान्
प्रवक्तुमुपमाभावा, त्तथा सिद्धसुखं जनः ॥ २० ॥

टीका—यथा म्लेच्छः प्राकृतो जनो जानन्नपि ज्ञातासन्नपि पुर्यानगर्या गुणान्, प्रवक्तुं मुखेन वर्णयितुं उपमाज्ञानाभावात् न शक्नोति, न समर्थो भवति, तथा जनो सिद्धानां सुखं सादृश्याभावात् वर्णयितु मशक्तः ॥ १० ॥

ભાવાર્થ—નગરીના ગુણોને જાણતો છતો પણ જેમ મ્લેચ્છ (વગડાઉભિલ્લ) ઉપમાના અભાવે નગરીના ગુણોનું વર્ણન કરી શકતો નથી. તેમ મનુષ્ય સિદ્ધના સુખને પણ જાણતો છતો ઉપમાના અભાવથી તેનું વર્ણન કરી શકતો નથી. અત્ર પ્રાકૃત પુરૂષનું દૃષ્ટાંત કહે છે.

એક નગરીમાં એક રાજા હતો, એક દીવસ તે ચતુરંગી સેના સહિત નગર બહિર ફરવા નીકળ્યો, ઘોડાની વક્રગતિના લીધે એક અઘોર ભયંકર વનમાં ગયો. ત્યાં તેને ખૂબ ક્ષુધા તથા તૃષા લાગી, પણ વગડામાં કંઇ ઉપાય નહીં. રાજા આડો અવળો ફરવા લાગ્યો. એવામાં એક વગડાઉ ભિલ્લ મળ્યો, તેણે રાજાને જલ લાવી પાયું, તેથી રાજાનો પ્રાણ બચ્યો, ભોજ્યપદાર્થ આપવાથી રાજાની ક્ષુધા મટી, રાજાના જીવમાં જીવ આવ્યો. રાજા, વગડાઉભિલ્લ ઉપર ખુશી થયો, એવામાં પાછળ રહેલી રાજાની સેના આવી પહોંચી, રાજા નગરપ્રતિ ચાલ્યો, પેલા વગડાઉ ભિલ્લને પણ પોતાની નગરીમાં લેઈ લીધો, રાજા તેના ઉપર અત્યંત પ્રેમ ધારણ કરવા લાગ્યો, પેલા ભિલ્લને નગરની સર્વ મનોહર વસ્તુઓ દેખાડી, મેવા મીઠાઈ વગેરે સર્વ મિષ્ટ વસ્તુઓ ખવરાવી, અનેક પ્રકારનાં રાચરચીલાં દેખાડયાં, અનેક પ્રકારનાં ઘરેણાં વગેરે અલંકારો દેખાડયાં. પેલો ભિલ્લ ઘણા દિવસ ત્યાં રહ્યો, પણ પૂર્વના સંબંધના લીધે તેનાં સગાં વ્હાલાં સાંભળી આવ્યાં, તેથી તે બહુ ઉદાસ થયો, શોક કરવા લાગ્યો, રૂદન કરવા લાગ્યો, રાજાએ તેની આવી સ્થિતિ દેખીને તેને શોકનું કારણ પુચ્છયું, તેણે પોતાની સર્વ હકીકત જણાવી, રાજાએ પણ

તેની ઇચ્છાનુસાર પોતાની ઇચ્છા જણાવી બહુ માનપૂર્વક વદાય કર્યો, પેલો પ્રાકૃત ભિલ્લ વગડામાં ગયો, ત્યાં તેનું કુટુંબ તથા સગાં વ્હાલાં ભેગાં થયાં, તેને સર્વ મળી કહેવા લાગ્યા કે, તે નગરી કેવી હતી, ત્યાં શું શું જોયું. શું શું ખાધું ? તે સર્વ જણાવ. પેલો ભિલ્લ સર્વ જાણતો હતો પણ ઉપમાયોગ્ય પદાર્થના અભાવે નગરીનું વર્ણન કરી શક્યો નહીં, કોઇ પણ એવું દૃષ્ટાંત નથી કે તેથી પેલા અન્ય ભિલ્લોને તે સમજાવી શકે, તે પ્રમાણે સિદ્ધના સુખને જાણતો છતો પણ સિદ્ધસુખજ્ઞાતા, અન્યને દૃષ્ટાંતના અભાવે શી રીતે કહી શકે ? અલબત કહી શકે નહીં, સિદ્ધના સુખને તો અનુભવી પુરૂષ જાણે છે પણ તેનું વર્ણન કરવા શક્તિમાન્ થતો નથી, અનુભવ ગમ્ય સિદ્ધ સુખને પ્રાપ્ત કરવા સદાકાળ પ્રયત્ન કરવો, સિદ્ધનાં સુખને વાણીથી કહેવાની તમા રાખવી તે વ્યર્થ છે. ઘૃતનો સ્વાદ જેમ જાણી શકાતો નથી તેમ સિદ્ધનું સુખ પણ જાણી શકાતું નથી. સિદ્ધસુખ સમાન અન્ય કોઇ સુખ નથી. સિદ્ધ સમાન અન્ય કોઈ સુખ નથી તે બતાવે છે.

श्लोक.

सुराऽसुराणां सर्वेषां, यत्सुखं पिंडितंभवेत्
एकत्राऽपिहि सिद्धस्य, तदनन्ततमांशगम् ॥ २१ ॥

टीका–सर्वेषां सुराऽसुराणां, देवासुराणां पिंडितं, राशीभूतं, यत्सुखं यत्शर्म एकत्रैकस्मिन् भागे भवेत्, तथाऽपि सिद्धस्य तत्सुखं अनन्ततम श्चासावंशश्चतेन तुल्यं भवति हीति निश्चयेन ॥

ભાવાર્થ—એક તરફ દેવ અને અસુરોનું ત્રણકાલનું સુખ ભેગું કરીએ અને એક તરફ સિદ્ધનું સુખ ભેગું કરીએ તોપણ સિદ્ધના સુખના અનંતમા ભાગે તે સુખ નથી. સિદ્ધ ભગવંતોના એક ક્ષણના અનંતમા ભાગે પણ ત્રણકાલના ચોસઠ ઇંદ્રોનું સુખ નથી. આવું પરમાત્મ સુખ પ્રાપ્ત કરવા સદાકાળ પ્રયત્ન કરવો

જોઇએ. આત્મામાં તેવું અનંતુ સુખ છે પણ કર્માવરણથી ઢંકાયું છે માટે કર્માવરણનો નાશ થતાં ત્વરિત પ્રગટ થાય છે, પરમાત્મ સુખનો ભોગ મૂકી બાહ્યસુખ માટે કેમ પ્રયત્ન કરવો જોઇએ, બાહ્યસુખની આશાની ભ્રાંતિનો નાશ કરી પરમાત્મસુખ માટે સદાકાળ પ્રયત્ન કરવો જોઇએ, પરમાત્મ વ્યક્તિ થાતાં આત્મામાં અને પરમાત્મામાં ભેદ રહેતો નથી, પરમાત્મા કેવા પ્રકારના છે તે જણાવે છે.

श्लोक.

अदेहा दर्शनज्ञानो, पयोगमयमूर्तयः
आकालं परमात्मानः, सिद्धाः सन्ति निरामयाः॥२२॥

टीका—नविद्यन्ते देहा येषां ते अदेहा देहभावशून्याः पुनः कथंभूता तदाह दर्शनज्ञानोपयोगमयमूर्तयः। आकालं, कालमभिव्याप्य निरामया रोग रहिता परमात्मानः सन्ति.

ભાવાર્થ—ઔદારિક, વૈક્રિય, આહારક, તૈજસ અને કાર્મણ એ પાંચ પ્રકારના દેહથી સર્વથા રહિત, કેવલજ્ઞાન અને કેવલદર્શન એ બે ઉપયોગમય જેની વ્યક્તિ છે એવા, મુક્તિના સર્વ કાલને વ્યાપીને રોગરહિત પરમાત્માઓ વર્તે છે, સદાકાળ રહે છે, જીવવિચારમાં પણ કહ્યું છે કે.

सिद्धाणं नत्थि देहो, न आउ कम्मं न पाणजोणिऊ;
साइ अणंता तेसिं, ठिइ जिणंदागमे भणिया,

સિદ્ધ પરમાત્માને દેહ નથી, આયુષ્ય નથી, કર્મ નથી, પ્રાણ નથી, યોનિ નથી, સિદ્ધિસ્થાનમાં ગયા તેની આદિ છે. પણ અંત નથી, સિદ્ધ થયા બાદ સંસારમાં અવતાર લેવાનો નથી, એમ જિનાગમમાં જિનેન્દ્રે કહ્યું છે, સિદ્ધ પરમાત્માઓ સમયે સમયે અનંત સુખ ભોગવે છે, કર્મથી સંસારમાં પરિભ્રમણ થાય છે, કર્મથી રહિત થએલા જીવો સંસારમાં પુનઃ જન્મ લેતા નથી.

नचसः पुनरावर्तते કર્મથી મુક્ત થએલ આત્મા પુનઃ સંસારમાં પરિભ્રમણ કરતો નથી. ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે,

यद्गत्वा न निवर्तन्ते तद्धाम परमंमम

જ્યાં ગયા બાદ સિદ્ધાત્માઓ પુનઃ સંસારમાં અવતાર લેતા નથી તેજ શુદ્ધ મારૂ સ્થાનક છે એમ સ્પષ્ટ બતાવ્યું છે, સમ્યગ્‌દૃષ્ટિને આ અર્થ સમ્યગ્‌રૂપે પરિણમે છે, પરમાત્માઓ કર્માતીત થઇ કયાં રહે છે તે બતાવે છે.

श्लोक.

लोकाग्रशिखरारूढाः, स्वभावसमवस्थिताः
भवप्रपंञ्चनिर्मुक्ता, युक्तानन्तावगाहनाः ॥ २३ ॥

टीका–लोकेषु अग्रं यत् शिखर मुत्तमस्थानं तदारूढाः प्रपन्नाः स्वभावेन स्वस्वरूपेण समवस्थिता निमग्नाः । भव प्रपंचेभ्योर हिता मुक्ता अनन्ता अवगाहना येषा मेतादृशाः सिद्धाः सन्ति२३

ભાવાર્થ—લોકના અંતે સિદ્ધશિલાની ઉપર એક યોજનના ચોવીશ ભાગ કરીએ તેમાંથી ત્રેવીસ ભાગ મૂકીને છેલ્લા ચોવીસમા ભાગમાં સિદ્ધ પરમાત્માઓ રહ્યા છે, સર્વ પ્રકારના ભવપ્રપંચથી રહિત છે, અનન્ત અવગાહના સહિત સિદ્ધો સદાકાળ ત્યાં રહે છે. એક સિદ્ધની અવગાહના ભેગી અનન્તસિદ્ધજીવોની અરૂપી અવગાહના છે પણ અરૂપપણાથી કોઇને જરા માત્ર માવામાં વાંધો આવતો નથી, સર્વ પ્રકારની ઉપાધિ ટળવાથી સિદ્ધો સમયે સમયે અનંતસુખ ભોગવે છે, સિદ્ધ ભગવાનો સદાકાળ ત્યાંને ત્યાં રહે છે. અક્રિય છે. ' અચલ છે. અમર છે, અવ્યાબાધ સ્વરૂપી છે, અજ છે, અવિનાશી છે, અખંડ છે, અલેશી છે, અવેદી છે, અમાયી છે, અમોહી છે, અછેદી છે, અભેદી છે, અરોગી છે, અભોગી છે, અયોગી છે, અકર્મા છે, અપ્રાણી છે, અયોનિ છે, શુદ્ધ છે, બુદ્ધ છે. ' મોક્ષ સ્થાનમાં

અસંખ્ય પ્રદેશથી ક્ષાયિક ભાવે રહ્યા છે, એવા સિદ્ધ પરમાત્માનું ધ્યાન ધરતાં શું ફળ પ્રાપ્ત થાય છે તે બતાવે છે.

શ્લોક.

इलिकाभ्रमरी ध्यानाद्, भ्रमरीत्वं यथाश्नुते
तथा ध्यायन् परात्मानं, परमात्मत्वमाप्नुयात्. २४

टीका–यथा इलिका भ्रमर्या ध्यानात् स्मरणात् तद्गृहनिरुद्धा सती भ्रमरीत्वं तदाकारत्वमश्नुते भजते, तथा पुरुषः परमात्मानं ध्यायन् स्मरन् परमात्मत्वमाप्नुयाद् भजेत. ॥ २४ ॥

ભાવાર્થ—જેમ ઇયિલ, ભ્રમરીનું ધ્યાન કરતી છતી પોતે ભ્રમરીપણું પામે છે તેમ ભવ્યાત્મા સિદ્ધ પરમાત્માનું ધ્યાન કરતો છતો પરમાત્મત્વ પામે છે. શ્રી આનંદઘનજી પણ કહે છે કે, 'જિનસ્વરૂપ થઈ જિન આરાધે, તે સહિ જિનવર હોવેરે; ભૃંગી ઇલિકાને ચટકાવે. તે ભૃંગી જગ જોવેરે. ષટ્ ॥' પરમાત્મદૃષ્ટિથી પરમાત્માનું નવધાભક્તિથી આરાધન કરતાં 'આત્મા' પણ પરમાત્મા થાય છે. શ્રવણઆદિ નવ પ્રકારની ભક્તિ કહી છે તેનું વિવેચન, 'અસ્મદીયકૃત ભજનસંગ્રહ દ્વિતીયભાગમાં' કર્યું છે. પરમાત્મસ્વરૂપ શ્રવણ કરવું તે તેમજ પરમાત્મસ્વરૂપ પ્રતિપાદક ઉત્તમ અધ્યાત્મગ્રંથોનું ગુરૂગમથી મનન કરવું. અધ્યાત્મગ્રન્થોના સેવનથી અન્તર્ચક્ષુ પ્રકાશે છે, જે જે અનેકાંતશૈલી પ્રતિપાદક ગ્રન્થો હોય તે વાંચીને અત્યંત ઊંડા ઉતરી જવું. શ્રી યશોવિજયકૃત પરમાત્મ સંબંધી ગ્રંથ છે તે પ્રસંગાનુસારે અત્ર દાખલ કરવામાં આવે છે.

શ્લોક.

ऐन्द्रं तत् परमंज्योति, रुपाधि रहितं स्तुमः
उदिते स्युर्यदंशेऽपि सन्निधौ निधयोनव ॥ १ ॥
प्रभाचन्द्रार्कभादीनां, मित क्षेत्र प्रकाशिका;

आत्मनस्तु परंज्योति र्लोकालोकप्रकाशकम् ॥ २ ॥
निरालम्बं निराकारं, निर्विकल्पं निरामयं
आत्मनः परमंज्योति र्निरुपाधि निरञ्जनम् ॥ ३ ॥
दीपादिपुद्गलापेक्षं, समलं ज्योति रक्षजं
निर्मलं केवलं ज्योति, र्निरपेक्षमतीन्द्रियं ॥ ४ ॥
कर्मनोकर्म भावेषु, जागरूकेष्वपि प्रभुः
तमसानावृतः साक्षी, स्फुरति ज्योतिषास्वयं ॥ ५ ॥
परमज्योतिषः स्पर्शा दपरं ज्योतिरेधते
यथा सूर्यकरस्पर्शात्, सूर्यकान्त स्थितोऽनलः ॥ ६ ॥
पश्यन्न परमंज्योति र्विवेकाद्रेः पतत्यधः
परमंज्योति रन्विच्छ न्नाविवेके निमज्जति ॥ ७ ॥
तस्मै विश्वप्रकाशाय, परमज्योतिषे नमः
केवलंनैवतमसः प्रकाशादपियत्परम् ॥ ८ ॥
ज्ञान दर्शन सम्यक्त्व चारित्रसुखवीर्यभूः
परमात्मप्रकाशो मे सर्वोत्तम कलामयः ॥ ९ ॥
यं विना निष्फलाः सर्वाः कलागुण बलाधिकाः
आत्मधामकलामेकां, तां वयंसमुपास्महे ॥ १० ॥
निधिभिर्नवभीरत्नै श्चतुर्दशभिरप्यहो
न तेजश्चक्रिणां यत्स्या त्तदात्माधीनमेव नः ॥ ११ ॥
दंभपर्वतदंभोलि ज्ञानध्यानधनाः सदा
मुनयोवासवेभ्योऽपि, विशिष्टं धाम बिभ्रति ॥ १२ ॥
श्रामण्ये वर्षपर्यायात्, प्राप्ते परम शुक्लतां
सर्वार्थसिद्धदेवेभ्यो प्यधिकं ज्योतिरुल्लसेत् ॥ १३ ॥
विस्तारिपरमज्योति द्योतिताभ्यंतराशयाः
जीवन्मुक्ता महात्मानो, जायंते विगतस्पृहाः ॥ १४ ॥

जाग्रत्यात्मनि ते नित्यं, बहिर्भावेषु शेरते
उदासते परद्रव्ये, लिंगन्ते स्वगुणामृते ॥ १५ ॥
यथैवाभ्युदितः सूर्यः पिदधाति महान्तरं
चारित्र परमंज्योति द्योतितात्मा तथा मुनिः ॥ १६ ॥
प्रच्छन्नं परमंज्योति, रात्मनोऽज्ञानभस्मना
क्षणादाविर्भवत्युग्र, ध्यानवातप्रचारतः ॥ १७ ॥
परकीयप्रवृत्तौ ये, मूकांधबधिरोपमाः
स्वगुणार्जनसज्जाश्च तैः परंज्योति राप्यते ॥ १८ ॥
परेषां गुणदोषेषु, दृष्टिस्ते विषदायिनी
स्वगुणानुभवालोक, दृष्टिःपीयूषवर्षिणी. ॥ १९ ॥
स्वरूपदर्शनं श्लाघ्यं, पररूपेक्षणं वृथा
एतावदेवविज्ञानं, परंज्योति प्रकाशक. ॥ २० ॥
स्तोकमप्यात्मनो ज्योतिः पश्यतोदीपवद्धितं
अधस्य दीप शतवत् परज्योतिर्न बह्वपि. ॥ २१ ॥
समतामृतमग्नानां, समाधि तृपात्मनां
रत्नत्रयमयंशुद्धं, परंज्योतिः प्रकाशत ॥ २२ ॥
तीर्थंकरा गणधरा, लब्धिसिद्धाश्चसाधवः
संजातास्त्रिजगद्वंद्याः परंज्योतिः प्रकाशतः ॥ २३ ॥
नरागं नापिच द्वेषं, विषमेषुयदाव्रजेत्
औदासीन्य निमग्नात्मा, तदाप्नोति परंमहः ॥ २४ ॥
विज्ञाय परमं ज्योति, र्माहात्म्य मिदमुत्तमं
यः स्थैर्य याति लभते सयशोविजयश्रियं ॥ २५ ॥

॥ इति परम ज्योतिः पंचविंशतिका समाप्ता ॥

પૂર્વોક્ત ગ્રન્થોઆદિનું સ્મરણ મનન અત્યંત ઉપકારી છે. પરમાત્માનું ધ્યાન કલ્યાણ સોઽહંતત્ત્વમસ્યાદિ શબ્દવાચ્ય પરમાત્માના સ્વરૂપનું ધ્યાન કરતાં ધ્યેયસ્વરૂપ આત્મા થાય છે. જે જેનું ધ્યાન જ કરે, તે તેવો થઇ જાય, એ રીતિથી વિચારતાં સિદ્ધ થાય છે કે ધ્યાનથી પરમાત્મદશા સહેજે પ્રાપ્ત થાય છે. જગત્‌માં પરમાત્મદશા વિના અન્ય કંઇ પણ ઉપાસ્ય નથી. જેના જ્ઞાન ધ્યાનથી પરમાનંદની ઝાંખી થાય છે એવા પરમાત્મસ્વરૂપનું સદાકાલ સ્મરણ કરવું જોઇએ. ક્ષણિક પદાર્થોની લાલચમાં નહીં લપટાતાં આત્મામાં રહેલું પરમાત્મત્વ પ્રગટ કરવું જોઇએ. પરમાત્મત્વની શોધ આત્મામાંજ કરવાની છે. જ્યારે ત્યારે પણ આત્માજ પરમાત્મસ્વરૂપે પ્રકાશશે. આત્મા વિના જડવસ્તુમાં પરમાત્મપણાની બુદ્ધિ રાખવી તે ખરેખર ભ્રાંતિ છે. આત્માવિના જડવસ્તુમાં પરમાત્મા રહેતા નથી. ત્યારે જડવસ્તુઓમાં આનંદની બુદ્ધિ કેમ ધારણ કરવી જોઇએ ? સર્વ આત્માઓ સત્તાએ પરમાત્માઓ છે માટે સર્વત્ર પરમાત્મભાવના રાખવાથી પરમાત્મદશા નક્કી પ્રગટ થશે, જે જીવો આત્મા અને પરમાત્માને અવબોધતા નથી તે સંસારમાં પરિભ્રમણ કર્યા કરે છે. આત્મજ્ઞાન થયા વિના મૌન રહેવું તે પણ એક જાતનું કપટ છે આત્મજ્ઞાન થયા વિના બાહ્ય ક્રિયાનો ઘટાટોપ દેખાડવો તે પણ એક જાતની કપટકળા છે. આત્મજ્ઞાન વિના તપ જપ પણ મોક્ષ આપવા સમર્થ થતાં નથી. આત્મજ્ઞાન વિના સમ્યકત્વની પ્રાપ્તિ થનાર નથી. જ્યાં સુધી અનેકાંતનય પ્રમાણે આત્મજ્ઞાન થયું નથી ત્યાં સુધી એકડા વિના મીંડાની પેઠે મોક્ષની આશા રાખવી તે ખરેખર વ્યર્થ છે. કેટલાક જીવો ડુંગરોમાં, નદીઓમાં, દેવળોમાં, ઉપાદાનપણે આત્માને શોધે છે તે ખરેખર ભ્રાંત છે. એવા જીવોની મુક્તિ થવી દૂર જાણવી. કેટલાક પરમેશ્વરની સ્તુતિ કરે છે કે હે પરમેશ્વર તું તાર એમ સમજ્યા વિના પ્રાર્થના કરે છે. પણ આત્મા અને પરમાત્માનું સમ્યગ્ જ્ઞાન કરતા નથી તે બિચારા અજ્ઞાની

છે. તે પોતે તરી શકતા નથી અને અન્યને તારી શકતા નથી. આત્માની શક્તિથીજ આત્મા તરે છે. પરમેશ્વરતો તેમાં નિમિત્ત કારણ છે. એમ જ્યારે નિશ્ચય થશે ત્યારેજ આત્મા સ્વસ્રૂપ સન્મુખ વળવાનો. કેટલાક પરમેશ્વરની મૂર્તિયો આગળ ઘુઘરા બાંધીને નાચે છે. કૂદે છે. મૃદંગ બજાવે છે પણ જ્યાં સુધી તેઓ એ આત્મજ્ઞાન કર્યું નથી. ત્યાં સુધી તેઓની સર્વ ક્રિયા એક બાળકની રમત સમાન અલ્પફળવાળી જાણવી.તમારી આત્મશક્તિ પ્રગટયાવિના તમે કદી તરવાના નથી. સિદ્ધ ભગવાન્ તથા તીર્થંકરો મોક્ષમાંથી તમને તારવા કદી ત્રણકાલમાં આવવાના નથી. તમે ગમે તેટલી બુમો પાડો તો પણ પરમાત્માઓ પોતે તમને તારી શકનાર નથી. ભગવાન્‌ના સદ્ગુણો જેવા તમારા આત્મામાં ગુણો છે તેને પ્રગટ કરવા પ્રયત્ન કરો !!! ભગવાનની પ્રતિમાને લે દેવ ચોખાની પેઠે ભાગતાં ભાગતાં ટીલાં ટપકાં કરી તરી ગયા એમ માનવામાં સજજડ ભૂલ ખાઓ છો!!! જ્યારે આત્મજ્ઞાન પ્રાપ્ત કરશો ત્યારે પ્રભુની પૂજા વગેરે ક્રિયાઓની સાફલ્યતા થવાની જ. પરમાત્મપદની પ્રાપ્તિ કંઇ ઉપર ઉપરની બાળ ચેષ્ટા જેવી ક્રિયાઓ કરવાથી નથી, પણ જ્યારે તમે સમજશો, ત્યારે સર્વ ક્રિયાઓનું મોક્ષ ફળ પ્રાપ્ત થશે. બંદુક તાકતાં ન આવડે અને બંદુક ઉડાડેતો ખરેખર તે પોતે જ મરી જાય તેમ અજ્ઞાનીની ક્રિયાપ્રાય, વિષ અને ગરલ અનુષ્ઠાનરૂપ થાય છે. ગમે તે ભાષાનો અભ્યાસ કરો પણ જ્યાં સુધી જિનોક્ત આત્મતત્ત્વ જાણ્યું નથી ત્યાં સુધી પરમાત્મ જ્યોતિ પ્રગટવાની નથી. પરમાત્માની ત્યાં સુધી પ્રાપ્તિ થવાની નથી. આત્મજ્ઞાન થતાં સર્વ બાહ્ય સત્ નિમિત્તોની પણ સાફલ્યતા થવાની. જે ગુરૂ એવું નામ ધરાવે છે પણ પરમાર્થસ્વરૂપને પોતે ઓળખતા નથી તે ભક્તોને શું જ્ઞાન આપી શકશે? ખરેખર તે લોઢાની નાવ સમાન છે. પોતે સંસારમાં બુડે છે અને અન્યને બુડાડે છે એવા અજ્ઞાનિકુગુરૂઓની સંગતિ કરવી નહીં.

પરમાત્મદશાની પ્રાપ્તિ અર્થે જ્ઞાનિ સદ્‌ગુરૂનાં ચરણકમલ

સેવવાં જોઇએ. આત્મામાં પરમાત્મપદ રહ્યું છે તે ખરેખર અંતર્દૃષ્ટિથી પ્રાપ્ત થશે. આત્માની અનન્ત શક્તિયોનો પ્રકાશ કરવા શ્વાસોશ્વાસે પ્રયત્ન કરવો જોઇએ. હું પરમાત્મા છું !!! હું પરમાત્મા છું !!! એવી ફક્ત વાણી બોલવાથી કંઈ પરમાત્મત્વ પ્રગટવાનું નથી. આત્માનું અને પરમાત્માનું સાતનયોથી પરિપૂર્ણસ્વરૂપ જાણવું જોઇએ. પશ્ચાત્ હું આત્માતે પરમાત્મા છું એવી દૃઢભાવના પરિપૂર્ણ જોરથી ભાવવી જોઇએ. પરમાત્માની સાથે લય લાગે ત્યારે પરમાત્મસ્વરૂપના સંસ્કારો દૃઢ જામતા જાય છે અને તેથી પરમાત્મપદ પ્રગટ થાય છે. જ્ઞાનદર્શન ચારિત્ર અને સુખાદિ અનંત ગુણનું ધામ શ્રી પરમાત્મા છે. વિશેષ શું કહેવું. ગમે તે પ્રકારે ગમે તે ઉપાયોથી પરમાત્મસ્વરૂપમાં તલ્લીન થવું. પરમાત્માનું ધ્યાન કરતાં ખરેખર જીવન્મુક્ત આનંદનો ભોક્તા આત્મા બને છે. પરમાત્માનું આ પ્રમાણે સ્વરૂપ બતાવી છેલ્લીવાર ઉપસંહાર કરે છે.

## श्लोक.

**परमात्मगुणानेव, ये ध्यायन्ति समाहिताः**
**लभन्ते निभृतानन्दा, स्तेयशोविजय श्रियम् ॥२५॥**

**टीका—ये जनाः परमात्मनः उक्तगुणान् एवं समाहिताः सावधानाः सन्तः ध्यायन्ति स्मरन्ति, ते निभृतानन्दा नितरामानन्दनिमग्ना यशोविजयस्य श्रियं संपदं लभन्ते प्राप्नुवन्ति ॥ २५ ॥**

**ભાવાર્થ—**જે ભવ્યજીવો પૂર્વોક્ત પરમાત્માના ગુણોને સ્થિર ચિત્તવાળા થઈ અર્થાત્ સાવધાન થઈ ધ્યાન કરે છે તે અત્યંત આનંદમાં મગ્ન થઈ યશોવિજયની લક્ષ્મીને પામે છે. શ્રીયશોવિજયજી ઉપાધ્યાયે આ પ્રમાણે ચરમ મંગલ કરી ગ્રંથની સમાપ્તિ કરે છે. પરમાત્મ પંચવિંશતિકાની પરમાત્મ જ્યોતિનામની ટીકા રૂપ ગ્રંથ દેવગુરૂ કૃપાથી પૂર્ણ થયો જે ભવ્યો અધ્યાત્મશાસ્ત્રોને

સદ્દગુરૂગમથી વાંચે છે તે તેનો અનુભવ અમૃતરસ આસ્વાદે છે. અધ્યાત્મશાસ્ત્રથી ઉત્પન્ન થએલું અલૌકિક સુખ જેણે અનુભવ્યું છે તેજ તેનો રસ આસ્વાદે છે અધ્યાત્મ જ્ઞાનિની ઉચ્ચદશાનું વર્તન અલૌકિક હોય છે તેને બાળજીવ જાણી શક્તો નથી. બાલ જીવ લિંગ દેખીને આનંદ માને છે મધ્યમ પુરૂષ આચરણ દેખે છે. ઉત્તમ પુરૂષ તો જ્ઞાન દેખે છે. જ્ઞાનિનું બાહ્ય આચારણ દેખવાના કરતાં તેનું હૃદય જોવું જોઇએ. અધ્યાત્મજ્ઞાનિનો અનંતગુણ ઉજ્જવલ પરિણામ હોય છે તેને બાળજીવ શી રીતે જાણી શકે? જે જીવો પ્રતિલેખના પ્રતિક્રમણઆદિ બાહ્ય ક્રિયાઓમાં ક્રિયાપણું માને છે અને જે તે માટે ગચ્છોના કદાગ્રહ કરે છે તેઓની બાહ્ય ક્રિયા કંઇ લેખે આવતી નથી. ધ્યાનઆદિમાં મગ્ન એવા અપ્રમત્ત સાધુ બાહ્ય ક્રિયા પડિલેહણ પ્રતિક્રમણ ન કરે તો પણ તે આત્માના ઉચ્ચદશાના સાધક જાણવા. અપ્રમત્તગુણસ્થાનકમાં આવશ્યકની ક્રિયા નથી. આવી અપ્રમત્તદશાની ખુમારી જો ભોગવવી હોય તો અધ્યાત્મજ્ઞાનમાં સદાકાલ રમણતા કરો. આત્મજ્ઞાનથી બાહ્ય ભ્રમણા ટળી જશે. મુનિભાવે સમકિત કહ્યું. નિજશુદ્ધ સ્વભાવે એ વાકયનું પુનઃ પુનઃ સ્મરણ કરી આત્મધ્યાન કરો. આત્મધ્યાની અને યોગી શ્રી સદ્દગુરૂનાં ચરણકમલ સદાકાળ સેવો. ગુરૂની આજ્ઞામાં વર્તો. ગુરૂની આજ્ઞાથી અધ્યાત્મ જ્ઞાનનું રહસ્ય પ્રાપ્ત થશે. અધ્યાત્મજ્ઞાનથી સર્વ કર્મનો ક્ષય થાય છે. સર્વ પ્રકારની આત્મિક લક્ષ્મી પ્રાપ્ત થાય છે. પરમાત્મ જ્યોતિ ગ્રંથનું અહર્નિશ આરાધન કરનાર શ્રદ્ધા જ્ઞાનયોગે સાત આઠભવમાં મુક્તિ પામે વાએકાવતારી થઇ મુકિતપદ પામે એમાં સંશય નથી. પરમાત્મ જ્યોતિનું આરાધન કરનાર પરમમંગળપદ વરે છે. સર્વ જીવો પરમાત્મપદ પ્રાપ્ત કરો..

ॐ शान्तिः ३

## समाप्तिमङ्गलम्.

षट्षष्ट्याधिकैकोन, विंशवर्षेऽसितेदले;
कार्तिके सत्यसुखदे, दशम्यां सिद्धिशंसिनि. १
अम्मदाबादनगरे, चातुर्मासीं विधायच;
सुखाब्धिगुरुणासार्धं, बुद्धिसागरयोगिना. २
परमात्म ज्योतिषोऽस्य, ग्रंथस्य रचनाकृता;
आराधकोऽस्य ग्रन्थस्य, प्राप्नोति परमंपदं. ३
जनाःसर्वे सुखं यान्तु, नश्यन्तु विघ्नराशयः
भव्या आनन्दमाप्नुयुः शान्तिः सर्वत्र वर्तताम्. ४
पार्श्वप्रभुः सुखं कुर्यात्, जैन धर्मोन्नतिंचवै,
समृद्धिसंपदांनित्यं, मङ्गलंच पदे पदे;

इति श्री योगनिष्ठ परमपूज्य मुनिराज श्री बुद्धिसागरजीकृतः
परमात्मपंचविंशति ग्रंथोपरिसंस्कृत प्राकृत टीका समन्वित
परमात्मज्योतिर्नामा ग्रन्थः समाप्तः

ॐ शान्तिः ३

# योगनिष्ठ मुनि बुद्धिसागरजी कृत ग्रन्थोनी यादी.

## अने ते मळवानां ठेकाणां—

| પુસ્તકનું નામ. | મળવાનું ઠેકાણું. |
|---|---|
| ૧ જૈન ધર્મ અને ખ્રીસ્તિ ધર્મનો મુકાબલો. | ધી જૈન ફ્રેન્ડલી સોસાઇટી. |
| ૨-૩ શ્રી રવિસાગરજી અને શોકવિનાશક. | વડોદરા મામાની પોળ શા કેશવલાલ લાલચંદને ત્યાં. |
| ૪ ષડ્દ્રવ્ય વિચાર.<br>૫ વચનામૃત. | પાદરા. સા. મોહનલાલભાઈ હીમચંદ વકીલ. |
| ૬ અધ્યાત્મ શાંતિ. | શા. રતનચંદ લાધાજી કાવીઠા બોરસદ પાસે. |
| ૭ ચિંતામણિ.<br>૮ કન્યાવિક્રય નિષેધ.<br>૯ પૂજા સંગ્રહ. | જૈનોદય બુદ્ધિસાગર સમાજ. સાણંદ. |
| ૧૦ બુદ્ધિપ્રકાશ ગાયન સંગ્રહ. | શા. મણિલાલ વાડીલાલ સાણંદ. |
| ૧૧ બુદ્ધિપ્રકાશ ગાયન સંગ્રહ ભાગ બીજો. | અમદાવાદ સંભવ જિનમંડલ. |
| ૧૨ સમાધિશતક | શેઠ. જગાભાઈ દલપતભાઈ. મુ. અમદાવાદ. |
| ૧૩ તત્ત્વવિચાર.<br>૧૪ સત્યસ્વરૂપ. | જ્ઞાન પ્રસારક મંડલ. મુંબાઇ. ઝવેરી બજાર. |
| ૧૫ આત્મ પ્રકાશ. | શા. વીરચંદ કૃષ્ણાજી. મુ. માણસા. પુના—વૈતાલપેંઠ. |
| ૧૬ ભજન સંગ્રહ ભાગ પહેલો.<br>૧૭ ભજન સંગ્રહ ભાગ બીજો.<br>૧૮ ભજન સંગ્રહ ભાગ ત્રીજો.<br>૧૯ ભજન સંગ્રહ ભાગ ચોથો.<br>૨૦ અધ્યાત્મજ્ઞાન વ્યાખ્યાનમાળા. | અમદાવાદ. જૈન બોર્ડીંગ નાગોરીસરાહ. |
| ૨૧ આત્મપ્રદીપ.<br>૨૨ અધ્યાત્મગીતા.<br>૨૩ આત્મસ્વરૂપ.<br>૨૪ અનુભવ પચ્ચીશી.<br>૨૫ પરમાત્મ દર્શન.<br>૨૬ પરમાત્મ જ્યોતિ.<br>૨૭ ગુરૂબોધ. | અમદાવાદ જૈનશ્વેતાંબર બોર્ડીંગ નાગોરીસરાહ. |

૨૮ પ્રાચીન ન્યાય ગ્રંથ ઉદ્ધાર. | ઝવેરી ભોગીલાલ તારાચંદ.
સંસ્કૃત સ્યાદ્વાદ મુક્તાવલી. | અમદાવાદ ડોશીવાડાનીપોળ.

૨૯ તત્ત્વબિંદુ ( યાને સંક્ષિપ્ત | જૈન બોર્ડીંગ
સિદ્ધાંત રત્ન. ) | નાગોરીશરાહ. અમદાવાદ.

૩૦ ચેતનશક્તિ ગ્રન્થ-( ભજન સંગ્રહ ત્રીજા ભાગમાં )

૩૧ વર્તમાનકાલ સુધારો=( ભ. ત્રીજા ભાગમાં )

૩૨ પરમબ્રહ્મ નિરાકરણ-( ભજન સં. ૪ ચોથામાં )

૩૩ अध्यात्म वचनामृत ग्रन्थ ( ભજન સંગ્રહ ભાગ ચોથો )

---

## નહીં છપાવેલા ગ્રંથોની યાદી.

૩૪ તત્વ પરીક્ષા વિચાર

૩૫ ધ્યાન વિચાર

૩૬ સુખસાગર

૩૭ ગુરૂમાહાત્મ્ય.

૩૮ શ્રીમંત સરકાર ગાયકવાડ સયાજીરાવની આગળ આપેલું ભાષણ

૩૯ पत्र सदुपदेश.



# श्री परमात्मज्योतिग्रंथनुं अशुद्धिशुद्धि पत्रक.

| पृष्ठांक. | पङ्क्ति. | अशुद्ध. | शुद्ध. |
|---|---|---|---|
| ६ | ११ | સહશ્રે | સહસ્ર |
| ૯ | ૨૩ | ઉપ | ઉપા |
| १० | १६ | પાધી | પાધિ |
| ,, | ,, | રહી | રહિ |
| १४ | २४ | અવૃત | અવ્રત |
| १६ | ६ | તિથ્ય | તિથ્થ |
| २४ | २३ | માત્પદ | માત્મપદ |
| ३૯ | २५ | ક્રીર્તિ | અપક્રીર્તિ |
| ४८ | २७ | તનો | તેનો |
| ५५ | १ | વજ્ઞા | વધિજ્ઞા |
| ६४ | १५ | ર્શન | દર્શન |
| ७६ | २६ | ભિસ | ભિન્ન |
| ૯૩ | १८ | માંતો | માંઆવેતો |
| ૯५ | १ | દ્રવ્યએમ | દ્રવ્યઅનેપરદ્રવ્યએમ |
| ,, | २३ | છેમ | તેમ |
| १४८ | ५ | શ્રપ | ક્ષપ |
| १४८ | २५ | ગ્રેછે | વેછે |
| १४૯ | ३ | શ્લેષ | શ્લેષ |
| १५४ | १० | વસન | વચન |
| १५५ | २२ | તથા | તેમ |
| १५७ | १४ | નની | નયની |
| १५૯ | १३ | વોના | વોને |
| १५૯ | २१ | હણી | હની |
| १६२ | २ | શસ્ય | શસ્ત |
| ,, | २१ | નંત | નંદ |
| १७३ | २२ | ગણાંગ | સ્થાણાંગ |
| १७५ | ६ | જીવદ્રવ્નું | અજીવદ્રવ્યનું |
| १७६ | २१ | રિણુ | રશ્મિ |
| १८४ | १४ | આશા | આજ્ઞા |
| १८५ | ३ | વામ્ | વાન્ |
| १૯३ | १३ | લાગો | લાખો |

| पृष्ठाङ्क | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૧૯૪ | ૧૧ | ઉસ્ચ | ઉચ્ચ |
| ,, | ૧૭ | જોસની | જોસથી |
| ૨૧૬ | ૮ | શ્રેષુ | સ્રેષુ |
| ૨૧૮ | ૪ | ધમ | ધર્મ |
| ૨૨૨ | ૧૦ | પાસમાં | પાશમાં |
| ,, | ,, | લાંથી | લાની |
| ૨૨૪ | ૩ | કઢિ | કઠિ |
| ,, | ૨૭ | તાપ | ત્તાપ |
| ૨૨૫ | ૧ | શ્રુત્ત | શ્રુત |
| ,, | ૨ | તાપ | ત્તાપ |
| ,, | ,, | તાપ | ત્તાપ |
| ,, | ૧૦ | મનના | મનમા |
| ગ | ૨૬ | કોશાં | ૈશાં |
| ૨૨૫ | ૨૭ | પારં | પાર |
| ૨૨૭ | ૧૭ | પણુપણુ | પણુ |
| ૨૨૮ | ૨૭ | ધમ | ધર્મ |
| ,, | ૨૮ | છે | છો |
| ૨૨૯ | [illegible] | લાભ | લોભ |
| ૨૩૧ | ૨૮ | કટા | કંટા |
| ૨૩૨ | ૩ | ક્ષીણુ | ક્ષિણુ |
| ,, | ૭ | નિસ્પૃ | નિઃસ્પૃ |
| ૨૩૩ | ૨૫ | મર્ગ | માર્ગ |
| ૨૩૫ | ૯ | નૌન | મૌન |
| ,, | ૨૬ | નો | ના |
| ,, | ,, | સગે | સંગે |
| ૨૩૯ | ૧૪ | હાર્યે | હાયી |
| ૨૪૧ | ૨૫ | રાંધ | રોધ |
| ૨૪૪ | ૧૯ | રતુ | રતુ |
| ૨૪૫ | ૧૮ | શ્રર્યે | શ્રર્યા |
| ૨૪૬ | ૪ | સ્થિયર | સ્થિર |
| ,, | ૭ | રકાર | સ્કાર |
| ,, | ૧૬ | પ્રોજ્વા | પ્રોજ્જ્વા |

| पृष्ठाङ्क | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ,, | ૨૦ | ब्रह्म | ब्राह्म |
| | ૧૮ | विरत | विस्त |
| ૨૫૨ | ૧૮ | द्वेप | द्वेष |
| ૨૫૩ | ૧ | प्राप्त | प्राप्ति |
| ૨૫૪ | ૨૨ | तीय | तीर्य |
| ૨૫૬ | ૧૧ | રાકા | સાકા |
| ૨૫૭ | ૧૫ | મ્યગ | મ્યગ્ |
| ,, | ૨૧ | રતાં | રતા |
| ૨૫૮ | ૨૮ | પૂર્વને | પૂર્વે |
| ૨૬૧ | ૨૮ | મ્યક | મ્યક્ |
| ૨૬૨ | ૧૫ | કતૃત્વ | કર્તૃત્વ |
| ,, | ,, | તૃત્વ | તૃત્વં |
| ૨૬૪ | ૧૭ | ત્યુચ્ચે | ત્યુચ્ચૈ |
| ૨૬૫ | ૨૩ | તાપ | ત્તાપ |
| ,, | ૨૮ | મ્યક | મ્યક્ |
| ૨૮૦ | ૮ | છ | છે |
| ,, | ૧૪ | વત્તુ | વસ્તુ |
| ,, | ૧૬ | રિત્લ | રિત્ર |
| ,, | ૧૯ | રવ | સ્વ |
| ૨૮૨ | ૨૫ | પુગ | પુદ્ગ |
| ,, | ૨૭ | કીત | કીર્ત્તિ |
| ,, | *૨ | પામે | + |
| ૨૮૪ | ૩ | ળથી | ળતી |
| ,, | ૧૦ | ધમો | ધર્મો |
| ,, | ૧૮ | કૃત્યા | કૃત્યો |
| ૨૮૪ | ૧૯ | નિસ્પૃ | નિઃસ્પૃ |
| ૨૮૫ | ૨૫ | શિઘ્ર | શીઘ્ર |
| ૨૮૬ | ૧૩ | તાપ | ત્તાપ |
| ,, | ૧૬ | ચદ્રે | ચંદ્રે |
| ૨૮૮ | ૬ | તાપ | ત્તાપ |
| ,, | ૨૧ | ષ્ટા | ષ્ઠા |
| ,, | ૨૪ | ઉં | ઉ |

| पृष्ठाङ्क | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૨૮૮ | ૨૮ | રાત્રી | રાત્રિ |
| ૨૮૯ | ૨૮ | અયલ | અચલ |
| ૨૯૦ | ૩ | શક્ત | સક્ત |
| ૨૯૧ | ૧૯ | સ્તુ | સ્તુ |
| ૨૯૨ | ૨૦ | जिन | जिने |
| " | ૨૧ | ધર્મોજ | ધર્મજી |
| ૨૯૩ | ૫ | દ્ધષ | દ્વેષ |
| " | ૧૩ | ફૂલ | ફુલ |
| " | ૧૪ | ફૂલ | ફુલ |
| " | ૯ | ફૂલા | ફુલ |
| " | " | ફૂલા | ફુલ |
| " | ૧૪ | વ્રિત્ત | વૃત્તિ |
| ૨૯૭ | ૨૨ | એક | + |
| ૨૯૮ | ૨૬ | પમાં | પને |
| ૩૦૦ | ૨૧ | છંતા | છંદતા |
| ૩૦૩ | ૪ | આમંદ | આનંદ |
| ૩૦૪ | ૭ | પળી | મળી |
| ૩૦૬ | ૧૨ | સ્તુાત | સ્તુતિ |
| " | ૧૫ | યોગ | યોગ્ય |
| " | ૧૭ | ાજ | જી |
| ૩૦૭ | ૮ | શામાં | શમાં |
| ૩૦૮ | ૧૧ | પશ્યંતિ | પશ્યંતી |
| " | ૧૯ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૩૧૧ | ૨૨ | કેવવ | કેવલ |
| ૩૧૨ | ૨૨ | બાહિર્ | બાહિર્ કાઢી |
| ૩૧૩ | ૧૬ | દ્વષ | દ્વેષ |
| ૩૧૬ | ૨૪ | રાત્રી | રાત્રિ |
| ૩૧૭ | ૩ | વૃક્ષ | ફલ |
| ૩૧૮ | ૧૯ | અશ | અંશે |
| ૩૨૦ | ૧૨ | પન્નર | પન્નર |
| " | ૨૦ | બુધ | બુદ્ધ |
| " | ૨૮ | ચુપ | ચુપ્ |

| पृष्ठाङ्क | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ३२१ | ४ | ઙ્ય | ઢ્ય |
| ,, | ६ | પ્રતિ | પ્રતિ |
| ,, | ७ | યુ | યુષ્ |
| ३२२ | २० | ।નયા | નિયા |
| ३२३ | २६ | રૃ | ૃ |
| ३२७ | ११ | ઉત્તમ | ઊત્તમ |
| ३२७ | २३ | તાપ | ત્તાપ |
| ,, | २४ | તાપ | ત્તાપ |
| ३२८ | ३ | તાપ | ત્તાપ |
| ,, | ,, | ક્રાધ | ક્રોધ |
| ,, | १० | તાપ | ત્તાપ |
| ,, | २२ | તાપ | ત્તાપ |
| ३२९ | ३ | તાપ | ત્તાપ |
| ,, | ७ | ,, | ,, |
| ,, | १३ | ક્રાલઃ | ક્રાલ |
| ,, | १६ | તાપ | ત્તાપ |
| ,, | १८ | ,, | ,, |
| ३३० | ३ | ,, | ,, |
| ,, | ५ | ,, | ,, |
| ,, | १४ | દુર્ભા | દુર્ભો |
| ,, | ,, | તાપ | ત્તાપ |
| ३३१ | ८ | ,, | ,, |
| ,, | १८ | ,, | ,, |
| ,, | २८ | ।હત | હિત |
| ३३२ | २६ | તાપ | ત્તાપ |
| ,, | २७ | અંત | અંતઃ |
| ३३३ | ७ | તાપ | ત્તાપ |
| ,, | २५ | વીર્યા | વીર્યો |
| ३४२ | ४ | તાપ | ત્તાપ |
| ३३४ | १६ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ३३५ | ६ | હું | + |
| ३३७ | २५ | ચિય | ચીય |

| पृष्ठाङ्क | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૩૩૮ | ૧૦ | સ્થિકિ | સ્થિતિ |
| ૩૩૯ | ૨૬ | ણિુતિ | ણુતિ |
| ૩૪૧ | ૧૪ | ધ્રજે | ધ્રુજે |
| ,, | ૧૭ | તાપ | ત્તાપ |
| ૩૪૨ | ૧૮ | ાભક્ષુ | ાભક્ષુ |
| ૩૪૩ | ૨૧ | અધ | અંધ |
| ,, | ૨૨ | પકા | પાક |
| ,, | ૨૮ | વર્તે | વર્ત્તે |
| ૩૪૪ | ૨૫ | ગોઢ | ગોઠ |
| ૩૪૫ | ૧ | નામનાં | નામના |
| ૩૪૫ | ૨૮ | સગુરૂ | સદ્દગુરૂ |
| ૩૪૭ | ૧૭ | દૂષ | દ્વેષ |
| ,, | ૧૮ | પાત | પાત્ત |
| ,, | ૨૮ | વાતાચંત | વાતચિંત |
| ૩૪૮ | ૯ | અવે | આવે |
| ,, | ૧૭ | ગેશ | ગેછે |
| ,, | ૨૬ | આત્મા | આત્મ |
| ૩૫૦ | ૩ | મા | માં |
| ૩૫૧ | ૧૭ | ાવકારો | વિકારો |
| ૩૫૮ | ૧૧ | તદ્વારા | તદ્દ્વારા |
| ,, | ૨૧ | પછી | પાછી |
| ૩૫૯ | ૨૫ | સગુરૂ | સદ્દગુરૂ |
| ૩૬૦ | ૬ | નૂં | નૂ |
| ૩૬૩ | ૨૪ | જેમને | જેમનો |
| ૩૬૪ | ૨ | છે | છો |
| ,, | ૨૧ | શતિ | શંતિ |
| ૩૬૫ | ૨૭ | ારક | ારક |
| ૩૬૬ | ૬ | निवि | निर्वि |
| ૩૬૯ | ૧૫ | त्माना | त्मानो |
| ,, | ૧૬ | त्मानो | त्मनो |
| ૩૭૫ | ૨૫ | व्रह्मव | व्रह्मैव |
| ૩૭૬ | ૧૧ | रुद्धे | रुद्धै |
| ,, | ૨૫ | सिद्धिः | सिद्धिः |
| ૩૭૭ | ૨૫ | णं | ण |

| पृष्ठाङ्क | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૩૮૦ | ૧૭ | परि | परी |
| ૩૮૨ | ૧૮ | યોગ | યોગિ |
| ૩૮૩ | ૮ | મુક્ષુ | મુમુક્ષુ |
| ૩૮૪ | ૧૪ | ાનર્વા | નિર્વાં |
| ,, | ૧૫ | દૃષ | દ્વેષ |
| ,, | ૨૫ | રધ્ર | રંધ્ર |
| ૩૮૫ | ૧ | બહિર | બહિર્ |
| ,, | ૧૫ | સ્યો | શ્યો |
| ૩૮૬ | ૬ | મને | મણે |
| ૩૯૦ | ૨૩ | મ્યગ | મ્યગ્ |
| ૩૯૧ | ૨૪ | ગ્રેષ્ઠિ | ગ્રેષ્ટિ |
| ૩૯૨ | ૨૩ | मनसि | मनसिन |
| ૩૯૫ | ૯ | तत्व | तत्त्व |
| ૪૦૦ | ૪ | निःप | निप |
| ,, | ૧૭ | द्व | यद्व |
| ૪૦૩ | ૬ | द्वय | द्वय |
| ,, | ૯ | भद्र | भाद्र |
| ૪૦૫ | ૧૦ | ખલિત | સ્ખલિત |
| ,, | ૧૧ | ખંડીત | ખંડિત |
| ૪૦૭ | ૭ | દુઃખે | દુઃખ |
| ,, | ૮ | ના | નાં |
| ૪૦૮ | ૧૯ | ાહંસા | હિંસા |
| ૪૦૯ | ૯ | શ્રેષ્ટ | શ્રેષ્ઠ |
| ૪૧૧ | ૫ | दान्तासराध्य | + |
| ,, | ૧૨ | स्तिः | ास्ति |
| ,, | ૧૫ | ૧ | ૧૭ |
| ૪૧૧ | ૧૭ | તો | તૌ |
| ૪૧૨ | ૪ | ક્તિ | કિત |
| ૪૧૨ | ૨૧ | વતે | વર્તે |
| ૪૧૪ | ૨૮ | કૂળ | કુળ |
| ૪૧૫ | ૨૨ | હાતી | હાંતી |
| ૪૧૬ | ૧૧ | ધૃષ્ટા | દૃષ્ટા |
| ૪૧૭ | ૧૪ | ષ્ટા | ઇષ્ટા |

| पृष्ठाङ्क | पंक्ति | अशुद्धि | शुद्धि |
|---|---|---|---|
| ૪૨૦ | ૨૮ | ષણો | દૂષણો |
| ૪૨૧ | ૧૭ | શિધ્ર | શીઘ્ર |
| ૪૨૩ | ૩ | रान्धा | रान्धा |
| ,, | ૪ | मुन्मि | मुन्मों |
| ૪૨૪ | ૧૨ | રપણિપણુ | રતિપણુ |
| ,, | ૨૩ | ઓ | ઓએ |
| ૪૨૫ | ૧૮ | ળથી | ળની |
| ૪૨૬ | ૮ | કર્યા | કર્યો |
| ૪૨૭ | ૫ | ગાતમ | ગૌતમ |
| ,, | ૧૬ | શત્રુ | શત્રૂ |
| ૪૨૮ | ૨ | અદિ | આદિને |
| ,, | ૧૪ | મ્યક | મ્યક્ |
| ,, | ૧૫ | નિગ્રંથ | નિર્ગ્રંથ |
| ૪૨૯ | ૧૫ | દિકગર | દિકઉપર |
| ૪૩૨ | ૨૬ | કીત | કીર્ત્તિ |
| ૪૩૪ | ૨૨ | રહ છે. | રહે છે. |
| ૪૩૬ | ૩ | દ્વષ | દ્વેષ |
| ૪૩૭ | ૧ | ભવવવો | ભવાવાવો |
| ૪૩૮ | ૨૭ | ધર્માભિમાન | સારાભાઇ |
| ૪૩૯ | ૬ | દ્વષ | દ્વેષ |
| ૪૩૯ | ૮ | દ્વષ | દ્વેષ |
| ૪૩૯ | ૨૬ | દ્વશ | દ્વેષ |
| ૪૪૭ | ૧૫ | रसत्रा | परत्रा |
| ,, | ૨૨ | रुनतं | उम्मितं |
| ૪૫૧ | ૫ | કરાયવામાં | કરાવવામાં |
| ૪૬૦ | ૫ | ठीका | टीका |
| ૪૬૦ | ૧૩ | દ્વષ | દ્વેષ |
| ૪૬૧ | ૮ | जीव | जाव |
| ૪૬૧ | ૧૯ | |रत्री | रात्री |
| ૪૬૯ | ૧૮ | जोणिऊ | जोणिओ |

વગેરે જે જે વાક્યમાં છપાવતાં દૃષ્ટિદોષથી ભૂલો રહી હોય તેને સજ્જન પંડિતો સુધારીને વાંચશો.